

હિંદની મુલાકાતે આવેલું આંતરરાષ્ટ્રીય નૂતનશિક્ષણનું પ્રતિનિધિમંડળ
સૉલ્ટર ડેવિસ, ડૉ.-લૉરિન ઝિલિયાક્સ (નેતા), મિ. હેન્કીન, પ્રો. ઓવે અને મિસિસ ઓરં.

વર્ષ ૩જું · અંક ૭ મો



ફેબ્રુઆરી · ૧૯૩૮

શિક્ષક એ બાળઉદ્યાનનો માળી છે. એકએક ફૂલરોપ, તેનો ફૂટતો ને વિકસતો પ્રત્યેક નવાંકુર એની શિક્ષકવૃત્તિની સાચી સાર્થકતા છે. એને પ્રતાપે એ બાલોદ્યાનમાં સનાતન સત્યનો ફાલ મઘમઘે છે. જે શિક્ષકને એનું ભાન નથી, તે શિક્ષક જ નથી. એ તો ગ્રામોફોનની રેકોર્ડોનો વગાડનારો છે. ચોપડીઓના પાઠ ભણાવનારના એવા અચરે અચરે સીતારામ જેવા ભણતરમાં શા ભલીવાર હશે? બાળકનાં મગજમાં એ ભાર ભરશે, પણ તેને વિકસાવી નહિ શકે. વિદ્યાર્થીનો સાથી–સંગાથી હોય એ ખરો શિક્ષક. એનો વિકાસ ને એનો તનમનાટ જોઈને જેનું હૈયું ઝોલે ચડે, એ સાચો શિક્ષક. બાળકોને પ્રતિપળે ધમકાવનારા, રાતી ને ફાટેલી આંખે અક્કડ રહીને જ્ઞાન આપવાનો દાવો કરનારા ને ફૂલ જેવા વિદ્યાર્થીઓને અળગા રાખીને તેમને સોટીઓ બતાવનારા શિક્ષકો જ નથી. એમને સાફ કહી દો કે તમે શિક્ષકનો ધંધો સ્વીકારવામાં ગંભીર ભૂલ કરી છે અને માનવતાને ખાતર તમે કૃપા કરીને શિક્ષકવૃત્તિ છોડી દઈ જેલના વૉર્ડર તરીકેના તમારા લાયક સ્થાને જઈને બેસી જાઓ. સંસ્કૃતિનો વ્યાપાર, જેને કેળવણી કહેવામાં આવે છે, તેમાંયે વિદ્યાર્થીઓ પ્રત્યે હાર્દિક મમતા અને અંતરની લાગણી હોય તોજ શિક્ષક–શિષ્યો વચ્ચે નિશાળોમાં આવશ્યક અને સ્વતંત્ર વાતાવરણ જાગી શકે.

કવિવર રવીન્દ્રનાથ ટાગોર

# શાળાની મિજલસ*

શ્રી. શંકરપ્રસાદ શુક્લ

[ અભ્યાસક્રમ બહારની એક પ્રવૃત્તિ ]

બાહ્ય પ્રવૃત્તિની જરૂરિયાત :

વિદ્યાર્થીઓની ગુપ્ત શક્તિને બહાર લાવી તેને એક આદર્શ ને ઉપયોગી શહેરી બનાવવો તે કેળવણીનો ઉદ્દેશ છે. તેમની રીતભાતનું ઘડતર થાય તો જ કેળવણીનો ઉદ્દેશ સફળ નિવડે. નૈતિક અને સામાજિક આદર્શવાળા શહેરી બનવા માટે કેવા પ્રકારનું જીવન ગુજારવું તથા કેવી રીતે વિકાસ સાધવો તે વિદ્યાર્થીઓને જાણવાનું મળે તે અર્થે દરેક શાળાએ પરંપરાગત વિષયો શિખવવા ઉપરાંત તેમને સર્વદેશીય કેળવણી મળે તેવી વ્યવસ્થા કરવી જોઈએ. વિદ્યાર્થીઓને બાલ્યાવસ્થા ને તરુણાવસ્થામાં મહાવરા તથા સ્વાનુભવ મારફત આ આદર્શો સાધ્ય થવા જોઈએ. એ બાબતમાં ગમે તેટલો બોધ તમે કરો એ નિરર્થક છે. આ આદર્શોને સમજવા તથા સાધ્ય કરવા ઘણીખરી શાળાઓ સામાન્ય અભ્યાસક્રમના વિષયોના શિક્ષણ ઉપરાંત બાહ્ય પ્રવૃત્તિઓ હાથ ધરે છે. બાળકોની કેળવણીમાં શાળાનું જીવન ખાસ અર્થસૂચક અને અસરકારક પાઠ ભજવે છે. આવી પ્રવૃત્તિ દરમિયાન વિદ્યાર્થીને ઇચ્છવાજોગ ટેવ અને આદર્શોના હંમેશના મહાવરાને લીધે સંપૂર્ણ ને અવિરોધી વિકાસ સાધવાની અગણિત તક સાંપડે છે, અને તેઓ આદર્શ શહેરી નિવડે છે. આવી પ્રવૃત્તિથી શિક્ષકો ને વિદ્યાર્થીઓ વધુ સમજપૂર્વક તેમ જ કૌટુંબિક ભાવે એકમેકના સમાગમમાં આવે છે. દરેક જાતના વિદ્યાર્થીઓને આત્માવિષ્કરણ, સક્રિય ફાળાદ્વારા આત્મસિદ્ધિ અને પ્રયોગદ્વારા પોતાની અંદર રહેલી ગુપ્ત શક્તિ પિછાનવાનો પ્રસંગ સાંપડે છે. આવી રીતે વિદ્યાર્થીઓને વ્યવહારુ, રમુજી અને સંગીન કેળવણી મળે છે. આ પ્રકારની કેળવણી એટલે આનંદ ને શિક્ષણનો સુમેળ. તેનાં પરિણામ અવશ્ય અસરકાર જ નિવડે.

શાળાનો ખામીભર્યો અભ્યાસક્રમ :

બાળકને ગમે તેવા દરેક વિષયના શિક્ષણનો અભ્યાસક્રમમાં સમાવેશ થતો નથી. શિક્ષણ-પદ્ધતિ બહુધા એવી છે કે, વિદ્યાર્થી વ્યવહારુ પ્રવૃત્તિમાં ભાગીદાર થવાને બદલે સિદ્ધાંત ને ભાષણ સાંભળનાર બની રહે છે. ક્રિયાદ્વારા શિક્ષણ મેળવવાનો સિદ્ધાંત સામાન્ય રીતે શિક્ષકો અમલમાં સૂકતા નથી. વિદ્યાર્થીઓને રસ પડે કે કેમ તે જાણવાની દરકાર કર્યા વિના શાળાના સમય દરમિયાન ચાલુ શિક્ષણ પદ્ધતિએ સામાન્ય વિષયોનું શિક્ષણ આપવામાં આવે છે. વિદ્યાર્થીઓના અનુભવ ને આશય સાથે જોઈતો સંબંધ જળવાતો નથી, અને પરિણામે આવા અભ્યાસમાંથી વાસ્તવિકતાનું તત્ત્વ મોટે ભાગે ઊડી જાય છે અને વર્ગમાં ફેલાયલું કૃત્રિમતા અને સખ્તાઈનું વાતાવરણ દૂર કરવું કપરું થઈ પડે છે. અભ્યાસક્રમ બહારની પ્રવૃત્તિથી પોતે સંપૂર્ણ ને વધુ સારો મનુષ્ય બને તે અર્થે કેટલીક ચીજો જાણવાની ને કરવાની રસવૃત્તિ શિષ્યોમાં જાગે છે, તેનો અમલ કરવા તે પ્રેરાય છે, એટલે અંશે એમ કહી શકાય કે આવી પ્રવૃત્તિ વિદ્યાર્થી જીવનની વ્યવહારુ બાજુ પર વધુ ભાર મૂકે છે. આવી પ્રવૃત્તિઓમાં સચોટ સામાજિક કેળવણીનો સમાવેશ થયેલો હોવાથી

* સોલાપુરમાં મળેલી શિક્ષક પરિષદમાં મુંબઈની ફેલોશીપ સ્કૂલના આચાર્ય શ્રી. શુક્લે The School Assembly પર વાંચેલા નિબંધનો શ્રી. મગનલાલ ઝીણાભાઈ નાયકે કરેલો અનુવાદ

વિદ્યાર્થીઓ સમાજસેવા ને ભાઈચારાના સિદ્ધાંતો સમજે છે, ને તે સાધ્ય કરે છે. આ પ્રવૃત્તિદ્વારા વિદ્યાર્થીઓમાં વ્યવસ્થાશક્તિ આવે છે અને મોટા સમાજમાં કેવી રીતે વર્તવું તે શીખે છે. વિદ્યાર્થીઓ નિષ્પક્ષપાતપણું, ન્યાય ને સરળતા જેવા નૈતિક સિદ્ધાંતોનો અમલ કરે છે, કારણ કે આવી પ્રવૃત્તિમાં આ ગુણો જીવનપ્રશ્નો સાથે સંકળાય છે.

**અભ્યાસક્રમ બહારની પ્રવૃત્તિઓ :**

આવી અનેક પ્રવૃત્તિઓ ગણાવી શકાય. પણ અહીં આપણે કેટલીક અગત્યની પ્રવૃત્તિઓનો ઉલ્લેખ કરી આ નિબંધના વિષય–શાળાની મિજલસ–પર લંબાણ ચર્ચા કરીશું. પર્યટન, સહેલગાહ, સ્કાઉટીંગ, ગર્લગાઇડ, નાટ્યપ્રયોગ, સાહિત્ય, સંગીત, વ્યાયામ મંડળ, સંમેલન, ઉત્સવ, ચોપાનિયાં વગેરેનો આવી પ્રવૃત્તિમાં સમાવેશ થાય છે. આ સઘળી પ્રવૃત્તિને લાભદાયક બનાવવા માટે વ્યવસ્થા, સૂચના ને દેખરેખ આવશ્યક છે. દરેક પ્રવૃત્તિના પ્રારંભિક કાળ દરમિયાન શાળાના અધિષ્ઠાતાએ અંગત કાળજી ને દેખરેખ રાખવી જોઈએ. આવી પ્રવૃત્તિ ઉપાડનાર શિક્ષકે ખાસ ધ્યાન રાખવું જોઈએ કે નકામી, ખોટી રીતે દોરવાયલી કે અર્ધદગ્ધ યોજના પાછળ સમય ને શક્તિનો વ્યય ન થાય તથી કોઈ પણ પ્રવૃત્તિ હાથ ધરતાં પહેલાં તેની વ્યવસ્થા ને વિકાસ અંગે ઝીણામાં ઝીણી બાબતનો ખૂબ વિચાર થવો આવશ્યક છે. અર્ધદગ્ધ પ્રયાસોથી શિષ્યો તેમ જ સંસ્થાને નુકસાન પહોંચવા સંભવ રહે છે.

**શાળાની મિજલસ :**

હવે આપણે શાળાની મિજલસ વિષે વિચાર કરીએ. કોઈ સામાન્ય હેતુસર શિક્ષકો તથા શિષ્યો શાળાના સભાખંડ [ Assembly Hall ] માં ભેળા મળે તે મિજલસ કહેવાય. સામાન્ય રીતે દરરોજ શાળાનું નિયમિત કામ શરૂ થાય તે અગાઉ ૨૦-૩૦ મિનિટ માટે આવી મિજલસ રાખવામાં આવે તો તેથી મોટા પ્રમાણમાં લાભ થવા સંભવ છે. આથી વિદ્યાર્થીઓ અધ્યયનના વાતાવરણમાં પ્રવેશ કરે છે અને પોતાની માફક ભણવાને આતુર એવા એક મોટા સમાજનો તે સભ્ય છે એવી ભાવના તેનામાં જાગે છે. આવી મિજલસથી શિષ્યો ઘર આગળની ઉપાધિઓ તથા ગૌણ પ્રશ્નો ભૂલી જઈ સામાજિક ઐક્ય અનુભવે છે. આમ ઉત્પન્ન થયેલા ભ્રાતૃભાવને પરિણામે તેઓમાં એકતા, વફાદારી ને સમજની વૃદ્ધિ થાય છે, અને તેના મહાવરાથી તેઓ સામાન્ય આદર્શો તથા ગુણો ગ્રહણ કરે છે, શિસ્તપાલન તથા બીજાં સંબંધી વિચાર કરતાં શીખે છે.

**મિજલસનાં અગત્યનાં અંગો : પ્રાર્થના, રાષ્ટ્રગીત**

મિજલસના કાર્યક્રમના આયોજન અંગેનો મારો અંગત અનુભવ જો હું આપની આગળ રજૂ કરું ને પછી તેનાં પરિણામની ચર્ચા કરું તો તે અસ્થાને નહિ ગણાય. આવી મિજલસનો સમારંભ શિષ્યો અને શિક્ષકોની પ્રાર્થનાથી થાય અને છેવટે રાષ્ટ્રગીત [ Community Song ] પૂરું કરી મિજલસ વિસર્જન થાય. આ પ્રાર્થના ને રાષ્ટ્રગીતમાં દરેક વર્ણના વિદ્યાર્થીઓ જોડાય. અડધા કલાકના વિવિધ કાર્યક્રમની જાહેરાત આગળથી થવી જોઈએ. મિજલસમાં ગાવાની પ્રાર્થના ને ગીતો શાળા તરફથી બહાર પડતી પુસ્તિકામાં છપાય અને દરેક વિદ્યાર્થીને તેમાંથી થોડી ઘણી વાનગી આવડવી જ જોઈએ, કે જેથી કોઈ પણ વિદ્યાર્થીને કહેવામાં આવે કે તરત જ તે ગવડાવવા તૈયાર થઈ જાય. આ પ્રાર્થના ને ગીતોનું રહસ્ય વર્ષની શરૂઆતમાં સંગીત શિક્ષકે અગર ભાષા શિક્ષકે વિદ્યાર્થીઓને સમજાવવું. બાકીનો કાર્યક્રમ નીચે મુજબ ગોઠવી શકાય :

એક દિવસ સંગીત, એક દિવસ સામાન્ય માહિતી કે ખાસ વાર્તાલાપ, બે દિવસ વિદ્યાર્થીઓનો કાર્યક્રમ અને એક દિવસ માતૃભાષાના પાઠ્યપુસ્તકમાંથી શિક્ષકે પસંદ કરેલી વાનગી.

વિદ્યાર્થીઓનો કાર્યક્રમ :

વિદ્યાર્થીઓના કાર્યક્રમના પ્રકાર તથા વિષયોમાં ભરચક વૈવિધ્ય લાવી શકાય. વાજિંત્ર સાથે, અગર વાજિંત્ર વિના, એકલા અગર આખા મંડળે સમૂહમાં ગાવાનું સંગીત, માતૃભાષામાં, અંગ્રેજીમાં કે બીજી ભાષામાં તૈયાર કરેલા મુખપાઠ, વાદ્ય સાથે એકલા માણસનો અથવા આખી મિજલસનો નાચ, મુસાફરીની વાર્તા, દરરોજના જીવન અગર વિદ્યાર્થીજીવન સાથે સંબંધ ધરાવનાર વિષયો પર ટૂંકાં ભાષણો, અભિરુચિ સંબંધી વાર્તાલાપ, કોઈ પણ મિજલસનું નિરુપણ, વગેરે કોઈ પણ બાબત જુદા જુદા વર્ગના વિદ્યાર્થીઓ રજૂ કરી શકે. વિષય અને વાનગીની પસંદગીમાં તથા તેને પાર ઉતારવામાં વિદ્યાર્થીને પૂર્ણ સ્વતંત્રતા હોવી જોઈએ.

સંગીત :

વિદ્યાર્થીઓએ રજૂ કરવાના સંગીતના કાર્યક્રમમાં વિવિધતાનો પાર નથી. ગાવાના સંગીતમાં ઉચ્ચ કોટિના સંગીતથી માંડી, સિનેમાનાં ગાયનો સુધીની વાનગીનો સમાવેશ થઈ શકે. ગાયન ને વાદનનો સુમેળ પણ સધાય. હિંદુસ્તાની, મરાઠી, બંગાળી તથા ગૂજરાતી લોકગાથા, ઈશ્વરસ્તુતિ, બાળગીત, રમૂજી ગાયન, ગરબા, પદ્યના પાઠ્યપુસ્તકમાંથી પસંદ કરેલી વાનગી વગેરેને આવા કાર્યક્રમમાં અવકાશ રહે છે. કેટલીક વખત વિદ્યાર્થીઓ–ઊગતા કવિ ને લેખકો–પોતાની કૃતિ પણ રજૂ કરી શકે. સંગીત ને કળામાં તેમને પ્રોત્સાહન આપવા કેટલીક વાર સંગીતશિક્ષક પોતાનો કાર્યક્રમ રજૂ કરી કેટલીક વાનગી સંભળાવે અગર કળા વિભાગનો શિક્ષક ' કળા ને જીવન ' ના વિષય પર તેમને સાદી ને સરળ ભાષામાં વાર્તાલાપ કરે.

નાટ્યપ્રયોગ :

સાંભળેલી કે વાંચેલી સારી વાર્તામાંથી વિદ્યાર્થીઓ ભજવી શકાય એવા પાઠો તૈયાર કરે અગર પાઠ્યપુસ્તકમાંથી પ્રેરણાત્મક દૃશ્ય પસંદ કરી ભજવવા માટે રજૂ કરે. આવે સમયે તેમની અભિનય કળા, રંગભૂમિની વ્યવસ્થા, સ્વર ને સૂરની રમઝટ, શબ્દોની યોગ્યતા વધારે દીપી નીકળે છે. જરૂર જણાય તો વિદ્યાર્થીઓ પોતાના શિક્ષકોની સલાહ પૂછે અને અને તેમની પાસેથી સૂચના મેળવે; પરંતુ મુખ્ય કામ તો તેમનું હોય. ભજવવા માટે રજૂ થનાર કૃતિની ભાષા–શિક્ષકને અગાઉથી જાણ કરવી જોઈએ. આમ થાય તો તેના તરફથી મળેલી અગત્યની સૂચના ને વિચારો તેમાં દાખલ કરી શકાય. રંગભૂમિને માટે જોઈતા પોષાક વગેરે સાધનો શિષ્યો પોતે જ ખોળી કાઢે, ને પ્રકાશની અસર, સંગીતની ભૂમિકા, વગેરેનો તેઓ ઝીણવટથી અભ્યાસ કરે. આ કામમાં રસ લેતા અને તલ્લીન થઈ ગયેલા વિદ્યાર્થીઓને નિહાળતાં આપણને આનંદ થયા વિના રહેતો નથી. વિદ્યાર્થીઓનો આ ઉત્સાહ તેમના અભ્યાસમાં ને કામમાં અનેકવિધ ફળદાયી નિવડે છે.

વાર્તાલાપ :

આગળથી વિચારપૂર્વક નક્કી કરેલા વિષય પર વિદ્યાર્થી અગર શિક્ષકો વાર્તા કહી શકે. વાર્તાની ભાષા જેમ બને તેમ સરળ હોય એ ઇચ્છવાજોગ છે. ભૂગોળનો શિક્ષક ' દુનિયાના બનાવ ' સંબંધી પખવાડિક વાર્તા અગર આગલા પખવાડિયામાં બનેલા અગત્યના બનાવોનું નિરુપણ કરે. વર્ગમાં શીખવવાના વિષય સાથે સાંકળવાની અનેક બાબતોનો મસાલો તેની પાસે તૈયાર હોય છે. ભૂત અને વર્તમાન કાળની દુનિયાના મહાન જ્યોતિર્ધરોના જીવન સંબંધી રસિક ટૂંકી વાતચીત કરવા ઇતિહાસ ને ભાષાના શિક્ષકો પોતાનો ફાળો આપી શકે. આ વાતચીત ગંભીર સ્વરૂપ ધારણ

ન કરે અગર તેમાં કેવળ અરસિક બાબતો ન આવ્યા કરે તેની ખાસ સંભાળ લેવાની જરૂર છે. મહાન પુરુષોની કાર્યસિદ્ધિ અને તેમના આદર્શો પરત્વે વિદ્યાર્થીની રસવૃત્તિ જાગૃત કરવી એ આવી વાર્તાનો ઉદ્દેશ છે, અને વાર્તા કરતી વેળા એ ધ્યાન બહાર ન રહેવું જોઈએ. આ સિવાય પણ વાર્તા માટે બીજા અનેક નાના નાના વિષયો ગોતી શકાય એમ છે. પોતે જોયેલી જુદી જુદી ચીજો કે જગ્યા, સહેલગાહ, પર્યટન, શારીરિક સ્વચ્છતા, તંદુરસ્તીની કાળજી, ખોરાક, સલામતી પહેલી, લલિત કળા, સમાજસેવાનું માર્ગદર્શન, સ્કાઉટીંગ, પુસ્તકાલય ને નવરાશના સમયનો ઉપયોગ, અભિરુચિ, સંગ્રહસ્થાન, રમતગમત, કેળવણી અંગે નાટક સિનેમા વગેરે અનેક વાનગીને આવા વાર્તાલાપનો વિષય બનાવી શકાય. આવી વાર્તામાં બોધને અવકાશ ન હોય.

**સામાન્ય માહિતી :**

સામાન્ય માહિતીના કાર્યક્રમ અંગે વિદ્યાર્થીઓને ગુંચવનારા પ્રશ્નો પ્રધાનપદે રહે તે ઇચ્છવાજોગ છે. આવા પ્રશ્નો એકઠા કરવા સભામંડપ આગળ એક પેટી મૂકવામાં આવે અને તેમાં વિદ્યાર્થીઓ પોતપોતાના પ્રશ્નો કાગળ પર લખી મૂકી જાય એવી સવડ હોવી જોઈએ. વિદ્યાર્થીઓના પ્રશ્નો વૈજ્ઞાનિક, ભૌગોલિક કે સામાજિક ખુલાસા અર્થે હોય છે. દરેક શિક્ષક પોતપોતાના વિષયના પ્રશ્નોના જવાબ સાદી ને સરળ ભાષામાં આપે તો તેથી અનહદ લાભ થવાનો સંભવ છે. આવા જવાબથી વિદ્યાર્થીની મૂઝવણ ટળે, તેનો માનસિક વિકાસ કુંઠિત થતો બચી જાય અને તેને પરમ સંતોષ મળે.

**કાવ્યનો આસ્વાદ :**

માતૃભાષાના પાઠ્યપુસ્તકમાંથી પસંદ કરેલી કવિતાના કાર્યક્રમને દિવસે, શિક્ષક દરેક કવિતા સંબંધી પ્રાથમિક વાતચીત કરે તેથી મુખપાઠ વખતે તે કવિતાનું રહસ્ય તથા તેમાં સમાયલા સૌંદર્યના મુદ્દાઓ હંમેશ વિદ્યાર્થીઓના લક્ષબિંદુ બની રહે છે. માતૃભાષા તરફ તે વધુ ને વધુ આકર્ષાય છે અને કાવ્ય સમજતો થાય છે, તેથી તેના તરફ શુષ્કતાને બદલે પ્રેમની વૃદ્ધિ થતી જાય છે.

કેટલીક વેળા વર્ગમિજલસ ગોઠવી વર્ગશિક્ષક પોતાના શિષ્યો સાથે ચર્ચા, શાળા સંબંધી સામાન્ય વાતચીત અગર શાળાની મિજલસ માટે તૈયારી વગેરે કાર્યક્રમદ્વારા પોતાના શિષ્યોમાં વર્ગભાવના, કેળવી શકે છે, સામાન્ય શિસ્તપાલન અને તેમાં પોતાના વર્ગને આપવાના ફાળા સંબંધી પણ નિખાલસપણે છૂટથી આવે સમયે વાતચીત થઈ શકે છે.

**મિજલસની ખાસ બેઠક:**

યોગ્ય સમયે મિજલસની ખાસ બેઠક પણ રાખી શકાય. આવી બેઠક સમયે વિદ્યાર્થીગણને સંબોધવા જાણીતા કવિ, કલાકાર, કેળવણીકાર, સંગીતશાસ્ત્રી સામાજિક કાર્યકર્તા વગેરેને આમંત્રી શકાય. તે ઉપરાંત ટર્મની શરૂઆત ને અંતે શાળાનાં વાર્ષિક ઉત્સવને દિવસે, મહાપુરુષના જન્મ દિવસે, જન્માષ્ટમી, દસેરા, નવરાત્રિ ને પૂર્ણિમા જેવા તહેવારને દિવસે લાંબો અને દબદબાભર્યો કાર્યક્રમ ગોઠવવા મિજલસની ખાસ બેઠક રાખવી તે જરૂરનું છે. પખવાડિયામાં એકવાર મિજલસની બેઠક બપોરે રાખી તેમાં વિવાદ, આમંત્રિત મહેમાનના ભાષણ તથા કેળવણીને લગતાં ચિત્રપટ માટે કાર્યક્રમ ગોઠવી શકાય.

**કાર્યક્રમની રચના :**

મિજલસના કાર્યક્રમમાં કાયમનું વૈવિધ્ય જળવાય તે તરફ હંમેશ લક્ષ રાખવું તે જરૂરી છે. અભ્યાસક્રમના વિષયો માફક તેમાં સખ્તાઈ ન સંભવે, દર મહિને વિવિધતા દાખલ કરવાથી અત્યંત

લાભ થવા વકી રહે છે. વિદ્યાર્થીઓનો કાર્યક્રમ ગોઠવવા નીચે જણાવેલી કોઈ પણ રીત અખત્યાર કરી શકાય. દરેક વર્ગના મોનિટર અગર શિક્ષક પોતાના વર્ગમાંથી કોઈ પણ બે વિષય ભેગા કરે. અથવા જુદા જુદા વિષયના શિક્ષકો પોતાનો વિષય જાહેર કરે, અને તે સંબંધી વિદ્યાર્થીઓ કાવ્ય, મુખપાઠ, નાટ્યપ્રયોગ કે સંવાદ ગોઠવે, અથવા સ્કાઉટો પોતાનો કાર્યક્રમ રજૂ કરે. વિદ્યાર્થી તથા વિષયોનાં નામ કાર્યક્રમના ત્રણ દિવસ આગમચ શાળાના અધિષ્ઠાતાને પહોંચવાં જોઈએ.

ઉત્સાહી શિક્ષક તથા શિષ્યોના સહકારથી કોઈ પણ શાળામાં આવો કાર્યક્રમ સહેજે ગોઠવી શકાય તેમ છે સ્વયંસ્ફુરિત મળેલી ચીજોની કળામય ગોઠવણીદ્વારા ઉત્સાહ ઉત્પન્ન કરવાના પ્રયાસથી જ, આવા કાર્યક્રમને ફતેહમંદ બનાવી શકાય. આવી બાબતમાં દબાણ કેવળ નિરર્થક નિવડે છે. શરૂઆતમાં શિક્ષકને માથે ઘણો બોજો આવી પડવા સંભવ રહે છે. પરંતુ આપણે ભૂલવું ન જોઈએ કે મિજલસનો કાર્યક્રમ શાળાની પ્રવૃત્તિનું સ્વાભાવિક અંગ છે અને તેનું અગત્ય અભ્યાસક્રમના બીજા વિષયો કરતાં સહેજ પણ ઓછું નથી. આવા કાર્યક્રમદ્વારા ગમ્મત સાથે શિક્ષણ આપી શકાય છે. ઉચ્ચ કોટિની વાનગી રજૂ કરી તેમાં કુદરતી વલણ ને આકર્ષણ ઉત્પન્ન કરી શકાય તે ઇચ્છવાજોગ છે.

### શિક્ષકનો ફાળો :

સારી કેવી રીતે નાટિકા ભજવાય, કેવી રીતે ગાવાથી પ્રેરણાત્મક કાવ્ય અસરકારક નિવડે, બંધબેસતા, અભિનય અને સ્વરની મિલાવટથી જુસ્સાદાર સંવાદો કેવી રીતે તાદૃશ ચિત્ર ખડું કરે, નૃત્ય અને અભિનય વડે વિચારો કેવી રીતે અસરકારક બને, આ બધું શિષ્યોને બતાવવાનું કાર્ય શિક્ષક ને શાળાના અધિષ્ઠાતાનું છે. પત્થરના કટકા, કાંસકા વગેરે અનેક ચીજોમાંથી સંગીત કેવી રીતે નીકળે છે તે બતાવી શિષ્યોની સંશોધક ને સર્જકવૃત્તિને ખીલવી શકાય આ પ્રમાણે નજીવી બાબતમાંથી વિદ્યાર્થીની રસવૃત્તિને વધુ અગત્યની દિશામાં વાળી શકાય એમ છે. સંગીત અગર બીજા કોઈ પણ વિષયમાં વિદ્યાર્થીની આવડનને કાળજીપૂર્વક ઉત્સાહ તથા સહાનુભૂતિ-ભરી દોરવણીની જરૂર પડે છે. આવી મિજલસથી આ હેતુ પાર પડે છે. તેના કાર્યક્રમદ્વારા ઝાડ, ફળ, ફૂલ, બીજ વગેરેની વાતચીતથી શિષ્યોને કુદરત ને તેના સૌંદર્ય તરફ દોરવી શકાય. હાસ્ય જીવનની જ્યોતસમું છે; પરંતુ શાળાઓમાં વિદ્યાર્થીની વિનોદવૃત્તિને ખીલવવા કંઈ પણ પ્રયત્ન થતો નથી. મિજલસની રંગભૂમિ વિદ્યાર્થીમાં વિનોદ, હાજરજવાબ, ટોળ વગેરે અનેક ગુણો ખીલવે છે. મશ્કરી કે રમૂજી વાત કરવી એ પણ એક કળા છે. તો પછી તે શા માટે ન ખીલવવી?

### કેટલીક અગત્યની સૂચના :

આવો કાર્યક્રમ શુષ્ક અને કંટાળાભર્યો ન થવો જોઈએ. એકના એક વિદ્યાર્થી પર હંમેશ બોજો ન લદાય, પ્રત્યેક વિદ્યાર્થી આગળ પડે અને આવા કાર્યક્રમમાં રસપૂર્વક ભાગ લે એ જરૂરી છે; નહિ તો શરમાળ છોકરા છટકી જવાનો પ્રયાસ કરે અને ગણ્યાગાંઠ્યા છોકરા જ આખા કાર્યક્રમનો કબજો લઈ બેસે એમ બનવા સંભવ છે. વિદ્યાર્થીની દરેક પ્રકારની શક્તિને પ્રોત્સાહન મળવું જોઈએ. તેઓને કદી પણ નાસીપાસ તો ન જ કરવા. શિક્ષકોએ રસપૂર્વક સહકાર આપવો અને જરૂર જણાયે દોરવણી કરવી. બધું જ વિદ્યાર્થીઓ પર લાદી દેવામાં ન આવે અગર તેમાં શિક્ષક વધુ પડતો ભાગ ન લે તે સંભાળવાનું છે. કાર્યક્રમ આગળથી ઘડવો જોઈએ. છેવટની પળે ઘડેલો કાર્યક્રમ અફળ નિવડે છે. શાળાના અધિષ્ઠાતાની વારંવાર સલાહ લઈ આ કામ પર દેખરેખ રાખે

એવા શિક્ષકને આ કામ સોંપવું. શિક્ષકોએ કરવાની વાતચીત વિષે પણ આગળથી વિચાર કરવાની જરૂર છે, કે જેથી તે વિષય અગર તેની ભાષા વિદ્યાર્થીઓને સમજવી અઘરી ન થઈ પડે. જરૂર જણાય ત્યાં ધ્યાન રાખી પ્રત્યેક વિદ્યાર્થીને સૂચના આપવી, જેથી વિદ્યાર્થીની ઊણપ દૂર કરી શકાશે. શિક્ષકો કે અધિષ્ઠાતાની વાતચીત આખા કાર્યક્રમને આંજી ન નાંખે તે ધ્યાનમાં લેવું જોઈએ, નહિ તો આ કાર્યક્રમ તરફનું આકર્ષણ ઘટી જવા સંભવ છે.

## સિદ્ધિ

ઉપર મુજબ જ્યારે મિજલસ બરાબર કામ કરતી થાય ત્યારે તેમાંથી એવા તો સંખ્યાબંધ લાભ થાય કે તે માટે હરકોઈ મગરૂર બની રહે. આગળ કહ્યા પ્રમાણેના સામાન્ય લાભ ઉપરાંત વિદ્યાર્થીઓમાં જવાબદારી, શિસ્તપાલન ને શાળા તરફ ઊંડી વફાદારીની વૃત્તિ ઉદ્‌ભવે છે. તેમને વ્યવસ્થાશક્તિ, મિલનસારપણું અને આત્માવિષ્કરણ વગેરે ગુણોની તાલીમ મળે છે. સભાક્ષોભ મટી જવાથી, મોટા સમૂહ સમક્ષ પ્રભાવ પડે તેમ ઊભા રહેતાં તેઓ શીખે છે. તેઓનાં મગજ નવા વિચાર ઝીલે છે અને આજુબાજુ નવીન ચીજો જોઈ તેમની રસવૃત્તિ વિશાળ બને છે. આવાં પરિણામ જોતાં ગમે તેટલી મુશ્કેલીઓ વટાવીને પણ આવો કાર્યક્રમ પ્રત્યેક માધ્યમિક શાળામાં યોજાય તે ઇચ્છાજોગ છે. તેથી શાળા ને સમાજ વચ્ચે મિત્રભાવ જામે છે, વિદ્યાર્થીઓમાં જુદાજુદા કાર્યક્રમ ગોઠવવાની તક મળવાથી આગળ પડતો ભાગ લેવાની વૃત્તિ, આત્મવિશ્વાસ, સંજોગોને તથા પરસ્પર અનુકૂળ થવાની વૃત્તિ, પ્રમાણિકતા, ઉદારતા, સહિષ્ણુતા, હિંમત, દુરદેશી વગેરે નેતૃત્વ માટે જોઈતા ગુણો કસોટીએ ચડી ખીલે છે, શિક્ષક ને શિષ્યો વચ્ચેના અંગત સહવાસથી તથા અભ્યાસક્રમ તરફ સમજભરી વલણ થવાથી શાળાનું નિયમિત કામ પણ સરળ બને છે. નીતિ ને ચારિત્ર્યનો પાયો મજબૂત બને છે. જીવનમાં જરૂરી પ્રવૃત્તિ તરફના વલણને પ્રોત્સાહન મળવાથી વિદ્યાર્થીઓના વ્યક્તિત્વનો સંપૂર્ણ ને અવિરોધી વિકાસ સધાય છે. તેઓ નવરાસના સમયનો ઉપયોગ કરતાં શીખે છે. પોતાની આવડત ને શક્તિનો ખ્યાલ આવતાં તે દિશામાં તે પોતાનું ભવિષ્ય ઘડે છે. શાળાનો અભ્યાસક્રમ તેને પ્રિય ને અર્થસૂચક લાગે છે. સૌથી વધુ તો જાહેર સભામાં કેમ વર્તવું તેનો તેને ખ્યાલ આવે છે અને પરિણામે તેઓ ઉપયોગી, શિસ્તપાલનવાળા, લાયક ને કેળવાયેલા શહેરી નિવડે છે.

# કેળવણીની પુનર્ઘટના

[ બીજો હપતો : ગયા અંકના પૃષ્ઠ ૨૦૮ થી ચાલુ ]

## વિભાગ ૪ : નિરીક્ષણ અને પરીક્ષા

### ક. નિરીક્ષણ

આ યોજનામાં કલ્પેલી નવી નિશાળોને માટે સારી રીતે તાલીમ પામેલા શિક્ષકવર્ગની જેટલી જરૂર છે લગભગ તેના જેટલી જ જરૂર કાર્યકુશળ અને સમભાવવાળા નિરીક્ષકોના વર્ગની છે. નિરીક્ષણના કામમાં નિષ્ણાતોની ઠીકઠીક જરૂર પડે છે. એટલે અમારી ભલામણ એ છે કે વિસ્તાર પામતા શાળાના તંત્રની નિત્ય વધતી જતી જરૂરિયાતોને પહોંચી વળવાને સારુ નિરીક્ષકોને તાલીમ આપવાની ગોઠવણ કરવી જોઈએ. અમારા અભિપ્રાય પ્રમાણે નિરીક્ષકમાં ઓછામાં ઓછી એટલી લાયકાત તો જોઈએ જ કે તેણે પાયારૂપ નિશાળના શિક્ષક તરીકે અધ્યાપન મંદિરનો અભ્યાસક્રમ પૂરો કર્યો હોવો જોઈએ, અને તેની સાથે સફળતાપૂર્વક ભણાવવાનો ઓછામાં ઓછો બે વરસનો અનુભવ મેળવ્યો હોવો જોઈએ, અને નિરીક્ષણ તથા વહીવટના કામની ખાસ તાલીમ એક વરસ લગી લીધી હોવી જોઈએ. નિરીક્ષણ એટલે કેવળ નિશાળોની પરીક્ષાઓ લેવી ને શિક્ષકોના કામની મુકાદમી કરવી એટલો જ અર્થ ન થવો જોઈએ. એક ઓછા અનુભવવાળા અથવા ઓછી બુદ્ધિવાળા સાથીને તેના કામમાં બીજો વધારે જ્ઞાનવાન સાથી જાતે સહકાર આપે છે ને મદદ કરે છે એવો નિરીક્ષણનો અર્થ થવો જોઈએ. નિરીક્ષકોમાં તો કેળવણીના પ્રયોગમાં આગેવાનનો અને માર્ગદર્શકનો ભાગ ભજવવાની શક્તિ હોવી જોઈએ. શિક્ષકોને મદદરૂપ થાય એવાં માર્ગદર્શન અને આગેવાનીનાં વધારે અગત્યનાં કર્તવ્યો નિરીક્ષકો પાર પાડી શકે તેને સારુ તેમને માથે વહીવટના અને રોજેરોજની ઘરેડના કામનો અનિવાર્ય બોજો જેટલો હળવો રાખી શકાય તેટલો રાખવો જોઈએ. તેથી પૂરતી સંખ્યામાં નિરીક્ષકો રાખવા જોઈએ, ને નિરીક્ષણના જિલ્લાઓ પહોંચી ન શકાય એટલા મોટા ન હોવા જોઈએ. આને લીધે ખરચમાં વધારો તો થશે જ, પણ આ બાબતમાં કરકસર કરવી એ અયોગ્ય કરકસર થશે.

### ખ. પરીક્ષા

આપણા દેશમાં ચાલતી પરીક્ષાની પદ્ધતિ કેળવણીને શાપરૂપ નીવડી છે. પરીક્ષાની ઉપયોગિતાના પ્રમાણમાં તેને હદ બહારનું સ્થાન આપી દેવાથી કેળવણીની ખરાબ પદ્ધતિ વધુ ખરાબ બની છે. પરીક્ષાઓથી વ્યક્તિગત વિદ્યાર્થીઓ અથવા તો નિશાળોના કામનું માપ નીકળતું નથી, અથવા નીકળતું હોય તોય પૂરું નીકળતું નથી. પરીક્ષાઓ જે ઉદ્દેશથી લેવામાં આવે છે તેને સારુ તે અધૂરી છે; વિશ્વાસપાત્ર નથી, ને કશા ચોક્કસ ધોરણ વિના તથા મનસ્વીપણે લેવાય છે. સામાન્ય રાષ્ટ્રીય કેળવણીની જે પદ્ધતિ અમે સૂચવીએ છીએ તે પરીક્ષાઓની બૂરી અસરથી મુક્ત રહે એવી કાળજી અમે રાખીશું.

અમુક નિયત કરેલા ગાળામાં નિશાળોના કામ પર વહીવટી અંકુશ રાખ્યો હોય, અને શિક્ષણ સમિતિના નિરીક્ષકો વિદ્યાર્થીઓના અમુક અમુક વીણેલા સમૂહોને નમૂનારૂપે લઈને તેમની આવડતનું માપ કાઢે, તો તેથી પરીક્ષાઓની ગરજ સરી શકે. અભ્યાસક્રમના ફેરફાર માટે જવાબદાર

જે નિષ્ણાતો રાખવાની ભલામણ અમે પાછળ કરી છે તે નિષ્ણાતોની સાથે પૂરી સલાહમસલત કરીને આવી કસણીઓ કરવી જોઈએ. એ કસણીઓ એટલી લાંબી હોવી જોઈએ કે તેમાં અભ્યાસના બધા વિષયોની પરીક્ષા લઈ શકાય; અને તેનું રૂપ એવું હોવું જોઈએ કે પરીક્ષાના ગુણ કંઈક ચોક્કસ ધોરણે અપાય અને એ ગુણ મૂકવામાં પરીક્ષકનું મનસ્વીપણું ન ચાલી શકે.

આવી નમૂનારૂપ કસણીની પ્રથા દાખલ કરવાથી નિશાળની પદ્ધતિ સતેજ બનશે, અને નિશાળના છેલ્લા વરસના ભણતરના વખતમાં ઓછામાં ઓછાં ૭ અઠવાડિયાંનો વધારો થશે. અત્યારે તો એ સમય સામાન્ય રીતે પરીક્ષાઓરૂપી અગ્નિપ્રવેશના પહેલા 'નોટ્સ'ની અને 'પુનરાવર્તનો'ની ગોખણપટ્ટી કરવામાં બરબાદ થાય છે. આ સમયનો ઉપયોગ હવે વિદ્યાર્થીઓએ પાયારૂપ ઉદ્યોગમાં કેટલી કુશળતા પ્રાપ્ત કરી છે તેનો કસ, થોડાંક અઠવાડિયાં લગી કામ કરાવીને કાઢવામાં જાય; એ કસ કેટલો વખત ચાલે એ દરેક વિદ્યાર્થીને વિષે જુદું જુદું નક્કી થવું જોઈએ. તે ઉપરાંત નિશાળ જે ગ્રામસમાજની સેવા કરતી હોય તે સમાજની સુધારણા માટે વધારે ખંત અને એકાગ્રતાથી કામ કરવામાં પણ આ સમયનો ઉપયોગ કરી શકાય.

વિદ્યાર્થીને ઉપલા ધોરણમાં ચડાવવો કે નહીં એ વિદ્યાર્થીના કામની કાળજીપૂર્વક રાખેલી નોંધને આધારે કેવળ નિશાળનો શિક્ષકવર્ગ જ નક્કી કરે. કેળવણીના આખા તંત્રમાં શિક્ષણનું અમુક ધારેલું ધોરણ સચવાઈ રહે એને સારુ પ્રાંતની સરકારી શિક્ષણ સમિતિએ દર વરસે જુદાજુદા વિભાગોની નિશાળોનાં દરેક ધોરણમાંથી નમૂનારૂપ અમુક વિદ્યાર્થીઓ લઈને તેમની પરીક્ષા લેવી જોઈએ. બને ત્યાંલગી, વિદ્યાર્થીઓની પાસે એકના એક ધોરણનું કે તેના મોટા ભાગનું ભણતર ફરીવાર ન કરાવવું જોઈએ. ઘણાં બાળકો 'નપાસ' થાય તો શિક્ષકના કામની ભાળ રાખવી જોઈએ. કોઈ નિશાળનાં ઘણાં બાળકો નાપાસ થાય તો એ નિશાળના વહીવટની તપાસ થવી જોઈએ. અને જો નિશાળોના આખા તંત્રમાં ઘણાં બાળકો નાપાસ થાય તો એનો અર્થ એ થયો કે અભ્યાસક્રમોમાં અને જુદાંજુદાં ધોરણો માટે ઠરાવેલા ભણતરના ક્રમમાં જ કંઈક દોષ છે. એ દોષ દૂર કરવો જોઈએ. વિદ્યાર્થીઓ પાસે એકના એક ધોરણનું ભણતર ફરી કરાવવું એ ભાગ્યે જ જરા ય યોગ્ય ગણાય.

## વિભાગ ૫: વહીવટ

૧. ઉપર (વિભાગ ૨ માં) અમે કેળવણીનાં જે ધ્યેયો વર્ણવ્યાં છે તેમાં વિદ્યાર્થીઓ સાત વરસ સુધી નિશાળમાં રહે એ આવશ્યક માન્યું છે. કાળજીપૂર્વક વિચાર કર્યા પછી અમે એ નિર્ણય પર આવ્યા છીએ કે કેળવણી ફરજિયાત કરવાને માટે પૂરાં સાત વરસની ઉમર યોગ્ય ગણાશે. પાયારૂપ કેળવણી સહુને માટે એક જ હોવી જોઈએ એ સિદ્ધાંતરૂપે અમે સ્વીકારીએ છીએ, તેથી અમારી ભલામણ એ છે કે સાત અને ચૌદ વરસની વચ્ચેનાં છોકરાછોકરીઓને સારુ કેળવણી મફત અને ફરજિયાત હોવી જોઈએ પણ એક છૂટ રાખી શકાય કે છોકરીઓને બાર વરસ પૂરાં થયે ઉઠાડી લેવાની તેમનાં માબાપોની મરજી હોય તો તેઓ તેમ કરી શકે.

અમે સમજીએ છીએ કે ફરજિયાત કેળવણી દાખલ કરવા માટે પૂરાં સાત વરસની ઉમર ઠરાવીને અમે બાળકની જિંદગીનો એક અતિ અગત્યનો ભાગ છોડી દીધો છે. એ સમયમાં અત્યારે બાળકોનું જીવન ગામડાંનાં ગરીબ ઘરોના ઝઘડતા અશિક્ષિત ને બેદરકાર માબાપોની સંભાળ નીચે ઘડાય છે. ત્રણ અને સાત વરસ વચ્ચેની ઉમરનાં બાળકો માટે રાજ્ય તરફથી કે રાજ્યનાં આશ્રય

નીચે ચાલતી શાળા પહેલાંની કેળવણીની કંઈક વ્યવસ્થા હોવી જોઈએ એવો અમારો બહુ દઢ અભિપ્રાય છે. વસ્તુસ્થિતિની યથાર્થતા—ખાસ કરીને આર્થિક મુશીબત—નું દુઃખદ ભાન અમને આ ભલામણ કરતાં રોકે છે. છતાં અમારી એવી તીવ્ર ઇચ્છા તો છે જ કે આ બાબતમાં રાજ્યે પોતાની ઉછેરની જવાબદારી વિષે દુર્લક્ષ કરવું ઘટતું નથી. અમને વિશ્વાસ છે કે અહીં સૂચવેલી ઘરના જીવન સાથે નિકટનો સંબંધ ધરાવનારી, પાયારૂપ કેળવણીની યોજના જો દેશમાં પાંકી જડ ઘાલે તો બાળકને અત્યારે નિશાળે જવા પહેલાંની ઉંમરમાં ઘરમાં જે શિક્ષણ મળે છે તેના કરતાં સારું શિક્ષણ મળવામાં ઘણી મદદ થશે. પ્રૌઢ શિક્ષણના કાર્યમાં પણ એ ઘણી મદદ કરશે અને એ પ્રશ્ન પણ આપણે વહેલી તકે કસીને ઉપાડી લેવો જ પડવાનો છે.

૩. અભ્યાસક્રમના જુદાજુદા ભાગો પૂરા કરવાને કેટલો સમય જોઈએ એનો આંક કાઢવાનો પ્રયત્ન અમે કર્યો છે. અમને લાગે છે કે સમયની નીચે પ્રમાણેની વહેંચણી ઠીક થશે.

| | |
|---|---|
| પાયારૂપ ઉદ્યોગ | ૩ કલાક ૨૦ મિનિટ |
| સંગીત, આલેખન, અંકગણિત | ૪૦ ,, |
| જન્મભાષા | ૪૦ ,, |
| સામાજિક વિષયો અને વિજ્ઞાન | ૩૦ ,, |
| વ્યાયામ | ૧૦ ,, |
| રજા | ૧૦ ,, |
| | ૫ કલાક ૩૦ મિનિટ |

આ અંદાજ બાંધવામાં અમે કાંતણવણાટનો ઉદ્યોગ પાયારૂપ ગણ્યો છે. જુદાજુદા ઉદ્યોગમાં સમયની વહેંચણી જુદીજુદી હોય, પણ પાયારૂપ ઉદ્યોગને ઉપલા અંદાજમાં બતાવ્યો છે એથી વધારે સમય કદી ન આપવો જોઈએ.

અપેક્ષા એવી છે કે નિશાળ વરસમાં ૨૮૮ દિવસ મહિનાના સરાસરી ૨૪ દિવસ લેખે કામ કરશે.

૪. વિદ્યાર્થીઓની અભિરુચિ જુદીજુદી હોય એ ધ્યાનમાં રાખીને અમે ભલામણ કરીએ છીએ કે ઓછામાં ઓછાં નિશાળના અભ્યાસક્રમનાં છેલ્લાં બે વરસ દરમિયાન ઉદ્યોગોની વિવિધતા હોવી જોઈએ.

૫. અમારો અભિપ્રાય એવો છે કે દરેક નિશાળની જોડે નિશાળનો બગીચો ને રમતનું મેદાન થાય એટલો જમીનનો ટુકડો જોડેલો હોવો જોઈએ.

૬. સંશોધનો પરથી એમ સિદ્ધ થયું છે કે બાળકના શરીરને પૂરતું પોષણ ન મળે તેને અને તે નિશાળના અભ્યાસમાં પાછળ રહે તેને બહુ નિકટનો સંબંધ છે. ગામડાંનાં લગભગ બધાં જ બાળકોને પૂરતું પોષણ નથી મળતું એનો વિચાર કરીને અમે ભલામણ કરીએ છીએ કે નિશાળના વખત દરમિયાન સર્વ બાળકોને નાસ્તો આપીને એ ખામી દૂર કરવાનો પૂરેપૂરો પ્રયત્ન કરવો જોઈએ. અમને વિશ્વાસ છે કે આ કામને સારુ થનાર ખરચ પૂરો કરવાને રાજ્ય પ્રજા પાસેથી પૂરતો સહકાર મેળવી શકશે.

૭. શિક્ષકોના પગારની બાબતમાં અમે ગાંધીજીની સૂચના સાથે સંમત છીએ કે "એ પગાર બની શકે તો રૂ. ૨૫ હોવો જોઈએ, ને રૂ. ૨૦ થી ઓછો તો કદી ન જ હોય." પણ અમે એમ પણ કલ્પીએ છીએ કે નિશાળનાં ઉપલાં ધોરણોને ભણાવવા માટે વધારે ઊંચા શિક્ષણવાળા કેટલાક શિક્ષકો રાખવાની જરૂર પડે, અને તેમને માટે કંઈક વધારે પગાર રાખવો પડે.

૮. અમારી ભલામણ એ છે કે આ પ્રયોગમાં પહેલાં બે કે ત્રણ વરસ દરમિયાન ખાસ તાલીમ પામેલા ને સમર્થ શિક્ષકો—વધારે પગાર આપવો પડે તો આપીને પણ—રોકવા જોઈએ, જેથી અમુક પસંદ કરેલી નિશાળોમાં તેઓ આ અભ્યાસક્રમની આવશ્યક વિગતો ને તેનું શાસ્ત્ર તથા શિક્ષણ આપવાની નવી રીતો તૈયાર કરે. આ આરંભકાળની સ્થિતિમાંથી સફળતાપૂર્વક પાર ઊતરી જવાય તે પછી, આ યોજના પ્રમાણેનાં ત્રણ વરસના અભ્યાસક્રમવાળાં અધ્યાપન મંદિરોમાં તાલીમ પામેલા સામાન્ય શિક્ષકો એ કામ સંતોષકારક રીતે આગળ ચલાવી શકશે.

૯. અમારો અભિપ્રાય એવો છે કે કોઈ પણ વર્ગમાં વિદ્યાર્થીઓની સરાસરી સંખ્યા ત્રીસથી વધુ ન હોવી જોઈએ. સંખ્યા એથી મોટી હોય તો શિક્ષક એનાં ભારે ને જવાબદારીભર્યાં કર્તવ્યો કુશળતાથી પાર પાડી નહીં શકે.

૧૦. શિક્ષકોની પસંદગી કરવામાં નિશાળ જે જગાએ હોય ત્યાંના સ્થાનિક માણસોને પસંદગી આપવી જોઈએ.

૧૧. સ્ત્રીઓને આ ધંધામાં ઊતરવાનું ઉત્તેજન આપવાને સારુ, તેમને શિક્ષિકાઓ તરીકેની તાલીમ આપવાની જોગવાઈ કરવાના ખાસ પ્રયાસો થવા જોઈએ.

૧૨. અધ્યાપન મંદિરની તાલીમને માટે સુયોગ્ય ઉમેદવારો પસંદ કરવાના સવાલનો કાળજીપૂર્વક અને સમર્થ માણસો પાસે વિચાર કરાવવો જોઈએ, અને પસંદગીની કંઈક વિશ્વાસપાત્ર રીત યોજવી જોઈએ. અમારી પાકી ખાતરી છે કે આ કઠણ સવાલનો નિવેડો નહીં આવે તો આ યોજના સફળ થવાનો સંભવ બહુ જ ઓછો છે. અધ્યાપનનું કામ કરવાને સારુ ખાસ સામાજિક અને નૈતિક વૃત્તિઓ અને ગુણોની જરૂર રહે છે, અને આ ધંધામાં આવવા તૈયાર થનાર દરેક જણ એને માટે લાયક છે એમ માની લેવું એ યોગ્ય નથી. તેથી આપણે શિક્ષકોની પસંદગી બહુ કાળજી અને અગમચેતીથી કરવી જોઈએ, અને માનસશાસ્ત્રીઓની પરિભાષામાં કહીએ તો જે માણસો 'સામાજિક વૃત્તિવાળા' હોય તેવાને જ પસંદગી આપવી જોઈએ.

૧૩. અમારી સૂચના છે કે અધ્યાપન મંદિરોની સાથે છાત્રાલયો જોડેલાં હોવાં જોઈએ. એ છાત્રાલયો સર્વ કોમો અને ધર્મોના માણસોને માટે ખુલ્લાં હોય, અને તેમાં આભડછેટના ને સહભોજનને લગતા પ્રતિબંધો કે નિષેધો ન હોય.

૧૪. આ સંસ્થાઓમાં નિષ્ણાત કારીગરોને ઉદ્યોગનું શિક્ષણ આપવાને સારુ રોકવા જોઈએ. પાયારૂપ નિશાળોના શિક્ષકોને ઉદ્યોગશિક્ષણની બાબતમાં મદદ કરવા, અને વિદ્યાર્થીઓએ પેદા કરેલો માલ બજારમાં વેચાઈ શકે તેવો બનાવવા સારુ તેમાં જે સફાઈ આણવી પડે તે આણવા સારુ, જરૂર પડે તો, સ્થાનિક કારીગરોને પણ રોકવા જોઈએ.

૧૫. શિક્ષકોની કુશળતા જળવાઈ રહે ને તેમાં સુધારો થાય એટલા સારુ ટ્રેઇનિંગ કોલેજોમાં ને ટ્રેઇનિંગ સ્કૂલો (અધ્યાપન મંદિર)માં મોટા પ્રમાણમાં 'રિફ્રેશર કોર્સ' (ટૂંકા અભ્યાસક્રમો) ધીરેધીરે ગોઠવવા જોઈએ. એવા અભ્યાસક્રમો અનેક પ્રકારના—સાંસ્કૃતિક, ધંધાને લગતા તેમ જ ઉદ્યોગને લગતા હોવા જોઈએ.

૧૬. દરેક અધ્યાપન મંદિરની સાથે પ્રયોગની નિશાળો હોવી જોઈએ, જેમાં બાળકોને શીખવતાં શીખવતાં અધ્યાપન મંદિરના શિક્ષકોને તાલીમ મળે. એ નિશાળો પ્રયોગશાળારૂપ રહે ને એમાં શિક્ષણની નવી પદ્ધતિઓ અજમાવાય ને ખીલવાય. આ નિશાળોમાં ખાસ તાલીમ પામેલા શિક્ષકો કામ કરતા હોય. એ નિશાળો એમના લત્તા માટે આદર્શરૂપ થઈ પડવી જોઈએ, અને બીજી નિશાળોના શિક્ષકોને એવું કામકાજ, શિક્ષણસામગ્રી ને શિક્ષણપદ્ધતિ જોવાની તક અપાવી જોઈએ.

૧૭. અભ્યાસક્રમમાં હાથઉદ્યોગનો સમાવેશ, અભ્યાસક્રમના વિષયોનું સંકલન અને અનુસંધાન, જીવન સાથેનો શિક્ષણનો ગાઢ સંબંધ, ક્રિયા વાટે શિક્ષણ આપવાની પદ્ધતિ, દરેક વ્યક્તિને પોતાની મેળે નવું નવું શોધી તે અજમાવી જોવાની છૂટ, અને સામાજિક જવાબદારીની ભાવના, એ આ નિવેદનમાં સૂચવેલી નવી યોજનાનાં મુખ્ય અંગો છે. શિક્ષકોને અને વિદ્યાર્થીઓને—પણ, મુખ્યત્વે શિક્ષકોને—આપણા ધ્યેયની પ્રાપ્તિમાં મદદગાર થઈ પડે એવાં પુસ્તકો અને સાધનસામગ્રી પૂરી પાડયા વિના ઉપર જણાવેલી સર્વ વસ્તુઓની સિદ્ધિ થઈ શકે એમ નથી. બાળકોને શીખવતાં વાપરવાની સાધનસામગ્રી, શિક્ષકો માટેનાં પુસ્તકો, અને સંકલિત કાર્યક્રમના આવશ્યક કાર્યક્રમો તૈયાર થાય એ આવશ્યક છે. નવી ભાવનાથી ભરેલાં એવાં તદ્દન નવાં પાઠ્યપુસ્તકો પણ આવશ્યક છે. દરેક પ્રાંતની સરકારી શિક્ષણસમિતિ, અને મધ્યવર્તી અખિલ ભારત રાષ્ટ્રીય શિક્ષણ મંદિર—જેની સ્થાપના માટે અમે નીચે ભલામણ કરેલી છે—તે આ બાબતમાં કીમતી મદદ આપી શકશે. જે પ્રાંતો આ નવી જાતની નિશાળો કાઢવા માગતા હોય તેમણે આ આવશ્યક પાઠ્ય પુસ્તકો તેમ જ સાધનસામગ્રી તૈયાર કરવા માટેનું જરૂરી તંત્ર વહેલામાં વહેલું સ્થાપવું જોઈએ.

૧૮. પરીક્ષાઓ વિષેના વિભાગમાં અમે કહ્યું છે કે નિશાળોના કામની પદ્ધતિસર કસોટી કરવી એ દરેક પ્રાંતમાં કેળવણી ખાતાના અધિકારી વર્ગનું એક અગત્યનું કામ હોવું જોઈએ. *અમારી ભલામણ છે કે દરેક પ્રાંતમાં સરકારી શિક્ષણસમિતિએ શિક્ષણના કામને અંગે કુશળ* નિષ્ણાત કેળવણીકારોને રોકવા જોઈએ. આ કેળવણીકારો નિશાળના અભ્યાસક્રમનું લોકોના ખરેખરા જીવનની સાથે અનુસંધાન કેમ કરાય એને માટે શાસ્ત્રીય પ્રયોગો ચલાવે, અને નવી શિક્ષણપદ્ધતિઓ કેમ ચલાવવી એ બાબતમાં શિક્ષકોને માર્ગદર્શન કરે. તેમણે શિક્ષણની પ્રગતિશીલ પદ્ધતિઓ અજમાવી જોવી જોઈએ, આ દેશમાં તેમ જ બીજે અજમાવેલા શિક્ષણના સફળ પ્રયોગોની માહિતી શિક્ષકોને આપતા રહેવું જોઈએ, અને શિક્ષકોને તથા નિરીક્ષકોને રસ્તો બતાવવો જોઈએ.

૧૯. અમારી ભલામણ એવી છે કે આ સરકારી સમિતિઓ ઉપરાંત હિંદી કેળવણીની એક સ્વતંત્ર બિનસરકારી મધ્યવર્તી સંસ્થા હોવી જોઈએ. તેને માથે વહીવટની કોઈ જાતની જવાબદારી ન હોય, અને કેળવણીના ક્ષેત્રમાં તેમ જ સાંસ્કૃતિક પ્રવૃત્તિનાં બીજાં ક્ષેત્રોમાં અગ્રગણ્ય એવા માણસો એ સંસ્થામાં હોવા જોઈએ. એ સંસ્થાના ઉદ્દેશો નીચે પ્રમાણે હોવા જોઈએ:

૧. કેળવણીની નીતિ અને પદ્ધતિને લગતી બાબતોમાં સલાહકાર મંડળ તરીકે કામ કરવું.

૨. હિંદુસ્તાનમાં તેમ જ પરદેશોમાં થઈ રહેલા કેળવણીની પ્રયાસોના મૂળમાં રહેલાં કલ્પનાઓ અને ધ્યેયોનો અભ્યાસ કરવો ને તેની ચર્ચા કરવી, અને આ વિષયમાં રસ ધરાવનાર સહુને એ અભ્યાસનાં પરિણામનો લાભ મળે એવી વ્યવસ્થા કરવી.

૩. હિંદુસ્તાનનાં ભિન્નભિન્ન પ્રાંતો તથા દેશી રાજ્યોના તેમ જ પરદેશોના કેળવણીના કામ વિષે માહિતી ભેગી કરવી અને તેના સંસર્ગમાં રહેવું.

૪. કેળવણીને લગતા પ્રશ્નોને વિષે સંશોધન કાર્ય કરાવવું.

૫. કેળવણીના ક્ષેત્રમાં કામ કરનારાઓ માટે જુદાજુદા વિષયો પર પુસ્તકો લખાવીને પ્રસિદ્ધ કરવાં ને એક માસિક પત્ર ચલાવવું.

૨૦ એ જાણીતી વાત છે કે આ દેશમાં પ્રજાની સેવા કરનારાં ખાતાંઓ, જેમણે દેશના ભાવિ પ્રજાજનોના હિત માટે જહેમત ઉઠાવવી જોઈએ, તેમની વચ્ચે કશું અનુસંધાન નથી. અમારી ભલામણ એ છે કે કેળવણી ખાતાને એવી સ્થિતિમાં મૂકવું જોઈએ કે શાળાઓમાં નીરોગી, સુખી ને કુશળ સમાજ તૈયાર કરવામાં એ ખાતું રાજ્યનાં બીજાં ખાતાંઓ [ દા. ત. આરોગ્ય, ખેતી, જાહેર બાંધકામ, સહકાર, સ્થાનિક સ્વરાજ ] નો સહકાર મેળવી શકે.

# હરબાર્ટ

શ્રી. સતીશચંદ્ર જોષી

જ્હોન ફ્રેડરિક હરબાર્ટ ઈ. સ. ૧૭૭૬ માં જન્મ્યો હતો. બચપણથી જ તેનામાં ભવિષ્યની તત્ત્વવેત્તા અને મહાન કેળવણીકાર થવાનાં ચિહ્નો જણાતાં હતાં કારણ કે તેનું વાતાવરણ જ સંસ્કૃત હતું. તેના પિતામહ તેના વતન ઑલ્ડનબર્ગની શાળામાં અધ્યક્ષ હતા. તેના પિતા, અગ્રગણ્ય ધારાશાસ્ત્રી, અને વડી અદાલતના ન્યાયાધીશ હતા. આ ઉપરાંત સૌથી અગત્યની વસ્તુ તો તેનામાં રેડાયેલા તેની માતાના સંસ્કાર હતા. પોતાના બાળકને થોડુંઘણું શિક્ષણ તો તેણે ઘેર જ આપેલું. ગ્રીક ભાષા, ગણિત, વગેરેનું પ્રાથમિક જ્ઞાન હરબાર્ટને માતાના શિક્ષણથી મળ્યું. આ બધાની અસર એ થઈ, કે હરબાર્ટ જ્યારે શાળામાં હતો, ત્યારથી જ 'બહુવિધ રસવૃત્તિ' દાખવવા મંડયો હતો. અહીંથી જ તેણે ચારિત્ર્ય, નૈતિક સ્વાતંત્ર્ય, તત્ત્વજ્ઞાન, વગેરે વિષયો ઉપર નિબંધો વગેરે લખવાનું શરૂ કર્યું હતું.

તેની વિદ્યાપીઠની કારકીર્દિમાં તેના ઉપર મહાન તત્ત્વવેત્તા 'Fichte'ની પ્રેરણાની સુંદર અસર થઈ. 'જેના'ની વિદ્યાપીઠ એ વખતે સારી પ્રગતિ પામી હતી. સ્નાતક થયા પહેલાં હરબાર્ટ વિદ્યાપીઠ છોડી અને સ્વિટ્ઝર્લૅંડમાં એક તાલુકાના ગવર્નરનાં ત્રણ બાળકોના શિક્ષક તરીકે રહ્યો. ઈ. સ. ૧૭૯૭–૯૯ દરમિયાન, તેને શિક્ષણનો પ્રત્યક્ષ અનુભવ મળ્યો. તેના શિષ્યોની પ્રગતિની નોંધ તેને બાળકોના પિતાને દર બે મહિને આપવી પડતી. આ નોંધમાં તેના ભવિષ્યના સિદ્ધાંતોનાં મૂળ જણાઈ આવે છે.

જ્યારે તે સ્વિટ્ઝર્લૅંડમાં હતો, ત્યારે પેસ્ટૉલૉઝીને તે મળ્યો. તેનાથી આકર્ષાઈને તેણે બર્ગડૉર્ફમાં પેસ્ટૉલૉઝીની શાળામાં મુલાકાત લીધી અને પેસ્ટૉલૉઝીના સિદ્ધાંતોનો અભ્યાસ કર્યો. પછીના બે વર્ષના સમયમાં આ સ્વીસ સુધારકના સિદ્ધાંતોને હરબાર્ટે વધારે શાસ્ત્રીય બનાવવાના પ્રયત્નો કર્યા અને તેને લગતા લેખો પ્રસિદ્ધ કર્યા. પેસ્ટૉલૉઝીએ માનસશાસ્ત્રના સિદ્ધાંતો અનુસાર શિક્ષણ અપાવું જોઈએ એમ જાહેર કર્યું હતું. હરબાર્ટે તેને પ્રત્યક્ષ આચરણમાં મૂકી બતાવ્યું.

ઈ. સ. ૧૮૦૨ થી ૧૮૦૯ સુધી હરબાર્ટ ગૉટીંજનની વિદ્યાપીઠમાં શિક્ષણશાસ્ત્રના અધ્યાપક તરીકે રહ્યો. અહીં તેણે શિક્ષણશાસ્ત્ર વિષે ઊંડું મનન કરી તેના સાહિત્યમાં પોતાનો ફાળો આપ્યો. તેણે જાહેર કર્યું કે કેળવણીનું મુખ્ય ધ્યેય અને કર્તવ્ય, જગતની નૈતિક સ્વરૂપમાં ઝાંખી કરાવવી એ છે.

ઈ. સ. ૧૮૦૯ માં કૂનીગ્સબર્ગમાં મહાન તત્ત્વવેત્તા કેન્ટ [Kant] પછી ખાલી પડેલી અધ્યાપકની જગા હરબાર્ટને મળી. અહીં તેણે શિક્ષણ માટે પ્રયોગશાળા ઉઘાડી. અને શિક્ષણશાસ્ત્રના અધ્યાપનની સંસ્થા સ્થાપી. તેની વિદ્યાપીઠમાંથી શિક્ષણ પામેલા વિદ્યાર્થીઓ પ્રશિયામાં મુખ્યશિક્ષક, વિદ્યાધિકારીઓ વગેરે તરીકે સારી ખ્યાતિ મેળવતા હતા.

હરબાર્ટનાં માનસશાસ્ત્ર ઉપરનાં લખાણો અને વિદ્વત્તાભર્યાં પુસ્તકોએ જૂની ઘરેડને ઊખેડી નાખવામાં મોટો ભાગ ભજવ્યો.

તેના સિદ્ધાંતોની ટૂંક તારવણી નીચે પ્રમાણે કાઢી શકાય :

બાળકનો આત્મા જન્મથી તદ્દન અલિપ્ત જ હોય છે. ફક્ત તેનામાં બહારના વાતાવરણ સાથે જ્ઞાનતંતુઓની મદદથી પરિચય અને સંબંધ બાંધવાની વૃત્તિ હોય છે. આ સહચારથી જ મન ઉપર પ્રાથમિક સંસ્કાર પડે છે, માનસ કેળવાય છે, ઇંદ્રિય અનુભવોના સંસ્કારોની આંતરક્રિયાઓ પછી વસ્તુનો ખ્યાલ બંધાય છે અને આ જાતના ઘણા સંસ્કારોના ઘર્ષણ પછી તેમાંથી તર્ક અને નિદાન કરવાની શક્તિ ઉદ્દ્ભવે છે. બાળકના મન ઉપર સંસ્કાર પાડનાર બે મોટી શક્તિઓ છે: (૧) અનુભવ–એટલે કુદરત સાથેનો સંસર્ગ; (૨) સહચાર–સમાજ સાથેનો સંસર્ગ. આ બે મોટાં બળની અસર બાળકના મન ઉપર તેના સર્વતોમુખી વિકાસ માટે શ્રેષ્ઠ રીતે થાય તે શિક્ષકે જોવાનું છે.

શિક્ષણશાસ્ત્રને અગત્યના એવા બે સિદ્ધાંતો આપણે તારવી શકીએ.

૧. બહારના જ્ઞાનને પોતાની સાથે એકરૂપ બનાવવાની બાળકના મનની શકિત.

૨. બાળકનો માનસિક વિકાસ અને ચારિત્ર્યનો વિકાસ સાધવામાં શિક્ષણ એક અગત્યનું અંગ છે. કારણ કે શિક્ષણ શ્રેષ્ઠ સસ્કારોની પસંદગી કરે છે. અને તેમાંથી ઉચ્ચ માનસિક વૃત્તિઓ ઉપજાવવા માટે શ્રેષ્ઠ અને સરળ પ્રથા બતાવે છે.

હરબાર્ટના શિક્ષણસિદ્ધાંતો મનના સંમિશ્રણ કરવાના કર્તવ્ય ઉપર અવલંબે છે. મનના પ્રાથમિક સંસ્કારો–અને તેના પર બહારના નવા અનુભવજન્મ સંસ્કારો વડે ઉદ્દ્ભવતા વિચારોનું માનસિક સંમિશ્રણ એનું નામ Apperception. હરબાર્ટના બધા સિદ્ધાંતોનું આ મૂળ છે.

આ ઉપરાંત હરબાર્ટ એમ માનતો હતો કે બાળકનું શિક્ષણ માનવજાતના વિકાસક્રમ અનુસાર અપાવું જોઈએ કારણ કે બન્નેના વિકાસમાં સામ્ય છે, અભ્યાસક્રમમાં બધા વિષયોની એકતા અને પરસ્પર સંબંધ જળવાવો જોઈએ.

શિક્ષણની ચાલુ સામાન્ય પ્રથા તેણે શરૂ કરી. તેનાં પ્રસિદ્ધ પાંચ પગથિયાં [ Five steps ] સર્વને જાણીતાં છે. બાળકના મનની કર્તવ્ય દિશા, શકિત, અને સહજ વિકાસ ઉપર આ ક્રમ રચવામાં આવ્યો છે. નહિ કે અભ્યાસક્રમની ખાસિયત ઉપર. હરબાર્ટના શિષ્ય ઝીલેરે તેમાં સુધારાવધારા કરી તેને શિક્ષણ પ્રથામાં અપનાવ્યાં. ૧. ભૂમિકા, ૨. વસ્તુનિરૂપણ, ૩. સંયોજન, ૪. સિદ્ધાંત અથવા સત્ય, ૫. ઉપયોજિતા. આ ક્રમ ફક્ત માર્ગદર્શક જ છે, બાધક નહિ. હરબાર્ટની આ પ્રથા આપણી પાઠનોંધોમાં રૂઢ થવાં ન જોઈએ, કે જેનાથી શિક્ષણ કૃત્રિમ બની જાય.

લગભગ પા સદી કૂનીગ્સબર્ગમાં નોકરી કર્યા પછી ગોટીંજનમાં અધ્યાપકની જગા તેણે સ્વીકારી. અહીં તેના જીવનનાં છેલ્લાં આઠ વર્ષ પસાર થયાં. ઈ. સ. ૧૮૭૫ માં તેણે 'Outlines of Pedagogics' નામનું પુસ્તક લખ્યું. એ પછી ઈ. સ. ૧૮૪૧ માં તેના ઉપર વધારે વિવેચનપૂર્ણ બીજું પ્રકાશન તેણે કર્યું. આ તેનું છેલ્લું પ્રકાશન હતું. કારણ કે થોડા સમય પછી હરબાર્ટ તેની કીર્તિના શિખર પર પહોંચીને મરણ પામ્યો.

હરબાર્ટના વિચારોની શિક્ષણશૈલી અને વર્ગનિયમને લગતા પ્રશ્નો ઉપર ખાસ અસર થઈ. તેણે તેની પ્રથા નીચેના શબ્દોમાં ટૂંકમાં સમજાવી છે. "શિક્ષણ સંસ્કૃત વિચારોનું વર્તુળ બનશે, અને કેળવણી ચારિત્ર્ય ઘડશે. બીજાની અગત્ય પ્રથમ સિવાય કંઈ નથી. આમાં જ મારી શિક્ષણશૈલીનો અને શાસ્ત્રનો સાર સમાયો છે."

# શાળાની વ્યવસ્થાપક સમિતિ*

રા. પિપાસુ

દરેક રાષ્ટ્રના વિકાસનો આધાર મુખ્યત્વે તેની કેળવણી પર રહેલો છે. એ જોતાં દરેક પ્રજાની કેળવણીની જવાબદારી તેની રાજસત્તાના હાથમાં હોવી ઘટે. પણ સંભવ છે કે આ વિગત સર્વમાન્ય ન હોય. કેમકે તરત જ કેટલાક પ્રશ્નો ઉદ્‌ભવે છે. ગુલામ પ્રજાની કેળવણીનું શું? ગુલામ પ્રજાની કેળવણીની જવાબદારી પરદેશી સરકાર માથે લે ખરી? કદાચ માથે લે એમ માની લઈએ તો પણ શું તે જવાબદારી પ્રજાહિતકારી નીવડે ખરી? આ બધા પ્રશ્નોના ઉત્તરો ગોતવા જવા પડે એમ નથી. આપણી કેળવણીનો ઇતિહાસ એ ઉત્તરો આપે છે. ગુલામ દેશની પ્રજાની કેળવણીનો ઇતિહાસ કેવો હોય? આ પ્રશ્નનો ઉત્તર ખોળવા માટે આપણે આપણી શિક્ષણસંસ્થાઓના સંચાલન પ્રતિ નજર કરવી પડશે. રાજસત્તા શિક્ષણની જવાબદારી પોતાને શિર ન લે એટલે પ્રજાએ પોતે કંઈક માર્ગો તો શોધવા રહ્યા. પરિણામે આપણા દેશમાં થોડી સરકારી સંસ્થાઓ બાદ કરતાં મોટે ભાગે અર્ધ સરકારી કે ખાનગી સંસ્થાઓ છે ને એવી સંસ્થાઓ ક્યાં તો ઉઘરાણાં પર કે ક્યાં તો કોઈ મોટી પૈસાદાર વ્યક્તિઓની સખાવત પર નભે છે. એવી દરેક સંસ્થાનો વહીવટ કરવા માટે વ્યવસ્થાપક સમિતિ નામનું એક તંત્ર હોય છે. એની ચૂંટણી, વરણી કે નિમણૂક તે તે સંસ્થાની સામાન્ય સભા પોતે નક્કી કરેલા નિયમોને આધારે કરે છે. આ સામાન્ય સભા સામાન્ય રીતે સંસ્થાને નાણાંની મદદ આપનારાઓની બનેલી હોય છે.

દરેક પ્રકારની સંસ્થાના યોગ્ય સંચાલન માટે એક વ્યવસ્થાપક સમિતિની હસ્તી આવશ્યક છે. તે મુજબ શિક્ષણ સંસ્થાના વહીવટને અંગે એક સમિતિનો અનિવાર્ય જરૂર છે. પછી ભલે એ સમિતિ તે સંસ્થાની વ્યવસ્થાપક સમિતિને નામે, કારોબારી સમિતિને નામે કે કાર્યવાહક સમિતિને નામે ઓળખાતી હોય. આમ છતાં બીજી હરકોઈ સંસ્થાની વ્યવસ્થાપક સમિતિ અને શિક્ષણસંસ્થાની વ્યવસ્થાપક સમિતિમાં મોટો તફાવત રહેલો છે. શિક્ષણસંસ્થાની સમિતિ ભાવના અને વ્યવહારમાં ગતિકર હોવી જોઈએ. કેમકે શિક્ષણસંસ્થા તો જીવંત સંસ્થા છે.

પરંતુ કોણ જાણે ક્યાંથી તે આપણી શિક્ષણસંસ્થાની સમિતિના શિક્ષિત કે અશિક્ષિત સભ્યના મનમાં પણ સત્તા, હક ને હોદ્દાનાં અવિરત સ્વપ્નાં રમ્યા કરે છે. ને સાચે જ આપણા

---

*શિક્ષણને લગતા વિષયોની મારી લેખમાળાને અંગે મેં વ્યવસ્થાપક સમિતિ વિષે છેવટે લખવાનું નક્કી તો રાખ્યું હતું જ. પણ પ્રસંગ મળતાં એ વિષે આટલું જલ્દી લખવું ઉચિત માની મેં આ લેખ લખ્યો છે. હું જે શાળાનો વિદ્યાર્થી હતો તે શાળાના મંડળનો–"ધ ચીખલી એડ્યુકેશન સોસાયટી"નો–હું સભ્ય હોવાથી થોડા જ દિવસો ઉપર વ્યવસ્થાપક સમિતિની ચૂંટણી માટે મળેલી એ સોસાયટીની સામાન્ય સભામાં હાજર હતો. તે પ્રસંગે સોસાયટીના ધારાધોરણમાં ફેરફાર કરવાને લગતી પેટા સમિતિની ભલામણો પણ તે સભાએ વિચારવાની હતી. એ સભાની કાર્યવાહીની સમાલોચના કરવાનું આ સ્થાન નથી, પણ સામાન્ય સભાના એ ત્રણ સભ્યોને બાદ કરતાં સારીય સભાનું પ્રત્યાઘાતી વલણ જોઈ મને ખૂબ દિલગીરી થઈ. એ સભા નૂતનશિક્ષણને લગતા વિચારોને સમજવા, સ્વીકારવા તૈયાર નથી ને પરિણામે તેણે પ્રત્યાઘાતી, આપખુદ અને સોળમી સદીની યાદ આપતું બંધારણ પસાર કર્યું તે જોઈને જ વ્યવસ્થાપક સમિતિ જેવા અગત્યના વિષય પરત્વે અત્યારે જ લખવું ઉચિત લાગ્યું. —પિપાસુ

દેશની શિક્ષણસંસ્થાઓનું એ એક મોટું દુર્ભાગ્ય છે. સત્તા, હક ને હોદ્દાનાં સ્વપ્નો સેવનાર સભ્ય શિક્ષણસંસ્થાના હેતુઓ પરત્વે અનભિજ્ઞ ગણાય. શિક્ષણસંસ્થાઓ સ્વાવલંબી હોવી જોઇએ એવી પણ એક વિવાદગ્રસ્ત માન્યતા છે. એ સ્વાવલંબી થઈ શકે તો તો રૂડી વાત છે. પરંતુ આધુનિક સંજોગોમાં એ સ્થિતિ નથી. એટલે શાળાના સંચાલકોને શિક્ષણ અને નાણાં એમ બેની જવાબદારી ઉઠાવવાની આવે તો અવશ્ય શિક્ષણનું કામ બગડે જ છે. ને આજે જ્યાં જનતા પોતે પોતાનાં બાળકોને શાળામાં મોકલ્યે જતી હોવા છતાં શાળાના શિક્ષકો પ્રત્યે સદ્‌ભાવ અને માનની નજરે જોતી નથી ત્યાં શિક્ષક સંસ્થાના નિભાવ માટે નાણું ભેળાં કરવા જનતા સામે ઊભો રહે એ સ્થિતિ અરુચિકર છે, સ્વમાની શિક્ષકને મન વેદનાકર છે, અસહ્ય છે. આ સંજોગોમાં વ્યવસ્થાપક સમિતિની ફરજ બે પ્રકારની છે; એક તો સંસ્થાની નાણાંવિષયક સ્થિતિની સંભાળ લેવાની અને બીજી જગતના પ્રવાહને સમજી પોતાની સંસ્થાના શિક્ષકોને શિક્ષણને અંગે માર્ગદર્શક બનવાની. આ બંને ફરજો જોતાં શિક્ષણ સંસ્થાની વ્યવસ્થાપક સમિતિના સભ્યની લાયકાતનો વિકટ પ્રશ્ન ઊભો થાય છે. આ ઉપરાંત એ ફરજો જોતાં ફલિત થાય છે કે સમિતિના સભ્ય બનવું એટલે પોતાનાં જ્ઞાન અને અનુભવ નમ્રપણે સંસ્થા આગળ રજૂ કરવાં ને સેવાધર્મ અંગીકારવો.

×

દાન પર નભતી સંસ્થાઓ દાન આપનારાઓ—પેટ્રન, લાઇફ મેમ્બર, વાર્ષિક સભ્યો, વગેરેની બનેલી હોય છે. આ સભ્યો વ્યવસ્થાપક સમિતિની ચૂંટણી કરે છે. એ ચૂંટણીને લગતાં જુદી જુદી સંસ્થાઓનાં ધારાધોરણ તપાસીએ તો હજી આપણી શિક્ષણસંસ્થાઓમાં પોતાને રસ લેતા મનાવનારા એ સભ્યોનું માનસ સોળમી સદીના માનસની ઝાંખી કરાવે છે. આધુનિક વિચારપ્રવાહને સમજવાની, સ્વીકારવાની શક્તિ જ એમનામાં શોધી જડની નથી. વ્યવસ્થાપક સમિતિની ચૂંટણીને અંગે કોમ કોમ અને ન્યાતજાતના પ્રતિનિધિત્વને આજે તો ઘડીભર પણ ન નભાવી શકાય. મોટી કમનસીબીની વાત તો એ છે કે પાંચસાત વર્ષ સુધી વ્યવસ્થાપક સમિતિના સભ્ય તરીકે રહ્યા પછી મોટા ભાગનાં સભ્યોનું માનસ એટલું બધું પ્રત્યાઘાતી બની જાય છે કે તેમની આગળ નવા વિચારને સ્થાન નથી; તેઓ સ્વતંત્ર વિચાર ધરાવનાર અને સહૃદયી વ્યક્તિને સહી શકતા નથી, ને તેવી વ્યક્તિઓને સમિતિમાંથી દૂર રાખવા માટે આપખુદ બંધારણની જ સતત તરફેણમાં હોય છે. આ મનોદશાને અને શિક્ષણસંસ્થાના વિકાસને તો પૂર્વપશ્ચિમનાં છેટાં છે. આ મનોદશાની પાછળ સત્તાની ઝંખના છે, King maker બનવાની ભૂખ છે, સમિતિના બીજા સભ્યો અને તે સાથે શાળાના શિક્ષકો પોતાને સલામ ભરતા આવે એ જોવાની લાલસા છે. તો પછી કોણ કહી શકશે કે આવી મનોદશા ધરાવનાર વ્યક્તિ નવા વિચારને સમજવાનો સતત પ્રયાસ કરશે, સહૃદયી અને સ્વતંત્ર વિચારની વ્યક્તિઓને સન્માનશે, શાળાના શિક્ષકો સમક્ષ નિરભિમાની માર્ગદર્શક તરીકે ઊભશે.

વ્યવસ્થાપક સમિતિની બે પ્રકારની ફરજો હોય છે તે આપણે જોયું. એ જોતાં કામની વહેંચણીના નિયમને આધારે સમિતિમાં બે વિભાગો હોવા જરૂરી છે. એક વિભાગના સભ્યો માત્ર શાળાના શિક્ષણને લગતા વિકાસ પરત્વે જ ધ્યાન આપે ને બીજા વિભાગના સભ્યો સંસ્થાની નાણાં-વિષયક વ્યવસ્થા રાખે. આ બીજા વિભાગમાં નાણું ભેગાં કરવાની અને સંસ્થાને સદ્ધર પાયા પર મૂકવાની જેનામાં નેમ હોય તે સભ્ય તરીકે સહેજે શોભી ઊઠે. પછી ભલે એ શિક્ષિત ન હોય તેથી શું ! પરંતુ પહેલા વિભાગમાં તો શાળાના આચાર્ય, મુખ્યશિક્ષક, હેડમાસ્તર અને શિક્ષકોને

સમજી લઈ તેમને શિક્ષણને અંગે માર્ગદર્શક બનવાની જેનામાં તાકાત હોય તે જ સભ્ય તરીકે ઊભે. ને એ લાયકાત, શક્તિ કહેવાતા બધા જ ભણેલાઓમાં – શિક્ષિતોમાં હોય છે એમ માની લેવાની જરૂર નથી. ઊલટું આજની ઘણીખરી વ્યવસ્થાપક સમિતિના લાંબા સમયથી સભ્ય તરીકે રહેલા શિક્ષિતો પણ મોટે ભાગે તો પ્રત્યાઘાતી વલણ ધરાવનાર બની જાય છે. શિક્ષણમાં રસ લેતો, જગતના પ્રવાહને સમજવા મથન કરતો શિક્ષિત જ એ લાયકાત કે શક્તિ મોડાવહેલો ધરાવી શકે. આ જોતાં શિક્ષણસંસ્થાની વ્યવસ્થાપક સમિતિના સભ્ય થવામાં હોદ્દો ભોગવવાની કે આબરૂદાર ગણાવાની ભાવના – લાલસાને જરાયે સ્થાન નથી. આધુનિક સમયમાં શિક્ષણસંસ્થાઓને શોભાના ગાંઠીઆ જેવા લાગતા, ઉપરની કસોટીએ ન ચડે એવા સભ્યોની જરૂર નથી. સેવાની વાતો સમય જતાં ભૂલાઈ જાય ને નવા વિચારો ગ્રહણ કરવાની વૃત્તિ પણ શિથિલ થઈ જાય તો સભ્ય પાછો લાંબે ગાળે જરૂર પ્રત્યાઘાતી થવાનો. આ સ્થિતિ ઊભી ન થાય તે માટે કોઈ પણ સભ્ય એક પછી એક લાગલાગટ ત્રણ ચૂંટણીમાં ઉમેદવાર ન થઈ શકે એવો એક સામાન્ય નિયમ જરૂરી છે.

વ્યવસ્થાપક સમિતિના ઉપર્યુક્ત બંને વિભાગમાં શાળાના આચાર્યનું સ્થાન સભ્ય તરીકે હોય એ તો નિર્વિવાદ છે. શાળાના આચાર્યની મારફતે જ એ બંને વિભાગો પોતાનાં કાર્યો સરળતાથી પાર પાડી શકે. શાળાની આંતરિક વ્યવસ્થા આચાર્યે જ કરવાની હોય છે એટલે તેમાં વ્યવસ્થાપક સમિતિ ડગલે ને પગલે દખલગીરી ન કરી શકે. સમિતિનું કાર્ય તો સંસ્થાના હિત માટે આચાર્યનું કામ વધુ સરળ કરી આપવાનું છે. આચાર્યપદના મોભા માટે આકસ્મિક પ્રસંગે વિદ્યાર્થીઓ પરત્વે તેમજ બીજા સંચાલક – શિક્ષકો પરત્વે આચાર્ય સત્વર પગલાં લઈ શકે એવી સલામતીભરી સત્તા તેને સમિતિએ આપવી રહી. એ સાચું છે કે એવી સત્તાનો ઉપયોગ તો ન છૂટકે જ થઈ શકે, એવી અસાધારણ સત્તાનો ઉપયોગ તો અસાધારણ સંજોગોમાં જ થાય. પરંતુ આચાર્ય વિષે તો હવે પછી સ્વતંત્ર લેખમાં વિચારીશું. ટૂંકમાં ભૂલવાની જરૂર નથી કે આચાર્ય પોતે આપખુદ ન બની બેસે તેની સંભાળ પણ સમિતિએ જ લેવી રહી.

હવે શાળાના શિક્ષકો પરત્વેના સમિતિના વલણનો મહત્ત્વનો મુદ્દો રહે છે. આજે જનતા શિક્ષકો પરત્વે આદરભાવથી જોતી નથી. એ સ્થિતિમા વ્યવસ્થાપક સમિતિના સભ્યોની ફરજ વધે છે. સમાજની દૃષ્ટિમાં શિક્ષકનો દરજ્જો વધે એ સ્થિતિ ઊભી કરવાનું કાર્ય સમિતિના સભ્યોનું છે. આજની ઘણીખરી સમિતિના સભ્યો પણ શિક્ષકો પ્રત્યે સૌજન્યદૃષ્ટિથી જોતા નથી. ઘણા ખરા સભ્યો તો શિક્ષકોને પણ ગિલમજૂરોની હરોળમાં મૂકે છે. તેમની નજરમાં તો શાળાનો પટાવાળો પણ સંસ્થાનો નોકર ને શાળાનો શિક્ષક પણ સંસ્થાનો નોકર. સાચે જ આ સ્થિતિ દુઃસહ્ય છે. સમિતિના સભ્યો આવી માન્યતા ધરાવે ત્યારે તો તેઓ શિક્ષણસંસ્થાની સમિતિના સભ્યો તરીકે રહેવાને નાલાયક મનાવા જોઈએ. સંસ્થાની સેવા કરવાની ભાવના જોડે શિક્ષકો પ્રત્યેનું આવું હલકટ વલણ અસંગત છે. આ બધું જોતાં શિક્ષણસંસ્થાની વ્યવસ્થાપક સમિતિઓને અંગે ઝડપી પરિવર્તન થવાની જરૂર છે.

આપણી ગામડાંની પ્રાથમિક શાળાઓને વ્યવસ્થાપક સમિતિ જેવું નથી, પરંતુ એ બધી શાળાનું સુકાન જિલ્લાની બોર્ડના હાથમાં સરકારે સોંપેલું છે. એ જોતાં લોકલબોર્ડના પ્રાથમિક શાળાને લગતા વહીવટ પરત્વેની વિચારણા તો જુદા જ લેખમાં કરીશું.

⊙

# ચર્ચાવિભાગ

## ડૉક્ટર ઝકીર હુસેન સમિતિની
## કેળવણીની પુનર્ઘટનાની યોજના ઉપર થોડાક વિચારો

આજે અપાતી કેળવણી લૉર્ડ મેકોલેએ અંગ્રેજોને હિન્દુસ્થાનનું રાજ્ય ચલાવવા માટે જોઈતા નીચલા દરજ્જાના નોકરો ઉત્પન્ન કરવાના ધ્યેયથી શરૂ કરેલી છે એ એક સત્ય અને પુરવાર થએલી હકીકત છે. અને તેથી જ એમાં અનેક દુષણો છે. પૂ. ગાંધીજી અસહકારના યુગમાં આજની કેળવણીને સેતાની કેળવણી કહેતા. આ કેળવણીની પુનર્ઘટના કરવાનો સમય આજે આવ્યો છે; અને તે કાર્ય વહેલામાં વહેલું થાય તે જોવા પૂ. ગાંધીજી ખૂબ આતુર છે; અને આ યોજના પૂ. ગાંધીજીના વિચારો જાણ્યા પછીથી વિચારાએલી છે. આટલી પ્રસ્તાવના પછી એ સમિતિની યોજનાના કેટલાક મુખ્ય મુદ્દાઓ ઉપર મારા વિચારો રજૂ કરું છું.

### ૧. ધ્યેય

લોભ અને સામ્રાજ્યવાદને પરિણામે આજની દુનિયામાં અસંતોષ અને વેરઝેર ખૂબ વધ્યાં છે. મોટાં મોટાં રાષ્ટ્રો શસ્ત્ર સરંજામ વધારવાની અને વિરોધી પક્ષનાં લાખો માણસોને સહેલાઈથી થોડી વારમાં મારી નાખવાની નવી નવી તરકીબો વિચારવાની હરિફાઈમાં પડયાં છે. મૂડીદાર અને મજૂરો વચ્ચે પણ સારો સંબંધ નથી જ. દુનિયામાં એક મોટી લડાઈ ફાટી નીકળવાનાં આ બધાં ચિહ્નો છે. આ પરિસ્થિતિમાં જગતમાં શાન્તિ સ્થપાય એવો માર્ગ તો ભૂતકાળમાં પણ જે ભારતવર્ષે જગતને આધ્યાત્મિક સંદેશ આપ્યો હતો એ જ ભારતવર્ષના એક સંત ગાંધીજીના સંદેશામાં જ છે. વર્ગવિગ્રહવાળો નહિ પણ સર્વોદયની ઉદાત્ત ભાવનાશાળી ચારિત્ર્યવાન નરનારીઓનો સમાજ રચાય અને એ રીતે દુનિયામાં શાન્તિ સ્થપાય એમ પૂ. ગાંધીજી ઇચ્છે છે. અને એ ઉચ્ચ આદર્શ નજર સામે રાખી એ ધ્યેયની સિદ્ધિ થાય એવો સમાજ રચાય એવી કેળવણી આપવાના ધ્યેયથી આ યોજના વિચારાએલી છે એ ખાસ લક્ષમાં રાખવા જેવું છે. મને લાગે છે કે આ યોજનાનું આ ધ્યેય તો આખી દુનિયાના શાન્તિ ચાહનારા વિચારકોનું ધ્યાન ખેંચશે. હવે જો આપણે કેળવણીનું આ ધ્યેય માન્ય રાખીએ તો પછી આ યોજનાને અંગે મુખ્ય વિચાર તો ફક્ત એક જ કરવાનો રહે છે અને તે એ જ કે આ રીતની કેળવણી આપવાથી એ ધ્યેય સિદ્ધ થશે કે કેમ? મને લાગે છે કે આ સંબંધી અભિપ્રાય અત્યારે ઉચ્ચારવો કવખતનો છે. અત્યારે તો જાગૃત રહીને શ્રદ્ધાપૂર્વક ધ્યેયને નજર સામે રાખીને એ યોજનાનુસાર કેળવણી આપવાનું કાર્ય વહેલામાં વહેલું શરૂ થઈ જાય એ માટે કાર્ય કરવા તરફ જ બધું લક્ષ કેન્દ્રિત કરવામાં આવે એ ઇચ્છવાયોગ્ય છે. અને અનુભવ પછી એની વિગતોમાં ક્યાંક સુધારાવધારા કરવાની જરૂર જણાશે તો ત્યારે તેમ ક્યાં નથી કરી શકાવાનું?

### ૨. સ્વાવલંબી કેળવણી

ગામડાંની કેળવણી સ્વાવલંબી થાય તો જ આજના સંજોગોમાં આખી પ્રજાની સામાન્ય કેળવણી મફત અને ફરજિયાત કરી શકાય અને આખા દેશમાં બધાં જ બાળકોને સામાન્ય કેળવણી નજિકના ભવિષ્યમાં જ આપવાનું શક્ય બની શકે એમ પૂ. ગાંધીજી માને છે. આ નવી યોજના મુજબ કામ કરવામાં આવે તો લગભગ શિક્ષકના પગાર જેટલું ઉત્પન્ન બાળકોના ઉદ્યોગમાંથી મળી રહેશે એમ એ યોજનામાં કહેલું છે. આ મુદ્દાનો ઘણા વિરોધ કરે છે. તેઓનું કહેવું એમ છે કે

કેળવણી માટે તો રાજ્યે જ ખરચ કરવું જોઈએ; અને બાળકો પાસેથી કમાણી કરાવવાનો વિચાર અયોગ્ય છે. આ પ્રશ્ન ઉપર ઊંડા ઊતરીને વિચાર કરવા જેવો છે. રાજ્ય એટલે કોણ? સરકાર પોતાનું ખચ ક્યાંથી મેળવે છે? પ્રજા પાસેથી જ ને? જો પ્રજા જ રાજ્યના ખર્ચ માટે નાણાં આપે તો શું બાળકો એ પણ પ્રજાનો એક ભાગ નથી? આપણી પ્રજાની ગરીબાઈ જોતાં કરનો બોજો સામાન્ય જનતા ઉપર વધારે જ છે અને તેમાં મૂળભૂતના ફેરફારો કરીને સામાન્ય જનતા ઉપરથી તો કરનો બોજો ઘટાડવા જેવો છે. એ સંજોગોમાં વધારે પૈસા સામાન્ય લોકો આપે એ શક્ય જ નથી. એવી પરિસ્થિતિમાં પોતાના ભણતરને માટે પૂરો સમય રહેતો હોય, તો તે ઉપરાંતના સમયમાં બાળકો કંઈક ઉત્પાદક કામ કરે અને તેમાંથી તેમના ભણતર માટે રાજ્ય જે પૈસા ખરચે તેમાં કંઈક મદદ થાય તો તેમાં ખોટું શું છે? જો કે આ યોજનામાં જે ઉદ્યોગશિક્ષણની વાત છે તેની પાછળ બાળકો પાસે કેવળ કમાણી જ કરાવવી એવો હેતુ છે જ નહિ. બાળકોમાં હસ્તકૌશલ્ય આવે એવાં સર્જનાત્મક કામને બાળકોના ભણતરમાં સ્થાન હોવું જ જોઈએ અને તેવા કોઈ ઉદ્યોગને કેન્દ્રમાં રાખીને શિક્ષણ આપવામાં આવે તો આજે જે શિક્ષણનો, વ્યવહાર સાથે મેળ નહિ હોવાથી શિક્ષણ સંગીન બનતું નથી અને ઊલટું નીરસ તથા કંટાળાભરેલું બને છે તે પરિસ્થિતિ અટકે. આ હેતુથી બાળકોમાં હસ્તકૌશલ્ય આવે એવી કારીગરીનું કાર્ય બાળકો કરે એવી વિચારસરણીથી એ અભ્યાસક્રમ યોજાએલો છે. કાંતણના જે મુખ્ય ઉદ્યોગનો વિગતવાર અભ્યાસક્રમ તે યોજનામાં આપેલો છે તેમાં છેલ્લા વરસમાં ૬૦ આંકનું સૂતર બાળકો કાંતે એમ સૂચવ્યું છે. હું તો એવા સૂતર ઉત્પન્ન કરવાના કામને શ્રેષ્ઠ કોટિનું જ એક સર્જનાત્મક કામ ગણું છું અને કેળવણીકારો પણ કેળવણીમાં સર્જનાત્મક પ્રવૃત્તિને સ્થાન હોવું જોઈએ એ વાત તો એકમતે સ્વીકારે છે, તેથી મારા મતે તો કેળવણીમાં આ ઉદ્યોગને સ્થાન આપવાની વાત સર્વાંશે યોગ્ય જ છે. વળી બાળકો આ જાતનું કામ નહિ કરી શકે એવી શંકા આજે ઉઠાવવી એ પણ કવખતનું છે, કારણ કે એ અભ્યાસક્રમ રચનાર એ વિષયનો વધારેમાં વધારે અનુભવ ધરાવનાર વ્યક્તિઓ પૈકીમાંનાં જ છે; છતાં ધારો કે પૂરો પ્રયત્ન કરવા છતાં પણ એમાં લખ્યા પ્રમાણેની ઝડપ વગેરેએ બાળકો નથી જ પહોંચી શકતાં એવી અમુક વરસોના અનુભવ પછી ખાતરી થાય તો તે વખતે એની વિગતોમાં ફેરફાર કરવાની વાત વિચારવી રહેશે. આ યોજનામાં ઉદ્યોગનું શિક્ષણ આપવાનું જે સૂચવવામાં આવ્યું છે તેની પાછળ સાચી કેળવણી આપવાનો જ મુખ્ય હેતુ રહેલો છે, અને કમાણી તો એમાંથી આપોઆપ ફલિત થતી વસ્તુ છે. કારણ કે યોગ્ય રીતે કરેલા ઉત્પાદક શ્રમમાંથી ઉત્પન્ન તો જરૂર થાય જ. યોજના ઘડતાં પહેલાં બાળકને કયું શિક્ષણ આપવું જોઈએ એનો જ વિચાર કરેલો છે અને એને પરિણામે કેટલું ઉત્પન્ન થશે એની પણ ગણતરી કરી છે. બને તેટલા વધારે પૈસા જ મેળવી આપનાર કાર્યો બાળક પાસે કરાવવાં એ વસ્તુને આ યોજનામાં સ્થાન જ નથી એટલે આ ઉદ્યોગની વાતમાં જરા પણ વાંધો લેવા જેવું મને તો જણાતું નથી.

### ૩. ભણતરનો સમય અને વિષયો

આ યોજનામાં ભણતરને માટે બે જ કલાકનો સમય રાખવામાં આવ્યો છે. ઉપરઉપરથી વિચારતાં ઘણાને એમ લાગવા સંભવ છે કે આટલા ઓછા વખતમાં ભણતરનું કાર્ય બરાબર નહિ થઈ શકે, એટલે કે આટલો સમય પૂરતો નથી. આજે પ્રાથમિક શાળાઓ ૬ કલાક કામ કરે છે; પરંતુ તે શાળાઓનું આખા દિવસનું કાર્ય તપાસવાથી હરકોઈ વિચારકને તો ખાતરી થશે કે તેમાં ખરેખરા ભણતરને બે કલાક જેટલું પણ સ્થાન નથી અને બાકીનો વખત તો નકામો જ જાય છે.

મારું દૃઢ માનવું છે કે જો યોગ્ય રીતે શિક્ષણ આપવામાં આવે તો ૨ કલાકનો સમય ભણતર માટે ઓછો નથી જ. અને છતાં પણ અનુભવને અંતે આ સમય થોડો વધારવો યોગ્ય લાગે તો તે વખતે હું નથી માનતો કે તેમ કરવામાં ખાસ વાંધો આવે. આ યોજનામાં સામાન્ય કેળવણીનાં ૭ વરસ દરમિયાન અંગ્રેજી ભાષાના શિક્ષણને સ્થાન આપવામાં આવ્યું નથી એ પણ એની ખામી છે એવી ટીકા પણ આ યોજના ઉપર થઈ છે. જેઓ કેળવણી સંબંધી ઊંડો વિચાર કરે છે તે તો જરૂર એ સમજે છે કે અંગ્રેજી ભાષાનું શિક્ષણ ગમે તેટલું જરૂરનું ભલે હોય તો પણ માતૃભાષાના સંગીન જ્ઞાન વગર આવી તદ્દન પરદેશી અને અપરિચિત ભાષા શિખવવાનો ભાર બાળક ઉપર નાખવો એ અયોગ્ય છે. આ સાત વરસની સામાન્ય કેળવણી પછી આગળના અભ્યાસની જે જોગવાઈ હોય તેમાં જ અંગ્રેજીનાં શિક્ષણને ઘટતું સ્થાન આપવું જોઈએ.

## ઉપસંહાર

છેલ્લી એક જ વાત. આ યોજના જેની પ્રેરણાથી બની છે તે પૂજ્ય ગાંધીજી પોતાની નાદુરસ્ત તબિયતને અંગે આ સંબંધી પોતાને જે કહેવાનું છે તે આપણને જણાવી શક્યા નથી. આપણે ઇચ્છીએ કે ઈશ્વર તેમને જલદી તંદુરસ્તી બક્ષે અને આ યોજના ઉપર તે પોતે પોતાને જ કહેવાનું છે તે વહેલું જણાવે અને તેની ઉપર થએલી ટીકાઓનો જવાબ આપે અને એ બધું જાણીને ઉદાત્ત ધ્યેયથી યોજાયેલી આ પદ્ધતિનો ઝડપી ફેલાવો થાય અને તે સફળ થાય તે માટે શ્રદ્ધાપૂર્વક આપણે સૌ, કે જેમને શિક્ષણમાં રસ છે તેઓ, પોતાની બધી શક્તિનો ઉપયોગ કરે એવી આશા રાખી વિરમું છું.

—સોમાભાઈ કિશાભાઈ પરેલ

# પ્રશ્નોત્તરવિભાગ

શાળામાં શાંતિ અને વ્યવસ્થા લાવવા માટે શા ઉપાયો યોજવા જોઈએ તે કહેશો ? શાંતિ અને વ્યવસ્થા માટે નિયમો કરીને અમે થાકયા છીએ. નિયમોનો ભંગ કરીને વિદ્યાર્થીઓ થાકયા છે. હવે તો સજા કરવાનો પણ કંટાળો આવે છે ! કયો માર્ગ સૂચવો છો ?

પુછાયેલો પ્રશ્ન તો સનાતન છે. તેના જવાબો પણ અનેકવાર અનેક વિચારકોએ જુદી જુદી રીતે આપેલા જ છે, છતાં ય આ પ્રશ્ન ફરી ફરીને પુછાય છે કે એ બતાવે છે તેનો સાચો ઊકેલ હજી સુધી નથી આવ્યો.

નિયમોથી જ માત્ર કોઈ પ્રશ્નનો નિકાલ આવ્યો હોય તેવું આજ દિન સુધી બન્યું નથી. નિયમો જરૂર કરવા પડે છે. પણ નિયમોને તો અપવાદો હોય, નિયમપાલન માટે કડકાઈ હોય અને નિયમ ભંગ માટે સજા પણ હોય છે જ. શાંતિ અને વ્યવસ્થા એ તો મનુષ્ય–આત્માની એક જરૂરિયાત છે. તેનો ઊગમ પણ અંદરથી થનો હોય છે. અલબત તેના પાલન માટે માણસને ટેવો પાડવાની જરૂર રહે છે ખરી પણ એથી ટેવોને શિક્ષણના ક્ષેત્રમાં ગૌણ ગણવી જોઈએ અને મુખ્ય પ્રશ્ન તો જરૂરિયાતની સમજણ અને તે પ્રાપ્ત કરવા તરફ અભિરુચિ જગવવી તે જ હોય.

શાંતિ અને વ્યવસ્થાની સાચી સમજણ આજે આપણી શાળાના સંચાલકો પાસે નથી તેમ કહીએ તો કોઈ માઠું નહિ લગાડે. આપણે તો બહારની શિસ્તને જ શાંતિ – વ્યવસ્થા ગણીએ છીએ. બહારની શિસ્ત તો ઉત્તમ હોય તો પણ તેને આપણે વિવેક જ કહીશું. બાકી સાચી શાંતિ અને વ્યવસ્થા તો માણસનો સ્વભાવ છે અને તે રીતે જ તેનો વિકાસ શિક્ષણદ્વારા કરવો ઘટે. જપાનની એક શાળાનો પ્રસંગ યાદ આવે છે. આપણી શાળામાં બનતા પ્રસંગો સાથે એ ભારે વિરોધ દર્શાવે છે.

એ શાળા ઘણી મોટી હતી. ૧૫૦૦ થી ૧૭૦૦ જેટલા વિદ્યાર્થીઓ એમાં અભ્યાસ કરી રહ્યા હતા. બપોરનો વખત હતો. શાળાના સમયો બદલવાની તૈયારી હતી. આખી શાળામાં શાંતિ હતી. અમે શાળાના આચાર્ય સાથે ફરી રહ્યા હતા. બરાબર તે જ વખતે ૧૨ થી ૧૩ વર્ષની ઉંમરના વિદ્યાર્થીઓનો એક વર્ગ છૂટયો. સહેજ ઘોંઘાટ અને આચાર્યે શાંતિનો આદેશ આપ્યો. જરા આગળ ગયા અને બેચાર છોકરાઓનો સહેજ ઘોંઘાટ ! આચાર્યે હસીને તેમના સામે જોયું અને આંખોથી સમજાવ્યું ! આચાર્ય સાથે વાત કરવાથી મને માલૂમ પડયું કે આચાર્ય માનતા હતા કે શાંતિ આવશે જ કારણ કે એ તો વિદ્યાર્થીઓનો ધર્મ છે. અશાંતિ તો ક્ષણિક ઊભરો માત્ર સમજવો. વળી જે અશાંતિ દેખાઈ તેની પાછળ શાળાની પણ કંઈક ખામી કદાચ હશે જ તેની પણ તપાસ કરવી ઘટે છે.

આ જવાબ આપણા આજના અહીંના શિક્ષકોના કે આચાર્યના જવાબથી કેટલો ભિન્ન છે ? મને થયું કે આપણે તો કદાચ આવા પ્રસંગમાં બેવડા ચીડાયા હોઈએ અને હાસ્ય સાચવ્યા વિના કે શાળાની ખામી શોધવાનો કશો જ પ્રયત્ન પણ કર્યા વિના વિદ્યાર્થીઓને જ દોષિત ગણ્યા હોય અને તે બદલ તેમને ઠપકો યા તો શિક્ષા કરવા સુધી પણ ગયા હોઈએ. આનું કારણ શોધવાની જરૂર છે. શા માટે આપણી અને તેમની દૃષ્ટિમાં ભેદ છે ! વાત તો એમ છે કે આપણા શિક્ષકોમાં વિદ્યાર્થીઓમાં વિશ્વાસ રાખવાની વૃત્તિ હજી

નથી ખીલી. માટે જ તો શિસ્ત અને વ્યવસ્થા ઊભી કરવાના પ્રયત્નોમાં આપણે ગંભીરતાથી આગળ વધવું હોય તો પહેલા વાત તો વિદ્યાર્થીઓની શક્તિમાં અને તેમના શાંતિપ્રિય અને વ્યવસ્થાપ્રિય નૈસર્ગિક સ્વભાવમાં આપણને પૂરી શ્રદ્ધા હોવી જોઈએ. શ્રદ્ધા હજી સુધી આપણામાં પ્રગટી જ નથી. એ શ્રદ્ધા આપણામાં વહેલી પ્રગટે એ એક માગ

અને શાંતિ કે વ્યવસ્થા કેવળ નિયમોથી કે આપણી શ્રદ્ધાથી પણ નહિ આવે. બીજો તેટલો જ અગત્યનો પ્રશ્ન છે શાળાના વાતાવરણનો. એ વાતાવરણ પેદા કરવા માટે શાળાના સંચાલકો અને શિક્ષકોએ જાતજાતની તરકીબો રચવી જોઈશે તેમજ અનેક પ્રકારની સગવડો અને અનુકૂળતાઓ ઊભી કરવી જોઈએ. અનુકૂળતા અને સાધનો ન હોય તો સહેજે જ અશાંતિ અને અવ્યવસ્થા, ઊભી થયા કરશે. શાળાની જ વાત શા માટે ? સારા સમાજમાં સગવડો અને સાધનોને અભાવે અશાંતિ અને અવ્યવસ્થા ચાલી રહેલ છે. પ્રગતિશીલ દેશોએ સંખ્યાબંધ સાધનો ઊભાં કર્યાં છે, ઢગલાબંધ અનુકૂળતાઓ ઊભી કરવા માટે શક્તિ અને નાણું ખર્ચ્યાં છે અને હજી પણ નિત્ય નવીન અખતરાઓ કર્યા જ કરે છે. પ્રશ્નકાર ભાઈ મને માફ કરે પણ કહ્યા વિના નહિ જ ચાલે કે આપણે તો કેવળ વાતો કરીને જ બેસી રહેનારા થઈ ગયા છીએ. આપણી મૂંઝવણોના નિકાલ માટે પણ આપણે બૌદ્ધિક ચર્ચાઓનો જ મોટે ભાગે આશરો લઈએ છીએ. પ્રશ્નોનો નિકાલ લાવવા માટે બૌદ્ધિક વિચારણા જેટલી જ મહત્ત્વની વાત સક્રિય વ્યવહારની છે. જે કંઈ રસ્તા આપણને સૂઝે તેનો અમલ, કંઈ નહિ તો પ્રયોગાત્મક રીતે આપણે શરૂ કરી દેવો જોઈએ. આવી અનુકૂળતાઓ અને સાધનોનો ઉલ્લેખ અહીં કરવાની જરૂર નથી. આ માસિકમાં જ તે સંબંધમાં અનેક વખત લખાઈ ગયું છે, તેમ જ વળી નિષ્ઠાવાન અને પ્રાણવાન શિક્ષકના મગજમાં પણ આવી યોજનાઓ ઊગવાની જ છે.

સજા કરવાથી પ્રશ્નકાર શિક્ષકો થાકયા છે અને નિયમોનો ભંગ કરીને શિક્ષકો પાસે સજા કરાવવાનો વિદ્યાર્થીઓનો શોખ પણ પોષાતો નથી એ આનંદની વાત ગણાય ! નિયમો, નિયમોનો ભંગ અને સજા–એ તો પાંગળાં સાધનો માત્ર છે. એના વડે શિસ્ત–વ્યવસ્થાની ગાડી કદી ચાલે જ નહિ, આટલું પણ આપણે જલદી સમજી લેવું ઘટે છે અને એ સાધનોનો હવે સર્વથા ત્યાગ કરવો ઘટે છે.

# સામયિકોમાંથી

## બાળકોનાં નાચો અને નાટકો

આપણે આપણી ઊગતી પ્રજાને કઈ દિશામાં વાળવા ઇચ્છીએ છીએ તેનો વિચાર કરવા હું શિક્ષકો, વાલીઓ, અને ઇનામો વગેરેની કદર કરનારાઓને નમ્રપણે વિનતિ કરું છું. જે છોકરાછોકરીઓને એમના અભિનય માટે ઇનામો આપવામાં આવ્યાં (કરાંચીમાં) અને કાચી ઉંમરે તેમની અત્યંત પ્રશંસા અને પ્રસિદ્ધિ કરવામાં આવી તેમના હિતનો આપણે પૂરો વિચાર ન કર્યો એમ મારો નમ્ર મત છે. એ બાળકોએ વધારે સારાં સારાં નાચો અને નાટકો બતાવ્યા કરવાં અને ઉત્તમ નટ અને નટી બનવું એવી જો માબાપોની, શિક્ષકોની અને જોનારાઓની ઇચ્છા હોય તો તો એ સમજી શકાય એવી વાત છે. પણ હું માનું છું કે ચાંદ મેળવનાર છોકરાં નટ–નટી તરીકે જીવન ગુજારે એવી એમના વાલીઓ અને શિક્ષકો ભાગ્યે જ ઇચ્છા કરતા હશે. આ અભિનયો એમના જીવનનું એક બહિરંગ જ રહે, વર્ષમાં બે–ચાર વાર દેખાવ દઈ શાંત થાય, અને તેનો ચસકો ન લાગી જાય એવી મોટા ભાગના વાલીઓ અને શિક્ષકોની વૃત્તિ હશે.

નાટક, નાચ, સંગીત, ચિત્રકળા, આદિ લલિત કળાઓ બે રૂપે ખીલવી શકાય. એક સ્વસંતોષાર્થે અન બીજી ધંધાર્થે. ધંધાર્થે ખીલવનારાઓનાં પદ્ધતિ અને ધોરણ આશ્રયદાતાઓની રુચિનો ખ્યાલ કરીને અને તેમને પોતાની કળા મોહક લાગે એ રીતે ગોઠવાય છે. એમાં ઉત્તેજક હાવભાવ, શૃંગાર, શોભા, વગેરેની સાથે જ કળાને મેળવેલી હોય છે. ઘણીવાર કળા ગૌણ હોય છે અને કૃત્રિમ શોભા અને મદ ઉત્પન્ન કરનારી સામગ્રી અને ચેષ્ટાઓ જ વધારે હોય છે. એ સાથે જો નરસિંહ મહેતો, તુકારામ, વગેરે જેવાનાં જીવનચિત્રો ગોઠવ્યાં હોય તો તે સારા માણસોને લલચાવવા અને તેમનો વિરોધ ઓછો કરવા પૂરતાં જ હોય છે. જેને પ્રેક્ષકોની ભોગવૃત્તિઓને પોષવી છે તેને પોતાનાં જીવનમાં તેનો અતિરેક થઈ જ જાય. આને પરિણામે બાપડા કળાકારોનાં જીવન, ચારિત્રમાં અત્યંત ઊતરી જાય છે. ઉદરપોષણાર્થે એમને લોકોની હીન રુચિઓને ઉત્તેજવી અને પોષવી પડે છે અને તેના ભોગ પોતાને ય બનવું પડે છે.

શાળાઓમાં ઊજવવાનાં નાટકો અને નૃત્યોનું પ્રયોજન ધંધાર્થે તેનું શિક્ષણ આપવાનો નથી. આવી, સિનેમા, રંગભૂમિ, નૃત્યશાળા, વગેરેના યોજકો શાળા ગુરુજનો ન થવા જોઈએ. એટલે કે શાળાના નાટ્યસમારંભોમાં એમનું અનુકરણ કરવાનો વિચાર જ ન હોવો જોઈએ. મોહ તો રખાય જ ક્યાંથી ? ઊલટું, બને તો શાળાના કળાગુરુઓનો એ આદર્શ હોવો જોઈએ કે સાદામાં સાદાં સાધનોથી અને અત્યંત શિષ્ટ અને સંયમપૂર્ણ અભિનયથી પણ કળાને પૂર્ણપણે ખીલવી શકાય છે અને પૂરેપૂરો આનંદ અનુભવી શકાય છે એમ સિદ્ધ કરી બતાવવું, અને રાજસવૃત્તિના કળાકારો તથા પ્રેક્ષકોને શુદ્ધ રુચિનો સ્વાદ ચખાડવો. પેલા છ–સાત ચાંદ મેળવનાર વિદ્યાર્થીનો અભિનય એ જાતનો હતો એ હું આનંદપૂર્વક કબૂલ કરું છું. એની કળાને ખીલવવા માટે રંગબેરંગી પ્રકાશોની, કે ભભકાદાર પોષાકની, સુંદર પડદા અને રાચરચીલાંની અપેક્ષા ન હતી. એ જો ઉમેરાયાં હોત તો, મારી દૃષ્ટિએ તો, ભૂંડું લાગત. પણ એ તો એ પ્રયોગોનો અપવાદરૂપ ભાગ હતો. સાધારણ-પણે મારો અનુભવ એવો છે કે પહેરવેશ અને નૃત્યનાટ્યાદિમાં રંગભૂમિના યોજકો અને નટોને આપણા તરુણો અને બાળકોએ ગુરુ માનેલા હોય એવું જણાય છે.

વિદ્યાર્થીઓને ઇનામો આપવાની પ્રથા બંધ થવી જોઈએ એવો એક મત છે. પણ ઇનામો આપવાની પ્રથાને આપણે તોડી ન શકતા હોઈએ તોય તેમાં વિવેક તો દાખલ થવો જ જોઈએ. ઇનામના ત્રણ સારા હેતુઓ કલ્પી શકાય: લેનારને આર્થિક લાભ કરાવવો, તેના પ્રયત્નમાં પ્રોત્સાહન આપવું અને ન મેળવનારમાં સદીર્ષા ઉત્પન્ન કરવી. ત્રણે માટે યોગ્ય અવસરો હોઈ શકે છે. તેવે પ્રસંગે આપેલાં ઇનામને ક્ષમ્ય ગણાય. ગરીબ માણસને આર્થિક લાભ કરાવવાની જરૂર હોઈ શકે. આ રીતે ગરીબ અને હોંશિયાર વિદ્યાર્થી માટે છાત્રવૃત્તિ કે ઇનામની યોજના હોઈ શકે, શક્તિશાળી પણ મંદપુરુષાર્થીને કોઈકવાર ઇનામનું પ્રોત્સાહન ઉપયોગી થાય. જે મહેનત બધા કરી શકે એમ હોય, બધા પાસે કરાવવી પણ ઘટતી હોય, પણ જૂની રૂઢિઓને પરિણામે ન થતી હોય, ત્યાં ઇનામ આપીને બીજાઓમાં હોંશ જગાડવાની જરૂર પડે છે. કેળવણી તથા ઉદ્યોગો પ્રત્યે રુચિ વધારવા એવું કરવું પડે એ હું કલ્પી શકું છું. પણ ખાધેપીધે સુખી ઘરના લોકો માટે, નાટક, નાચ જેવા હોંશથી શિખાતા વિષયો માટે ઇનામો આપવાની જરૂર નથી. એમાં સારું કામ કરનારની કદર પ્રશંસાના બે શબ્દોદ્વારા કરવી બસ સમજવી જોઈએ. પ્રશંસામાંય એવો સંયમ જાળવવો જોઈએ કે જેથી વિદ્યાર્થીનું મગજ ફૂલી ન જાય.

છેવટે, નાટક, નાચ, સંગીત વગેરે સર્વે ભોગવૃત્તિ સાથે સંબંધ ધરાવનારી કળાઓની બાબતમાં આપણે આ કદી ન ભૂલવું જોઈએ કે રાષ્ટ્રોનું ભાવિ, સંયમી પ્રજાઓના હાથમાં છે. આથી, આપણી કળાની ખિલવણીની રીત સંયમવૃત્તિને પોષક જ હોવી જોઈએ. એક ભોગ બીજી ભોગવૃત્તિઓને ઉશ્કેરે છે. આથી બાળકના નાટકના વેશાસમાં અને મંડનમાં એને ફાંકડા બનવું પડે એવું ન યોજવું જોઈએ.

જે એમ માનતા કે આટલી બધી મર્યાદાઓમાં રહી કળાની ખિલવણી કરવી એ કળાને કુબ્જા કરવા જેવું છે, તે, મારી અલ્પ મતિ પ્રમાણે તો કળાને ભાગ્યે જ સમજે છે.

['હરિજનબંધુ' માંથી] —કિશોરલાલ ઘનશ્યામલાલ મશરૂવાળા

---

## — 'છાત્રાલય'ના ગ્રાહકોને —

'છાત્રાલય' કેવા સંજોગોમાં બંધ કરવું પડયું અને તેની ખોટ અમે શી રીતે પૂરવાની ઉમેદ રાખીએ છીએ તે અમારા નવા વિભાગની પ્રારંભનોંધમાં જણાવ્યું છે. આ અંકની નકલ અમે 'છાત્રાલય'ના બધા ગ્રાહકોને નમૂના તરીકે મોકલીએ છીએ. જેઓ માબાપ તરીકેનું પોતાનું કર્તવ્ય સમજવા માગતા હોય અને જેઓ નૂતનશિક્ષણના વિચારો અપનાવવાની ધગશ રાખતા હોય તે સૌને અમારું વાર્ષિક લવાજમ રૂ. ૨) મોકલી આપવા વિનતિ છે. બ્રહ્મદેશ અને એફ્રિકા માટે લવાજમ રૂ. ૩) અથવા ૫ શિલિંગ છે.

•

જે ભાઈબહેનોનાં લવાજમ તા. ૨૮ મી સુધીમાં નહિ આવે તેમને માર્ચ મહિનાનો અંક વી. પી. થી મોકલવામાં આવશે.

જે ભાઈબહેનોએ ગ્રાહક ન થવાનો નિશ્ચય કરી લીધો હોય તેમને વિનતિ છે કે, એક પોસ્ટકાર્ડદ્વારા અમને તેની ખબર આપે કે જેથી અમારું ગરીબ કાર્યાલય ત્રણ આનાના ખર્ચમાંથી ઊગરી જાય.

• વ્યવસ્થાપક •
'નૂતનશિક્ષણ' કાર્યાલય
દેસાઈપોળ • સૂરત

કેળવણીવિષયક

# કેટલાક તુલનાત્મક આંકડાઓ

[ ઈ. સ. ૧૯૩૪–'૩૫ ]

| | બ્રિટીશ હિંદ | મુંબઈ | મદ્રાસ | બંગાળા |
|---|---|---|---|---|
| ૧ વિસ્તાર [ચો. મા.] | ૧,૦૯૬,૧૭૧ | ૧૨૩,૬૭૯ | ૧૪૨,૨૭૭ | ૭૭,૫૨૧ |
| ૨ વસ્તી (૧૯૩૧) | ૨૭૧,૫૨૬,૯૩૩ | ૨૧,૯૩૦,૬૦૧ | ૪૬,૭૪૦,૧૦૭ | ૫૦,૧૧૪,૦૦૨ |
| સ્ત્રીઓની સંખ્યા | ૧૩૧,૬૬૯,૨૬૧ | ૧૦,૩૩૦,૫૦૪ | ૨૩,૬૫૭,૧૦૮ | ૨૪,૦૬૨,૩૦૪ |
| ૩ કેળવણીની સંસ્થાઓ | ૨૫૬,૨૬૩ | ૧૬,૯૨૭ | ૫૧,૫૬૪ | ૭૭,૬૬૦ |
| ૪ ભણનારાં છોકરાં | ૧૩,૫૦૬,૮૫૯ | ૧,૪૨૨,૧૪૬ | ૩,૦૯૪,૨૦૩ | ૩,૦૭૫,૨૭૨ |
| ૫ ભણનારાંના વસ્તી પ્રમાણે ટકા | ૪·૯૭<br>૭·૫૮ છોકરાઓ<br>૨·૨ છોકરીઓ | ૬·૫ | ૬·૬ | ૬·૧ |
| ૬ પ્રાથમિક શાળાઓ: | ૨૦૦,૩૭૩ | ૧૪,૭૩૦ | ૪૯,૧૪૩ | ૬૪,૩૦૯ |
| એકજ શિક્ષકવાળી શાળાઓ | ૫૭·૫% | ૪૦·૩% | ૪૪·૪% | ૮૦·૩% |
| વિદ્યાર્થીઓ [ ધો. ૧–૪ ] | ૧૧,૦૬૫,૦૦૭ | ૧,૧૦૪,૧૬૨ | ૨,૭૭૬,૩૫૬ | ૨,૭૮૦,૧૩૬ |
| સ્ત્રી–પુ. શિક્ષકો | ૩૬૫,૦૫૧ | ૩૮,૩૭૨ | ૧૧૦,૯૬૭ | ૮૯,૯૧૦ |
| તાલીમ પામેલા શિક્ષકો | ૫૪·૮% | ૪૮·૮% | ૬૯·૬% | ૨૯·૭% |
| અપવ્યય–છોકરા | ૭૪% | ૫૯% | ૬૯% | ૮૬% |
| ,, –છોકરી | ૮૭% | ૭૪% | ૮૪% | ૯૬% |
| ૭ માધ્યમિક શાળાઓ | ૭,૮૫૪ | ૭૫૭ | ૬૭૨ | ૩,૧૪૨ |
| વિદ્યાર્થીઓ | ૧૩,૮૮,૧૪૧ | ૨૪૫,૬૧૨ | ૨૩૦,૨૭૬ | ૩૭૯,૫૮૦ |
| સ્ત્રી–પુરુષ શિક્ષકો | ૧૧૨,૨૬૨ | ૭,૬૦૧ | ૧૧,૨૦૯ | ૨૭,૫૫૭ |
| તાલીમ પામેલા | ૫૮·૪% | ૨૫·૯% | ૨૪·૪% | ૨૧·૧% |
| ૮ વિદ્યાપીઠો | ૧૬ | ૧ | ૩ | ૨ |
| વિદ્યાર્થીઓ | ૧૧૧,૮૦૮ | ૧૭,૪૯૪ | ૧૮,૫૦૩ | ૩૦,૮૧૧ |
| કુલ ખર્ચ રૂા. | ૨૬૫૨,૧૧,૪૨૦ | ૪,૧૦,૮૬,૩૫૪ | ૫,૪૦,૯૪,૦૪૪ | ૪,૩૨,૩૯,૩૦૩ |
| ૯ સરકારી ખર્ચના ટકા | ૪૩·૭ | ૪૩·૦ | ૪૭·૨ | ૩૧·૫ |
| યુનિવર્સિટી પરત્વે | ૧૪·૭<br>૩·૮ ઈંગ્લંડમાં | ૫·૯ | ૯·૨ | ૨૪·૯ |
| માધ્યમિક શાળા પરત્વે | ૨૪·૧<br>૧૮·૪૪ ઈંગ્લંડમાં | ૧૨·૬ | ૧૦·૯ | ૧૯·૦ |
| પ્રાથમિક શાળા પરત્વે | ૩૪·૩ | ૬૨·૭ | ૫૩·૭ | ૧૯·૨ |

| સંયુક્ત પ્રાંતો | પંજાબ | બિહાર–ઓરિસા | મધ્ય પ્રાંતો (અને વરાડ) | આસામ | સરહદના પ્રાંતો |
|---|---|---|---|---|---|
| ૧૦૬,૨૪૮ | ૯૯,૨૦૦ | ૮૩,૦૫૪ | ૯૯,૦૨૦ | ૫૫,૦૧૪ | ૧૩,૫૧૮ |
| ૪૮,૪૦૮,૭૬૩<br>૨૨,૯૬૩,૭૫૭ | ૨૩,૫૮૦,૮૫૨<br>૧૦,૭૦૦,૩૪૨ | ૩૭,૬૭૭,૭૫૬<br>૧૮,૮૮૩,૪૩૮ | ૧૫,૫૬૭,૭૨૩<br>૭,૭૪૫,૯૦૫ | ૮,૬૨૨,૨૫૧<br>૪,૦૮૫,૦૪૫ | ૨,૪૨૫,૦૭૬<br>૧,૧૦૯,૨૫૫ |
| ૨૪,૮૩૦ | ૧૮,૦૧૯ | ૩૧,૪૦૬ | ૫,૯૪૦ | ૭,૬૪૩ | ૧,૧૨૮ |
| ૧,૫૯૪,૯૪૦ | ૧,૨૬૮,૪૭૪ | ૧,૧૮૪,૯૬૮ | ૫૦૧,૧૯૭ | ૪૦૩,૮૯૦ | ૯૫,૨૬૩ |
| ૩·૩ | ૫·૩ | ૩·૧ | ૩·૨ | ૪·૬ | ૩·૯ |
| ૨૦,૫૦૦ | ૭,૩૦૬ | ૨૭,૧૮૭ | ૪,૭૪૧ | ૬,૧૪૯ | ૭૩૨ |
| ૩૯·૩% | ૨૭·૩% | ૭·૧·૨% | ૨૩·૨% | ૭૩·૮% | ૬૨·૧% |
| ૧,૩૧૪,૪૨૩ | ૯૪૮,૫૧૧ | ૯૫૦,૮૪૦ | ૪૩૬,૩૭૭ | ૩૨૨,૯૨૮ | ૭૮,૮૩૮ |
| ૪૦,૪૦૩ | ૧૪,૬૯૪ | ૩૯,૧૧૭ | ૧૨,૨૫૦ | ૮,૧૬૯ | ૧,૨૯૩ |
| ૬૯·૧% | ૭૩·૩% | ૫૨·૯% | ૬૦·૮% | ૨૮·૩% | ૬૪·૧% |
| ૭૫% | ૭૫% | ૮૫% | ૫૨% | ૬૪% | ૭૭% |
| ૮૯% | ૮૧% | ૯૫% | ૭૯% | ૭૬% | ૮૪% |
| ૪૧૫ | ૬૨૫ | ૯૨૬ | ૩૧૦ | ૩૪૮ | ૫૮ |
| ૧૭૩,૯૫૮ | ૧૫૩,૮૯૮ | ૧૩૯,૩૩૬ | ૪૨,૨૭૧ | ૪૪,૭૧૬ | ૧૧,૭૪૯ |
| ૧૨,૮૯૦ | ૨૪,૩૩૦ | ૭,૮૯૭ | ૫,૫૨૩ | ૩,૩૯૨ | ૧,૯૧૩ |
| ૬૫·૪% | ૮૮·૪% | ૫૫·૨% | ૬૯·૪% | ૪૦·૨% | ૭૬·૬% |
| ૫ | ૧ | ૧ | ૧ | — | — |
| ૧૩,૧૧૫ | ૨૧,૬૫૩ | ૪,૭૨૬ | ૩૦૯૬ | — | — |
| ૩,૮૦,૪૧,૮૩૮ | ૩,૧૨,૦૬,૦૩૨ | ૧,૭૧,૦૩,૯૨૯ | ૧,૦૬,૦૧,૬૧૭ | ૫૦,૫૦,૮૬૦ | ૨૯,૪૫,૭૯૧ |
| ૫૩·૦<br>૨૦·૭ | ૫૧·૨<br>૧૨·૫ | ૩૧·૦<br>૨૬·૦ | ૪૩·૨<br>૧૧·૩ | ૫૬·૮<br>૮·૯ | ૬૬·૪<br>૯·૧ |
| ૨૬·૩ | ૪૬·૦ | ૧૮·૫ | ૨૮·૩ | ૩૦·૫ | ૪૫·૩ |
| ૨૯·૯ | ૧૯·૧ | ૧·૬ | ૨૯·૧ | ૩૦·૧ | ૧૮·૩ |
| ૬·૪ | ૮·૦ | ૧૮·૨ | ૧૧·૦ | ૧૩·૭ | ૯·૫ |

# નોંધ

કોલ્હાપુરની શ્રી. મહારાણી તારાબાઈ ટ્રેઈનિંગ કૉલેજના આચાર્ય શ્રી. કૃષ્ણલાલ સરજરામ વકીલે તૈયાર કરેલા અગત્યના આંકડાપત્રક પરથી ઉપરનો કોઠો તૈયાર કર્યો છે. આ આંકડાઓ ઈ. સ. ૧૯૩૪–૩૫ ના સરકારી હેવાલો પરથી તારવેલી છે. ત્યાર પછીના વર્ષોના આંકડા પણ શ્રી. વકીલ તૈયાર કરશે એવી આશા રાખીએ છીએ.

મૂળ પત્રકમાંના કેટલાક આંકડા સ્થળસંકોચને લીધે તેમ જ છાપકામની સરળતા ખાતર ઉપર ઉતાર્યા નથી. છતાં ઉપરના કોઠાનો ઝીણવટથી અભ્યાસ કરનારને ઘણી વસ્તુઓ સમજાશે. દાખલા તરીકે:

[ ૧ ] જે વર્ષના આંકડા ઉપર આપ્યા છે તે વર્ષમાં અંગ્રેજી, કેળવણીના હિન્દમાં ગણેશ મંડાયાને એક સૈકો પૂરો થાય છે. છતાં પુરુષ વસ્તીના માત્ર ૭.૫૮ % છોકરાઓ અને સ્ત્રીવસ્તીના માત્ર ૨.૨ % છોકરીઓ બ્રિટિશ હિન્દની શાળામાં શિક્ષણ લે છે. એટલે આખી વસ્તીના ૪.૯૭ % બાળકો જ શાળાઓમાં ભણે છે.

[ ૨ ] તાલીમ પામેલા શિક્ષકોનું પ્રમાણ તપાસીએ. આખા બ્રિટિશ હિંદમાં પ્રાથમિક શાળામાં કામ કરતા શિક્ષકોના ૫૪.૮ % તાલીમ પામેલા છે. વિવિધ પ્રાંતોમાં સૌથી વધારે પ્રમાણ [૭૩.૩ %] પંજાબનું છે. સૌથી ઓછું [૨૮.૩ %] આસામનું છે, જ્યારે મુંબઈ ઇલાકામાં ૪૮.૮% જ કેળવાએલા શિક્ષકો છે. માધ્યમિક શાળાની સ્થિતિ વધારે દુઃખદ છે. બ્રિટિશ હિંદમાં કેળવાએલા માધ્યમિક શિક્ષકોનું પ્રમાણ ૫૮.૪ % છે. અહીં પણ ૮૮.૪ % થી પંજાબ પહેલો નંબર લઈ જાય છે. ને ૨૧.૧ % સાથે બંગાળાનો નંબર છેલ્લો આવે છે; જ્યારે ૨૫.૯ % સાથે મુંબઈ ઇલાકાને પણ હજી ઘણો રસ્તો કાપવાનો છે. શિક્ષકોને તાલીમ આપવામાં આપણી સરકાર ને વિદ્યાપીઠે અત્યાર સુધી દાખવેલું દુર્લક્ષ આ આંકડાઓથી પુરવાર થાય છે; સાથે સાથે આ સંબંધે આપણી ભવિષ્યની જવાબદારીનું આ આંકડા આપણને ભાન કરાવે છે.

[ ૩ ] સરકાર કેળવણી પાછળ જે ખર્ચ કરે છે તેના આંકડા જોતાં માલૂમ પડે છે કે ઈંગ્લંડની સરખામણીમાં પ્રાથમિક કેળવણી પાછળ હિંદમાં ઘણો ઓછો ખર્ચ થાય છે. વળી માધ્યમિક કેળવણીને પણ સરકાર તરફથી યોગ્ય પોષણ મળતું નથી, જ્યારે વિદ્યાપીઠો અને કૉલેજો પાછળ સરકાર વધારે પડતો ખર્ચ કરે છે. સામાન્ય જનતાની જરૂરિયાત લક્ષમાં રાખીને પ્રાથમિક, માધ્યમિક ને ઉચ્ચ કેળવણી પાછળના ખર્ચનું પ્રમાણ નવેસરથી મુકરર કરવું જોઈએ.

—રણછોડદાસ મહેતા

# એક અગત્યની પ્રશ્નમાળા

ગયા અને આ અંક મળીને વર્ધા કેળવણી પરિષદે નીમેલી ડૉ. ઝાકીરહુસેન સમિતિના હેવાલનો અગત્યનો ભાગ આપણા સામયિકમાં છાપવામાં આવ્યો છે. ગઈ વખતે એના પર પોતાના વિચારો લખી મોકલવા અમે ગૂજરાતના કેળવણીકારોને વિનતિ કરી હતી. હજી અમને જોઈએ તેવો જવાબ મળ્યો નથી. જવાબ લખનારની સુગમતા ખાતર અને જવાબો ટૂંકા ને મુદ્દાસર બને એ હેતુથી અમે એક પ્રશ્નમાળા તૈયાર કરી છે. આ યોજનાની તરફેણમાં ઘણું કહેવાઈ ગયું છે એટલે એની સામે કંઈ વ્યવહારુ મુશ્કેલીઓ રજૂ કરવામાં આવે તો જેમના હાથમાં કેળવણીતંત્રનું સુકાન છે તેમને તે ઉપયોગી થઈ પડે, મુંબઈ સરકારે નીમેલી વિવિધ સમિતિઓને પણ તે માર્ગદર્શક થઈ પડે. આ દૃષ્ટિબિંદુ ધ્યાનમાં રાખીને આ પ્રશ્નમાળા તૈયાર કરી છે. એના પરથી કોઈ એમ ન માની બેસે કે તેના યોજકને નવી યોજના પ્રત્યે સગભાવ નથી. એ સગભાવથી પ્રેરાઈ ને જ, આખી યોજનાને વ્યવહારુ ને રાષ્ટ્રોપયોગી સ્વરૂપ આપવાના આશયથી જ, કેટલીક બાબતોની ચોખવટ કરવા ખાતર આ પ્રશ્નમાળા તૈયાર કરી છે. અમને આશા છે કે કેળવણીની પુનર્ઘટનામાં રસ લેતા સૌ ભાઈબેનો એના ટૂંકા જવાબ મોકલવાની તસ્દી લેશે. —તંત્રીઓ

૧. (ક) સાત વર્ષની ઉંમરે જ્યારે બાળક શાળામાં જોડાય ત્યારે તે ઉત્પાદક કામ કરવાની શક્તિ ધરાવે છે ખરું?

(ખ) જો ઉપરના પ્રશ્નનો જવાબ નકારમાં હોય તો ઉત્પાદક હાથઉદ્યોગ શીખવવા પહેલાં એનું હસ્તકૌશલ્ય ખીલવવા એને કેટલો વખત સુધી ને કેવા પ્રકારની તાલીમ આપવી જોઈએ?

(ગ) જો શરૂઆતમાં બાળકની ઉત્પાદનશક્તિ કાચી હોય તો એણે તૈયાર કરેલું સૂતર કે બીજો માલ બજારમાં વેચી શકાય ખરો? ને જો ન વેચાય તો શરૂઆતનાં વર્ષો દરમિયાન કેળવણી સ્વાવલંબી બનાવવાનો વિચાર કયાં સુધી નભી શકે?

૨. કેળવણીના પાયારૂપ હાથઉદ્યોગદ્વારા બૌદ્ધિક વિષયો [જન્મભાષા, ગણિત, ઇતિહાસ, ભૂગોળ, વિજ્ઞાન, ચિત્રકામ, વગેરે] નું શિક્ષણ કેટલે દરજ્જે શક્ય છે?

૩. બૌદ્ધિક વિષયો માટે જે અભ્યાસક્રમ ઘડવામાં આવ્યો છે તે વિદ્યાર્થીની ઉંમર (૭ થી ૧૪ વર્ષ) તથા ઔદ્યોગિક શિક્ષણનો બોજો ધ્યાનમાં લેતાં વધારે પડતો નથી લાગતો?

૪. શિક્ષકનો પગાર ઓછામાં ઓછો રૂ. ૧૫ નો ને બને તો રૂ. ૨૫) નો રાખવો એવી સૂચના થઈ છે. આ ધોરણ શું વાજબી લેખાય? ગામડામાં પણ એક શિક્ષક રૂ. ૨૫) માં પોતાના કુટુંબનો ભાર ઉપાડી શકે ખરો? નૂતન રાષ્ટ્રનો વિધાયક શિક્ષક સરકારી આર્થિક સંકડામણનો ભોગ બને ને બીજા અધિકારીઓ સરકારી તિજોરીમાંથી મોટા પગાર લે એને શું તમે વાજબી લેખો છો?

૫. ડૉ. ઝાકીરહુસેન સમિતિએ પાયારૂપ ઉદ્યોગ પાછળ રોજ ૩ ક. ૨૦ મિ. ગાળવાનું, બૌદ્ધિક વિષયો પાછળ રોજ ૧ ક ૫૦ મિ. ગાળવાનું તથા વ્યાયામ અને રજા માટે ૧૦-૧૦ મિનિટ ગાળવાનું સૂચવ્યું છે. આ સમય વહેંચણી શું વાજબી છે? જો ન હોય તો શાને લીધે?

૬. આ યોજના શહેરની શાળાઓમાં સર્વાંશે સ્વીકાર્ય થઈ પડશે ખરી? એમાં શી શી અડચણો નડવાનો સંભવ છે?

૭. ગ્રામવિભાગમાં આ યોજના પ્રમાણેની શાળાઓ જો દરેક ગામમાં ખુલે તો શું દરેક શાળામાં એકથી વધારે ઉદ્યોગ શીખવવાની જોગવાઈ થઈ શકે ખરી? જો ન થઈ શકે તો જુદી જુદી વૃત્તિવાળાં, ભિન્નભિન્ન ધંધાદારીનાં બાળકો શું એક જ બીબામાં ઘડાશે?

૮. આ સિવાય બીજી કોઈ પણ બાબત પર ખાસ રજૂ કરવા જેવા વિચાર હોય તો.

આંતરરાષ્ટ્રીય

# નૂતનશિક્ષણ સંઘ

શ્રી. ચન્દ્રવદન શાહ

[ New Education Fellowship ]

ચાલુ વર્ષ દરમિયાન આંતરરાષ્ટ્રીય નૂતનશિક્ષણ સંઘનું એક પ્રતિનિધિમંડળ ઓસ્ટ્રેલિયા, ન્યૂઝીલંડ ને હિન્દની મુલાકાતે આવી ગયું. જુલાઈ માસમાં ન્યૂ. એ. ફે.ની પરિષદ ભરાઈ ત્યારે ૬૦૦૦ શિક્ષકો અને ટ્રેઇનીંગ કૉલેજના વિદ્યાર્થીઓએ અને ૧૨–૧૫ હજાર પ્રેક્ષકોએ હાજરી આપી હતી. ઉપર્યુક્ત પ્રતિનિધિમંડળ આ પરિષદમાં ભાગ લઈ ઓસ્ટ્રેલિયા સિધાવ્યું. ત્યાં સપ્ટેમ્બર માસમાં પરિષદ ભરાઈ. ત્યાં પણ આ યુરોપીય શિક્ષણકારોનાં વ્યાખ્યાનોએ મોટી મેદનીમાં લોકોને આકર્ષ્યા ને વર્તમાનપત્રોએ તેમની યોગ્ય જાહેરાત કરી.

આ પ્રતિનિધિમંડળમાંના ડૉ. લોરિન ઝિલિયાકસ [નેતા], મિ. સૉલ્ટર ડેવિસ પ્રો. બોવે અને ઈંગ્લંડની બોર્ડ ઑવ્ એડ્યુકેશનના એક નિરીક્ષક મિ. એચ. ટી. હૅન્કીન હિંદ ઊતર્યા. ઇંગ્લંડમાં એક બાઈએ પ્રતિનિધિમંડળ હિન્દમાં ફરે તે માટે ૪૦૦ પૌંડ ભેટ આપ્યા તેથી આ મુલાકાત શક્ય બની.

આંતરરાષ્ટ્રીય ખ્યાતિ ધરાવનાર આ કેળવણીકારોએ ત્રાવણકોર, માઇસોર, હૈદરાબાદ, ગ્વાલિયર, વડોદરા ને ભાવનગરની મુલાકાત લીધી; તેઓ મુંબઈ, મદ્રાસ, કલકત્તા, દિલ્હી, લાહોર, લુધિયાના, પેશાવર, અલિગઢ, લખનૌ, બનારસ, ને શાંતિનિકેતન પણ જઈ આવ્યા. આ બધે સ્થળે વાર્તાલાપ ને વ્યાખ્યાનોનો ભરચક કાર્યક્રમ યોજવામાં આવ્યો હતો. શિક્ષકો ને કેળવણીમાં રસ લેતા સંખ્યાબંધ માણસોએ આનો લાભ લીધો હતો. મુંબઈ અને ભાવનગરના તેમના કાર્યનો હેવાલ સમાચારસંગ્રહમાં આપ્યો છે.

### • આંતરરાષ્ટ્રીય સંઘની સ્થાપના ને વિકાસ •

છેલ્લા યુરોપીય વિગ્રહનાં વિઘાતક પરિણામો સ્પષ્ટપણે જણાવા લાગ્યાં ત્યારે, એટલે ઈ. સ. ૧૯૧૫માં મિસિસ બિયાટ્રીસ એન્સોર અને તેના મિત્રમંડળે 'ન્યૂ એડ્યુકેશન ફેલોશીપ'ની સ્થાપના કરી. શરૂઆતથી જ આ સંસ્થાને આંતરરાષ્ટ્રીય સ્વરૂપ આપવામાં આવ્યું હતું ને આંતરરાષ્ટ્રીય આફતોનો સામનો કરવા જ તે અસ્તિત્વમાં આવી હતી. મિસિસ એન્સોર અને અન્ય સ્થાપકોનું એમ દૃઢ માનવું હતું કે આધુનિક યુગની પરિસ્થિતિને તેમ જ તેમાંથી ઉપસ્થિત થતા અનેકવિધ પ્રશ્નોને પહોંચી વળવાને નવીન પ્રકારની કેળવણીની જરૂર છે. ઈ. સ. ૧૯૨૧માં પહેલી આંતરરાષ્ટ્રીય પરિષદ આ સંઘે કેલેમાં બોલાવી. તેમાં વિવિધ દેશોના પ્રથમ પંક્તિના કેળવણીકારો ભેગા મળ્યા હતા. આમ સંઘના કાર્યની રીતસરની શરૂઆત થઈ. આજે ન્યૂ. એ. ફેલોશીપની ૫૧ શાખાઓ આખા જગતમાં ફેલાએલી પડી છે. આજે તેના વિચારોનો પ્રચાર કરનાર ૨૩ સામયિકો ૧૫ ભાષામા પ્રગટ થાય છે.

### • ફેલોશીપ એટલે શું ? •

આ સંસ્થાને રાજકારણ સાથે કે કોઈ પંથ સાથે કશી લેવા દેવા નથી. તે માત્ર શિક્ષકના જ હિતનો વિચાર કરતી નથી, પરંતુ બાળકને કેન્દ્રમાં રાખીને, જે કોઈ એના જીવન પર આછી–પાતળી અસર કરે છે તે સૌની સાથે આ સંસ્થા સંબંધ રાખે છે. આથી તે માત્ર માબાપો અને શિક્ષકો સાથે જ નહીં પરંતુ બધા દેશોના અને વિવિધ ક્ષેત્રમાં કામ કરતા અનેક સમાજસેવકો અને આંતરરાષ્ટ્રીય બાબતોમાં રસ ધરાવનાર અનેક લોકોની સાથે પણ સહકાર સાધે છે. અમુક સામાન્ય ઉદ્દેશોનો સ્વીકાર કરીને તેની સિદ્ધિ માટે દેશકાળની સ્થિતિ અનુસાર યોજના ઘડી કાઢવાની છૂટ સંઘના સભ્યોને આપવામાં આવી છે.

**· ઉદ્દેશ ને પ્રવૃત્તિ ·**

ગમે તે રાષ્ટ્ર, ધર્મ કે જાતની એકેએક વ્યક્તિને એવી કેળવણી મળે કે જેથી તેના સમગ્ર વ્યક્તિત્વનો વિકાસ થાય અને પોતાના જનસમૂહ—રાષ્ટ્ર પ્રત્યેની જવાબદારી સમજવાની ને અદા કરવાની તેનામાં શક્તિ આવે. આ હેતુને પાર પાડવા જરૂરી કેળવણી—વિષયક સુધારા વધારા રજૂ કરવાનો તથા બધા દેશોમાં તે આગળ ધપાવવાનો સંઘનો ઉદ્દેશ છે.

ન્યૂ એ. ફેલોશીપ વળી એમ માને છે કે ઘરમાં, શાળામાં કે વિદ્યાપીઠમાં અપાતા શિક્ષણમાં કેળવણી સમાપ્ત થતી નથી; એ તો દરેક વ્યક્તિના જીવનના અંત સુધી અવિરતપણે ચાલુ રહેતી એક ઘટના છે. આથી જીવન અને સમાજના જે જે તત્ત્વો કેળવણીને સ્પર્શે છે તેમાં આ ફેલોશીપ ઝીણવટભર્યો રસ લે છે અને પોતાના ઉદ્દેશોને અનુકૂળ હોય એવાં તત્ત્વોને પોષે છે.

પોતાના હેતુઓની સિદ્ધિ અર્થે ફેલોશીપે વિવિધ પ્રવૃત્તિઓ હાથ ધરી છે.

[ ૧ ] કેળવણીના આચારવિચારમાં જે વિકાસ થાય કે જે નવીન તત્ત્વો ઉમેરાય તે દુનિયા સમક્ષ અવલોકન કે ચર્ચા માટે રજૂ કરવાની તે એક પ્રયોગશાળા છે.

[ ૨ ] દુનિયાના જુદા જુદા દેશોના કેળવણીના ક્ષેત્રમાં જાણીતા થએલા વિચારકો ને શિક્ષકો વચ્ચે મિત્રાચારીભર્યો અંગત સંબંધ જાળવી રાખે છે. જુદી જુદી જાતોના સામાજિક રીતરિવાજો, માન્યતાઓ, વગેરેમાં જે ભારે તફાવત માલૂમ પડે છે અને જે ઘણીવાર આધુનિક જગતમાં ગેરસમજૂતી ને તકરાર ઊભી કરે છે, તે સમજવાની કેળવણીકારોને આ સંસ્થા આંતરરાષ્ટ્રીય દૃષ્ટિબિંદુવાળી પોતાની રાષ્ટ્રીય શાખાઓદ્વારા સગવડ કરી આપે છે.

[ ૩ ] ન્યૂ એ. ફેલોશીપ આંતરરાષ્ટ્રીય, વિભાગીય ને બીજી પરિષદો ગોઠવે છે.

[ ૪ ] પ્રતિનિધિમંડળોને વિવિધ દેશોની મુલાકાતે મોકલે છે.

**· ફેલોશીપની હિન્દી શાખાઓ ·**

હિંદમાં આ સંઘની પહેલી શાખા સ્થાપવાનું માન પંજાબને ભાગે જાય છે. એપ્રિલ ૧૯૩૩ માં જસ્ટીસ સર અબ્દુલ કાદરના અધ્યક્ષપદે આ સંઘ સ્થપાયો. તેજ વર્ષના નવેંબર માસમાં પ્રો. એ. આર. વાડિયાના પ્રયત્નોથી માઇસોરમાં પણ તેવી જ શાખાઓ સ્થપાઈ. આજે હિંદના નીચેના વિભાગોમાં ફેલોશીપની શાખાઓ છે; મુંબઈ, મદ્રાસ, બંગાળ, સંયુકત પ્રાંતો, મધ્ય પ્રાંતો, વાયવ્ય સરહદનો પ્રાંત, ગૂજરાત, ત્રાવણકોર, માઇસોર. આમાંના કેટલાક સ્થળે ફેલોશીપના પ્રતિનિધિમંડળની મુલાકાત પછી નવો ઉત્સાહ પ્રગટયો છે શિક્ષકો ઉપરાંત અનેક માણસો ફેલોશીપની પ્રવૃત્તિમાં રસ લેવા લાગ્યા છે અને આ પ્રવૃત્તિને વેગ મળ્યો છે એમાં શક નથી. મુંબઈમાં પ્રતિનિધિમંડળની મુલાકાત દરમિયાન ૧૦૦ થી વધારે ભાઇઓનો ત્રણ રૂપિયાનું લવાજમ આપી સંઘમાં જોડાયા છે એ પ્રોત્સાહક સમાચાર ગણાય. આપણે એટલું જ ઇચ્છીએ કે આ ઉત્સાહ દીર્ઘ કાળ પર્યન્ત ટકી રહે અને બધા સંઘો સક્રિય કાર્ય કરતા થઈ જાય.

નૂતનશિક્ષણ સંઘની ગૂજરાતની શાખાની શરૂઆત આપણે ઈ. સ. ૧૯૩૪ માં કરી હતી. તે વખતે આપણે એક સંમેલન ભર્યું ને ત્રણ પત્રિકાઓ કાઢી. ત્યાર પછી 'નૂતનશિક્ષણ' માસિક એજ આપણી મુખ્ય પ્રવૃત્તિ થઈ પડી છે. અલબત્ત ગયા બે વર્ષમાં કચ્છમાં આ સંઘની પ્રવૃત્તિનો વિસ્તાર સારા પ્રમાણમાં થયો છે એ ખાસ નોંધપાત્ર છે. છતાં હજી આ સંઘ આખા પ્રાંતમાં જાણીતો થયો નથી, ગૂજરાતના અનેક શહેરો કે જિલ્લાઓમાં તેણે પોતાની પ્રવૃત્તિનાં મથકો ખોલ્યાં નથી. સંઘની પ્રવૃત્તિમાં રસ લેનાર, તેના ઉદ્દેશો માન્ય રાખનાર ભાઇઓનો આ દિશામાં સક્રિય કાર્ય હાથ ધરે એ જરૂરનું છે. સુરતમાં આ સંઘ સ્થાપવાની પ્રવૃત્તિ ઉપાડી લેવામાં આવી છે ને આશરે ૧૨૫ શિક્ષકો સભ્ય તરીકે જોડાયા પણ છે. બીજા શહેરોમાં આમ કેમ ન થાય? *

* ફેલોશીપ પ્રતિનિધિમંડળના સ્વાગત માટે મુંબઈમાં નીમાએલી સમિતિની એક પત્રિકાને આધારે.

# સમાચારસંગ્રહ

## [૧] તેરમી અખિલ હિન્દ શિક્ષણ પરિષદ

અખિલ બંગાળ શિક્ષક મંડળનું આમંત્રણ સ્વીકારી તેરમી અખિલ હિન્દ શિક્ષણ પરિષદ ગયા ડિસેંબરના નાતાલ સપ્તાહ દરમિયાન કલકત્તામાં 'ઑલ ઇન્ડિયા ફેડરેશન ઑફ એડ્યુકેશનલ એસોશિએશન્સ'ના આશ્રયે મળી હતી. 'ફેડરેશન'ના પ્રમુખ શ્રી. શેષા દ્રિઆયર હતા. અને પરિષદના પ્રમુખ આન્ધ્ર યુનિવર્સિટિના વાઇસ ચાન્સેલર શ્રી. સી. આર. રેડ્ડી હતા. સ્વાગત મંડળના પ્રમુખ સનત્કુમાર ચૌધરી અને સામાન્ય મંત્રી શ્રી કે. પી. ચટ્ટોપાધ્યાય હતા. પરિષદ્‌ના સામાન્ય મંત્રી કાનપુરની શ્રી પ્રન્ત પ્રતિનિધિ હાઇસ્કૂલના પ્રિન્સિપલ શ્રી. ખત્રી હતા.

જુદા જુદા પ્રાંતોમાંથી મળી લગભગ ૩૦૦ પ્રતિનિધિઓએ આ પરિષદમાં હાજરી આપી હતી. મુંબઈથી આઠ પ્રતિનિધિઓ ગયા હતા. પ્રતિનિધિઓ માટે રહેવાની તથા ભોજનની સુંદર વ્યવસ્થા 'મેટ્રોપોલીટન ઇન્સ્ટીટ્યૂટ'માં કરવામાં આવી હતી. સ્વાગતમંડળના સભ્યો તથા સ્વયંસેવકોનો વિનય તથા આગન્તુકોની સગવડ સાચવવાની તેમની તત્પરતા અત્યંત પ્રશંસનીય હતાં. એક અઠવાડિયાના વસવાટ દરમિયાન કોઈ પણ પ્રતિનિધિને કશી પણ અડચણ પડી નથી, એ તેમની સિદ્ધ કાર્યદક્ષતા સૂચવે છે.

પરિષદ તા. ૨૬ મીથી શરૂ થઈ. આ દિવસે બપોરે ત્રણ વાગ્યે બંગાળના મુખ્યસચિવ શ્રી. ફઝલુલ હકે પ્રદર્શન ખુલ્લું મૂક્યું. શિક્ષણ જેવા કોમીવાદથી પર ગણાતા ક્ષેત્રમાં, તેમના ૨૫ મિનિટના ટૂંકા ભાષણ દરમિયાન પણ, તેઓ કોમવાદ અને તદ્ભવ કટુતા પર સંયમ સાચવી ન શક્યા એ શોચનીય હતું. સાંજે પ્રદર્શન જોવા સિવાય અન્ય કાર્યક્રમ ગોઠવાયો નહોતો, કારણ કે પ્રતિનિધિઓના આગમનનો તે પ્રથમ દિવસ હતો.

તા. ૨૭મીએ સવારે 'કાઉન્સિલ'ની પ્રથમ બેઠક મળી; આ પરિષદ પરત્વે 'કાઉન્સિલ' એ જ વિષયવિચારિણી સમિતિ ગણી શકાય. જે ઠરાવો ખુલ્લી બેઠકમાં મૂકાવાના હોય તેના પર ચર્ચા આ બેઠકમાં કરવામાં આવે છે અને એ ઠરાવોને યોગ્ય ભાષામાં મૂકવામાં આવે છે. કાઉન્સિલના પ્રમુખ શ્રી. શેષાદ્રિ આયર હતા.

બપોરની બેઠકમાં ફેડરેશનના પ્રમુખ, સ્વાગતમંડળના પ્રમુખ તેમ જ પરિષદના પ્રમુખ શ્રી. રેડ્ડીનાં ભાષણો થયાં. સર્વેનાં ભાષણોમાં અધુનિક શિક્ષણપ્રથા તથા તેના દોષો પરત્વે હિન્દભરમાં પ્રવર્તી રહેલાં આન્દોલનો પ્રતિબિમ્બિત થતાં હતાં. વર્ધા-યોજના થોડા સમય પૂર્વે જ પ્રકટ થઈ હોવાથી પ્રત્યેકનાં ભાષણમાં તેનો ઉલ્લેખ અથવા તેના પર સામાન્ય ચર્ચા હતી જ.

બીજે દિવસે સવારે જુદા જુદા વિભાગોની પ્રવૃત્તિઓ શરૂ થઈ. બાળક અને ગૃહશિક્ષણ વિભાગ, પ્રાથમિક શિક્ષણ વિભાગ, માધ્યમિક શિક્ષણ વિભાગ એમ લગભગ જુદા જુદા ૧૧ વિભાગો હોય છે. દરેક વિભાગનો મંત્રી, વર્ષ દરમિયાન શિક્ષણનાં તે તે અંગોમાં પોતાની કમિટિ' દ્વારા થયેલી પ્રગતિનો હેવાલ વાંચે છે અને તેના પર ત્યાં હાજર રહેલાઓમાંથી ટૂંક ભાષણો કે ચર્ચા થાય છે. વિભાગોની બેઠકો સમકાલીન જ હોવાથી કોઈ પણ એક વિભાગમાં જ ભાગ લેવો શક્ય હોય છે. ઘણીવાર એવું બને કે કોઈને બે-ત્રણ વિભાગોની પ્રવૃત્તિઓમાં રસ હોય। છતાં પણ તેને એક વિભાગમાં જ હાજરી આપી સંતોષ માનવો પડે છે. આ સ્થિતિ જરા કઢંગી છે ખરી, પણ અનિવાર્ય છે.

સાંજે ખુલ્લી બેઠકમાં 'વર્ધા યોજના' પર ઘણી જ રસમય ચર્ચા થઈ હતી. માત્ર બે વ્યક્તિઓ સિવાય લગભગ દરેક વક્તાએ એ યોજનાના મૂળભૂત સિદ્ધાંતોનો સ્વીકાર કર્યો હતો અને એકંદરે તેને આવકાર આપવાયોગ્ય ગણી હતી. આ વિષય પરત્વે સમગ્ર પરિષદ પોતાનો નિશ્ચિત અભિપ્રાય તત્કાલ દર્શાવી શકે તેવું અસંભવિત હોવાથી તેના પર વિચાર ચલાવી અભિપ્રાય બાંધવા એક પેટા સમિતિ નીમવામાં આવી હતી.

તા. ૨૯મીએ સવારે પુનઃ ભિન્નભિન્ન વિભાગોની બેઠકો મળી હતી; બપોરે સામાન્ય સભા મળી, જેમાં કેટલાક ઠરાવો પસાર કરવામાં આવ્યા હતા.

તા. ૩૦મીએ સવારે 'કાઉંસિલ'ની બીજી બેઠક થઈ, અને તેમાં નવા વર્ષ માટે કાર્યવાહક સમિતિ નિયત થઈ. આપણા પ્રાન્તમાંથી ડૉ. મેકેન્ઝી, શ્રી. સી. એ. ક્રિસ્ટી, મિસ કપિલા ખાંડવાળા, શ્રી. વી. કે. જોશી તથા શ્રી. એ. એસ. મજુમદાર ને તેમાં સ્થાન મળ્યું છે.

તે દિવસે બપોરે સામાન્ય સભાની છેલ્લી બેઠક મળી. ઠરાવોનું કામ પૂર્ણ થયે સર્વનો ઉપકાર માની પરિષદ પૂરી થઈ.

પરિષદના સર્વ દિવસો દરમિયાન, કલકત્તા તથા તેની આસપાસનાં જોવા લાયક સ્થળો જોવા માટે, દરરોજ બપોરે સહેલગાહ ગોઠવવામાં આવતી. વળી દરરોજ રાત્રે સંગીત, નાટ્ય, કે એવો કોઈ આકર્ષક કાર્યક્રમ પણ ગોઠવાતો. તા. ૩૧મીએ શાન્તિનિકેતન જવા માટે ગોઠવણ કરવામાં આવી હતી અને કેટલાક પ્રતિનિધિઓએ આ ગોઠવણનો લાભ લીધો હતો.

આમ લગભગ સાત દિવસના કાર્યક્રમને અંતે પરિષદની પૂર્ણાહુતિ થઈ.

## [૨] આંતરરાષ્ટ્રીય નૂતનશિક્ષણસંઘનું પ્રતિનિધિમંડળ

### · મુંબઈમાં ·

આંતરરાષ્ટ્રીય ન્યૂ એજ્યુકેશન ફેલોશીપનું પ્રતિનિધિમંડળ તા. ૬ ઠ્ઠી જાન્યુઆરી ૧૯૩૮ ને દિને હિન્દનાં વિવિધ સ્થળોની મુલાકાત લઈ મુંબઈ આવી પહોંચ્યું. પ્રતિનિધિમંડળના નેતા ડૉ. લોરિન ઝિલિયાકસ, બી. એસસી., એલ. એલ. ડી., હાલ આંતરરાષ્ટ્રીય ફેલોશીપના પ્રમુખ છે. તેઓ સ્વીડનમાં હેલ્સિંગફોર્સમાં એક પ્રયોગાત્મક શાળા ચલાવી રહ્યા છે. ડૉ. બોવે, ડિ. લિટ્., જીનીવાની વિદ્યાપીઠના પ્રયોગાત્મક શિક્ષણશાસ્ત્રના અધ્યાપક છે અને ફેલોશીપની સ્વિટ્ઝર્લંડની શાખાના ઉપપ્રમુખ છે. એમના પત્ની ગૃહકેળવણીના પ્રશ્નો ચર્ચતા એક માસિકનાં સહતંત્રી છે. મિ. અરનેસ્ટ સોલ્ટર ડેવિસ, એમ. એ., ઇંગ્લંડના કેન્ટ પરગણાના વિદ્યાધિકારી છે. ૪૨ વર્ષ પહેલાં શિક્ષકની કારકીર્દિ શરૂ કરીને આજે તેઓ પોતાના પરગણાના કેળવણીખાતાના વડા અધિકારી હોવા ઉપરાંત ઇંગ્લંડની અનેક શિક્ષણ સંસ્થાઓ ને સમિતિઓમાં છે. ઔદ્યોગિક શિક્ષણના પ્રશ્નનો તેમણે ખાસ અભ્યાસ કર્યો છે. મિ. જી. ટી. હેન્કીન ઇંગ્લંડના બોર્ડ ઑવ્ એજ્યુકેશનના એક નિરીક્ષક છે અને એના જ એક પ્રતિનિધિ તરીકે તેમણે ઑસ્ટ્રેલિયા અને ન્યૂઝીલંડની પરિષદમાં હાજરી આપી હતી.

પ્રતિનિધિમંડળના ત્રણ સભ્યોનાં જાહેર વ્યાખ્યાનો સર કાવસજી જહાંગીર હૉલમાં રાખવામાં આવ્યાં હતાં. પહેલું વ્યાખ્યાન મુંબઈના ગવર્નરને પ્રમુખપદેથી ડૉ. ઝિલિયાકસે આપ્યું હતું. 'કેળવણી અને લોકશાસન' [ Education & Domocracy ]નો વિષય આજના જમાનાનો વિષય હોવાથી આખો સભાખંડ માનવમેદનીથી ચિકાર ભરાઈ ગયો હતો. અનેક માણસોને બહાર ઊભાં રહેવું

પડયું હતું. બાળકોમાં કુમળી વયથીજ લોકશાસન માટે પ્રેમ કેળવવાની વ્યાખ્યાતાએ દર્દભરી અરજ કરી હતી. તેમણે જણાવ્યું હતું કે લોકશાસન એ માત્ર એક રાજકીય સિદ્ધાંત જ નથી પણ સમસ્ત જીવનવ્યવહારનો એક સાચો માર્ગ છે. જ્યાં લોકશાસનનો સિદ્ધાંત બાળકના વિકાસ દરમિયાન તેના જીવન સાથે વણી લેવામાં આવતો નથી, ત્યાં આગળ જતાં તે શહેરી તરીકેની પોતાની જવાબદારી ઉપાડવા અસમર્થ નીવડે છે. કેળવણી વિના લોકશાસન નિરર્થક છે ને લોકશાસન વિના કેળવણી અપૂર્ણ છે. એ બેઉને એકી સાથે લક્ષમાં રાખીને જો કેળવણીની પુનર્ઘટના કરવામાં આવે તો જ આજના સમાજની અપૂર્ણતાઓ દૂર કરવાની આશા રાખી શકાય.

બીજું વ્યાખ્યાન પ્રો. બોવેએ આપણા મુખ્ય પ્રધાન શ્રી. ખેરને પ્રમુખપદેથી આપ્યું. એમનો વિષય 'નિરક્ષરતા સામે જેહાદ' [Fight against Illiteracy] હતો. રશિયા, તુર્કી, સ્પેઈન, મેકસીકો, વગેરે દેશોમાં નિરક્ષરતા થોડા વખતમાં સફળતાપૂર્વક નાબૂદ કરવામાં આવી હતી, એને પગલે ચાલી હિન્દમાંથી પણ તે દૂર કરવા તેમણે સૌને હાકલ કરી હતી. આને માટે બે માર્ગ તેમણે સૂચવ્યા હતા: [૧] ફરજિયાત પ્રાથમિક શિક્ષણ અને [૨] પુખ્ત ઉંમરના માણસોનું શિક્ષણ બાળકોને શાળામાં મોકલવાથી જ તેઓ શિક્ષિત નથી બનતા; ઘણાનું જ્ઞાન પાછળથી અભ્યાસને અભાવે ધોવાઈ જાય છે. માટે હિન્દ જેવા મોટા દેશોમાં રાજ્ય તરફથી મોટી ઉંમરના સ્ત્રીપુરુષોને શિક્ષણ આપવાની જોગવાઈ થવી જ જોઈએ. આને અંગે તેમણે એક ચેતવણી આપી હતી. સામાન્ય રીતે આ લોકોને શેનું શિક્ષણ આપવું તે અમુક માણસો નક્કી કરે છે. વળી તેમાં પરીક્ષા પણ રાખવામાં આવે છે. બીજા દેશોનો અનુભવ એવો છે કે એ બંને બાબતોને લીધે મોટી ઉંમરના સ્ત્રીપુરુષો વર્ગમાં જોડાવા લલચાતાં નથી. જો તેમને જે જાતનું શિક્ષણ જોઈએ છે, તે અપાય, જે જાણવાની તેમનામાં ઈંતેજારી છે તે જો સંતોષાય તો તેઓ આવા વર્ગોનો વધારે લાભ લે. આવા વર્ગોમાં આપણો હેતુ અક્ષરજ્ઞાન આપવાનો નથી પરંતુ સામાન્ય જ્ઞાન આપવાનો છે એ વાત પર વ્યાખ્યાતાએ ખાસ ભાર મૂકયો હતો. પ્રમુખશ્રીએ નિરક્ષરતા સામે જેહાદ પોકરનાર લશ્કરમાં ભરતી કરવા શિક્ષિત વર્ગને આગ્રહ કર્યો હતો.

'ઉદ્યોગ અને જીવન માટે શિક્ષણ' [Education for Industry and for Life] એ વિષય પર મિ. સોલ્ટર ડેવિસે મુંબઈ વિદ્યાપીઠના ઉપકુલપતિના પ્રમુખપદે છેલ્લું વ્યાખ્યાન આપ્યું હતું. આપણી હાલની કેળવણી માત્ર બૌદ્ધિક કેળવણી છે. જીવનની પરિસ્થિતિ કે જરૂરિયાત સાથે તેનો કશો મેળ મેળવવામાં આવ્યો નથી, એમ કહીને વ્યાખ્યાતાએ જીવનમાં ઉપયોગી થઈ પડે, આધુનિક જીવનની વિવિધ ને વિષમ પરિસ્થિતિને પહોંચી વળવાની વિદ્યાર્થીને તાકાત આપે, આજના જમાનામાં દરેક કેળવાયેલા સ્ત્રી પુરુષ સારી રીતે પોતાનું ભરણપોષણ કરી શકે ને એક શહેરી તરીકે પોતાની ફરજ અદા કરી શકે એવી કેળવણી આપવાનો તેમણે આગ્રહ કર્યો હતો.

આ વ્યાખ્યાનો ઉપરાંત કેટલાક વાર્તાલાપો ને ચર્ચાનો કાર્યક્રમ પણ યોજાયો હતો. એમાંના મુખ્ય નીચેના વિષયો પર હતા: ઇતિહાસ શિક્ષણ; જૂની પ્રણાલિમાં ચાલતી શાળાઓમાં નૂતનશિક્ષણનું સ્થાન; ધ ન્યૂ એજ્યુકેશન ફેલોશીપ (આંતરરાષ્ટ્રીય); ઇંગ્લંડમાં શારીરિક કેળવણી. દરેક વક્તાના નિવેદન પછી શ્રોતાઓના પ્રશ્નોના જવાબ આપવાની પ્રથાને લીધે વ્યાખ્યાતાએ આપવા ધારેલી માહિતી ઉપરાંત બીજી માહિતી મેળવવાનું સુલભ બન્યું હતું. મુંબઈના માધ્યમિક શિક્ષકમંડળે રવિવારે સવારે ઑપેરા હાઉસમાં 'આ સભા જગતશાંતિ વિષે નિરાશા સેવે છે' એ વિષય પર

રસિક ચર્ચા ગોઠવી હતી. પ્રતિનિધિમંડળના સભ્યો ઉપરાંત શ્રી. જમનાદાસ મહેતા, મિ. ચાગલા અને પ્રો. કોરીઆ આફ્રાન્સોએ ચર્ચામાં ભાગ લીધો હતો.

ઈંગ્લંડની બોર્ડ ઑવ એડ્યુકેશને ઈંગ્લંડની જુદીજુદી પ્રકારની શાળાઓ, તેમની પ્રવૃત્તિ, વગેરેનાં ચિત્રો લઈ તેનું વર્ગીકરણ કરી તે સારી રીતે ગોઠવ્યાં છે. કેળવણીને લગતા કેટલાક તુલનાત્મક આંકડાઓ પણ રજૂ કર્યા છે. આ બધું પ્રદર્શનરૂપે સેકન્ડરી ટીચર્સ કૉલેજના હૉલમાં જોવાનો લાભ પણ મુંબઈની જનતાને મળ્યો. આ ચિત્રો પરથી શાળાઓના પ્રકાર, તેમનાં મકાનો, તેમનાં ઉદ્યાનો, તેમનાં સાધનો, તેમનાં વિદ્યાર્થીઓની શાળામાં, મેદાનમાં ને બહારની પ્રવૃત્તિઓ વગેરેનો સારો ખ્યાલ આવી શકે એમ હતું.

આ આખો કાર્યક્રમ અનેક દિવસોની વ્યવસ્થિત તૈયારી સિવાય સફળતાથી પાર ન જ પાડી શકાય. આને માટે એક મોટી સ્વાગતસમિતિ લેડી કાવસજી જહાંગીરને અધ્યક્ષપદે નીમવામાં આવી હતી. આખા કાર્યક્રમની જાહેરાત સારી રીતે થઈ હતી અને અનેક લોકોએ આ કાર્યક્રમનો લાભ લીધો હતો. આવો બોધપ્રદ ને રસિક કાર્યક્રમ યોજવા માટે તથા તેને સર્વાંશે સફળતાપૂર્વક પાર પાડવા માટે સમિતિના સભ્યોને ને ખાસ કરીને એના મંત્રીઓ—શ્રી. મગનલાલ વ્યાસ (પ્રિન્સિપલ, ન્યૂ ઇરા સ્કૂલ, મુંબઈ) અને પ્રો. ચોકસીને ધન્યવાદ ઘટે છે.

×

## • ભાવનગરમાં •

નૂતન કેળવણીનાં રસિયાં નરનારીથી આ 'ન્યૂ એજ્યુકેશન ફેલોશીપ'નું નામ અને કામ અજાણ્યું નહિ હોય. આ ફેલોશીપનું એક ડેલીગેશન છેલ્લા ત્રણેક માસથી હિંદમાં આવ્યું છે અને ફરતું ફરતું છેવટે અહીં ભાવનગરમાં પણ બે-ત્રણ દિવસ આવી ગયું.

મુંબઈનાં છાપાં વાંચનારાંઓએ જાણ્યું હશે કે એ ડેલીગેશનમાં પાંચ સભ્યો હતા પણ એમાંના ત્રણને પોતપોતાનાં અંગત કારણે મુંબઈથી સ્વદેશ ભણી જવું પડ્યું એટલે અહીં ભાવનગરમાં તો માત્ર બે જ સભ્યો આવી શક્યાં: પ્રોફેસર બોવે અને મેડમ બોવે.

તા. ૧૮-૧-૩૮ની મધરાતે તેઓ ઉદેપુર બાજુથી અહીં આવ્યાં. આ ડેલીગેશનને અહીં બોલાવી લાવનાર દક્ષિણામૂર્તિ સંસ્થા અને રાજ્યના કેળવણી ખાતાએ એમનું સ્વાગત કર્યું.

તા. ૧૯મીની સવારમાં દક્ષિણામૂર્તિ વિનયમંદિરમાં શહેરના શિક્ષકસમુદાય સાથે મહેમાનનો વાર્તાલાપ રાખવામાં આવ્યો હતો. એ મિલનમાં પ્રો. બોવે એકલા જ હાજર રહ્યા હતા. શ્રી. હરભાઈએ પ્રોફેસરનું ઓળખાણ આપ્યું અને પછી પ્રો. બોવેએ ન્યૂ એજ્યુકેશન ફેલોશીપ, તેનો ઉદ્દેશ અને કાર્ય વગેરેનો ટૂંકો ખ્યાલ આપ્યો. મહાત્મા ગાંધીજીની વર્ધા શિક્ષણ-યોજના વિશે પણ થોડું બોલ્યા.

પ્રો. બોવે એક ભવ્ય વ્યક્તિ છે. ૬૦-૬૫ વર્ષની આપણે ત્યાં વૃદ્ધ ગણાતી વયે તેઓ એક જુવાન જેવા દેખાય છે. એમની સફેદ થતી જતી દાઢી, એમનું ઝગમગ માથું તાલકું, એમની ઊંડાણભરી આંખો અને એમની ઊંચી દેહયષ્ટિ જોઈ મેં એક મિત્રને કહ્યું: "આ કોટપાટલૂનના પોશાકમાં આપણા કોઈ જૂના ઋષિવર્ય જાણે આપણી વચ્ચે આવી ઊભા હોય એમ મને લાગે છે!" સાચ્ચેજ પ્રો. બોવેના અહિંના બે દિવસમાં મને લાગ્યું કે આવા ઋષિઓ રાખવાનો ઇજારો કાંઈ આપણા દેશનો એકલાનો નથી. પ્રો. બોવે સ્વીટ્ઝર્લંડના વતની છે અને

આજીવન શિક્ષક છે. પણ એ એકલા શિક્ષક નથી. એ તો જે શીખવવાનું છે તેના અને જેને શીખવવાનું છે તેના એક પ્રખર વિચારક અને વિવેચક છે. એ અત્યારે ચાલી રહેલા બાળકના આત્માને હણી નાખનારા શિક્ષણના વિવેકી વિરોધી છે. બાળકનો વિચાર પહેલો કરવાનું એ કહે છે, ભણતરનો પછી. બપોર પછી એમણે દક્ષિણામૂર્તિ વિનયમંદિર જોયું. આ મંદિરની અભ્યાસ પદ્ધતિ, ડોલ્ટન પ્લેન અનુસાર ત્યાં અભ્યાસનું વાતાવરણ સ્વતંત્ર-મુક્ત છે. વિદ્યાર્થીઓને પોતાને રસ અને આનંદ આવે તેવા વિષયોમાં હોંશેહોંશે અભ્યાસ કરતા જોઈ આ મહેમાન દંપતિ ખૂબજ પ્રસન્ન થયાં. સંસ્થાના આચાર્યે મહેમાનોને શાળા બતાવ્યા પછી કાંઈ સૂચનાઓ માગી. પ્રોફેસર કહે છે: "શી સૂચનાઓ દઉં ? મારી સૂચનાઓ Carrying Coal to New Castle જેવી બને !"

ભાવનગર રાજ્યના વિદ્યાધિકારી સાહેબે પણ એ દિવસે સાંજના માજીરાજ ગર્લ્સ હાઇસ્કૂલમાં કેટલોક મનોરંજક કાર્યક્રમ રાખ્યો હતો. જે જોઈને મહેમાનોને આનંદ થયો.

તે દહાડે સાંજે સામળદાસ કોલેજમાં રાજ્યના દિવાન સાહેબના પ્રમુખપદ નીચે પ્રો. બોવેનું એક સુંદર વ્યાખ્યાન થયું. વિષય હતો: "માણસમાં રહેલી લડાયક વૃત્તિ અને શાંતિનું શિક્ષણ."

વ્યાખ્યાન ખૂબ જ વિદ્વત્તાભર્યું તેમ જ વિચારપૂર્ણ હતું. માણસમાં રહેલી કુદરતી fighting instinctને સંહારક માર્ગે ન વાળતાં જગતની રચનાને ઉપકારક માર્ગે વાળવાનો પ્રધાન સૂર એમાં હતો, એ લડાયક વૃત્તિ માણસમાં ક્યાં ક્યાં ને કેવા કેવા રૂપે દૃશ્યમાન થાય છે એનું પણ વિવેચન એ ભાષણમાં હતું.

તે દિવસે રાતના દ. મૂ. ગૃહના વિદ્યાર્થીઓ તરફથી મહેમાનોને બતાવવા ડાંડિયા રાસનો કાર્યક્રમ રખાયો હતો, જેમાં વિદ્યાર્થીનીબહેનોના રાસડા અને 'ચાલોને રમિયે રમિયે'વાળા ગીતનું સાભિનય ગાન ભાત પાડે તેવાં હતાં. ડાંડિયા રાસે તો જોનારામાં એવો રંગ પૂર્યો હતો કે જોવા આવનારામાંના રાજ્યના દિવાન શ્રી. અનંતરાય પટણી તથા પોરબંદર રાજ્યના વિદ્યાધિકારી શ્રી. છોટાલાલ માંકડ અને બીજા કેટલાક મોટેરાઓ પણ રાસમંડળીમાં જોડાયા હતા.

તા. ૨૦મીની સવારે મહેમાનોએ રાજ્યના કુમારશ્રી તથા બીજાં થોડાં બાળકો માટે ચાલતું રાજમહેલ બાળમંદિર જોયું

તે જ દિવસે બપોરે દક્ષિણામૂર્તિ બાળમંદિર, જુદી જુદી પ્રવૃત્તિઓ અને બાળમંદિરનાં બાળકોનાં લેખનકામનું પ્રદર્શન જોઈ મહેમાનોને ફરી બાળપણ અનુભવવાની ઇચ્છા થઈ. ત્યારપછી દક્ષિણામૂર્તિ ગૃહના વિદ્યાર્થીગૃહના વિદ્યાર્થીમંડળ તરફથી રખાયલી એક સભામાં મહેમાનો આવ્યાં હતાં. વિદ્યાર્થીઓએ એક નાનું પણ ભાવભર્યું માનપત્ર ખાદી-કાગળ પર લખી એમને એનાયત કર્યું હતું. વિદ્યાર્થીઓએ પોતાને હાથે જ બનાવેલી એક તકલીપેટી, તકલી તથા પૂણીઓ પણ મહેમાનોને ભેટ આપવામાં આવી હતી. આ નાના પણ ભાવભર્યા પ્રસંગથી મહેમાનો ખૂબ રાજી થયાં હતાં અને એમના ઉપકાર-વચનમાં તેમણે વિદ્યાર્થીઓને 'ફ્રેન્ડ્ઝ'-મિત્રો કહી સંબોધ્યા હતા.

સાંજના શહેરની દરબારી હાઇસ્કૂલમાં પ્રો. બોવેનું એક વ્યાખ્યાન હતું જેમાં તેમણે અત્યારની શાળામાં કેવા હૃદયપરિવર્તનથી એને નવી શાળા બનાવી શકાય એનો મર્મ કહ્યો હતો.

એકંદરે બને દિવસના આવા ખીચોખીચ કાર્યક્રમથી મહેમાનોને ખૂબ જ સંતોષ થયો હતો પ્રો. બોવેએ હાઇસ્કૂલમાંનું પોતાનું વ્યાખ્યાન પૂરું કરતાં કહ્યું હતું કે હિંદ ભરમાં ફરતાં ફરતાં અમે ઘણું જોયું છે પણ અહીંનું કામકાજ જોઈ અમે એટલાં પ્રસન્ન થયાં છીએ કે હિંદ છોડતાં મારો પહેલો શબ્દ એજ મારો છેલ્લો શબ્દ રહે છે અને તે એ કે હિંદ જ સમગ્ર વિશ્વનું માર્ગદર્શન કરશે.!

તા. ૨૧-૧-'૩૮ના રોજ મહેમાનો મુંબઈ તરફ રવાના થયાં.

રજૂ કરવાનો અમને મોકો મળશે તેમ પણ અમને લાગે છે. આ ઉદ્યોગોની આથી વિશેષ વિગતો આજે આપને નથી આપી શકતા. આવતા વર્ષના આ દિવસે પરિણામક કંઈક રજૂ કરી શકીશું તેટલી આશા બતાવીને હું વિરમું છું.

પણ આ બધાયનો અર્થ કોઈએ એવો તો નથી જ કરવાનો કે ચાલુ કેળવણી ઉપરનો ખર્ચ ઓછો થઈ જશે. તેવો ખર્ચ ઓછો થવા માટે તો આજના રાજકીય અને સામાજિક ધોરણોને બદલાવી નાખવા પડે. એ દિન તો આવે ત્યારે ખરો; પરંતુ અમારા આ નવા ફેરફારોથી કેળવણી લેનાર થોડું-ઘણું પણ ઉત્પન્ન કર્યાનો સંતોષ મેળવશે અને સાથે સાથે જ પોતાના હાથપગને જાગૃત અને જીવતા રાખશે, ચૌદેક વર્ષની ઉંમર સુધીનાં બાળકો શ્રમ-પ્રતિષ્ઠા કેળવશે, ઉદ્યોગો સાથે અનુસંધાન કરશે, ભવિષ્યની દિશા શકય તેટલી નિર્મળ કરશે અને પછી આગળ ઉપર ધંધાદારી થવું હોય તો પોતાના માર્ગને સ્પષ્ટતાથી જોશે. ત્યારપછીની કેળવણીમાં બુદ્ધિના શિક્ષણ ઉપરાંત શકય હોય તેટલા ધધા કે ઉદ્યોગોનું શાસ્ત્રીય શિક્ષણ અમે આપી શકીએ અને સમાજમાં કેળવાયેલા અને સંસ્કારી કારીગરો રજૂ કરી શકીએ એવી પણ અમારી તો મુરાદ છે.

પશ્ચિમના કેટલાક પ્રગતિશીલ દેશોમાં ઉદ્યોગને કેન્દ્રમાં રાખીને સમગ્ર કેળવણીનું કાર્ય કરવામાં આવે છે. આવા પ્રયોગો, પ્રજાનો અને રાજ્યનો પૂરો સાથ ન હોય તો સફળતાથી પાર ન પડે તે સહેજે સમજી શકાય તેવું છે. આવા કેટલાક પ્રયોગોને બંધ થઈ જવું પડયું હોય તો તેનો અર્થ એવો નથી જ કે એ યોજનામાં કોઈ તાત્ત્વિક દોષ હતો. આથી કેળવણીની યોજનાને પાર પાડવા માટે સર્વદેશીય વિદ્વાન અને કેળવાયેલા શિક્ષકોની અપેક્ષા રહે છે અને આજે તો સારાય જગતમાં આવા લોકો શિક્ષણના કાર્યમાં પડે છે જ કયાં? આપણા દેશમાં તો એ મહા દોષ છે જ અને તેથી કામ ઘણું વિકટ બને છે. અમારી તો એવી પણ ઉમેદ છે કે આવા સંસ્કારી અને કેળવાયેલા તેમ જ શિક્ષણને જ જીવનધર્મ માનનારા શિક્ષકોને તૈયાર કરવામાં અમે યથાશક્તિ ફાળો આપી શકીએ અને ઉદ્યોગને કેન્દ્રમાં રાખીને કેળવણી આપી શકાય, સફળતાથી અને સંગીન આપી શકાય, તે હકીકત પુરવાર કરવા સમર્થ બનીએ.

—હરભાઈ ત્રિવેદી

[૩]

## છાત્રાલય અને માબાપ

શાળાના શિક્ષકો કરતાં છાત્રાલયના ગૃહપતિઓને જે અનેક લાભો મળે છે, તેમાં એક લાભ એ છે કે ગૃહપતિઓને જાણ્યે અજાણ્યે પણ છાત્રોના માબાપોના પરિચયમાં આવવું પડે છે, અને એ તકનો લાભ લેનારા ગૃહપતિને માટે પોતાના શિક્ષણનું ક્ષેત્ર વિશાળ કરવાનો અવકાશ મળે છે.

અલબત્ત જે છાત્રાલયો છાત્રને શાળામાં જવા માટેના પૂરક રૂપે જ કામ કરતાં હોય છે, તેમાં કદાચ છાત્રોના માબાપો તથા ગૃહપતિને નજીકમાં આવવાનો સંભવ ઓછામાં ઓછો હોય છે. અને સંભવ જેટલા ટકા હોય છે, તેટલા ટકાના લાભ માટેનું અનુકૂળ વાતાવરણ આવી ઢબે ચાલતા છાત્રાલયમાં હોવાનો બિલકુલ સંભવ નથી.

કેળવણીના ખરા અર્થને ધ્યાનમાં રાખીને ચાલતાં છાત્રાલયો માટે માબાપોનો પરિચય એ કેવળ તક નથી, પણ તેની ફરજમાં પણ ગણીએ તો તે ખોટું નથી એમ મને લાગે છે. ઘણાં

માબાપો એમ જ માનતા હોય છે કે મારા છોકરાને છાત્રાલયમાં મૂકયા પછીની આર્થિક સિવાયની બીજી કોઈ જવાબદારી મારે માટે રહેતી નથી. વ્યવહારની દૃષ્ટિએ અલબત્ત છાત્રાલય અને છાત્રાલયના માબાપો વચ્ચેનો સંબંધ કેવળ આર્થિક છે, પણ એટલેથી જ ઇતિ કર્તવ્ય સમજતાં માબાપોની આ બેદરકારીને દૂર કરવા માટેના પ્રયત્નો પણ ખૂબ જ જરૂરી છે. દરદી દાકતરને ફી આપી મૂકે, એટલે દરદીને સાજો કરવાની બધી જવાબદારી દાકતરની જ ગણાય. કેટલીક પરેજી દરદીને પણ પાળવી જરૂરી છે જ, અને દરદી પાસે પળાવવાની ફરજ પણ દાકતર કરતાં તેના સ્વજનોની વધારે ગણાય. પણ આ દાખલો સંપૂર્ણ રીતે અહીં લાગુ પડે છે, એમ નથી. એમાં કહેવાનો ધ્વનિ એટલો જ છે કે છાત્ર ઉપર માબાપો તથા છાત્રાલય એ બન્નેના સંસ્કારોની અસર પડયા જ કરે છે. એ અસરો જેટલી એક બીજાને વિરોધી, તેટલું છાત્રને માટે વધારે મુશ્કેલ કામ બને છે.

અત્યારે કેટલા છાત્રો આ બે વાતાવરણની વચ્ચે કચડાય છે, તેમનાં મન કેટલાં તંગ રહે છે, કેટલા છાત્રો આ બે વાતાવરણ વચ્ચે ઝોલાં ખાય છે, એ આપણા કોઈથી અજાણ્યું નથી. અને આને પરિણામે કાં તો છાત્રનું જીવન નિષ્પ્રાણ થઈ જાય છે, કાં તો તે ઘરનો કે છાત્રાલયનો, એટલે કે છાત્રાલયમાં રેડાતાં બધાં તત્ત્વોનો, વિરોધી થઈને નીકળે છે. કાં તો તે દ્વિમુખી જીવન જીવનો થાય છે. આમાં ઘણે અંશે માબાપો જવાબદાર બને છે. કાં તો માબાપોએ બાળકને તે પોતાના જેવો જ બને એમ ઇચ્છતા હોય તો છાત્રાલયમાં મૂકવો નહિ. અથવા તો જે છાત્રાલય તેના જ જીવનધોરણ ઉપર ચાલતું હોય તેવા છાત્રાલયમાં મૂકવો; કાં તો જો માબાપ એમ ઇચ્છતા હોય, કે છોકરો ભલે 'સુધરે', તો પછી છાત્રને યથેચ્છ અવકાશ પોતાની રીતે ખીલવાનો આપવો જોઈએ. માબાપો પાસે ધોરણ પોતાનું જ હોય, અને પોતાના પુત્રને જે વાતાવરણમાં પોતે સુધરવાના સદ્‌હેતુથી મૂકયો હોય, છતાં તે કયા ધોરણે 'સુધરે' છે, તે ખબર ન હોવાથી પોતાનો પુત્ર તેને કાં તો બગડેલો દેખાય છે અથવા તો છોકરો સારો હતો, પણ છાત્રાલયમાં બગડયો, એમ માને છે, અને પ્રમાણિકપણે માને છે.

આમ થવાનું મુખ્ય એક જ કારણ છે કે છાત્રાલયો આજે માબાપના પરિચયમાં ન છૂટકે જ– આવવું પડે ત્યાં આવે છે. આમાં આપણે શિક્ષકોએ જ આગળ પડીને પ્રયત્ન કરવાનો છે. માબાપોને પોતાના પુત્રમાં જે કંઈ ઓછોવત્તો રસ સ્વાર્થને કે પ્રેમને કારણે રહેલો છે, તેનો લાભ લઈ છાત્રોને અપાતી કેળવણીમાં પણ તેને રસ લેતા કરવામાં આવે, તો છાત્રાલયે એક માર્ગે એ સેવા સાધી ગણાશે એટલું જ નહિ, પોતાનો માર્ગ તે રીતે વધારે સરળ થશે અને તેમાંથી વધારે નહિ તો માબાપો પોતે, આપણું દૃષ્ટિબિન્દુ જીવનમાં ન ઉતારે તો પણ તે તરફ સહિષ્ણુ તો બનશે. અને એ પણ અત્યારે તો ઓછું નથી.

જે રીતે છાત્રાલય સંસ્થાનું આ કર્તવ્ય આપણે અહીં આંક્યું, તે રીતે જોતાં 'છાત્રાલય અને માબાપ'નું આ નવું રૂપાંતર ઉચિત જ છે.

—મૂળશંકર ભટ

## [૪]

## માબાપોને

કેળવણીના સામાન્ય કામ માટે તમારી સાથે કોઈ ભાગ્યે જ વાત કરતું હોય છે. શિક્ષણમાં તમે કશું જ સમજતા નથી એવું તો તમે પોતે જ માનતા હો છો; પરંતુ ખરી વાત એમ છે કે તમારી માન્યતા અને સમાજની માન્યતા ખોટી છે. મનુષ્ય માત્ર જન્મે છે ત્યારથી તે મરે છે ત્યાં સુધી

એક પ્રકારની કેળવણી જ લીધા કરે છે. અને શિક્ષણના કામ માટે તો જુદી જુદી સ્વતંત્ર સંસ્થાઓ કાઢ્યા વિના કોઈ પણ યુગમાં ચાલ્યું જ નથી. એમ તો તમારા રોજના વ્યવહારમાં તમારાં બાળકોને તમે જુદા જુદા પ્રકારનું શિક્ષણ આપી જ રહ્યાં હો છો. શિક્ષણ માત્ર બુદ્ધિનું જ હોય એમ માનવાની જરૂર નથી. જીવનનો વર્તાવ શીખવવામાં તેમ જ વ્યવહારુ દિશા બતાવવામાં એ દિશાનું તમે બાળકોને શિક્ષણ જ આપો છો. કેળવણીમાં જીવનવ્યાપી વસ્તુ છે એવી કેળવણી બાળકો ચોવીસે કલાક લઈ રહ્યા હોય છે. તેવા કેળવણીકારમાં તમારો પણ સમાવેશ થઈ જ જાય. કોણ જાણે કેમ પણ આજે એક એવી માન્યતા ફેલાઈ ગઈ છે કે કેળવણીનું કામ શિક્ષક વિના બીજું કોઈ કરી શકે જ નહિ, આનું જો કોઈ ખરાબ પરિણામ આવ્યું હોય તો તે એ છે કે તમે માબાપો તમારાં પોતાનાં જ બાળકોની કેળવણી તરફ બેદરકાર બનવા લાગ્યા છો. હું તમને એ સમજાવવા માગું છું કે એ માન્યતા ખોટી છે અને એ બેદરકારી જોખમકારક છે. તમારા બાળકોના સમગ્ર વિકાસ માટે તમારે પણ જુદા જુદા શિક્ષણક્ષેત્રોનો અને કેળવણીનો વિચાર કર્યા વિના છૂટકો નથી.

તમારું બાળક તમારે ઘેર અવતરે છે ત્યારથી જ કેળવણી લેવી શરૂ કરે છે. એવી કેળવણી માટે તમે સીધા પ્રયત્ન કરો કે ન કરો પરંતુ બાળક તો પોતાને જોઈતું પોષણ મેળવ્યા જ કરતું હોય છે. તમારું ઘર અને ઘરના હવા પ્રકાશ, તમારો ખોરાક અને ખોરાકની વિવિધતા, કુટુંબનો અંદર અંદરનો સંબંધ અને એ સંબંધ વ્યક્ત થવાની રીતો, બાળકનો ધુધવાટ અને તમારો જવાબ, તમારી વત્સલતા અને બાળકનું નિર્દોષ હાસ્ય–આ બધું જ બાળકની કેળવણી બની રહે છે. આપણું આર્ય તત્ત્વજ્ઞાન તો એમ પણ કહે છે કે ગર્ભાધાનથી માંડીને માતાના ઉદરમાં ગાળવા પડતા નવ મહિના પણ બાળકને અનેક પ્રકારની માનસિક કેળવણી આપ્યા જ કરતાં હોય છે. પશ્ચિમમાં નવું વિકસેલું માનસશાસ્ત્ર આ જ પુરાણી કથા ફરીફરીને આપણને સંભળાવે છે. બાળક ગર્ભમાં હોય છે ત્યારે માતાના તમામ સ્થૂળ વ્યવહારો અને માનસિક વ્યાપારો એને એક પ્રકારની કેળવણી જ આપી રહ્યા હોય છે આપણા માતપિતાઓએ આ વસ્તુ સમજી લીધી નથી. હવે એ યુગ જરૂર આવી પહોંચ્યો છે કે જ્યારે બાળકની સર્વાંગી કેળવણીની ઝીણામાં ઝીણી બાબતો તરફ પણ દુર્લક્ષ રાખવું પોષાય નહિ.

સમાજનું ભયંકર અજ્ઞાન અને માબાપની બેદરકારી સમાજના ભાવિ શહેરીઓની કેળવણીનું કામ દુર્ઘટ કરી મૂકે છે. અમારો એવો ઇરાદો છે કે બાળકની કેળવણીનો સર્વાંગી વિચાર કરવામાં માતપિતાઓએ કેવી રીતે વર્તવાનું હોય તે સંબંધમાં જરૂરી હકીકતો પૂરી પાડવી. આ લેખમાળા તેવા પ્રયત્નોનો પ્રથમ હપતો છે. સામાન્ય રીતે માબાપોના રોજના વ્યવહારને અને મૂંઝવણોને ધ્યાનમાં રાખીને લખવામાં આવશે તેમ છતાં ય આ લેખમાળા વાંચનાર દરેક માબાપ પોતાના વિશિષ્ટ કોયડાઓ લખી મોકલશે તો તેને પણ ચાલુ વિચારણામાં સમાવી દઈ તેને પણ વધારે વ્યવહારુ બનાવી શકાશે.

—શ્રી. હરભાઈ ત્રિવેદી



મુદ્રક . ઈશ્વરલાલ ઇચ્છારામ દેસાઈ 'લોકવાણી' મુદ્રણમંદિર ચૌટાપુલ . સૂરત
પ્રકાશક ચન્દ્રવદન ચૂનીલાલ શાહ . દેસાઈપોળ . સૂરત

# છાત્રાલય અને માબાપ

[૧]

## વાંચનાર ભાઈબ્હેનોને

ગયા અંકમાં જ અમે ખબર કરી દીધી હતી કે ભાવનગરથી પ્રગટ થતા છાત્રાલય માસિકને હવે પછીથી આ માસિક સાથે જોડી દેવાનું અમે નક્કી કર્યું છે. છાત્રાલય માસિકે છેલ્લાં દશ વર્ષ દરમિયાન પોતાથી બનતી યથાશક્તિ સેવા છાત્રાલય જગતની અને માતપિતાઓની કરી છે. એ માસિકનું પ્રકાશન બંધ થાય તે ઇચ્છવા જેવું નથી તેથી થોડીએક આર્થિક મુસ્કેલીઓ વહોરી લઈને પણ અમે અમારા માસિક ભેગું એને ચાલુ રાખવા ધાર્યું છે.

અમે જોઈ શક્યા હતા કે એ માસિક, છાત્રાલયના શાસ્ત્ર પૂરતું પારિભાષિક બન્યું હતું. સામાન્ય માબાપોને એમાંથી જાણવા-વિચારવા જેવું ઘણું ય મળતું હતું. છતાંય સામાન્ય માતપિતાઓને સીધી રીતે કહી શકાએ તેટલી એની મર્યાદા ન હતી. એ ખામી દૂર થાય તો માબાપોના રોજના પ્રશ્નોને પણ પહોંચી વળી શકાય અને તેમને ઉપયોગમાં આવે તેવું સાહિત્ય તેમની પાસે ધરી શકાય તેટલા સારુ અમારા આ વિભાગને અમે 'છાત્રાલય અને માબાપ' એવું નામ આપ્યું છે. અમારી ઉમેદ છે કે છાત્રાલયોના કૂટ પ્રશ્નોનો નિકાલ લાવવામાં અને માતપિતાઓને ઉપયોગી થઈ પડવામાં આ માસિક કંઈક સંગીન કાર્ય કરી શકે. અમારા એવા કાર્યનો આધાર જનતાના સાથ ઉપર નિર્ભર છે.

આપના તરફ આ માસિકનો ચાલુ અંક અવલોકનાર્થે મોકલ્યો છે. આપ છાત્રાલય માસિકના ગ્રાહક છો. અને 'નૂતનશિક્ષણ' માસિક વાર્ષિક એક જ રૂપિયાના વધારાથી આપના હાથમાં ત્રણથી ચાર ઘણું સાહિત્ય રજૂ કરે છે. અમને પૂરી આશા છે કે, આપ આ માસિકના ગ્રાહક બનશો અને બદલામાં શિક્ષણનું ઉપયોગી સાહિત્ય દર માસે મેળવી જરૂરી લાભ ઉઠાવશો. છાત્રાલય માસિકના ગ્રાહકોમાંથી ૨૦૦–૨૫૦ જેટલી સંખ્યા આ વધારો ઊમેરવાથી અમને મળી શકવાની છે એની અમે ગણતરી કરી છે. એ ગણતરી ઉપર જ દર મહિને થોડાએક વધારે પાનાં આપવા પણ નક્કી કર્યું છે. આપના સહકાર ઉપર આધાર રાખીને અમે આ સાહસ ખેડ્યું છે. અમને ખાતરી જ છે કે અમને ધાર્યો સાથ મળશે.

—તંત્રીઓ

[૨]

## દક્ષિણામૂર્તિ વિદ્યાર્થીભવન

### [ નિયામકના નિવેદનમાંથી ]

વિદ્યાર્થીગૃહ એ અમારું સૌથી જૂનું અંગ છે. એ વિભાગમાં વિદ્યાર્થીના ચારિત્ર્યઘડતર માટે અને જીવનનાં સર્વાંગી વિકાસ માટે પ્રયોગો અને પ્રયત્નો કરવામાં આવે છે. અમારું એ કામ તો હંમેશ માફક ચાલુ જ રહ્યું છે. બાળકોના નિત્યના અણઉકલ્યા વર્તાવથી હારી જઈ, અમને સોંપવામાં આવે તેવાં બાળકો ઉપર પ્રયોગો કરીને અમે સંતોષજનક પરિણામો લાવવા પ્રયત્નો કર્યા છે. આપણા વિદ્યાર્થીઓ ગંભીર ગણીએ તેવા અને વિચિત્ર વર્તાવો લઈને અમારે ત્યાં આવે છે. તેઓ બીકુ અને ડરપોક હોય છે. પરતંત્ર અને પરાવલંબી હોય છે. નાની મોટી શારીરિક કુટેવોથી ભરપૂર હોય છે. અણવિકસેલી અને અવળે માર્ગે વળેલી માનસિક શક્તિઓ લઈને તેઓ આવ્યા હોય છે.

તેઓ વધારે પ્રમાણમાં ઉર્મિલ હોય છે અને બુદ્ધિના વિકાસમાં આવશ્યક કક્ષાથી ઘણા નીચા હોય છે. સ્વચ્છતાના કશા જ સાચા ખ્યાલો તેમની પાસે નથી હોતા અને વ્યવસ્થાશક્તિ તો છેક જ કુંઠિત થયેલી હોય છે. તેમના માતાપિતાની આર્થિક સ્થિતિ નજર આગળ રાખીને જીવવાની ટેવ તેમને પડેલી નથી હોતી. આ બધીય બાબતો અમારા ગૃહના કામની ભૂમિકારૂપ બની રહે છે અને ત્યાં જ અમારી કસોટી છે. વિદ્યાર્થીઓને સોંપેલા જવાબદાર તંત્ર દ્વારા પોતાને જ હાથે ચલાવી રહેલા કોઠાર, ભોજન અને દુકાનના વહીવટદ્વારા, વ્યાયામ અને રમતો દ્વારા, વિદ્યાર્થીઓ અને ગૃહપતિઓનાં રોજનાં નિકટના પ્રેમભર્યા સંબંધોદ્વારા આ કામમાં સફળતા મેળવવાના અમારા પ્રયત્નો હોય છે. આપ સૌ અવારનવાર અમારા એ કામને તપાસતા રહો એવી અમારી વિનતિ છે અને જ્યાં જ્યાં જરૂર જણાય ત્યાં ત્યાં અમને સલાહસૂચનો અને માર્ગદર્શન કરાવતા રહો એવી અમારી માગણી છે.

વિનયમંદિરના કામકાજ તરફ નજર નાખવાનું આપને કહેતાં મને તેટલો જ આનંદ થાય છે. આર્થિક મુશ્કેલીઓએ અમારા અધ્યાપક વર્ગનું કામ બેવડું કરી મૂક્યું છે અને તેમના વેતન પર કાપ મુકાવ્યો છે અને છતાં ય અમારો સમગ્ર અધ્યાપક વર્ગ બેવડા ઉત્સાહથી અને બેવડા જોરથી પોતાનું કામ ચલાવ્યે રાખે છે. છ મહિના પહેલાં જ અમારા મોટા ભાગના શિક્ષક ભાઈઓને રહેવા માટે મકાનો આપવાની આછીપાતળી ગોઠવણ અમે કરી શક્યા છીએ અને તેમ કરીને થોડી ઘણી પણ તેમને રાહત મળી શકી છે એ સંસ્થા માટે સંતોષની બીના ગણાય.

બુદ્ધિના બધા જ શિક્ષણ–વિષયો અમારા વિનયમંદિરમાં શીખવાય છે. ઉપરાંત કલા અને સંગીતના શિક્ષણનું કામ વધારે ને વધારે શાસ્ત્રીય અને વ્યાપક સ્વરૂપ પકડતું જાય છે, અને શાળા વિભાગોની સંયુક્ત યોજનાઓથી અમે જે ઉત્સવો ઊજવીએ છીએ તે ઉત્સવોના પ્રસંગોએ અમારા સંગીત વિભાગના વિદ્યાર્થી ભાઈબહેનોનું કામ જોવાની આપમાંના ઘણાને તક સાંપડી જ હશે. કંઠ અને સાજો ઉપરનો વિદ્યાર્થીઓનો કાબૂ વૈજ્ઞાનિક દિશામાં વહી રહ્યો છે. અને કેવળ જનતને બહલાવવાનું સાધન મટીને સંગીતનો વિષય વૈજ્ઞાનિક મહત્ત્વનો અને સામાજિક ઉપયોગનો બનવા લાગ્યો છે. વિદ્યાર્થીના નિત્ય જીવનમાં અને નાના મોટા ઉત્સવોમાં સંગીતનું મહત્ત્વ ઘણું વધ્યું છે અને દિનપ્રતિદિન વધતી જતી એકરાગતા અને એકતાનતા એનો સબળ પુરાવો આપે છે.

આજે આપની સમક્ષ એક નાનકડું કળા પ્રદર્શન રજૂ કરવામાં આવ્યું છે. આ પ્રદર્શન ગત મહિનાના સર્જનો માત્રનું છે. અમારા વિનયમંદિરના કલાસંઘે હમણાં જ આ નવી યોજના હાથ ધરી છે. દર મહિને ચિત્રકળાની પ્રગતિસૂચક આવાં પ્રદર્શનો ભરવાનો તેમણે ઠરાવ કર્યો છે, આ પ્રદર્શનમાંથી આપ સૌને વિનયમંદિરના વિદ્યાર્થીઓની કળાવિષયક પ્રગતિનો આંક આવી શકશે.

બુદ્ધિના બાકીના તમામ વિષયોના અભ્યાસ માટે તે તે વિષયોના પ્રયોગમંદિરો ઊભાં કરવામાં આવ્યાં છે. વિનયમંદિરનું કામ તો સ્વાધ્યાય પદ્ધતિથી છેલ્લાં દસ બાર વર્ષોથી ચાલી રહ્યું છે એ તો આપ સૌ કોઈ જાણો જ છો. એ પદ્ધતિથી અમને સૌને સંતોષ છે અને બીજી કોઈ પણ શિક્ષણપદ્ધતિના કરતાં આ પદ્ધતિથી અમને વધારે સંગીન પરિણામો જણાયાં છે. આ પદ્ધતિને લીધે જ મોડા વહેલા આવનારા વિદ્યાર્થીઓને સતુંલતા રહી છે, અને વધારે ઝડપથી ચાલનાર તેમ જ ઓછી ઝડપથી ચાલનાર વિદ્યાર્થીઓને પોતપોતાનો માર્ગ કાપવાની અનુકૂળતા સાંપડી છે. મનુષ્ય માત્ર જ્ઞાનપિપાસુ છે એ સત્યનું દર્શન અમને આ પદ્ધતિએ કરાવ્યું છે.

ઉદ્યોગો સંબંધમાં કશું જ આશાજનક આપની પાસે મૂકી શકાય તેમ નથી. હું કહી જ ગયો છું કે આર્થિક મુશ્કેલીના કારણે ઉદ્યોગોનો મોટો ભાગ અમારે બંધ કરવો પડયો છે. માત્ર શિક્ષણનું કાર્ય વિનીત વર્ગના વિદ્યાર્થીઓ માટે વિકલ્પે ચાલી રહ્યું છે. ગૂજરાત વિદ્યાપીઠના જે જે વિકલ્પો અમે સ્વીકાર્યાં હતાં તેમાંથી આજે તો શીવણ અને વ્યાયામ એ બે જ માત્ર ચાલી રહ્યાં છે.

વિનયમંદિરનું કામ કેવળ પ્રયોગમંદિરોની દીવાલોમાં જ અટવાઈ ન રહે તેની હમેશાં અમે કાળજી રાખી છે. વિનયમંદિરમાં જે જુદાં જુદાં મંડળો ચાલે છે તે દ્વારા બુદ્ધિના અભ્યાસકાર્ય ઉપરાંત વિદ્યાર્થીઓ, જીવનની જરૂરી એવી બીજી પ્રવૃત્તિઓ પણ ચલાવ્યા કરે છે અને આવશ્યક વિકાસ સાધે છે. ભારતસંઘ, ચર્ચાસંઘ, સાહિત્ય મંડળ, કુમારી મંડળ, વગેરે સંઘોને એક દોરે પરોવવા માટે સમગ્ર 'વિદ્યાર્થી સંઘ' પોતાનું એક તંત્ર ચલાવી રહ્યો છે.

આપ સૌ જાણો છો કે અમારી સંસ્થામાં ખાદી પહેરવી અને કાંતવું એ સૌ કોઈને માટે ફરજિયાત છે. એ ફરજનો ભાર દુર્ઘટ ન લાગે અને કાંતવું એ સામાન્ય જીવનક્રમનું એક અંગ માત્ર છે તેવું વાતાવરણ પેદા થાય અને ટકી રહે તે સારુ સંસ્થાના તમામ અધ્યાપક ભાઈબહેનો હમેશાં સાંજે એક સાથે ગળાને અડધો કલાક કાંતે છે. આને હું સંસ્થાની એક વિશિષ્ટતા ગણાવું.

હવે એક ઘણી જ મહત્ત્વની બિના આપ સૌની સમક્ષ રજૂ કરવા માટે હું મારી જાતને ધન્ય ગણું છું. આપ સૌના જાણવામાં એ આવ્યું જ છે કે અમારી સંસ્થાને આ શહેરના વાતાવરણમાંથી ઉપાડી લઈને વધારે નિર્મળ, વધારે શાંત અને વધારે ફલદાયી એવા કોઈ ગામડા નજીકના વાતાવરણમાં બેસાડવા માટે છેલ્લાં ત્રણેક વર્ષથી અમે ઉહાપોહ કરી રહ્યા છીએ. અઢી વર્ષ પહેલાં એ વિચાર પહેલો-વહેલો અમે પ્રગટ કર્યો ત્યાર પછી કેટલાક મહત્ત્વના કારણોસર તેને અમારે મુલતવી રાખવો પડયો હતો. બે મહિના પહેલાં જ અમે એ વિચારને ફરીથી સતેજ કર્યો. અમારી વિદ્યાસભા પાસે એની વિગતો ચર્ચી, અમારા અધ્યાપક વર્ગ પાસે તો એની દરેકેદરેક બાજુ છણી અને એનાં પરિણામો લંબાણથી ચર્ચ્યાં અને પછી જ વ્યવસ્થાપક મંડળ પાસે અમે અમારી દરખાસ્ત રજૂ કરી. વ્યવસ્થાપક મંડળે પણ એના ઉપર ખૂબ જ લંબાણથી અને વિગતોથી ભરપૂર એવી વિચારણા ચલાવી હતી. આપ સૌને જણાવતાં અમને ખૂબ હર્ષ થાય છે કે આખરે ગઈ કાલે જ સમગ્ર વ્યવસ્થાપક મંડળ એકમતે એવા નિર્ણય ઉપર આવ્યું છે કે આવતા નવા વર્ષથી આ સંસ્થાએ કેળવણીના નવા દૃષ્ટિબિન્દુને નજર આગળ રાખીને અને દક્ષિણામૂર્તિ સંસ્થાએ સ્વીકારેલા શિક્ષણના આદર્શોને વફાદાર રહીને એક ગ્રામવિભાગ શરૂ કરવો. આપને એ જણાવતાં પણ મને અત્યંત હર્ષ થાય છે કે એવા મુશ્કેલ અને અસાધારણ શક્તિ માગી લે તેવા પ્રયોગ માટે અમારામાંના શ્રી. નાનાભાઈ ખુદ એ વિભાગ સંભાળે તેવી યોજના કરવામાં આવી છે. અગાઉ અમે શરૂ કરેલી અમારી ગ્રામશાળાથી એ વિભાગ બે રીતે જુદો પડશે. એક તો આ સંસ્થાના જન્મ અને ઊછેરમાં જેણે પોતાનું સર્વસ્વ ખરચ્યું છે તેવા અમારા સૌના પ્રેરક અને મુરબ્બી શ્રી. નાનાભાઈ પોતે જ આ પ્રયોગ હાથ ધરે છે તે, અને બીજું પ્રાથમિક કેળવણીની પુનર્ઘટના માટે હમણાં આપણા દેશમાં જે ઉહાપોહ મચી રહ્યો છે તે દિશામાં અમે કંઈક કરી બતાવીએ તેવી અમારી મહત્ત્વાકાંક્ષાને મૂર્ત સ્વરૂપ મળે છે તે. આપણા દેશમાં જે ભયંકર અજ્ઞાન અને નિરક્ષરતા પ્રવર્તે છે તેને ટાળવા સારુ પ્રાથમિક શિક્ષણને મફત અને ફરજિયાત બનાવવાની ઉગ્ર ઘોષણા આજે આપણા દેશભરમાં ચાલી રહી છે. આપણું પ્રાથમિક શિક્ષણ તો દારવેચાણની

આવકમાંથી ચાલે છે. રાષ્ટ્રીય સરકાર દારૂબંધી કરવા મથે છે. પરિણામે પ્રાથમિક શિક્ષણનો પ્રશ્ન વધારે વિકટ બને છે. આ તો એક ઊકેલ સૂચવાયો છે. સ્વાવલંબી શિક્ષણ અને તે સિદ્ધ કરવા માટે ઉત્પાદક ઉદ્યોગોનો શિક્ષણસંસ્થાઓમાં મોટા ભાગનો પ્રવેશ. એના પક્ષકારો ઘણા છે. એનો વિરોધ કરનારા અને શંકાઓ ઉઠાવનારાઓની પણ ઘણી મોટી સંખ્યા છે. ઉદ્યોગો લાવતાં સાચી કેળવણી મરી જશે અને પ્રજા સંસ્કારવિહીન–જડ થઈ જશે તેનો પણ એક સૂર વિદ્વાન ગણાતા પક્ષમાંથી નીકળે છે દક્ષિણામૂર્તિ પાસે કેળવણીના કામનો ૨૭ વર્ષનો અનુભવ છે અને એ અનુભવ ઉપર એ જરૂર દાવો કરવા માગે છે કે આ પ્રશ્નનો નિકાલ લાવવામાં એનો પ્રયોગ કંઈક વ્યવહારુ દિશા જરૂર બતાવી શકે. અમને પૂરી ઉમેદ છે કે, અમારો ગ્રામવિભાગ જતે દિવસે એ કોયડાના ઊકેલમાં પોતાનો કિંમતી ફાળો આપશે. એ કેમ બનશે એ તો હવે પછીનો કાળ નિર્ણય કરશે.

અમારી સંસ્થાની આર્થિક સ્થિતિ પણ અમને હમેશાં મૂઝવ્યા કરે તેવી છે. આપ સૌ કોઈ જાણતા હશો કે દક્ષિણામૂર્તિની આજની પ્રતિષ્ઠા કહેવાતા 'બગડેલા' છોકરાઓને સુધારવાની છે. આ જરા વિચિત્ર બિના તો છે, પણ આપ સૌને આશ્ચર્ય થશે કે અમારે ત્યાં ભરતી થતા વિદ્યાર્થીઓ પૈકીના ૪૦ જેટલા ટકા ભણવા માટે નહિ, પણ 'સુધારવા' માટે મોકલવામાં આવે છે. આ સંસ્થાને આ શહેરથી દૂર ગામડાંને ટીંબે લઈ જવામાં અમારો ઉદ્દેશ એ છે કે, ત્યાં રહીને અમને એક એવું વાતાવરણ મળે કે અમારા પ્રશ્નોના નિકાલો સહેલાઈથી આવે. આજે અમે તેમ કરી શકતા નથી. ખેર! પણ અમારા આ ગ્રામવિભાગની ખીલવણીદ્વારા અમે એવા મનોરથો સેવીએ છીએ કે એ વિભાગ જેમ નવી જન્મેલી પ્રાથમિક શિક્ષણની કલ્પનાને વ્યવહારુ અને મૂર્ત સ્વરૂપ આપશે તેમ જ ૧૦ થી ૧૪ વર્ષની મુલાયમ અને છાપગ્રાહી ઉંમરનાં બાળકોને કેળવવા માટેની યોગ્ય શિક્ષણસંસ્થા પણ એ જ બનશે. જતે દિવસે ફરજિયાત પ્રાથમિક કેળવણીની નવી પ્રવૃત્તિનું એ વિભાગ કેન્દ્ર બને અને ઉચ્ચ શિક્ષણના પ્રવેશક વર્ગો સારુ જરૂરી એવા માધ્યમિક શિક્ષણનું કાર્ય ભાવનગર જેવા શહેરમાં સરળતાથી ચાલ્યા કરે. એ ઉદ્દેશ બર લાવવા સારુ પણ આ સંસ્થા ભવિષ્યમાં પોતાથી બનતું બધું કરી છૂટે તેવા અમારા મનોરથો છે. આજે તો અમે એટલું જ માગીને વિરમીશું કે અમારા આ નવા ગ્રામવિભાગ ઉપર આપ સૌ આશીર્વાદ ઉતારો અને એ વિભાગદ્વારા પ્રાથમિક શિક્ષણનો ઊકેલ લાવવામાં તેમ જ ઉદ્યોગકેન્દ્રી શિક્ષણનો માર્ગ વધારે સ્પષ્ટ કરવામાં અમે સફળ નિવડીએ તેવી આશિષ આપો.

ઉદ્યોગની વાત નીકળી છે ત્યારે આપને જણાવવાની રજા લઈએ છીએ કે જ્યારથી ઉદ્યોગોને અમારે કાપી નાખવા કે ઓછા કરવા પડ્યા છે ત્યારથી અમારા જીવને જંપ નથી. દર સાલ અમે એ જ વિચાર કર્યા કરીએ છીએ કે એ ઉદ્યોગોને નવેસરથી કેમ યોજવા અને આર્થિક દૃષ્ટિએ વ્યવસ્થિત કરવા એ બંધ કર્યા ત્યારે આર્થિક મુશ્કેલીઓ કારણભૂત તો હતી જ; પણ એની વ્યવસ્થાની નવેસરની વિચારણા પણ એક કારણ હતું જ. એ બાબત ઉપર પણ અમારી વિદ્યાસભાએ ઝીણવટથી વિચારો કર્યા છે. અમારી ઊમેદ છે કે નવા વર્ષથી સુથારી, શીવણ અને વણાટની, આખો દિવસ ચાલ્યા કરે તેવી ઉદ્યોગશાળાઓ અમે શરૂ કરી શકીએ. એ શાળાઓ જરૂરી ઉત્પન્ન આપે તેની દરેક કાળજી લેવાય અને એ ઉદ્યોગશાળાઓમાં તમામ અધ્યાપકો અને વિદ્યાર્થીઓ ગજા પ્રમાણે ઓછામાં ઓછા બે કલાક કામ આપે તેવી યોજના પણ થાય. ઉદ્યોગપ્રધાન કેળવણીથી બુદ્ધિનો વિકાસ બંધ નથી થતો પણ ઘણો વધારે તેજસ્વી બને છે તેવી અમારી માન્યતાને મૂર્તસ્વરૂપે

વર્ષ ૩જું



માર્ચ · ૧૯૩૮

મારી કલ્પના બાળકને કેવળ અમુક વ્યવસાય કે ધંધો શીખવવાની નથી, પણ એ ધંધો શીખવતાં શીખવતાં સર્વાંગી મનુષ્યનો વિકાસ સાધવાની છે. દાખલા તરીકે, બાળક કેવળ વણાટ નહીં શીખે, પણ અમુક જ રીતે વણવું જોઈએ ને બીજી રીતે કેમ નહીં, સૂતર અમુક રીતે જ કેમ પકડવું ને બીજી રીતે કેમ નહીં, જાતે કેમ કાંતવું જોઈએ, અને અમુક જાતનું કાપડ વણવાને માટે અમુક આંકનું સૂતર જ શા માટે કાંતવું જોઈએ, એ પણ શીખશે. આ બધી ચીજો વણકરનો છોકરો એને ઘેર શીખતો નથી. એને મન તો રેંટિયો જેવો હજાર વર્ષ પર હતો તેવો જ આજે છે. અમે એને સરસમાં સરસ કામ આપે એવાં રેંટિયો ને સાળ બનાવવાની કળા શીખવીએ છીએ. એનો હેતુ બીજા મજૂરોને બેકાર બનાવવાનો નથી, પણ આ સાધનોને આજના કરતાં વધારે કામ આપે એવાં બનાવવાનો છે. વણકર, કાંતનાર, સુતાર, વગેરે જુદા જુદા વર્ગોને માટે જુદી જુદી નિશાળો રાખવી એવી સૂચના તમે કરી છે. એથી મારું કામ સરે એમ નથી. કેમકે મારે તો સૌનો દરજ્જો સમાન બનાવવો છે. આટલા સૈકા થયાં શ્રમજીવી વર્ગોને અળગા રાખવામાં આવ્યા છે, ને હલકા માનવામાં આવ્યા છે. એમને શૂદ્ર ગણેલા છે, ને એ શબ્દને હલકા દરજ્જાનો સૂચક ગણેલો છે. મારે વણકર, ખેડૂત અને શિક્ષકના છોકરાની વચ્ચે ઊંચનીચનો ભેદ મનાવા દેવો નથી.

[ ન્યૂ એજ્યુકેશન ફેલોશીપના પ્રતિનિધિમંડળ
સાથે વાતચીત કરતાં ગાંધીજીએ કાઢેલા ઉદ્ગારો ]

# આપણી શાળાઓ*

શ્રી. ચન્દ્રવદન મહેતા

[ એક દુઃખદ શબ્દચિત્ર ]

ઈ. સ. ૧૯૩૧ માં મુંબઈની ફેલોશિપ નિશાળ તરફથી અમે બે વાર રવિબાબુનું પોસ્ટ ઑફિસ—ડાકઘર ભજવેલું, ત્યારે પંડિત ભીમરાવ શાસ્ત્રી અને શ્રી. પુલિન દત્ત સાથે કામ કરતાં ખૂબ મઝા આવી હતી. કપડાં, પ્રકાશ, રંગયોજના, વગેરે દત્તબાબુ અને સંગીતયોજના શ્રી ભીમરાવ સંભાળ્યા કરે, અને રવિબાબુના બંગાળીને ગૂજરાતીમાં યથાર્થ ઉતારવા કવિ સુન્દરમ્ અને હું યથાશક્તિ મહેનત કરીએ—ઉપરાંત અભિનય. અને સુન્દરમે ને મેં તો નાટકમાં પાઠ પણ લીધો હતો. હું બન્યો હતો રાજવૈદ્ય, એટલે છેલ્લું દૃશ્ય નજર સામે હમેશનું તરતું જ થઈ ગયું હતું. એ સમયથી જ એ નાટક પર મોહ બંધાઈ ગયો હતો. તે દિવસથી જ એમ થયા કરતું હતું, કે એવું નાટક હું નહિ રચી શકું? પણ ક્યાં રવિબાબુની પ્રતિભા! ...અને ક્યાં હું?

પછી તો '૩૬ માં મેટ્રિકની જાણીતી કતલને પરિણામે હું ગૂજરાતમાં ફરવા નીકળ્યો. ઘણી નિશાળો જોઈ—જુદી જુદી પદ્ધતિએ ચાલતી, જુદા જુદા આદર્શોને સિદ્ધ કરવા મથતી, તો કેટલીક વળી મોટા આદર્શોના ધ્યેયનો ડોળ રાખી જાણ્યે-અજાણ્યે કચડતી. પણ હૈયું ફડફડી ઊઠે, અથવા તો ફડફડવાનું બળ પણ ન રહે એટલું હૃદય ડઘાઈ જાય એવી નિશાળો જોઈ હોય તો તે ખાસ નાનાં બાળકો માટેની.

'આગગાડી' નાટકમાંની વસ્તુ માટે મારે વાચકોને અરજ કરવી પડી હતી કે એમાં ચીતરેલી સૃષ્ટિને કોઈ અતિશયોક્તિભરેલી ન માને. એમ આ નાટકમાંના બીજા પ્રવેશના દૃશ્ય માટે પણ કહેવું પ્રાપ્ત થાય છે કે, કૃપા કરી કોઈ એને અતિશયોક્તિવાળું ન માને. આટલી કૃપા યાચવાનું કારણ એટલું જ કે, આ તથા આવી વસ્તુ આપણી ગુણવંતી ગૂજરાતમાં હજી આજે છે એમ-સ્વીકારવાને કેટલાક મારા ભાઈબંધો તૈયાર નથી. વળી એવી શંકા ઉઠાવનારાઓમાંના મોટા ભાગના તો ઇટલી, સ્પેઇન, સ્વિટ્ઝર્લૅંડ, જર્મની અને ઇંગ્લંડ-અમેરિકા જઈ વિદ્યા સંપાદન કરી આવેલા નિષ્ણાતો છે; ત્યાંની સુંદર, સુઘડ, વ્યવસ્થિત, આદર્શ, સિદ્ધાંતસાધક, સ્વતંત્ર શિક્ષણસંસ્થાઓ વિષે ઊંડું જ્ઞાન ધરાવનારા એ વિદ્વાન મિત્રોને અહીંની જ વસ્તુસ્થિતિની ખબર પણ નથી.

ખરાબમાં ખરાબ પ્રકારના લુંટફાટના હુલ્લડોમાં પણ નાનાં નિર્દોષ બાળકો ઉપર હુમલો થયાના દાખલા આપણે ત્યાં ઓછા છે. ખૂનરેજીમાં ચકચૂર બનેલા કસાઈને પણ બાળકો ઉપર દયા કરતો જાણ્યો છે. એથી બૂરો વળી રોગરાક્ષસ બાળકોનો મોટા પ્રમાણમાં આપણે ત્યાં ભોગ લે છે. પણ એથી ય વધારે ભોગ શિક્ષણની સંસ્થાઓમાં શિક્ષણની પદ્ધતિને નામે આપણે ત્યાં લેવાય છે, એ તરફ આંખ આડા કાન કરી શકાય એમ નથી.

આજે—આજે આ પ્રગટ થાય છે તે વર્ષમાં જ, હજી છોકરાંઓને સોટીનો માર મારવામાં આવે છે—ગૂજરાતના પાટનગરમાં, શહેરમાં, માધ્યમિક શિક્ષણશાળાઓમાં છઠ્ઠા-સાતમા ધોરણમાં ભણતી છોકરીઓને! વિદ્યા-અર્થિનીને શિખવનાર પુરુષ સોટીની શિક્ષા કરે છે! પહેલેથી જ બાયલા,

* ગૂજરાતના જાણીતા નાટ્યકાર શ્રી. ચન્દ્રવદન ચીમનલાલ મહેતાના તાજેતરમાં પ્રગટ થયેલા 'સંતાકુકડી' નામના નાટકની, આપણી શાળાઓમાં પ્રવર્તતી દુઃખદ પરિસ્થિતિનો સાચો ચિતાર રજૂ કરતી પ્રસ્તાવના

માયકાંગલા, મૂડદાલ જેવા બનાવી મૂકેલા છોકરાઓના દેખતાં તમાચા, સોટીના અને પાટી ભરાવાના માર તો મેં વેઠ્યા છે, વીસેક વર્ષ પહેલાં જ; પણ આજે નજરે ય જોયા છે. અંગૂઠા પકડાવવામાં આવે છે ઠેર ઠેર, ઊભા રાખવામાં આવે છે ઠેર ઠેર, અને તે ઉપરંત ધાકની, બીકની, દંડની, સ્ટીકેટ કરવાની, (મા) બાપને કહેવડાવી બેવડો માર મરાવવાની, કપાળે કાળી શાહી ચોપડવાની સજા તો શહેરોમાં તેમ જ ગામડાઓમાં ચાલુ જ છે; માર કરતાં પણ બૂરી અસર એવા અપમાનની થાય છે એવું તો માનસશાસ્ત્રના શાસ્ત્રીઓ મનાવે છે, પણ શિક્ષણશાસ્ત્રના શાસ્ત્રીઓ એવું માનવા કે જાણવા તૈયાર જ નથી, એમ લાગે છે.

વળી, જેમ ભણનારું બાળક નાનું તેમ સજા વધારે. એક જ દાખલો આપું. તાજેતરમાં ભાવનગરમાં કેટલીક મોટી નિશાળો મેં જોઈ. ત્યાં મહેતાજીના હાથમાં સોટી છે; બેસવાને આસન નથી, છોકરાંઓને પીવાને પાણી નથી; હવા આવવાને પૂરતું જાળિયું નથી; પ્રકાશને માટે બાકોરું પણ નથી; શીય સરેરાશ એક નથી. પાંચ-સાત વર્ષનાં બાળકો મેલાં, ગંદાં, રડતાં, ચિથરેહાલ, બીતાં, ધ્રૂજતાં, કોઈપણ નવો માણસ આવતાવેંત માથે ઠોકેલા નિયમ પ્રમાણે ભયમાં યંત્રવત્ ઊભા થનારાં! બાજુમાં જ ભેંસ્યાળનો વાડો છે. અને એકાદ ઠેકાણે તો એવા વાડામાં જ નિશાળ છે; મહેતાજી ઘરકામે ગુંથાએલા, ગેરહાજર છે; ઘડી આવે છે, બે ઘડી સગાંવહાલાંને નિશાળ સોંપના જાય છે, ને પોતાની મુનસફીએ તોરદોર ચલાવે છે; તળાવ કાંઠે તિથિ-તહેવાર પાળવામાં મહેતાજીને વધારે રસ છે. ક્યાંક ગોરાણી જ એકલી બધું સંભાળી લે છે. એવી ચાલે છે બાળકોની નિશાળ!

એવી એક બે નિશાળો નથી; અનેક છે. જૂજ હોય તો તે છે જે ઈનિ, મીન અને તીનને આપણે વારે વારે ગણાવી ફુલાયા કરીએ છીએ એવાં બાલમંદિરો; પણ એનાથી મોટા પ્રમાણમાં છે તે તરફ આપણે ઉદાસીન છીએ. પહેલામાં ફક્ત બાળકો રક્ષાય છે. બીજામાં એનો સંહાર થાય છે—એની બુદ્ધિનો, એની પ્રતિભાનો, એના મનોવિકાસનો, એની ઊર્મિઓનો, એના સંવેદનોનો, એની ખીલતી કલ્પનાનો. પહેલામાં એટલે કે નવાં બાલમંદિરોમાં બાળકો ફક્ત રક્ષાય છે, કારણ કે ત્યાં રક્ષાયા પછી એક જ ચીલે ચાલનારી અરસિક, શુષ્ક, અશાસ્ત્રીય, માધ્યમિક શિક્ષણપદ્ધતિના ખાડામાં દટાવા તેમને પસાર કરવામાં આવે છે.

મને લાગે છે કે, બધાં બાળમંદિરો બંધ કરવાં જોઈએ, કારણ એ મંદિરોમાં સ્વતંત્ર વાતાવરણમાં બાળકોની સમગ્ર બુદ્ધિ-શક્તિ ખીલવવાનો પ્રયત્ન કરવામાં આવે છે, અને એનું સુંદર પરિણામ નિપજવાનો સમ આવી પહોંચતાં જ એને એક ઘરેડમાં—એક ધૂંસરીમાં જોતરવામાં આવે છે. એના કરતાં તો મોટી શાળો વધારે સારી, કે ત્યાં જ બાળકોનું વ્યવસ્થિત રીતે મૂડદું બનાવવામાં આવે છે, કે ને પછી આગળની યાંત્રિક કેળવણીમાં ટેવાતાં જરા અગવડ પડતી નથી. નવાં બાલમંદિરો ઉઘાડનાર ગજુભાઈ જ્યાં સુધી એ બાળકોની આગળ ઉપરની કેળવણીની સ્વતંત્ર વ્યવસ્થા કરે નહિ ત્યાં સુધી, ખવડાવી, પીવડાવી, હૃષ્ટપુષ્ટ કરી એમને ખાટકીને ત્યાં ભોગ તરીકે મોકલનાર મહા પાપી જ હું એમને ગણું છું.

એટલે જે બાળમંદિરોમાં બાળકોનો સંપૂર્ણ અને સર્વદેશીય વિકાસ સાધવા સુંદર અને ફળદાયી પ્રયાસ કરવામાં આવે છે, ત્યાંથી બાળમંદિરોની સુંદર અને સ્વતંત્ર સૃષ્ટિમાંથી એકાએક વિરોધી, વિઘાતક અને સંકુચિત સૃષ્ટિના બંધનમાં એની બુદ્ધિને ખમવા પડતા નુકસાન તરફ જોતાં બાળમંદિર પછીનો આખો અભ્યાસક્રમ સુધારવાની અત્યંત જરૂર છે, એ તરફ હું ધ્યાન ખેંચવા માગું છું.

બિચારું બાળક! બેવડા ધાકે થીજી રહેલું બાળક કોને ફરિયાદ કરે? માબાપને? અસંખ્ય, મૂર્ખ, નિરક્ષર માબાપો બાળકોનો પક્ષ સાંભળ્યા વિના જ શિક્ષકોનો બોલ સાચો માને છે, અને ઓર ધમકાવે છે ઘરમાંથી બલા દૂર કરવા નિશાળે ધકેલે છે. જેમ ત્યાં વધારે બેસે, મહેતાજીનું કહ્યું જ માન્યા કરે, અને એનો માર ખાય તેમ એ ડાહ્યો થાય છે એવું માન્યા કરે છે! મોટા ભાગના એ અણસમજુ માબાપો ઊગતી પ્રજાના મોટા દુશ્મનો છે. એ માબાપોને અભણ રાખવામાં, વહેમ અને ધર્મના અંધીયારામાં સડેલા રાખવામાં આજના રાજા અને પ્રજા એનો વાંક છે.

અને શિક્ષકો જે ટૂંકે પગારે નહિ પણ અનેકની મહેરબાની અને ધૂન ઉપર જીવી રોટલો કાઢે છે, એ પણ ખોટી રીતે ચીલે ચાલતી આવેલી પ્રથાના ભોગ બની મરતાં મરતાં માંડ માંડ ઊગરેલા, નિષ્પ્રાણ, ચેતન વગરનાં હાડ—માંસના પૂતળાં જ છે. એમનામાં નથી બાળકનું માનસ સમજવાની આવડત, નવા વિચારોને અપનાવવાની ઉદારદિલી કે નથી બાળકો સાથે બાળક થવાની ખેલદિલી; એ તો છે સ્વાર્થના, સરમરના અને પોતે જે શીખેલા એના મહત્ત્વના કમનશીબ ભોગરૂપ, સંચાસત્રરૂપ માનવ જંતુ. એમની આવડતને જમા પાસે છે મોટાંઓની ખુશામદ કરવાની ટેવાયલી કળા, નીચેનાંઓને તતડાવવાની નવાબી તુંડમિજાજી અને રોજીંદી ઘટમાળે ચાલવાની અનેરી હિકમત. ખરેખર, નિશાળીયાઓ સાથે શિક્ષકોની પણ આપણે દયા જ ખાવાની છે.

બાળક મટી કિશોર થનારાઓ માટે મોટા ભાગનું શિક્ષણ તો એકહથ્થુ છે—એક જ સંસ્થાને વશવર્તી છે, અને તે એક જાતની સુશિક્ષિત, સુસજ્જ, બંધારણવાદી રાજરમતમાં સડોવાયેલું છે, એ તો સૌને જાણીતી વાત છે. એની સુરક્ષિત છાયા તળે ચાલતી પરીક્ષાપદ્ધતિના ચક્રાવામાં અરવાર્ચીને કંઈક કુમળાં બાળકો હાઉબાઉએ મડાત થયાના દાખલા જાહેર દફતરે નોંધાયેલા મોજૂદ છે, એટલે આ નાટકમાં હું એક જ બાળકને મારતો કે મરવા જેવો બતાવું તો મારા ઉપર અતિશયોક્તિનો આરોપ નહિ જ મુકાય એવી આશા રાખું છું. બાળકો, કિશોરો, નિશાળો, શિક્ષકો અને વિદ્યાપીઠો ઉપર નજર કરો અને પછી મારું લખ્યું ખોટું લાગે તો ટીકા કડક છે એમ કહો.

ઇન્સ્પેક્ટરો, વિદ્યાધિકારીઓના અજ્ઞાનની પણ શી વાત કરું? એમને કક્કો પણ પૂરો આવડતો નથી. મને યાદ છે—હમણાં એકવાર નહિ, એક કરતાં વધારે વાર, 'બીજી ભાષી' નામે કાળી ટીલીએ પંકાતી ગૂજરાતી ભાષાનું 'ઇન્સ્પેકશન' કરનાર ગૂજરાતી સાહેબે મારે હાથે પાટિયા પર "રુ" અક્ષર લખેલો જોતાં જ ભૂલ કાઢેલી: એમ "રુ" લખાય જ નહિ, "રૂ" જ લખાય. મેં કહ્યું, બળવંતરાય ઠાકોર એમ લખે છે. જવાબ મળ્યો, 'એ કોણ છે વળી?' એવી જ બે ત્રણ નજીવી વસ્તુઓથી પણ સાહેબ વાકેફ નહોતા અને એમની ભૂલ થતાં એમનો મિજાજ! આ તો બન્યું મુંબઈમાં, તો ઉત્તર પ્રાંતમાં, જ્યાં વિદ્યાધિકારી સાહેબોના મગજમાં વિદ્યા કરતાં અધિકારનું માહાત્મ્ય વધારે હોય છે, જ્યાં વિદ્યાધિકારીઓને શિક્ષકો પોતાના ઇષ્ટ દેવતા કરતાં પણ વધારે માન આપે છે, ત્યાં શી દશા હશે એ તો કલ્પી જ લેવી.

ઉપરાંત, નિશાળોમાં ઘૂસ્યા છે વેપારીવેડા. નિશાળસંચાલકોને હાથે ખોટાં દફતરો, રૂશ્વતી બાજુ અને કમાઉ દૃષ્ટિના દાખલા અદાલતમાં નોંધાએલા પણ જાણીતા છે. એકાદ માલિકની સત્તા હેઠળ ચાલતી નિશાળોમાં શિક્ષણના ઓથા હેઠળ પૈસા કમાવવાના છૂપા હેતુ સિવાય શિક્ષણની દૃષ્ટિએ કે વિદ્યાર્થીઓની દૃષ્ટિએ નિશાળ ચલાવનારા તો કોક વિરલ જ. ટ્રસ્ટ કે કમિટીની દેખરેખ કે સત્તા હેઠળ ચાલતી નિશાળોમાં ટ્રસ્ટીઓ ભાગ્યે જ શાળોપયોગી વસ્તુઓનો વિચાર કરવાની

ફુરસદવાળા હોય છે, યા તો ભાગ્યે જ એમનામાં શિક્ષણનો વિષય સમજવા પૂરતી લાયકાત હોય છે, અને એવા એક કરતાં વધારે મળતાં, નિશાળનો વિકાસ રૂંધવામાં જ મુખ્યત્વે પોતાના હોદ્દાનો ફાળો આપે છે.

આવી પરિસ્થિતિમાં મુંબાઈ જેવા મોટા શહેરની કેટલીક નિશાળો અને ગણીગાંઠી ગૂજરાતની નિશાળો બાદ કરો, પછી પોતાના જ્ઞાન માટે મુંબાઈ બેટની પશ્ચિમ દિશા સિવાય બીજી કોઈ પણ દિશામાં નજર નહિ ફેંકનારાઓ મુંબાઈગરા શિક્ષણશાસ્ત્રીઓને માલૂમ થાય કે તળ ગૂજરાત તરફ આપની જ્ઞાનદૃષ્ટિ વિકસાવી જુઓ. નિશાળોમાં ધર્મના ઓઠા નીચે ચાલતી ફરજિયાત જોહુકમી જુઓ; વિદ્યાભ્યાસ કરવાની હોંસવાળા વિદ્યાર્થીની આર્થિક મુશ્કેલીઓ, તથા ગાદીએ બિરાજતા ઠોઠ ટ્રસ્ટીઓ, મંત્રીઓ, પ્રમુખો અને સંચાલકોની સમક્ષ એને ખમવી પડતી મરજી વિરુદ્ધની સ્વમાન-ધ્વંસક અનેક વિટંબનાઓ જુઓ; ભણવા માટે જરૂરી એમની રહેણીકરણી ઉપર શિસ્તને નામે, ધર્મને નામે, સંપ્રદાયોને નામે. પ્રચારકવેડાના સાધન તરીકે દયાજનક રીતે થતો એમનો ઉપયોગ–ભોગ જુઓ; નિશાળોનાં મકાનો જુઓ, ત્યાંની આસપાસની ગંદકી નિહાળો; હજાર હજાર વિદ્યાર્થીઓ માટેની આવશ્યક અને જરૂરી એવી કુદરતી હાજત માટેની વ્યવસ્થા તપાસો; હવા, પાણી, વગેરે આરોગ્યના નિયમો કેટલા અને કેવા પ્રમાણમાં જળવાય છે એની નોંધ લ્યો.

એક વર્ગમાં બસો ઉપરાંત બકરાં ગોંધાનાં મેં જોયા છે; ચાલુ નિશાળે વર્ગના ખંડમાં કૂતરાને મરેલું કબૂતર ખાતું જોયું છે; નિશાળ આસપાસના વિશાળ ચોગાનમાં સેંકડો વિદ્યાર્થીઓને રોજ ઉપર આભ અને નીચે ધરતી એમ હારબંધ ખુલ્લી રીતે ગંદકી કરતા જોયા છે; આવું ઘણું ઘણું મે જોયું છે—સાક્ષીઓ રાખીને જોયું છે. એ બધું અહીં ક્યાં નોંધું? દુઃખ એટલું જ થાય છે કે મારા વિદ્વાન બંધુઓને એ બધું જોવું નથી, જોવાની ફુરસદ નથી; એવું છે, થઈ શકે છે, થાય છે, એ કલ્પવાની શકિત નથી; અને ઊલટું આવું હોઈ શકે જ કેમ એવી શંકા તેઓ કરે છે!

આ વસ્તુસ્થિતિ છે—ન ખમાય એવી, ન ચલાવી લેવાય એવી, તાબડતોબ ચાંપતા ઉપાયે બંધ કરવા જેવી; છતાં ચાલે છે, ચાલ્યા જ કરશે એવું અત્યારે તો લાગે છે, એટલે આટલું સ્પષ્ટ લખવાની ફરજ પડે છે. આ તો ટીકા કરવા ખાતર જ આટલું કાળું ચિત્ર દોર્યું છે એમ કહી, વાત ન ઉડાવી દો. ગણ્યાગાંઠ્યા અપવાદવાળી સારી સંસ્થા ગુજરાતમાં છે જ નહિ એમ હું નથી કહેતો. પણ મોટા ભાગની સંસ્થાઓ જુઓ; કોમીવાદ, ધર્મવાદ, તડાવાદના સડા નીચે ખદબદતી કેટકેટલી શિક્ષણની સંસ્થાઓ છે એનો આંક કાઢો; શિક્ષણ કેમ આપવું એ શીખવા દોડ્યા દોડ્યા યુરોપઅમેરિકા જઈ, ત્યાં તાલીમ લઈ પારંગત થઈ આવનાર કેટલા નિષ્ણાતોને હાથે પણ આવું થઈ રહ્યું છે. એની તપાસ કરો. ટીકા ખાતર ટીકા નથી કરતો. વિદ્વાન ગણાતા એટલી ઊંચી ખુરશીએ જઈ બેસે છે કે નીચે શું થાય છે તે જોવાને આંખ પહોંચાડતા નથી, એથી એમનું ધ્યાન ખેંચવા આટલું લખું છું. શંકાવાદીઓ વગર જોયે—જાણ્યે માનવા તૈયાર નથી, એમને જાતે જોવા વિનવવા આ લખું છું.

આ દશ્યો-બાળશિક્ષણથી માંડીને કિશોરશિક્ષણ સુધીનાં દશ્યો–દુઃખદ મૂઝવણ દઈ રહ્યાં હતાં અને પાંચ વર્ષે બરાબર ઓકટોબરમાં જ રવિબાબુનું ડાકઘર ભજવવા પંડિતજી અને દત્તબાબુએ આગ્રહ કર્યો. વળી પાછા એ જ તંતુઓ, એ જ બારેખમ છેવટનો કરુણ અંત. પાંચ વર્ષ પહેલાંનાં અમલ અને સુધા તો કેવાંકે મોટાં થઈ ગયાં હશે, પણ વૃદ્ધ રાજવૈદ તો રહ્યા એના એ। કવિ

સુન્દરમ્ દૂર છે, તો નજીક છે કવિ લલિતજી, ઠાકુરદાદા. ચાલો ભાઈ ચાલો, એ જ છેલ્લો અંક, ને પાંચ વર્ષનાં સંસ્મરણો જાગૃત થયાં—અને એટલામાં જ આ નાટકનું વસ્તુ હાથ લાગી ગયું. શિક્ષણ પ્રદેશમાં ચાલતી અધાધૂંધીનાં, ઉપર ચર્ચેલાં બધાં જ ચિત્રો આ કૃતિમાં નથી બતાવી શક્યો, એ કબૂલ કરું છું. આ તો છે નાટક—નાનું, નજીવું, શિષ્યગુરુઓને સાથે ભજવવા જેવું; આનંદ કરવા, ગમ્મત કરવા, નાટક કરવા, રંગભૂમિ ખેલવા.

ભજવવા માટે આ નાટકનાં છ દશ્યો બે વિભાગમાં વહેંચી નાખીએ તો સહેલું પડે એમ છે. પહેલો, ત્રીજો અને પાંચમો પ્રવેશ રંગભૂમિના આગલા ભાગમાં યોજી, વચ્ચે પડદો રાખતાં બીજો, ચોથો અને છેલ્લો પ્રવેશ ચાલુ નાટકે ગોઠવી શકાય. પહેલા બીજા અને ચોથા પ્રવેશમાં છોકરાંઓની સંખ્યા વધારે–ઓછી કરી શકાય, પણ વધારે જ કરવી સારી. છોકરાંઓ એટલે, છોકરા અને છોકરીઓ સાથે. મોરારદાદાની દુકાન ગોઠવવામાં વખત નહિ જાય; એ માટે વસ્તુઓ બહુ રાખવાની જરૂર નથી. અને અડધી દુકાન તો અંદર છે એમ જ કલ્પી લેવાનું છે. એ ખૂણા પર બહાર બેસે, બે-પાંચ-સાત જોડાની જોડ ટાંગેલી દેખાય. એ ટાંગેલા જોડાનું પાટિયું તૈયાર હોય તે જ ઉપાડમૂક કરવાનું, એટલે એમાં વખત નહિ જાય.

રમત, રાસ, ભજન, ગીત બરાબર પૂરાં ગવાતાં. આ નાટક લગભગ બે કલાક ઉપર ચાલી શકે એમ છે, અને તે વચ્ચે ત્રીજા દશ્ય પછી વિરામ રાખવો યોગ્ય લાગે તો રાખવો, નહિ તો સળંગ ભજવી નાખવામાં ય વાંધો નથી.

# એક આચાર્યની આત્મકથા

શ્રી. મૂળશંકર ભટ

હું અમેરિકાના દક્ષિણ સંસ્થાનોમાં આલાબામા સંસ્થાનના રાન્ડોલ્ફ પરગણાના રોઆનોક શહેરની પાસેના ગામડામાં જન્મ્યો હતો. જે ઘરમાં મારો જન્મ થયો હતો, તે ઘર ૧૨/૧૬ ની એક લાકડાની ઝૂંપડી હતી. તેમાં બારીઓ ન્હોતી. બારીની જરૂર જ નહોતી, કારણ કે આછું આછું અજવાળું લાકડાંની ફાડોમાંથી આવતું હતું. મારા બાપદાદાની મને કંઈ ખબર નથી. ફક્ત એટલું જાણું છું કે મારી મા, એ તેની માનો જે શેઠ હતો, તેનાથી ઉત્પન્ન થયેલી હતી. તે ગુલામગીરીના કાળમાં જન્મેલી અને ઈ. સ. ૧૮૬૪ સુધી તો તેનો ઓરમાન ભાઈ એવા શેઠની ગુલામડી હતી. મારી મા જ્યૉર્જિયા સંસ્થાનમાં જન્મેલી હતી. મારા પિતા એલ્મોર પરગણા (આલાબામા)માં જન્મ્યા હતા. મારા બાપને તેનો બાપ કોણ હતો, તેની ખબર ન્હોતી. તેને એટલું યાદ હતું કે તેઓ બધા મળીને અગિયાર ભાંડુઓ હતા મારી મા મારા પિતા સાથે પરણી તે પહેલાં તે બીજા બે પતિ કરી ચૂકી હતી. તે પહેલાં પંદર વરસે પરણી હતી. મારી માના પંદર છોકરાંઓમાં હું પાંચમું અને મારા પિતાના વિસ્તારમાં પહેલું ફરજંદ છું. મારા પિતા ને મા બન્ને અભણ હતાં. મારી મા બાઇબલમાંથી કોઈ કોઇ વાર એકએક શબ્દ મહા મહેનતે ઊકેલતી.

મારાં શરૂઆતનાં વર્ષો ખેતરમાં જ વીતેલાં. હું ચાર વર્ષનો હતો ત્યારથી ધંધે ચડી ગયો હતો. અમે જોડેલા એક બહેરા અને આંધળા ખચ્ચર ઉપર હું બેસતો અને મોટો ભાઈ તેને હાંકતો. અમે એક ગોરા માણસનું ખેતર, ઊપજનો ચોથો ભાગ મજૂરી પેટે લઈને ખેડવા રાખ્યું હતું. સાધનો બધાં તે પૂરાં પાડતો; મજૂરી અમે પૂરી પાડતા. પરિણામે તે પૈસાદાર થતો ગયો, અને અમે હતાં એથી વધારેમાં વધારે થઈ શકયાં તેટલાં ગરીબ થતાં ગયાં.

એ અમારા દિવસો ભયંકર દારિદ્ર્યના હતા. મને એવા ઘણા દિવસો યાદ છે કે જે દિવસે અમને અન્ન ન મળ્યું હોય: અને ભૂખના માર્યા કેટલા ય દિવસો અમે તડફડી તડફડીને કાઢયા છે. રાતે મારા મા-બાપ કાળી મજૂરી કરી મોડા ઘેર આવે. અમે ખાવાનું આવવાની રાહ જોઈને ટાંપી રહ્યાં હોઈએ, અને જ્યારે તેઓ કહે કે આજે કાંઈ ખાવાનું ન મળ્યું, ત્યારે અમારી સ્થિતિ કેવી થતી હશે, તે કલ્પી શકાશે. ભૂખના માર્યા અમે ગાંડા જેવા થઈ ગયા હતા. એક વેળા મારા ભાઈ અને મારી વચ્ચે અઢિયારી એવી એક રોટી—અને તે પણ એક ગોરાના ભાણામાંથી એંઠી વધેલી—મળી. અમે ખાતાં હતાં ત્યાં એક કૂતરાએ ઝડપ મારીને ટુકડો આંચકી લીધો. અમે તે કૂતરા પર વહાલ રાખતાં. પણ અમારે પહેલાં જીવવાની જરૂર હતી. મારો ભાઈ તેના પર તૂટી પડયો, કૂતરાએ પણ એવો જ સામનો કર્યો. મારો ભાઈ ઘાયલ થયો, હું તેની મદદે ગયો. આખરે મહા મહેનતે તેના મોઢામાંથી તે રોટીનો ટુકડો છોડાવ્યો. બદલામાં અમારું આખું શરીર કૂતરાના બટકાં તથા નહોરોથી લોહીલોહાણ થઈ ગયું હતું.

૭ વરસની ઉંમરે મને નિશાળે મૂકવામાં આવ્યો. મારા માબાપનો એવો ખાસ આગ્રહ હતો કે છોકરાંને ભણાવવાં. નિશાળ આખા વરસમાં બે જ મહિના—જુલાઈ અને ઑગસ્ટ — ચાલતી. નિશાળનું મકાન અમારા રહેઠાણથી ત્રણ માઈલ દૂર હતું. અમે રોજ ચાલીને જતાં. હું થાકી જતો તો મારી મોટી

બહેન મને ગળે વળગાડી દેતી. કોઈ કોઈ વાર અમને બાફેલા મકાઈનો ડોડો કે બાફેલા બટાકા ખાવાને મળતાં, પણ મોટે ભાગે તો અમારા શેઠના બગીચામાં ગરીને નીચે પડેલાં ફળો કે તેમના ભાણા પરતું એઠું-જૂઠું જ ખાવાનું મળતું.

કપાસની મોસમ ઑગસ્ટની આખરમાં આવે ત્યારે અમારો શેઠ અમને બધાને કામે લગાડવા પ્રયત્ન કરતો, પણ મારી મા જંગલના ગીચ અને કાદવવાળા ભાગમાંથી છાનીમાની મને નિશાળને રસ્તે ચડાવી જતી અને પાછી આવીને આખો દિવસ મારા વતીનું અને પોતાના ભાગનું બધું કામ પૂરું કરી નાખતી. અમારો શેઠ કોઈ વાર સવારમાં મને ગોતવા વહેલો આવે, ત્યારે મારી મા મને ઘરના સામાનની પાછળ સંતાડી દેતી. હું જરા મોટો થયો પછી તો આ પણ અશક્ય થઈ પડયું. એટલે મારી માએ બીજી યુક્તિ કરી. મેં ને મારા ભાઈએ હળ ઉપર ને શાળામાં જવાના વારા કાઢ્યા. નિશાળમાં તે જે શીખી આવ્યો હોય, તે રાતે મને શીખવે અને હું જે શીખી આવું તે તેને રાત્રે શીખવું. આ રીતે અમે ઘરે જ નિશાળ શરૂ કરી.

અમારું કુટુંબ મોટું થતું ગયું તેમ તેમ ફાટેલાં કપડાં અને એઠું અન્ન પૂરું પાડવાનું પણ માંડમાંડ શકય બનવા લાગ્યું. એક વાર શાળાનો ઉત્સવ આવ્યો. એમાં દરેક છોકરા-છોકરીએ નવાં સફેદ કપડાં પહેરીને આવવાનું હતું. મારી માની કસોટીનો આ વખત હતો. મારા બાપ આ બાબતમાં બહુ જ નિશ્ચિંત હતા. તે તો કહે: 'આની કંઈ જરૂર નથી.' પણ શિક્ષકે કહ્યું કે આના વગર નહિ ચાલે; અને શિક્ષકનો હુકમ એ જ ત્યાં કાયદો અને ધર્મવાકય હતું. મારી માએ ઘણા ય પ્રયત્નો કર્યા પણ કપડું કયાંથી પણ મળે તેમ નહોતું. આખરે ઉત્સવનો દિવસ આવી લાગ્યો. તેની આગલી રાતે રાતોરાત ઉજાગરો કરીને તેના, રવિવારની પ્રાર્થનામાં પહેરવાના એક મોટા ધોળા ઘાઘરામાંથી મારી માએ ત્રણ ધોળાં પાટલૂનો સીવી કાઢ્યાં. મારી મા જે નિશ્ચય કરે તેને કોઈ પણ ભોગે પાર પાડયા વિના ન રહે. ઘરની કોઈ ગૂંચ તે ઉકેલ્યા વગર ભાગ્યે જ રહે. અમે તે ઉત્સવમાં બીજાં બધાં છોકરાંઓની હરોળમાં ઊભાં રહી શકયાં, અથવા કહો કે અમને એમ લાગ્યું કે અમે બધાનાં જેવાંજ લાગતાં હતાં; અને એટલું બસ હતું. સાથે સાથે એ પણ જાણી લેવાની જરૂર છે કે એક ઘાઘરામાં કેટલું કપડું હોય, એટલે સહેજે અમારાં કપડાં એટલાં ટૂંકાં ને સાંકડાં થયાં હતાં કે મારે ત્યાં હરતી-ફરતી વખતે તે પાટલૂનને ખૂબ સાચવવું પડતું.

દર વરસે મારા શિક્ષકો બદલાતા. એક શિક્ષકને એ જગ્યાએ બે મહિનાથી વધારે રહેવાનું આકર્ષણ થાય એવું તેમાં કાંઈ નહોતું. આના ગેરફાયદા મારે ભોગવવા પડતા તે મને હજુ યાદ છે. એક શિક્ષક મને ત્રીજા ધોરણની વાચનમાળા શીખવી જાય. બીજા શિક્ષક સીધી પાંચમી ચોપડી જ શીખવવા મંડી પડે ! મારે સંયુકત સંસ્થાનોનો ઇતિહાસ શીખવાનો વખત આવ્યો. શિક્ષકે ઇતિહાસનું પુસ્તક ખરીદવાનો હુકમ કર્યો. દુકાનમાં તે ચોપડી ન્હોતી. દુકાનદારે મને તેને બદલે માર્ટીન લ્યૂથરનું જીવનચરિત્ર વળગાડી દીધું. મેં તેનો અભ્યાસ કરવા માંડયો. મને એમ જ હતું કે સંયુકત સંસ્થાનોનો ઇતિહાસ જ ભણું છું. મને સંયુકત સંસ્થાન કેટલાં છે, અને કોના જેવાં છે તે ખબર ન્હોતી હું દક્ષિણ અમેરિકાની અને આફ્રિકાની ભૂગોળ થોડીક તો શીખ્યો હતો. પણ આ નામ મારે માટે નવું હતું. શિક્ષક પણ આ સંબંધમાં પ્રકાશ પાડવા માટે આતુર નહોતા. તે અલબત્ત બિચારા ભલા હતા, પણ બસ તેથી વધારે કંઈ નહિ; જો કે તે વખતે તો હું એમ જ માનતો કે આ શિક્ષક એટલે સર્વજ્ઞ !

હું જરા પુખ્ત વયનો થયો એટલે કુટુમ્બના ભરણપોષણ માટે હું ભાડુતી દહાડીઆ તરીકે કામ કરવા લાગ્યો. મારા અભ્યાસને હવે તાળાં દેવાઈ ગયાં મને ક્યાંય ચેન પડે નહિ. કોઈ પણ સામાજિક પ્રવૃત્તિમાં હું ભાગ લેતો બંધ થઈ ગયો. એક મહિનામાં એકવાર દેવળમાં પ્રાર્થના કરવા જતો. એનર ઉપર જે થોડોક વખત મળતો તેમાં હું જે કંઈ મળે તે વાંચ્યા કરતો. આ વખતે એક વાર અકસ્માત મારા હાથમાં એક પુસ્તક આવી ચડયું. તેમાં 'ઇગ્નેસ્યસ સાંકો' [ Ignatcius Sancho ] નું જીવનચરિત્ર હતું. આનાથી વધારે પ્રેરણાદાયક પુસ્તક હજુ સુધી મારા હાથમાં નથી આવ્યું. હું તો ઇચ્છું છું કે દરેક હબસી છોકરા-છોકરીએ તે પુસ્તક વાંચી જવું જોઈએ. હું વાંચતો અને મજૂરી કરતો અને કુટુંબને કમાણી આપતો. મેં મનમાં તો નિશ્ચય કર્યો હતો કે હું એકવીસ વર્ષનો થાઉં એટલે તરત જ હું કોઈ શાળામાં દાખલ થઈ જઈશ અને પૂરી કેળવણી મળે ત્યાં સુધી ત્યાં ભણીશ. હું મારી કોમના બીજા કરતાં જરાક વધારે ભણેલો હતો, એટલે શિયાળાની લાંબી રાતો દરમિયાન હું એક રાત્રિશાળા પણ ચલાવતો. તેમાં નાનાં નાનાં છોકરાંઓ ભણવા આવતા.

મારા બાપાએ હવે મારી કમાણીની હૂંફે સ્વતંત્ર ધંધો શરૂ કરવાનો વિચાર કર્યો. ખચ્ચર વગેરે સાધનો લીધાં અને જમીન ભાડે લીધી. જે ખચ્ચર તેણે વેચાતો લીધો તે થોડા જ વખતમાં કોણ જાણે શાથી પાછળના ભાગમાં લંગડો થઈ ગયો. આ રોગ પણ વિચિત્ર પ્રકારનો હતો. એક વાર ઊભો થયા પછી આ ખચ્ચર આખો દિવસ કંઈ પણ મુશ્કેલી વગર કામ આપ્યા કરે. પણ એકવાર નીચે બેઠા પછી તેને ઊભો કરવો એ ભગીરથ કામ હતું. આ ખેતીની મોસમમાં રોજ સવારે મારે કાને મારા પિતાના "આવો બેટાઓ, ઓલ્યા ખચ્ચરને ઊભો કરવા !" એ શબ્દો પડતા. એક અમારા પાડોશીને પણ આ કામમાં મદદ કરવા બોલાવવો પડતો. મોસમના લગભગ અંતમાં શાળા ઊઘડતી. અને અમને શાળામાં જવાની એટલી આતુરતા હતી કે અમે તરત જ તે ખચ્ચરને ઊભું કરવાની મદદમાં લાગી જતા. અમે ત્રણ ભાંડુઓ, અમે બે ભાઈઓ તથા એક બહેન સવારમાં ખેતર ઉપર કામે લાગી જતાં અને ઝટપટ કામ આટોપી નિશાળે દોડી જતાં.

મારા બાપ તથા બીજા કેટલાક મળીને વાંસ કાપીને અને તેને જંગલમાં ખભે ઊંચકી ઊંચકીને એ જ જગ્યાએ નિશાળ માટે એક ઝૂંપડી ઊભી કરી હતી. એક શિક્ષક રાખ્યો. શિક્ષક પહેલાં તો બધાં છોકરાંઓના મન હરી ગયો પણ પછીથી એકાએક તેના હાથ નીચેની એક દેખાવડી એવી શિક્ષિકાને લઈને રાતોરાત નાસી ગયો !

×

ઈ. સ. ૧૮૮૯ ની દિવાળી આવી. હું તે રાતે સૂતો ત્યારે છોકરો હતો. બીજે દિવસે ઊઠયો ત્યારે જુવાન' બની ગયો. સવારના નાસ્તા પછી મારા પિતાએ મને એક ઓકના ઝાડ નીચે બેસાડીને કહ્યું:

"બેટા, તું હવે જુવાન થયો ગણાય. તને મેં કંઈ ભણાવ્યો નહિ. અને વળી તું મારી સેવા જ કરીશ તો મને લાગે છે કે તું ભણી શકીશ નહિ. અમે તને છૂટો મૂકીએ છીએ. ફક્ત એ જ શરતે કે તારે અમને વચન આપવું કે 'હું ભણાય તેટલું ભણીશ !"

મારી બા આ વિદાયકાળે પોતાનાં આંસુ ન ખાળી શકી. હું પણ ન ખાળી શકયો. મારા બાપની આંખો પણ ભીની થઈ. હું મારા જીવનના પણ નવા વર્ષમાં આજે પ્રવેશ કરતો હતો. મેં સ્વસ્થ રહેવાનો ઘણો પ્રયત્ન કર્યો, પણ અંદરથી તો આ નવી દુનિયાના પ્રવેશથી ખૂબ ગભરાતો હતો.

મેં ઘરથી છૂટા થઈને પહેલાં તો કામ શોધવા માંડ્યું, જેથી તે કામ કરીને કમાઈને કો નિશાળમાં દાખલ થઈ શકું. આખરે એક માણસે મને નોકર રાખ્યો અને નવ મહિના માટે મહિનાનો ૯ ડૉલર અને ૨૫ સેંટનો પગાર બાંધી આપ્યો.

૬ મહિનાને અંતે એકવાર 'ટસ્કેજી સ્ટુડન્ટ' નામનું ટસ્કેજી સંસ્થામાંથી પ્રસિદ્ધ થતું સામયિક મારા હાથમાં આવી પડ્યું. હું તેની એકેએક લીટી વાંચી ગયો. તેના પહેલા પાના ઉપર નોંધ હતી

'બહુ થોડી સંખ્યામાં શરીરે સશક્ત એવા વિદ્યાર્થીઓને માટે 'ટસ્કેજી સંસ્થા'માં દાખલ થવા માટેનો અને ત્યાં પોતાનો માર્ગ શોધી પોતાની મેળે સાધી લેવાનો અવકાશ છે. આનો લાભ લેવા ઇચ્છનારે તરતમાં જ નીચેના સરનામે અરજી કરવીઃ બુકર ટી. વૉશિંગ્ટન, આચાર્ય.

'પોતાનો માર્ગ પોતાની મેળે શોધી લેવો' આવું મેં કદી સાંભળ્યું જ નહોતું. મેં ટસ્કેજી વિષે પણ કંઈ સાંભળ્યું નહોતું. મે મારી અરજી ભરી મોકલી. સરનામું કેમ કરવું તે પ મને ખબર ન્હોતી. મેં તો કવર ઉપર 'બુકર. ટી. વૉશિંગ્ટન' એટલું જ કર્યું. ગમે તેમ પણ તે કાગળ જ્યાં પહોંચવો જોઈએ ત્યાં પહોંચ્યો અને આચાર્યે મને ત્યાં આવવાની રજા આપી.

રજા તો મળી, પણ ત્યાં જવું કેમ? જવા માટેનાં લુગડાં ક્યાંથી કાઢવાં? મારા શેઠ સાથે નવ મહિનાની બાંધણી હતી, અને આ ૭ મહિને નીકળી જાઉં તો મને કંઈ મળે તેમ ન હતું. આખરે એક જોડી કપડાં અને ૮ ડૉલરથી મેં પતાવટ કરી. મારા શેઠે મને પૈસાની મુશ્કેલીમાંથી ઊગરવામાં મદદ કરવાની ઉદારતા બતાવી, પણ તે ઉદારતા સલાહના રૂપમાં હતી અને તે સલાહમાં થોડોક માલ કઈ રીતે ચોરીને વેચી શકાય તેની યુક્તિ બતાવી. મને તે યુક્તિ તરફ ક્ષણભર આકર્ષણ થઈ ગયું. પણ મારી માની આ પ્રસંગે મને યાદ આવી. ચોરી ન કરવા બાબતનો તેનો આ ગરીબ સ્થિતિમાં પણ આગ્રહ તેણે બતાવ્યો હતો. તેણે મને આ યુક્તિ અજમાવવામાંથી બચાવ્યો. મારા સલાહકારને મારી આ મુર્ખાઈ પર હસવું આવ્યું. તેને દયા આવી.

કપડાં ખરીદવાનો પ્રશ્ન હતો તેની સાથે તે કેમ પહેરવા તે પણ પ્રશ્ન હતો. મારી જિંદગીમાં મેં કોઈ દિવસ અંદર પહેરવાનું ગંજીફરાક કે ચડ્ડી કે બનીયન કે કૉલર કાંઈ પહેર્યું ન હતું. મેં આ બધાં આભૂષણો એક ગોરા પડોશી પાસેથી ઊતરેલાં વેચાતાં લીધાં. કહેવાની જરૂર નથી કે તે બધા કપડાં મારા માપથી ત્રણ નંબર વધારે મોટાં હતાં.

ઈ. સ. ૧૮૯૦ના સપ્ટેમ્બરની આખર તારીખે મેં ટસ્કેજી તરફ પ્રયાણ કર્યું. હું ત્યાં પહોંચ્યો. આચાર્ય વૉશિંગ્ટને મને પૂછ્યું તેના જવાબમાં હું કયા પ્રદેશમાં રહું છું તે પણ ન જણાવી શક્યો. આચાર્યે થોડોક વિચાર કર્યા બાદ મને દાખલ કર્યો. મને એક વર્ષ માટે ખેતરમાં કામ કરવા મૂક્યો. રાતના વખતે મારે રાત્રિશાળામાં ભણવાનું હતું.

ટસ્કેજીનો ભપકો જોઈને હું તો અંજાઈ ગયો. ત્યાંનાં મોટાં મકાનો મારે માટે જિંદગીમાં પહેલીજ વખત હતાં. કેટલું આશ્ચર્યમય!

હું આ સ્વપ્નામાં નથી જોતો તે મારા મનને મનાવતાં મને બહુ મહેનત પડી. મને મન બીક રહેતી હતી હું ક્યાંક આ સ્વપ્નસૃષ્ટિમાંથી જાગી તો નહિ જાઉં! પહેલી રાતે હું 'ક્યારે

પથારીમાં સૂતો ત્યારે નીચે અને ઉપર પાથરવા તથા ઓઢવાનું મારા શરીરને કંઈ વિચિત્ર લાગતું હતું. રાતે બારેક વાગે કોઈ ગૃહપતિ જેવા અમલદાર અંદર આવ્યા અને મારું ઓઢવાનું ખેંચી લઈને મને રાતે પહેરવાનું ખમીસ, દાંતિયો, બ્રશ, દાંત સાફ કરવાનું બ્રશ, વગેરે સંબંધે પ્રશ્નો પૂછ્યા. મને તેમાંથી કોઈ વસ્તુનો કહી શકાય તેવો પરિચય જ નહોતો. તેણે મને ઉઠાડ્યો અને હું સાતેય લુગડાં પહેરીને સૂતો હતો તે જોઈને મારા કૉલર, નેકટાઈ, ખમીસ બધું ઉતરાવ્યું અને કહ્યું: 'સૂતી વખતે આ બધું પહેરવાની જરૂર નથી.' મારે ગળે આ વાત ન ઊતરી, પણ મેં તેમનું કહેવું માન્યું.

બીજી સવારે મેં મારી આસપાસ મારા હબસી જાતિના લોકોની અંદર કદી ન જોયેલી એવી પ્રવૃત્તિ જોઈ. એકેએક માણસ કામમાં મશગુલ હતો, એટલું જ નહિ, પણ તેમાં તેનું ચિત્ત પરોવાયેલું દેખાતું હતું. એરણ પર હથોડાના ઘા, યંત્રોના ધડધડાટ, સુતારના હથોડાનું સંગીત મારા કાન પર પડવાં લાગ્યાં. બે હૃષ્ટપુષ્ટ ખચ્ચરો નવીન જાતનું હળ ખેંચી રહ્યા હતા. ક્યાંક ઢોરો ચરી રહ્યાં છે. ક્યાંક કારખાનામાં ઈંટો તૈયાર થઈ રહી છે. ક્યાંક વર્ગોની અંદર વિદ્યાર્થીઓ ધ્યાનપૂર્વક શિક્ષકને સાંભળી રહ્યા છે. દરેકનાં મુખ ઉપર નૂર છે. આ બધાંની અંદર તે ચમત્કારિક આકૃતિ ફરી રહી છે—બુકર ટી. વૉશિંગ્ટન.

મારું નવજીવન અહીં શરૂ થયું. મેં પ્રતિજ્ઞા કરી કે અહીં જ પૂરું શિક્ષણ લઈને નીકળવું, નહીં તો અહીંઆં જ કબર કરવી. જ્યારે મિ. વૉશિંગ્ટને પ્રાર્થનાને દિવસે વ્યાસપીઠ ઉપર ઊભા રહીને ઈશ્વર પાસેથી તેના આ કાર્ય માટે બળ અને પ્રેરણાની પ્રાર્થના કરી, ત્યારે મને ઘડીભર તો એમ થયું કે હમણાં જ ઈશ્વર ઊતરીને આ પ્રાર્થનાનો જવાબ દેશે. હું ત્યાર પછી તો ઘણું ફર્યો છું. ઘણા દેશો જોયા છે. પણ આ બનાવ જેવી અસર કોઈ બનાવે મારા ઉપર નથી કરી.

આ મારી કેળવણીની સાથે મારે કેટલીક હાડમારીઓ તો ભોગવવાની હતી. માનસિક મૂંઝવણોની તો હું વાત જ નથી કરતો; જો કે તે માનસિક મૂંઝવણો પણ મારા શરીર પર સુદ્ધાં અસર કરી ગઈ હતી પણ બીજી મુશ્કેલીઓ પણ ઓછી ન્હોતી. શિયાળામાં મારી પાસે પહેરવાનાં પૂરાં કપડાં ન મળે. કપડાં બદલાવતી વખતે બીજી જોડ પાસે ન્હોતી. એટલે સોમવારે ધોયેલાં કપડાં પહેરીને હાજર થવાનું હોય ત્યારે આગલી રાતે તેને હું ધોઈ નાખતો, અને સવાર પહેલાં સુકાઈ જાય તેમ કરતો. એટલે રવિવારે સવારના નાસ્તામાં મોટે ભાગે મારું અંદર પહેરવાનું ખમીસ તો ભીનું જ હોય. બીજું મારાથી થાય તેમ નહોતું જ, સિવાય કે હું શાળા છોડીને બીજે કામે લાગું, પણ મારાથી એમ બને તેમ નહોતું. તેમ ન કરવાનો મેં નિશ્ચય કર્યો હતો. હું મારા કામમાં એટલો એકનિષ્ઠ રહેતો કે ધીરે ધીરે હું સામાન્ય મજૂરમાંથી એક ટુકડીનો મુકાદમ, અને તેમાંથી ખેતીવાડીના વ્યવસ્થાપકના હાથ નીચેના મદદગાર તરીકેની પદવીએ ચડ્યો.

મારા પહેલાના જીવનની ભૂલો મને અત્યારે સમજાવા લાગી. જે સમય મેં વ્યર્થ ગુમાવ્યો હતો, તેનું વળતર અત્યારે આપવા લાગ્યો. હું જ્યાં જાઉં ત્યાં બગલમાં એક ચોપડી રાખતો જાઉં અને વચ્ચે ફાજલ પડતી ક્ષણેક્ષણનો ઉપયોગ વાંચવામાં કરી લેતો. લાકડાંનું ભરેલું ગાડું હાંકતાં હાંકતાં પણ હું ચોપડી વાંચતો. મિ. વૉશિંગ્ટનના ધ્યાનની બહાર આ વસ્તુ ન રહી શકી. એકવાર વિદ્યાર્થીઓ સમક્ષ સમયનો સદુપયોગ કરવા સંબંધે વાત કરતાં કરતાં તેણે કહ્યું: "આપણામાં મજૂરી કરતો એક જુવાન એવો છે કે જે જતે દહાડે સૌનું ધ્યાન ખેંચશે, કારણ કે તે તેના

અભ્યાસમાં તેમ જ કામમાં બન્નેમાં સરખો જ તલ્લીન રહે છે." મેં સાંભળ્યું. તે મારે વિષે કહે છે, એમ મને ખાતરી થઈ. ભવિષ્યમાં હું બધાનો ધ્યાન ખેંચનારો થઈશ એ વાતે મારામાં જવાબદારીનું ભાન કરાવ્યું.

ઈ. સ. ૧૮૭૧ના સપ્ટેમ્બરમાં મારે ખાતે સંસ્થાની તિજોરીમાં ૧૦૦ ડૉલર જમા થયા, અને હવે હું દિવસની શાળામાં દાખલ થવા માટે તૈયાર થઈ ગયો. પણ દુર્ભાગ્યે હું ત્યારે જ માંદો પડ્યો, અને એ મહિનાની લાંબી માંદગીને અંતે હું હૉસ્પિટલમાંથી બહાર નીકળ્યો, ત્યારે ડૉક્ટરનું બિલ બરાબર ૧૦૦ ડૉલરનું હતું. મારી કમાણી ત્યાં અદૃશ્ય થઈ ગઈ.

સંસ્કૃતિના નીચલા થરમાંથી ઉપલા થરમાં આવવા માટેનો આ દંડ હતો. ઘેર ઓછામાં ઓછાં કપડાંથી હું ચલાવતો. ત્યારે મારી તબિયતને કંઈ નહોતું થતું, કારણ કે શરીર નાનપણથી જ એ રીતે ટેવાએલું હતું. પણ હવે તબિયતને નુકસાન થવા લાગ્યું કારણ કે એક અઠવાડિયું સાતે ય કપડાં પહેરવાનાં હોય; બીજે અઠવાડિયે વળી થોડાંક કપડાં ન પણ હોય. આ રીતે ટેવમાં અનિયમિતતા ઊભી થવા લાગી. મારી લાકડાની ઝૂંપડીમાં મને એ જ પ્રકારનાં હવાપ્રકાશ મળ્યાં કરતાં. અહીં બારી—બારણાંવાળો ઓરડો હોવાને કારણે તેમાં ઓછાવત્તા હવાપ્રકાશ આવ્યા કરે. અગવડોથી ટેવાયા પછી સગવડોમાં જવામાં પણ કેટલી ય તકલીફ છે, અને કેટલા ય તેમાં હેરાન થઈ જાય છે.

ઘેર થોડાં અઠવાડિયાં હવાફેર માટે ગયો. પાછો આવ્યો ત્યારે પૈસા ન હોવાને કારણે ફરી દિવસના મજૂરી વિભાગમાં અને રાતે શાળામાં જવાનો ક્રમ ચાલુ થયો. આ વખતે હું છાપખાનાના ધંધામાં પડ્યો. આમાં મેં અસાધારણ પ્રગતિ કરી. ૭ મહિનામાં તો હું બીબાં ગોઠવનારો થઈ ગયો. અને એટલા સમયમાં મારે ખાતે દિવસની શાળામાં દાખલ થવા જેટલી રકમ જમા થઈ ગઈ.

×

પણ હજુ મારા નસીબમાં દિવસની શાળા ન્હોતી. મારા પિતાનો કાગળ આવ્યો: "જો જીવતાં મારું મોઢું એક વાર જોવું હોય તો એકદમ ઘેર આવી જા!" હું ગયો. થોડા જ દિવસમાં મારા પિતા મરણ પામ્યા—૧૮૭૩ના જુનની ૨૭મી તારીખે.

ફરી ભણવાની બધી આશાનો જાણે નાશ થયો. મારા પર આવી પડેલા બોજાને સહન કરવાનો જ માર્ગ મારે માટે હતો. મેં નિશાળનો પોષાક દૂર કર્યો, અને ખેતરમાં કામે લાગી ગયો, તથા પિતાનું બાકી રહેલું લણવાનું કામ પૂરું કરી નાખ્યું. માથા પર ભારે દેવું હતું, એટલે મેં નિશાળ ભણાવવી બંધ કરી. મને જો કે બહુ આવડતું નહિ. પણ જે આવડતું તે બરાબર ભણાવતો. કેટલુંક તો મને જરા ય આવડતું નહિ.

છતાં અત્યારે મને વિચાર કરતાં લાગે છે કે મેં લોકોના લાભમાં કંઈક તો કર્યું. જો કે ટસ્કેજીમાં હું ચોપડીઓમાંથી બહુ જ ઓછું શીખ્યો હતો પણ આચાર્ય વૉશિંગ્ટનના અવારનવાર થતાં પ્રવચનોમાંથી મને ઘણું જાણવાનું મળ્યું. હું તે બહુ જ ધ્યાનપૂર્વક સાંભળતો અને તેને મેં મારા હૃદયમાં સંઘરી મૂક્યાં હતાં. હવે તે હું બીજાને આપતો હતો. મને એમ લાગતું કે ટસ્કેજીમાં જે સ્થાન વૉશિંગ્ટનનું છે, તે અહીં મારું છે. હું લોકોને તેમની બંડીઓ ધોવાનું કહેતો., તેમના ઘર ટીકઠાક રાખવાનું કહેતો. તે બધાં બહુ જ ગરીબ હતાં અને શાળા બંધ થઈ ત્યારે તે લોકો મને કાંઈ પૈસા આપી શકે તેમ નહોતું. મેં તેમને કહ્યું કે તમે દાણા, કપાસીઆ, બટેટાં, કેળાં એવું જે કાંઈ મહેનતાણા બદલ આપી શકો તે હું લઈશ. આ એ લોકો આપી શકતા.

હું આ બધો 'પગાર' ગાડામાં ભરીને મારી માને ત્યાં લઈ જતો અને શિયાળા માટે તે કોઠાર ભરી રાખવામાં આવતો. હું એક બલી ડોસીને ત્યાં ગયો. તેણે કહ્યું :

"હું તો માડી કંઈ તને દઈ શકું તેમ નથી. પણ આ મારી બિલાડી છે, અને સારી છે, તને મારે ૨૫ સેંટ આપવાના છે અને મારે તે આપવા છે. તેં મારી છોકરીને કેવી ભણાવી છે?! આવું કોઈ શિક્ષકે નથી ભણાવ્યું. સવારમાં ઊઠીને મોઢું સાફ કર્યા સિવાય તે બીજાં કામ નથી કરતી."

"ભલે", મેં કહ્યું: "હું બિલાડી લઈ જાઉં છું. આપણો હિસાબ ચૂકતે."

બીજી એક બાઈએ કહ્યું: "તું આવે છે એમ ખબર પડી એટલે પહેલાં તો મેં મારું બધું ખાવાનું માંસ સંતાડી દીધું. પણ તને આવતો જોયો એટલે છોકરાને કહ્યું કે સંતાડેલું બધું માસ બહાર કાઢો. છોકરાંને જે આવાં સુધારે તેને તો મારી પાસે હોય તેટલું બધું માંસ આપી દેવું જોઈએ." આ બાઈ પાસેથી મને સવા મણ માંસ મળ્યું.

બીજી એક ભલી બાઈએ પોતાની પાસેની સારામાં સારી ચીજ જે એક કાતર હતી, તે મને આપવા માંડી. મેં તે લેવાની ના પાડી. તેણે પરાણે મારા ખીસામાં નાખી તેણે કહ્યું: "મારા છોકરાંને ભણાવે તેને કંઈક તો આપવું જોઈએ."

ત્રણ વરસ આ પ્રમાણે મેં નિશાળ ચલાવી—કેવળ મારા કુટુમ્બના પોષણ કરવાની દૃષ્ટિ રાખીને જ. પણ મારી માને આ ન રૂચ્યું. તેને તો મને ભણાવવો જ હતો. આખરે તે ફરીવાર પરણી. એક જ કારણથી કે મને છૂટો કરી શકાય અને મારો અભ્યાસ ફરી પાછો ચાલુ કરી શકાય.

×

મને ફરી ભણવાની આશા ફળી અને હું પાછો ટસ્કેજીમાં ગયો. લગભગ બધા ત્યાંના માણસો હું ટસ્કેજીમાં હતો તે, ભૂલી ગયા હતા. હું ત્રણ વરસ બહાર હતો છતાં તે દરમિયાન ટસ્કેજી સંસ્થાનો મારા વર્ગનો અભ્યાસક્રમ હું ઘેર બેઠાં મારી મેળે કરતો હતો. મારી પરીક્ષા લેવામાં આવી અને સરાસરી ૯૩ ટકા માર્ક મેળવ્યા. 'જ' વર્ગના મધ્યમ વર્ગમાં મને દાખલ કરવામાં આવ્યો.

મારી આર્થિક સ્થિતિ તો પહેલા જેવી જ હતી. પણ હવે મને તેમાંથી ઊગરવાની યુક્તિ આવડી હતી. છાપખાનાના કામમાં થોડો વખત આપવા છતાં હું રોજનો એક ડોલર કમાઈ શકતો. અને વેકેશનમાં નિશાળ ભણાવતો. આ રીતે એક વરસ સારી રીતે ચાલ્યું. ત્યાં મોટો ભાઈ ટસ્કેજીમાં દાખલ થયો. મારે તેને પણ થોડીક આર્થિક મદદ કરવી પડતી. આમાં થોડીક ઘટ બેઠી ત્યાં, મારી બેન દાખલ થઈ. મારે માથે ત્રણગણો બોજો આવ્યો. પણ મેં બરાબર હંકાર્યા કર્યું. મારે અમારા ખર્ચના બે છેડા મેળવવા શાળા-જીવનની કેટલીય મજાઓનો ભોગ આપવો પડતો. એક રવિવારનો દિવસ મને બરાબર યાદ છે, કે જ્યારે આખી શાળા એક કોઈ મહાન ધર્માચાર્યનું પ્રવચન સાંભળી રહી હતી ત્યારે, હું મારા પાટલૂનમાં પડેલા મોટાં કાણાં ઉપર થીંગડાં ચોંટાડી શકાય, એવો ગુંદર તૈયાર કરતો હતો. થીંગડાં દોરાથી સંધાય તેટલું નેટ પાટલુનના કપડાનાં તાણાવાણામાં રહ્યું નહોતું. કાણાવાળું પાટલૂન મેં જેટલા દિવસ પહેર્યું તે વખતની સ્થિતિની વાત હું નહિ કરું.

પણ આ બધા મુસ્કેલીના કામમાં પણ મારા હૃદયમાં એક પ્રકારનો ઉલ્લાસ રહેતો. આવો ઉલ્લાસ મેં આ પહેલાં કદી નહિ અનુભવેલો. મને મનુષ્યજીવનમાં રહેલી યથાર્થ વસ્તુસ્થિતિનું

એવું જ યથાર્થ ભાન થવા લાગ્યું. મને તે વખતે લાગતું, અને અત્યારે પણ લાગે છે કે શાળાના આચાર્ય વૉશિંગ્ટનનું સાંજનું એક પ્રવચન સાંભળવા માટે આપવો પડતો સમય એ આખા વરસની મહેનત આગળ તો મામૂલી જ છે.

મારે સ્નાતક થવાને બે વરસ બાકી રહ્યાં ત્યારે મને મનમાં પ્રશ્ન થયો કે સ્નાતક થઈને મારે શું કરવું? વૉશિંગ્ટનના પ્રવચનોથી મારા મનમાં એવું વસ્યું હતું કે મારે મારાથી પણ જેમને વધારે દુર્ભાગ્ય ભોગવવું પડે છે તેમને મદદ કરવી અને તે માટે જ્યાં વધારેમાં વધારે અંધકાર છે, ત્યાં જઈને પડવું. મારા પિતાએ મરણપથારીએ છેલ્લે છેલ્લે મને કહેલું: "બેટા, તું આપણા લોકોનો શિક્ષક થા, એમ હું ઇચ્છું છું. લોકોને તારી સેવાની જરૂર છે." મને યાદ આવ્યું કે મેં તે વખતે મારા પિતાને તેમની આ ઇચ્છા પૂરી પાડવાનું વચન આપ્યું હતું. વૉશિંગ્ટનના પ્રવચનોમાંથી પણ એવો જ ધ્વનિ ઊઠતો હતો: "જ્યાં સૌથી વધારે દારિદ્રય ને અજ્ઞાન છે ત્યાં જઈને પડો. ત્યાં તમારી જરૂર છે, તમારી જાતનો ઓછામાં ઓછો વિચાર કરીને તમારું જીવન ત્યાં ખર્ચી નાખો." આ બધા અંધકારવાળા પ્રદેશની મને ખબર હતી. ત્યાં હું જન્મ્યો હતો. ત્યાં હું રજાઓ દરમિયાન શાળાઓ ચલાવતો.

જ્યોર્જિયા પ્રદેશમાં હું એકવાર શાળા ચલાવતો હતો ત્યારે હું એક કુટુમ્બમાં રહેતો હતો. તે કુટુંબમાં ૧૫ માણસો હતાં અને હું સોળમો મહેમાન હતો. બધાં એક જ ઓરડામાં રહેતાં, સૂતાં, રાંધતાં, ખાતાંપીતાં. સૂવાને વખતે જ્યાં સુધી ઘરનાં બધાં બૈરાં સૂઈ ન જાય ત્યાં સુધી હું ઝૂંપડીની બહાર ટહેલતો અને આકાશના તારાઓ જોવાની મજા લેતો. જ્યારે અંદર દીવાની ગરજ સારતું તાપણું, ઉપર રાખ નાખીને હોલવી નાખવામાં આવતું ત્યારે હું સમજી જતો કે હવે મારે અંદર સૂવા જવાનો વખત થયો સવારે બધા બૈરાંઓ ઊઠીને કપડાં પહેરી લે ત્યાં સુધી મારે માથે ઓઢીને સૂઈ રહેવું પડતું. હું એવી જગ્યાએ સૂતો કે જ્યાં ભીંતમાં એક મોટી ચિરાડ હતી આ ચિરાડની પાસે મારું નાક રાખતો એટલે જોઈતી હવા મળી રહેતી. તે કુટુંબમાંની એક નાની છોકરી એકવાર રાત્રે પ્રાર્થના કરતાં ઈશ્વર પાસે એમ માગવા લાગી કે 'હે ઈશ્વર, આજે તમારા દેવદૂતો રાતે અમારે ત્યાં આવે એમ કરો'. તેનો નાનો ભાઈ તરત જ આ પ્રાર્થનાની વચ્ચે બોલી ઊઠયો: 'તારામાં અક્કલ છે કે નહિ? આપણા ખાટલામાં પાંચ જણ તો ભેગાં સૂએ છે, એમાં છઠ્ઠું જણ કયાં સૂશે?' હું આ બધી પરિસ્થિતિથી ટેવાઈ ગયો હતો. આખરે મેં આ દરિદ્રનારાયણની સેવામાં મારું સર્વસ્વ અર્પણ કરવાનો નિર્ણય કર્યો.

મારા અભ્યાસના છેલ્લા વર્ષ દરમિયાન રાત્રિશાળામાં શિક્ષક તરીકેની મને જગ્યા મળી. મારો આર્થિક બોજો આથી કંઈક હળવો થયો અને શાળાનું જીવન મને ખૂબ આનંદદાયી લાગ્યું. છેલ્લા વર્ષમાં મેં વક્તૃત્વકળાની હરિફાઈમાં મળતા ૨૫ ડૉલરના ઇનામ માટે પણ તૈયારી કરી. વૉશિંગ્ટન અવારનવાર કહેતા કે 'માણસ જેટલું મૂકે છે, તેટલું જ મેળવે છે.' મેં આ હરિફાઈ માટે ૧૦૦ ડૉલર જેટલી મહેનત કરી અને મને ઇનામ મળ્યું.

×

મને ટસ્કેજીમાં શિક્ષકની જગ્યા આપવાનું નક્કી થયું. મેં તેની ના પાડી. મેં તો નક્કી જ કર્યું હતું કે મિસિસિપીના પ્રદેશમાં મારું કાર્ય શરૂ કરવું. વર્ષની મારી તપાસને અંતે આ પ્રદેશ ઉપર મારું ધ્યાન ચોંટયું હતું. પણ ત્યાં હું તરત ન જઈ શકયો. મારે ત્યાં જવા માટે પૈસાની જરૂર હતી એટલે મેં મારા એક મિત્રની શાળામાં શિક્ષક તરીકેનું કામ લીધું. ત્યાં ચાર વર્ષ

કામ કર્યું છતાં તે બધો વખત મારી નજર સમક્ષ એ મિસિસિપીનો પ્રદેશ જ હતો. હું મારા આ મિત્રની શાળામાં હતો એ દરમિયાન ટસ્કેજીમાં જ સ્નાતક થયેલી એક કન્યા સાથે મેં લગ્ન કર્યાં. અમે બન્ને સાથે કમાવા લાગ્યાં અને ત્યાં એક નાનું ઘર બાંધ્યું. અમારું પહેલું બાળક છ મહિના જીવીને મરી ગયું.

મિસિસિપી પ્રદેશમાં શા માટે જવું જોઈએ તે વાત મારી પત્નીને ગળે ઉતારવામાં મને બે વર્ષ લાગ્યાં. આખરે મારી પત્ની મને હૃદયપૂર્વક સાથ આપવા તૈયાર થઈ અને એથી મારો માર્ગ સરળ થયો.

હું મારા ક્ષેત્ર તરફ જવા તૈયાર થઈ ગયો. મારી પત્નીની તબિયત તે વખતે સારી ન હોવાથી હું તેને ડૉક્ટરની સંભાળ નીચે મૂકી એકસો ઊપજ્યો મારી પાસે જે કંઈ મૂડી હતી. તે ઘણીખરી હું મારી પત્ની માટે મૂકતો ગયો. મેં મારી સાથે મારી પત્નીની બાઇસીકલ લઈ લીધી હતી. નજીકના સેલ્મા નામના શહેરમાં પહોંચીને મારી પત્નીની સાઇકલ વેચીને તેના પૈસાથી મેં મુસાફરી કરવાનું નક્કી કર્યું હતું. સ્નોહિલ [Snow-Hill]થી હું સેલ્મા પહોંચ્યો, ત્યાં સાઇકલ વેચવાનો પ્રયત્ન કર્યો, પણ વેચાઈ નહિ. એટલે જેટલા પૈસા ખીસામાં હતા તેટલાની ટીકીટ લઈને આગળ ચાલ્યો. મિસિસિપી પ્રાન્તમાં હજી થોડેક પહોંચ્યો ત્યાં ખીસાં ખાલી થયાં. એક નાના શહેરમાં હું પહોંચ્યો. ત્યાં કોઈ ધર્મશાળા નહોતી તેમ કોઈ રાતવાસો રહેવા દે તેમ નહોતું. એક જૂનું અવાવરું ખંડિયેર હતું તેમાં રાત પડી રહ્યો. સવારે ઊઠીને સાઇકલ પર બેસીને હાંકી મૂકી. ઊટીકાનો રસ્તો સાવ વગડાઉ અને નિર્જન હતો. હું ઊટીકા પહોંચું તે પહેલાં જ રસ્તામાં સાઇકલ તૂટી અને તે ખભે નાખીને પાટલૂન ઊંચું ચડાવીને મે ચાલવા માંડયું. રસ્તામાં મને એક જુવાન મળ્યો. તેણે મને એક ઘડિયાળના બદલામાં મારી સાઇકલના બોજામાંથી મને મુક્ત કર્યો.

×

પહેલાં વેકેશનમાં હું આ ઊટીકા ગામે શાળા ચલાવતો ત્યારે ત્યાંની શાળાનો આચાર્ય હું મારી જાતે જ નીમાયલો હતો. જો હું રાજ્યની કેળવણીખાતાની પરીક્ષા આપું તો મને થોડોક પગાર મળે તેમ હતું અને એ પગાર મને મારી નવી શાળા ઊભી કરવામાં મદદ કરનાર થઈ પડે એ આશાએ મેં પરીક્ષા આપવાનો નિર્ણય કર્યો. આ પરીક્ષા ઉપર મારી અને ટસ્કેજીની આબરુનો આધાર હતો એટલું જ નહિ, લોકોનો વિશ્વાસ બેસવાનો આધાર પણ આના ઉપર હતો. એટલે કે મારી ભવિષ્યની યોજનાનો આધાર આ પરીક્ષા ઉપર હતો. એટલે જ્યારે હું પરીક્ષા આપવા ગયો ત્યારે હું મનમાંથી ધ્રૂજતો હતો. પણ પરીક્ષા સાવ સહેલી હતી. હું પસાર થયો અને મારો પગાર બંધાયો.

જે નિશાળનું મકાન અત્યાર સુધી વપરાતું તે એવું ખંડિયેર થઈ ગયું હતું કે, તેમાં છોકરાને ભણાવવાં એમાં તેમનાં જીવનું જ જોખમ હતું. મારો વિચાર ધર્મના મંદિરના મકાનમાં શાળા ચલાવવાનો થયો. પણ ધર્મગુરુઓએ રજા ન આપી એટલે પહેલે દિવસે તો એક ચોકના ઝાડ નીચે નિશાળ ચલાવી. થોડા વખત પછી એક કામચલાઉ ઝૂંપડું ઊભું કર્યું અને આમાં આખો શિયાળો શાળા ચાલી. આ ઝૂંપડામાં ટાઢ કે વરસાદ કંઈ પણ સહન કરવાની શક્તિ નહોતી. શિયાળાનો ઠંડો પવન તો ઉપરથી, નીચેથી, બાજુથી અને ખૂણેથી – બધેથી વાતો હતો.

અમે નીચે તો ગાર કરી લીધી પણ તેમાં એક બીજી મુશ્કેલી આવી. વરસાદની ઋતુમાં અંદર પાણી ભરાતું અને કાદવ થતો. મારા હાથ નીચેની બે શિક્ષિકાઓ તો આ પાણીના તળાવમાં ટેબલ પર ઊભી ઊભી શીખવતી અને છોકરાંઓ પાણીમાં લગભગ ગોઠણ સુધી ઊભાં ઊભાં

શીખતાં. હું તો છોકરાંઓની સાથે પાણીમાં જ ઊભો ઊભો જ શીખવતો. અમે નીચે પાણી જવા માટે કાણાં તો પાડયાં પણ ઉપરથી પાણીની જેટલી આવક હતી તેટલી નિકાસ નીચેથી ન હતી. શિક્ષકો અને વિદ્યાર્થીઓ બન્ને આ વખતમાં સારી રીતે હેરાન થયા. પણ મારા હૃદયમાં તો આનંદ અને ઉત્સાહ હતો કારણ કે મને મારું જીવનકાર્ય મળી ગયું હતું.

હું આ પ્રદેશમાં સાવ અજાણ્યો, કહો કે પરદેશી હતો એટલે તેમને મારા પર વિશ્વાસ નહોતો. બધા મને અહીં આવીને પડવાનો હેતુ જુદી જુદી રીતે પૂછવા માંડયા શાળાના આશ્રયદાતાઓની પહેલી બેઠકમાં ૭૫ સેંટનો ફાળો થયો. તે રકમ મને સાચવવા સોંપાઈ. બે જ દિવસમાં તે આશ્રયદાતાઓમાંથી એક જણ આવ્યો અને મારી પાસેથી તે રકમ પાછી માગી. મેં શાંતિથી તે પાછી આપી. આ રકમ કોની પાસે રહે તે સંબંધે તે લોકોમાં ઝઘડો થયો. આખરે ઊટીકા ગામના એક ગોરા ગૃહસ્થને આ રકમ સાચવવા સોંપાઈ. મેં તો શાળાના ફંડ માટે પ્રયાસ કર્યો અને દસ ડૉલરનો ફાળો ભેગો કર્યો. આ ફાળો મેં તેમને જ સોંપી દીધો. તરત જ તેમણે તે ફાળો મને પાછો સાચવવા આપ્યો એટલું જ નહિ, પણ પેલો ૭૫ સેંટનો ફાળો પણ મને તેઓ સોંપી ગયા. આ પછી તેમણે મારી પ્રમાણિકતા વિષે કદી શંકા કરી નથી.

મારી પત્ની હજુ આલાબામામાં જ હતી. તે ઉપરાઉપરી અહીં મારી પાસે આવવા માટે કાગળો લખતી હતી. મેં તેને અહીંની બધી મુશ્કેલીઓ જણાવી, પણ તે તો મક્કમ જ રહી અને ભાનાકુરામાં રહેવા માટે આવી પહોંચી. અમે એક ઓરડી ભાડે રાખી. તેમાં એક ખાટલો બે ખુરશી, એક રાંધવાનો પાટીઓ–એટલાં સાધન વસાવ્યાં ને ઘર માંડયું. રાંધવાનું કામ હું કરતો મારી પત્ની શહેરમાં ઉછરેલી હતી એટલે તેને હજુ તે ફાવતું નહિ. અમે કોઈ દિવસ આલાબામાની અમારી શુદ્ધ સગવડની સાથે અહીં મિસિસિપીની સ્થિતિ સરખાવતાં નહિ. અમે તો અમારી પાસે જે હતું તેનો લઈ શકાય તેટલો લાભ ઉઠાવતા હતા.

પહેલાં તો અમારે જે નવી ઔદ્યોગિક અને શિક્ષણ માટેની શાળા ઊભી કરવી હતી તેને માટેની જમીન મેળવવાની મુશ્કેલી હતી. શાળાના આશ્રયદાતાઓને આ કામમાં વિશ્વાસ નહોતો. મેં તો મારો વિચાર વ્યવહારમાં મૂકવાની શરૂઆત કરી દીધી. એક મકાનનો કાટમાલ ખરીદી લીધો અને ચર્ચયાર્ડમાં તે ભર્યો અને તેમાંથી ચોકઠાં વગેરે બનાવવાનું શરૂ કરી દીધું. ઉત્સાહ કોઈ પણ રીતે ટકાવી રાખવો; એમાં છૂટકો નહોતો. આખરે જમીન ખરીદાઈ અને મકાન બંધાવા લાગ્યું. બધાને લાગ્યું કે કંઈક નવું શરૂ થાય છે. એ જ વરસને અંતે હું અમારી નવી શાળાના વિશ્વસ્તોને ( Trustees ) બહુ સારું પરિણામ બતાવી શકયો. અહેવાલમાંનો થોડોક ભાગ આ રહ્યો:

"અમને મકાન મળ્યું કે તરત જ છોકરાંઓની ભરતી થવા લાગી. થોડા જ વખતમાં સંખ્યા ૨૦૦ની થઈ. એક પછી એક, શિક્ષકોની સાત સુધીની સંખ્યા થઈ. ત્રણ મહિના પછી અમારી સ્થિતિ ભયાનક થઈ. શિક્ષકોને આપવાનો પગાર ન મળે. શિક્ષકોનો વીશીનો ખર્ચ આપવાના પણ પૈસા નહોતા! શિયાળો આવ્યો અને અમારા મકાનમાં કોઈ રીતે ઠંડી સામે બચાય તેમ નહોતું. વરસાદ પણ છાપરામાંથી સારી રીતે પડતો હતો. કેટલા ય શિક્ષકો અને વિદ્યાર્થીઓ ખૂબ માંદા પડી ગયા. મારે કહેવું જોઈએ કે જો અમારામાં અમારાં કામોની સ્પષ્ટ રૂપરેખા તથા તેમાં અપૂર્વ શ્રદ્ધા ન હોત તો અમે આરંભેથી જ ભાંગી ગયા હોત.

આ બધા વખત દરમિયાન હું લોકોને અમારા કામમાં રસ ઉત્પન્ન થાય તે માટે મથતો હતો. હું બારણે બારણે આ માટે ભટકતો. હું મંદિરે મંદિરે ભમી વળ્યો. રાતે ઘોડા પર બેસીને રોજ પાંચ–દસ માઈલ ભટકી આવીને પાછો સવારમાં નિશાળના કામે લાગી જતો. આ તપસ્યાને

અંતે મેં ૬૦૦ ડૉલર એકઠા કર્યા. આ રકમથી પણ અમને ઘણી રાહત મળી. ૪૦ એકર જમીન ખરીદી અને મોટા મકાન માટેનો કાટમાલ ખરીદ્યો. ન્યૂયૉર્ક અને બોસ્ટનમાંથી થોડાક વિશ્વસ્તોએ અમને મદદ કરી. ઉપરાંત થોડાક મિત્રોએ પણ ફાળો આપ્યો અને અમારું વરસ અમે પૂરું કરી શકયા. આ યુદ્ધ આકરું હતું તોય તેમાં મને આનંદ હતો. દુનિયા જે તમારી પાસે માગે છે તે તમે આપી રહ્યા છો, એવું ભાન ગમે તેવા કટોકટીના પ્રસંગે પણ ઉત્સાહદાયક જ થાય છે.

ગયા ઑકટોબરમાં એક સેંટની પણ મૂડી વગર અમે ખુલ્લામાં શાળા શરૂ કરી અને વરસને અંતે મિસિસિપી રાજ્યના કાયદા અનુસાર હક્કો ભોગવતી, ૨૨૫ વિદ્યાર્થીઓ અને સાત શિક્ષકોવાળી અને કુલ ૪૦૦૦ ડૉલરની સ્થાવર મિલકતવાળી શાળા અમે સ્થાપી શકયા. ૪૦૦ એકર–જમીન શહેરથી એક માઈલને અંતરે ખેતીવાડી કામ માટે અમે મેળવી શકયા. એક–બે માળનું લગભગ ૨૦૦૦ ડૉલરનું મકાન પણ અમે ઊભું કરી શકયા.

પણ આટલા ઉપરથી જ તમે અમારી સફળતાનું માપ નહિ કાઢો. બહારથી ન માપી શકાય એવું પણ કેટલુંક કામ આ વરસમાં થયું હતું. વરસમાં પહેલાં અહીં મહિને એક વાર જ ધાર્મિક પ્રાર્થના વગેરે થતું અને તે પણ તે દિવસે ગાવું, નાચવું, કૂદવું ને બરાડા પાડવા—એ જ આખા દિવસનો ક્રમ હતો. બાકીના ૨૯ દિવસ તો એવી રીતે બધા ગાળતા કે કોઈ પણ સહૃદયી માણસનું દિલ તે જોઈને કે સાંભળીને દુભાય. જુગારીઓ એક બાજુ મંદિરમાં પ્રાર્થના ચાલતી હોય ત્યારે તેના જ ફળિયામાં જુગાર રમતા હોય. અજ્ઞાન, વહેમો, વ્યસનો અને અનીતિ બધે ય ભર્યાં હતા; અને થોડાક ખરા અંતઃકરણથી મથતા ખ્રિસ્તી સ્ત્રીપુરુષોના પ્રયત્ન તેમાં ફળીભૂત થઈ શકતા નહોતા. હું એમ નથી કહેતો કે આ બધાં અનિષ્ટો હવે દૂર થઈ ગયાં છે. પણ એટલું તો કહી શકું છું કે તેનો પ્રવાહ હવે આગળ વહેતો અટકયો છે, ક્રાંતિ શરૂ થઈ છે અને આ પ્રમાણે અમારું કામ વેગમાં ચાલશે તો તે અનિષ્ટો જડમૂળથી ઊખડી જશે."

આ વર્ષ દરમિયાન લોકોએ જ ૧૦૦૦ ડૉલર અમારી મદદ માટે એકઠા કરી આપ્યા. આ પહેલાં આનો દસમો ભાગ પણ કદી તેમણે કેળવણી પાછળ કાઢયો નહોતો. બીજે વરસે ૧૧ શિક્ષકો થયા અને ૪૦૦ વિદ્યાર્થીઓને દાખલ કરવામાં આવ્યા. ૧૦,૦૦૦ ડૉલરનું અમારું વાર્ષિક અંદાજપત્ર થયું. આ ત્રીજા વર્ષમાં એટલે કે ચાલુ વર્ષમાં અમે પંદર શિક્ષકો રાખ્યા છે. ૧૫,૦૦૦ ડૉલરનું અમારું અંદાજપત્ર છે. આ બધા ખર્ચને માટે જ ફંડ કરીને પૂરું કરવાનું છે. અમારી મિલકત અત્યારે ૧૦,૦૦૦ ડૉલરની છે અને તેના ઉપર એક વિશ્વસ્ત મંડળ (Board of Trustees) દેખરેખ રાખે છે.

જ્યાં સુધી મારી આસપાસ હજુ કેટલુંય કામ પડયું છે ત્યાં સુધી મેં કંઈક કર્યું છે, એમ હું નથી માની શકતો. મારી પાસે સાધનો નથી એટલે હું બધે પહોંચી શકયો નથી. પણ મનુષ્યને વધારે સારો મનુષ્ય બનાવવાના મારા પ્રયત્નોથી મને સંતોષ છે. આ સંસ્થા ઊભી કરવામાં મેં ખૂબ સહન કર્યું છે તો પણ હું એમ નથી માનતો કે મેં મોટો ત્યાગ કર્યો છે. આ તો એક ઉમદા તક છે. જેટલો વધારે ત્યાગ કરશો તેટલી વધારે સારી તક તમને મળશે. હું જે કંઈ સફળતા મેળવી શકયો છું, તેમાં મારા પ્રયત્ન કરતાં પણ મારી પત્નીની વિવેકબુદ્ધિને વધારે યશ મળવો જોઈએ. હું પોતે જે કંઈ અહીં મિસિસિપી પ્રાંતમાં કામ કરી શકયો છું તેનો પહેલો યશ મારી માતાને અને બીજો મારા જીવનનો સર્વવ્યાપી જીવન્ત આદર્શ ગણું તેની વ્યક્તિ બુકર ટી. વૉશિંગ્ટનને.

# સમત્વનાં સ્વરૂપ:

## [બૈજિક સમાનતા, સમીકરણ, સૂત્ર]

શ્રી. મોહનલાલ પંચોળી

૧

હરકોઈ ગણતરીને સર્વસામાન્ય સ્વરૂપમાં રજૂ કરવી, એવી અનેક ગણતરીઓનું પૃથક્કરણ કરવું, અને પછી તેમાંથી મળેલાં પરિણામોની તુલના કરવી, એ ત્રણ ક્રિયાનો સમૂહ એ બૈજિક ગણતરીના પાયારૂપ છે. તુલનામાંથી સમાનતા કે અસમાનતા એ બે સ્વરૂપો ઊભાં થાય છે. ઘણીખરી ગણતરીમાં સમાનતાના સ્વરૂપની જ દૃષ્ટિએ વિચારણા થાય છે. કવચિત અસમાનતાની દૃષ્ટિએ વિચારણા થાય છે. સમાનતાનો વધારે વિશાળ દૃષ્ટિએ ઉપયોગ થાય છે. તેથી સમત્વનાં ભિન્ન ભિન્ન સ્વરૂપોનો પ્રાથમિક વિચાર અને સાચો ખ્યાલ શિક્ષકોએ જાણી લેવો જોઈએ.

(અ) ૫ ( ક્ષ + ૨ ) = ૫ક્ષ + ૧૦

(બ) ૫ ( ક્ષ − ૫ ) = ૫ક્ષ − ૫૫

(ક) ક્ષ ( અ + બ ) = અક્ષ + બક્ષ

ઉપરની ત્રણે ય સમાનતામાં ડાબી બાજુએ આવેલી બીજી સંખ્યાને કૌંસ છોડી સાદુ રૂપ કરવાથી તેની જમણી બાજુ મળે છે. એ સમાનતામાં જમણી બાજુ ડાબી બાજુ ઉપર, અથવા ડાબી બાજુ જમણી બાજુ ઉપર આધાર રાખે છે. એક બાજુ જાણતા હોઈએ તો તેની ઉપરથી બીજી બાજુ તૈયાર કરી શકીએ છીએ. એ સમાનતા સાપેક્ષ છે, સ્વતંત્ર નથી.

( અ )માં બંને બાજુએ ક્ષની ગમે તે એકસરખી કિંમત લાગુ પાડવાથી; ( બ )માં બંને બાજુએ ક્ષ તેમ જ યની ગમે તે એકસરખી કિંમત લાગુ પાડવાથી; ( ક ) માં બંને બાજુએ ક્ષ, અ, બ ની ગમે તે એક સરખી કિંમત લાગુ પાડવાથી તેમની સમાનતામાં સમીકરણ શુદ્ધ કરવાના સિદ્ધાંતોને આધારે કોઈ પણ અજ્ઞાત બીજની સ્વતંત્ર કિંમતનો નિર્ણય કરી શકાતો નથી. છતાં એ સમાનતા બૈજિક સ્વરૂપે ભૂમિતિની સર્વાંગસમતા [ Congruency ] જેવી છે, એવી સમાનતાના બંને પક્ષો સર્વ અંગે સમાન છે, કારણ કે તેમાં વપરાએલ બીજોની ગમે તે કિંમત લેવા છતાં સમત્વ કાયમ રહે છે. એ લાક્ષણિક ગુણને લીધે એવી સમાનતામાં બંને પક્ષોની વચ્ચે = આ ચિહ્નને બદલે ≡ આ ચિહ્ન વાપરવાની પ્રથા સ્વીકારવી જોઈએ. જ્યારે કોઈ પણ સિદ્ધાંતનાં પરિણામોની તુલના નિર્વિશેષ હોય ત્યારે એ સમત્વ સર્વ પ્રકારે કે સર્વાંગ હોય છે. તેથી તેની સમાનતાની વચ્ચે [ ભૂમિતિની માફક ] ≡ આવું ચિહ્ન મૂકવું જોઈએ.

૧. (૧) $\frac{૧}{૨}$ અ બ ≡ $\frac{૧}{૨}$ અ × $\frac{૧}{૨}$ બ, (૨) $\frac{૧}{૪}$ (૨ક્ષ)$^{૨}$ ≡ ક્ષ$^{૨}$

(૩) $\frac{૨}{૩}$ (૨ન − ૪) × ૬ ≡ ૮ (ન − ૨)

આ ત્રણે ય બૈજિક સર્વાંગસમાનતા ગણતરીની ક્રિયાના પરિણામદર્શક છે. તેમાં ડાબી બાજુને સાચી માનીને જમણી બાજુમાં ઘટતો ફેરફાર કરો. બૈજિક સર્વાંગસમત્વનો આ એક સાવ સાદો પ્રકાર છે.

૨. (૧) અ$^{૨}$ − બ$^{૨}$ ≡ (અ + બ) (અ − બ) હોય, તો તે ઉપરથી

(અ) ક્ષ$^{૨}$ − ૯ ≡ (        ) (        )

(આ) ન$^{૨}$ − ૪ક્ષ$^{૨}$ ≡ (        ) (        )

(ઇ) (અ + ૪) (અ − ૪) ≡ ?

(ઈ) (૨ અ − ૩) (૨ અ + ૩) ≡ ?

બૈજિક સૈદ્ધાંતિક સમત્વના આ સ્વરૂપ વિષે શાળામાં જરાયે ખ્યાલ આપવાનો પ્રયત્ન કરવામાં આવતો નથી. આ દૃષ્ટિનો જેને લાક્ષણિક ખ્યાલ હોય તેને ગુણાકાર, ભાગાકાર, અને અવયવના સર્વસામાન્ય સ્વરૂપનો, અને તેમનાં પરિણામોનો વિશાળ દૃષ્ટિએ ઉપયોગ કરતાં સહજ આવડે છે. અલબત બૈજિક સર્વાંગસમાનતાનો ખ્યાલ દૃઢ કરાવવા માટેનાં ઉદાહરણોની યોજના ઉપર જ એ દૃષ્ટિબિંદુના શિક્ષણનો આધાર છે. જેમકે:

૩. (૧) (અ + બ) ક્ષ ≡ અક્ષ + બક્ષ

(૨) (અ − બ) ક્ષ ≡ અક્ષ − બક્ષ

નો ઉપયોગ કરીને નીચેની ગણતરીઓ કરી બતાવો.

(અ) ૨૦$\frac{૧}{૬}$ × ૧૨ (ઇ) ૯$\frac{૩૫}{૩૬}$ × ૩૬

(આ) .૧૨$\frac{૨}{૩}$ × $\frac{૩}{૪}$ (ઈ) ૧૫$\frac{૪}{૫}$ × $\frac{૩}{૪}$

૨

૫ (ક્ષ + ૨) = ૯ ક્ષ − ૨

એ સમાનતામાં ડાબી બાજુનું સરળ રૂપ કરવાથી તેની જમણી બાજુ તૈયાર થએલી નથી. એવી સમાનતામાં એકે ય બાજુ બીજી બાજુ ઉપર આધાર રાખતી નથી, નિરપેક્ષ છે, સ્વતંત્ર છે. એવી સમાનતામાં ક્ષ ની ગમે તે કિંમત દાખલ કરવાથી એમાંનું સમત્વ કાયમ રહેતું નથી; માટે એવી સમાનતામાં સમાએલ અવ્યક્ત રાશિની કિંમત સમીકરણ શુદ્ધ કરવાના સિદ્ધાંતોને આધારે શોધી શકાય છે.

જેમકે ૫ક્ષ + ૧૦ = ૯ ક્ષ − ૨

પક્ષાંતર કરીને, ૧૨ = ૪ ક્ષ

∴ ક્ષ = ૩ થાય.

એ રીતે ૫ (ક્ષ + ૨) = ૯ક્ષ − ૨ એ સમાનતામાં માત્ર ક્ષ = ૩ હોય, ત્યારે જ તેમનું સમત્વ કાયમ રહે છે. ક્ષ ની એ સિવાય બીજી કોઈ પણ કિંમત લેવાથી તેમાં સમત્વ જળવાતું–રહેતું–નથી.

સમત્વનાં આ બન્ને સ્વરૂપોમાં એનું પહેલું સ્વરૂપ નિર્વિશેષ, સર્વ પ્રકારે, સર્વાંગ કે સૈદ્ધાંતિક સમાનતા દર્શાવે છે. બીજું સ્વરૂપ સવિશેષ છે, એટલે એક વિશેષ પ્રસંગની જ સમાનતા દર્શાવે છે. આ લાક્ષણિક ભેદને લીધે જ સમત્વનાં એ બન્ને સ્વરૂપો માટે જુદાં જુદાં ચિહ્નો યોજવાં જોઈએ.

સમત્વના પહેલા સ્વરૂપને **બૈજિક સમાનતા** અને બીજા સ્વરૂપને **સમીકરણને** નામે ઓળખવામાં આવે છે. સમીકરણનું સમત્વ ભૂમિતિના સમક્ષેત્ર [equivalency]માં સમાએલ

સમત્વ જેવું છે. આ બંને સ્વરૂપો વચ્ચેનો ભેદ પારખવા, અને તેમનાં સ્વરૂપનો નિર્ણય કરવાની શકિત મળે એટલા માટે થોડાંક એ બંને પ્રકારનાં સેળભેળ ઉદાહરણોનો સમૂહ યોજવો જોઈએ. એ ઉપરથી એમાંનું પ્રત્યેક ઉદાહરણ કયા પ્રકારના સમત્વને ધારણ કરે છે, તેનો નિર્ણય કરવાની શકિત મળે છે.

૩.

૧ કોઈ પણ કાટખૂણ ચોખૂણની ( ૧ ) પરિમિતિની ગણતરી કરવાના, તેમ જ ( ૨ ) તેનું ક્ષેત્રમાપ નક્કી કરવાનો સર્વસામાન્ય સિદ્ધાંત યોજો.

લંબાઈ = લ એકમ

પહોળાઈ = પ એકમ

પરિમિતિ = પ એકમ

ક્ષેત્રમાપ = ક્ષે. ચો. એકમ લઈએ.

તો ક્ષે. = લ પ ચો. એકમ ગણાય;




તેની સામેની બાજુઓ સરખી હોવાથી, તેની હદ કરનારી ચારે ય બાજુનું એકંદર માપ પરિમિતિ ગણાય છે.

∴ પ = ( લ + પ + લ + પ ) એકમ

„ = ૨ લ + ૨ પ

„ = ૨ ( લ + પ ) એકમ ગણાય.

૨. ઓરડાની ચારે ય દીવાલોનું એકંદર ચોરસમાપ કાઢવાનો સર્વસામાન્ય સિદ્ધાંત યોજો.

ચારે ય દિવાલોને એક સીધી હારમાં મૂકીએ તો એક કાટખૂણ ચોખૂણ બને છે. તેની લંબાઈ એ ચારે ય દીવાલોની એકંદર લંબાઈ જેટલી છે. તેનું માપ ઉપરના હિસાબ પ્રમાણે




૨ ( લ + પ ) એકમ છે. એ મોટા કા. ચો. ની પહોળાઈ, તે ઓરડાની ઊંચાઈ બરાબર છે. તેથી એ ચારે ય દીવાલનું એકંદર ચોરસમાપ = ૨ઊ ( લ + પ ) ચો. એકમ ગણાય. તેમાં ચોરસમાપમાં

બદલે ક્ષે એ બીજ લઈએ તો એ ચારેમ દીવાલોનાં ચોરસમાપને શોધવાનો સામાન્ય સિદ્ધાંત આ પ્રમાણે લખાય:

ક્ષે = ૨ ઊં (લ + પ)

એ રીતે ગણુતરીના સર્વસામાન્ય નિયમો બીજસંખ્યા વડે સંક્ષિપ્ત સ્વરૂપમાં લખી બતાવવામાં આવેલ હોય, તેવા બૈજિક સામાન્ય સ્વરૂપને **સૂત્ર** કહે છે, એટલે સૂત્ર એ પણુ સમત્વનું એક વિકારી (variable) સ્વરૂપ છે. તેની સમતા દર્શાવનાર ચિહ્નની ડાબી બાજુને સૂત્રનો **વિષય** કહેવામાં આવે છે, અને એ ચિહ્નથી જમણી બાજુને સૂત્રનું ફ્લ કહેવાય છે.

**નોંધ:** સૂત્રનિર્દેશમાં બીજનો ઉપયોગ કરવા માટે અમુક નિશ્ચિત રૂઢિનો સ્વીકાર કરીએ તો ઘણી સરળતા થાય અને સ્વૈરવિહારની અંધાધૂંધી દૂર થાય.

(૧) સૂત્રના ફલને નિર્માણ કરનાર પરિમાણોને બદલે વપરાએલ બીજ ગુજરાતી લિપિમાં દર્શાવવા.

(૨) સૂત્રના વિષયનો નિર્દેશ કરનાર પરિમાણને બદલે વપરાએલ બીજને દેવનાગરી લિપિમાં દર્શાવવા.

અલબત સૂત્રયોજના, સમત્વના સિદ્ધાંતના આધારે થાય છે છતાં તેનું સમત્વ બૈજિક સમાનતા કે સમીકરણમાં સમાએલ સમત્વ જેવું તો નથી જ. એમની વચ્ચેના તારતમ્યનું સ્પષ્ટીકરણ કરવું જરૂરનું છે.

[૧] સૂત્રના વિષયમાં એક જ પરિમાણસૂચક એક જ બીજ વપરાયેલ છે, ત્યારે બૈજિક સમાનતા તેમ જ સમીકરણમાં ડાબી બાજુએ એક કે વધારે પરિમાણો સૂચવનાર એક કે વધારે બીજો એક વાર કે વધારે વાર સુધી વપરાયલાં હોય છે.

[૨] સૂત્રનું ફળ તેનાં અંગો—પદો (terms) કે અવયવો (factors)—ના સ્વરૂપમાં યોજાએલ હોય છે. તેમાં એક કરતાં વધારે પરિમાણો એકથી વધારે વાર યોજાયેલાં હોય છે, ત્યારે સમત્વનાં પહેલાં બે સ્વરૂપોમાં જમણી બાજુ માફક જ ડાબી બાજુ યોજાએલી હોય છે.

[૩] બૈજિક સમાનતામાં ડાબી બાજુમાં સૂચવેલી ક્રિયાના પરિણામસ્વરૂપે જમણી બાજુ તૈયાર થએલી હોય છે.

સમીકરણમાં ડાબી કે જમણી બાજુ એકબીજાથી નિરપેક્ષ છે,

ત્યારે સૂત્રનો વિષય તેના ફ્લમાં સમાએલ પરિમાણોની કિંમત પ્રમાણે બદલાય છે–વિકાર પામે છે. સૂત્રનો વિષય તેના ફ્લથી નિરપેક્ષ—સ્વતંત્ર નથી; સાપેક્ષ છે તેથી સૂત્રને વિકારી સમાનતા કહેલી છે.

ટૂંકામાં સૂત્રમાં બૈજિક સમાનતા જેવું નિર્વિશેષ સમત્વ નથી, તેમ જ સમીકરણ જેવું વૈશેષિક સમત્વ પણ નથી. પણ એમાં તો યોજિત સમત્વ છે.

૪

૧. બે સ્થળ વચ્ચે ૨૭૦ ફૂટનું અંતર (અ) હોય અને તેટલું અંતર એક મોટર (૧) ૬ સેકંડમાં પસાર કરી જાય, (૨) ૪$\frac{૧}{૨}$ સેકંડમાં પસાર કરી જાય, (૩) સ સેકંડમાં અ ફૂટનું અંતર કાપે તો

(અ) દર સેકંડે ગતિ કેટલી ગણાય?

(બ) તે ઉપરથી દર કલાકે ગતિ કેટલી ગણાય?

(૧) (અ) દર સેંકડે મોટરની ગતિ = ૨૭૦ ફૂટ ÷ ૬ = ૪૫ ફૂટ

તે ઉપરથી (બ) દર કલાકે મોટરની ગતિ = $\frac{૪૫ \times ૬૦ \times ૬૦}{૫૨૮૦}$ મા. = $૪૫ \times \boxed{\frac{૧૫}{૨૨}}$ મા.

(૨) (અ) દર સેંકડે મોટરની ગતિ = ૨૭૦ ફૂટ ÷ ૪½ = ૬૦ ફૂટ

તે ઉપરથી (બ) દર કલાકે મોટરની ગતિ = $\frac{૬૦ \times ૬૦ \times ૬૦}{૫૨૮૦}$ મા.

$= ૬૦ \times \boxed{\frac{૧૫}{૨૨}}$ માઇલ

(૩) જો તે મોટર સ સેકંડમાં અ ફૂટનું અંતર કાપે, તો તેની દર સેંકડે ગતિ $\frac{અ}{સ}$ ફૂટ ગણાય.

તે ઉપરથી (બ) દર કલાકે મોટરની ગતિ = $\frac{અ}{સ}$ ફૂટ × $\frac{૬૦ \times ૬૦}{૫૨૮૦}$

" $= \frac{અ}{સ} \times \boxed{\frac{૧૫}{૨૨}}$ મા.

અર્થાત દર કલાકે ગતિ $\frac{૧૫}{૨૨}\frac{અ}{સ}$ માઇલ ગણાય.

તેમાં દર કલાકે ગતિ (માઇલમાં) = ગ લઈએ તો તેનું સૂત્ર ગ = $\frac{૧૫}{૨૨} \times \frac{અ}{સ}$ તૈયાર થાય.

રેલ્વે ગાડીમાં મુસાફરી કરનારો મુસાફર પોતાની ગાડી કેટલા માઈલની ગતિથી મુસાફરી કરી રહેલ છે તેનો નિર્ણય આ સૂત્રને આધારે ઘણી સરળતાથી કરી શકે છે.

એ રીતે સ સેંકડમાં અ ફૂટનું અંતર જાણવામાં આવે, તો તે ઉપરથી દર કલાકે ગ માઇલની કિંમત જાણી શકાય છે. અર્થાત્ એ સૂત્રમાં ગ, અ, સ એ ત્રણ પરિમાણોમાંથી કોઈ પણ બે પરિમાણો જાણતા હોઈએ તો તે ઉપરથી આપણે ત્રીજા પરિમાણનો નિર્ણય કરી શકીએ છીએ.

જુદાં જુદાં એક સરખી પરિસ્થિતિવાળાં અનેક પરિણામોની તુલનામાંથી મળી આવતું સમત્વ આપણને સર્વસામાન્ય નિયમ યોજવાને પ્રેરણા કરે છે. બધા જ શાસ્ત્રીય વિષયોના સર્વસામાન્ય સિદ્ધાંતો ઘણુંખરું આ પદ્ધતિએ જ સૌથી પહેલાં તૈયાર થાય છે. એ સર્વસામાન્ય નિયમોમાં

સમાએલ પરિમાણોને બદલે બીજરૂપણ કરવાથી એ નિયમ–સિદ્ધાંત–સૂત્રરૂપે સરળતાથી રજૂ કરી શકાય છે. એ પ્રમાણે આપેલા સિદ્ધાંતને સૂત્ર રૂપે તૈયાર કરવાની પદ્ધતિને સૂત્રસિદ્ધિ કહે છે.

નૈસર્ગિક સિદ્ધાંતની શોધખોળ કરવાનો પ્રદેશ ભૌતિક કે રસાયન વિદ્યામાં સમાયેલો છે, પણ એવા નિશ્ચિત સિદ્ધાંતોના વિવરણ ઉપરથી સૂત્રયોજના કે સૂત્રસિદ્ધિ કરવાનું કામ ગણિતશાસ્ત્રનું છે.

૨. દરિયાની સપાટીથી ઊ ફૂટની ઊંચાઈના મિનારા ઉપરથી $\sqrt{\frac{૩ ઊ}{૨}}$ માઈલના અંતર સુધી દૃષ્ટિમર્યાદા ગણાય છે.

તો (૧) ૫૪ ફૂટની ઊંચાઈએથી કેટલે દૂર સુધી નજર પહોંચશે?

(૨) ૧૫૦ ફૂટની ઊંચાઈથી કેટલા માઈલ દૂર નજર પહોંચશે?

(૧) આપેલા સૂત્રમાં ઊ = ૫૪ મૂકવાની વિધિ કરીએ, તો દૃષ્ટિમર્યાદા $\sqrt{\frac{૩ \times ૫૪}{૨}}$

$= \sqrt{૮૧} =$ ૯ માઈલ જવાબ.

(૨) તે જ સૂત્રમાં જો ઊ = ૧૫૦ ફૂટ દાખલ કરવાની વિધિ કરીએ, તો દૃષ્ટિમર્યાદા = $\sqrt{\frac{૩ \times ૧૫૦}{૨}} = \sqrt{૨૨૫} =$ ૧૫ માઈલ જવાબ.

કોઈ પણ સૂત્ર સિદ્ધ સ્થિતિમાં આપેલું હોય, અને તેમાં એક સિવાયના અંગોની કિંમત જાણતા હોઈએ તો તે ઉપરથી બાકીના પરિમાણની કિંમત જાણવી એ સૂત્રનો સરળ સમીકરણ તરીકે ઉપયોગ કરવાની એક રીત છે. એ રીતે ગણતરી કરવાની રીતને સૂત્રવિધિ કહે છે. બીજગણિતના શિક્ષણના પ્રારંભના સમયમાં સૂત્રવિધિનો અભ્યાસ કરવાનું પગથીઉં ભરવું જોઈએ. સૂત્રસિદ્ધિ કે તેથી ઊલટું તેમ જ સૂત્રમાં વિષયાંતર એ બે સ્વરૂપે એ વિષયનું શિક્ષણ *બીજગણિતના શિક્ષણના બીજા વર્ષમાં આપવાની યોજના કરવી જોઈએ.*

બીજગણિતના શિક્ષણનો પ્રારંભ સૂત્રથી કરવો કે સમીકરણથી કરવો એ વિવાદિત પ્રશ્નનો નિર્ણય ઐતિહાસિક વિકાસની દૃષ્ટિએ કરીએ, તો આ લેખમાળાનો ક્રમ વધારે વાસ્તવિક ગણાશે. જો કે માત્ર જૂની કિંમત 'કાઢવાની પદ્ધતિથી શરૂઆત કરવાના મતવાળા સૂત્રથી પ્રારંભનો આગ્રહ ધરાવે છે; છતાં મને તો એ બંને માર્ગમાં સમીકરણ પછી સૂત્ર એ ક્રમ વધારે વાસ્તવિક અને સરળ લાગે છે, તેથી મેં તે માર્ગનો સ્વીકાર કર્યો છે.*

---

* સમત્વનાં સ્વરૂપનો ચોથો પ્રકાર સાંકેતિક સમત્વ ( Conditional Identity)નો છે. આ લેખમાળા ચોથા ધોરણના શિક્ષણ પૂરતી જ લખાતી હોવાથી તેનો અહીં સમાવેશ કરવામાં આવ્યો નથી.

ભૂગોળનો

# નમૂનાનો પાઠ

શિક્ષક : શ્રી. પી. ડી. વ્યાસ

**સામાન્ય હેતુ :** ભૌગોલિક જ્ઞાનદ્વારા વ્યવહારિક જ્ઞાન આપવાનો — ધોરણ ૬ ઠું (હાઈસ્કૂલ)

**વિશેષ હેતુ :** વ્યવહારોપયોગી ચીજ–ખનીજ–લોઢું — સમય : ૪૦ મિનિટ

**સાધન :** ખનીજ-લોઢું, કાચી ધાતુ, સિદ્ધપદાર્થ : લોઢું, પોલાદ, વગેરે — તા. ૭-૧૧-'૩૬

| પાઠના મુદ્દા | શિક્ષણશૈલી |
| --- | --- |
| **આરંભ :** પૂર્વ જ્ઞાનની કસોટી અને વર્ગની તૈયારી | ઉપયોગી ચીજો સંબંધી વાતચીત કરી ધાતુઓમાં સૌથી વધારે ઉપયોગી કઈ ધાતુ છે તે કઢાવવું. (લોઢું) આ ધાતુ વહેવારમાં કેટલા કેટલા ઉપયોગમાં આવે છે તે પ્રશ્નો પૂછી વિદ્યાર્થીઓને તેમના અનુભવોનો ખ્યાલ કરાવવો. |
| **રજૂઆત :** | આજે આપણે એ ધાતુ કેવી રીતે અને બીજા કયા કયા ઉપયોગમાં લઈએ છીએ તે વિષે વાતચીત કરીશું. |
| **મુખ્ય વિષય :** ૧. લોઢાની કોઈ ચીજ બતાવી તેનો પૃથ્વીની હકીકત સાથે સંબંધ જોડવો. | આ ધાતુમાંથી બનાવેલી કોઈ ચીજ—છરી, કમાન, ઘડિયાળનો પટો, અથવા ઘરના સર-સામાનની કોઈ ચીજ—બતાવી પ્રશ્ન કરવો કે આ જ રૂપમાં આ ધાતુ જમીનમાંથી ખોદી કાઢવામાં આવે છે કે બીજા કોઈ રૂપમાં ? આખા વર્ગની ખાતરી માટે કાચી ધાતુ ( ઓર )નો નમૂનો બતાવી તેનું નિરીક્ષણ કરવા દેવું અને કાચી ધાતુ અને સિદ્ધ પદાર્થ વચ્ચેનો તફાવત સ્પષ્ટ થવા દેવો.<br>[ લોઢાની ભઠ્ઠીનું મોટા પ્રમાણમાં દોરેલું ચિત્ર શિક્ષકે પ્રદર્શિત કરવું. વિભાગો તરફ ધ્યાન દોરી મિશ્રણ અને પીગળેલા રસ અલગ પડે છે તે તેમાંથી બતાવવું.] |
| ૨. કાચી ધાતુ-લોઢી પથ્થરમાંથી લોઢું કાઢવાની રીતની સમજ.<br>૩. મિશ્રણનો ખ્યાલ | લોઢી પથ્થરમાંથી લોઢું કાઢી લેવા માટે ચૂનો ( પથ્થર ), કોલસો અને લોઢી પથ્થરનો ભૂકો એક ભઠ્ઠીમાં નાખવામાં આવે છે અને પુષ્કળ ગરમી આપી લોઢાનો પીગળેલો અલગ થએલો રસ કેવી રીતે લોઢાની ભઠ્ઠીમાંથી બહાર માટીની નળીઓમાં લઈ જવામાં આવે છે, અને ૧ફે. અને ૨ફે ના પ્રમાણથી મિશ્રણ તૈયાર કરવામાં આવે છે તે સમજાવવું. |

| પાઠના મુદ્દા | શિક્ષણશૈલી |
|---|---|
| ૪. આ ખનીજ ક્યાં ક્યાં મળી આવે: જમીન તળનો પ્રકાર | જે દેશોમાં આવી કાચી ધાતુ વધારે પ્રમાણમાં મળી આવે તે દેશ તેને લગતી ચીજો પણ વધારે પ્રમાણમાં બનાવે. આ ખનીજ અને જમીન તળનો સંબંધ જોડવો. સામાન્ય રીતે કઠણ ખડકોના પ્રદેશમાં વિશેષ મળી આવે. દુનિયાના નકશા [ આકૃતિ ૧ ] માંથી લોઢું ક્યા ક્યા પ્રદેશોમાં નીકળે છે તે તરફ ધ્યાન દોરવું. |




આકૃતિ ૧: દુનિયાના લોઢાની પેદાશના પ્રદેશો

[ આ દેશોની યાદી કાળા પાટિયા પર કરવી.

૧. અગત્યના દેશો: લોઢાની પેદાશ

અ. (૧) યુનાઇટેડ સ્ટેટ્સ
(૨) જર્મની
(૩) ફ્રાન્સ
(૪) ગ્રેટબ્રિટન

ઘ રશિયા, સ્પેન, સ્વીડન, હિંદ વગેરે.

દુનિયાના આપેલા નકશાના ખોખામાં તેમની પાસે તે બાબતની નોંધ કરાવવી, અગત્યના દેશોના નામ નોંધાવવાં. ]

| પાઠના મુદ્દા | શિક્ષણશૈલી |
|---|---|

૫. લોઢું-ખનીજની પેદાશનો ગ્રાફ

યુનાઈટેડ સ્ટેટ્સ | જર્મની
૬૯૦ લાખ. | ૨૪૦ લાખ.
યુ-કિંગ્ડમ | ફ્રાન્સ | રશિઆ
૨૧૦ લાખ. ૧૮૦ લાખ. ૨૧૦ લાખ. ૫૦ લાખ. ૫૦ લાખ. ૫૦ લાખ. ૨૦ લાખ.
મુખ્ય દેશોની નીપજ ટનમાં લોઢું-પોલાદ.

આકૃતિ ૨

દુનિયાના લોઢું ઉત્પન્ન કરનારા અગત્યના દેશો-પ્રમાણ સાથે



હવે આકૃતિ ૩ ધ્યાનપૂર્વક તપાસો. આમાંના કેટલાક અગત્યના પ્રદેશો કેટલું લોઢું ઉત્પન્ન કરે છે તેનો અહીં ખ્યાલ આપ્યો છે; જુઓ, કયા દેશો કેટલા પ્રમાણમાં લોઢું ઉત્પન્ન કરે છે? નોંધ કરો. આવો ગ્રાફ તમે આંકડા ઉપરથી દોરી શકશો?

૬. આપણા દેશની નીપજ અને તેને લગતા પ્રદેશો

આપણા દેશમાં (નકશામાં બતાવી) આ પ્રમાણે છે. આકૃતિ ૪ આ નકશામાં પ્રદેશો જણાવ્યા છે. કયા પ્રાંતોમાંથી તે નીકળે છે?

[ કા. પા. પર અગત્યના પ્રદેશોની નોંધ કરવી.

૭. હિંદનો ખનીજ બતાવનારા નકશામાંથી અવલોકન કરાવી લોઢાના નીપજના પ્રદેશો નોટબૂકમાં નોંધાવવા

૨. હિંદુસ્તાનની તે બાબતમાં ઘણી નબળી સ્થિતિ: ૨૦૦૦૦૦૦ટન.

૩. લોઢાની પેદાશના પ્રદેશો: બંગાળ, બિહાર, ઓરિસા, મધ્ય પ્રાંતો, મદ્રાસ, તાતાનગર. ]

૮. દેશની લોઢાની ખપત અને આયાત

આપણો દેશ પરદેશોથી ઘણા મોટા પ્રમાણમાં લોઢું મંગાવે છે. શા કારણથી? આયાત માટે આપણને કયા દેશો અગત્યના છે?

૯. લોઢાનો અન્ય ઉપયોગ

વળી આપણે લોઢાની તૈયાર ચીજો બનાવવામાં પણ પછાત છીએ. સાબીતી આપો. બાળકોનું લક્ષ યંત્રો અને બીજો લોઢાનો તરેહ તરેહનો સરસામાન દેશમાં આવે છે તેના તરફ દોરવું.

વળી એ જ ધાતુમાંથી જુદા જુદા પ્રકારનું લોઢું બનાવવામાં આવે છે; તેમાં મેંગેનિઝ, ટંગસ્ટન, ક્રોમિયમ એવી ધાતુઓ ઉપયોગમાં આવે છે. તેને વિષે બીજી વાર વાત કરીશું.

| પાઠના મુદ્દા | શિક્ષણશૈલી |
|---|---|
| પુનરાવર્તન: સાફલ્ય | (૧) આજના યુગમાં કઈ ધાતુ સૌથી વધારે ઉપયોગી થઈ પડી છે શા કારણથી વારુ? |
| | (૨) એ ધાતુ હવે પછીથી જમીનમાંથી ન નીકળે તો શે ગેરલાભ થાય ? |
| | (૩) ધાતુની કુદરતી સ્થિતિ કેવા રૂપમાં હોય છે? |
| | (૪) તેમાંથી તે કેવી રીતે જુદી પાડવામાં આવે છે? |
| | (૫) જમીનતળ અને ધાતુને શો સંબંધ છે? |
| | (૬) દુનિયામાં સૌથી વધારે અગત્યના કયા પ્રદેશો છે? |
| | (૭) આ બાબતમાં આપણા દેશની શી સ્થિતિ છે? |
| | (૮) આપણું તે બાબતમાં કેવું સ્થાન છે? |
| | (૯) આપણા દેશમાં કયા પ્રાંતોમાં તે નીકળે છે? પ્રમાણ શું છે? |
| | (૧૦) શા માટે આપણે આયાત કરવી પડે છે? |
| | (૧૧) તમે વેપારી બનો તો યંત્રો અને લોઢું કયા દેશોમાંથી મંગાવવું અનુકૂળ થઈ પડે? કયા માર્ગે? |
| વર્ગવિસર્જન: | વ્યવસ્થાપૂર્વક વર્ગને રજા આપવી. |
| | સૂચના: યોગ્ય સમયે બાળકોએ કરેલી નોંધ વર્ગમાં ફરતાં જોઈ લેવી. પછીથી તે ફરી પૂર્ણ રીતે સુધારી ભૂલો તરફ ધ્યાન દોરવું. |

# પુસ્તકપરિચય

Elementary Trigonometry for High Schools-By K. B. Tarkunde, B. SC.-Price 8 As.

સુરત શહેરની જુદીજુદી શાળાઓમાં શિક્ષણનો અનુભવ પામેલા, વિદ્વાન શિક્ષકને હાથે લખાયલું આ પુસ્તક વાંચવાની વિદ્યાર્થીવર્ગને તથા શિક્ષકવર્ગને ભલામણ કરતાં અમને ઘણો આનંદ થાય છે. કર્તાની વિદ્વત્તા જોતાં જેવા પુસ્તકની આશા રાખીએ તેવું જ આ પુસ્તક છે, અને અમે નીચે જે થોડીક ત્રુટીઓનો નિર્દેશ કરીએ છીએ તે ભવિષ્યમાં આ પુસ્તક વિદ્યાર્થીવર્ગને વધારે ઉપયોગી થાય એટલા ખાતર જ છે.

(૧) આકૃતિનાં બીબાં વધારે ચોકસાઈ માગે છે. દાખલા તરીકે પૃષ્ઠ પર, ૬૫, ૬૭, અને ૬૯ પરની આકૃતિઓ દેખીતી રીતે જ ખોટી છે.

(૨) કર્તાએ પ્રસ્તાવનામાં જણાવ્યું છે તે મુજબ છાપવાની ઉતાવળને લીધે જોડણીની ઘણી ક્ષમ્ય અને કેટલીક અક્ષમ્ય ભૂલો રહી જવા પામી છે.

(૩) કર્તાએ વિષયના વ્યવહારિક ભાગના થોડાક સહેલા નમૂના પણ શરૂઆતના ભાગમાં આપ્યા હોત તો વધારે સારું થાત.

(૪) પ્રકરણ છઠ્ઠામાં આપેલા જુદીજુદી જાતના દાખલાઓ ( Problems ) નું જરા વધારે સવિસ્તર વર્ગીકરણ થાય તો ઘણું સારું.

(૫) પુસ્તકનું કદ જોતાં કિંમત અમને સહેજ વધારે પડતી લાગે છે. લગભગ આટલા જ કદના આ જ વિષયના એક બીજા પુસ્તકની કિંમત પાંચ આના છે. મૂ.

A Text Book of General Science Parts I & II; Edited by K. G. Naik, M. A., D. SC, F. I. C. & C. C. Shah M. SC., PH. D. & R. K. Trivedi M. SC., D. SC.

સમર્થ લેખકોને હાથે લખાયલી આ વિજ્ઞાનની પુસ્તિકાઓની શિક્ષકવર્ગને ભલામણ કરતાં અમને ઘણો આનંદ થાય છે.

આ પુસ્તિકાની અંદર આપેલી વિગતો ચોક્કસ અને ભાષા અંગ્રેજી છતાં પણ સરળ છે.

આ પુસ્તકો વાપરનાર શિક્ષકવર્ગને એટલી જ વિનતિ છે કે આ પુસ્તકમાં આપેલી વિગતો વિદ્યાર્થીઓને ગોખાવીનેજ સંતોષ ન માનતાં પ્રો. નાયકે પ્રસ્તાવનામાં સૂચવ્યા મુજબ આમાંની વિગતો પ્રયોગોદ્વારા વિદ્યાર્થી આગળ રજૂ કરી તેમનું જ્ઞાન સચોટ કરે.

લેખકોને સૂચના કરવાની કે બીજી આવૃત્તિમાં પુસ્તકની અંદર આપેલાં ચિત્રો વિષે પુસ્તકની અંદર જરા વધારે વિગતવાર સમજૂતી તેઓ આપે અને ચિત્રો યથાસ્થાને ગોઠવે. દાખલા તરીકે ભાગ બીજામાં પૃ. ૮૯ પર આપેલું ચિત્ર નં. ૫૯ ટેન્ટેલસ કપને લગતું નથી પણ નીચેની કંડિકામાં વર્ણવેલા બાઈસીકલ પંપને લગતું છે. એ બાબતમાં તે કંડિકામાં નોંધ કરવાની જરૂર છે. એ જ કંડિકામાં વાલ્વનું કાર્ય કેવી રીતે થાય છે તેની પણ સહેજ સમજૂતી આપવાની જરૂર અમને લાગે છે. ટેન્ટેલસ કપનું ચિત્ર આપવાની પણ જરૂર છે અને હિંદુસ્તાનમાં તે વાસુદેવ પ્યાલાને નામે ઓળખાય છે તે વિગત તથા તેનું કારણ આપ્યું હોત તો વિદ્યાર્થી વર્ગને માટે એ વિષય વધારે રસિક થાત.

અમને આશા છે કે થોડા જ સમયમાં આ પુસ્તકોનું ગૂજરાતીમાં ભાષાંતર કરી માતૃભાષાદ્વારા આ વિષય શીખવાની ઇચ્છા રાખનાર વિદ્યાર્થીઓને પણ સગવડ આપવામાં આવશે.

મૂ.

**આપણા દેશનું રાજ્યબંધારણ** બ્રિટિશ રાજ્યબંધારણ સાથે લેખક: **નાનુભાઈ કું. દેશાઈ, એમ. એ.**, હેડમાસ્તર, કડોદ હાઇસ્કૂલ, કડોદ.

રા. નાનુભાઈએ વિદ્યાર્થીઓ માટે એક નાની પુસ્તિકા લખી એમનું કાર્ય સરળ કરી આપ્યું આપણા દેશના ૧૯૩૫ના કાયદા મુજબ ઘડાયેલા રાજ્યબંધારણ પર વિદ્યાર્થીઓની જરૂરિયાતો ધ્યાનમાં રાખી લખવું એ એક શિક્ષકને માટે કોયડો હોય છે; તેમાં વળી માધ્યમિક શાળામાં શીખતા વિદ્યાર્થીઓ માટે, ખાસ કરીને મેટ્રિકના વિદ્યાર્થીઓ માટે પુસ્તિકા તૈયાર કરવી એ તો જેમને સ્વાનુભવ હોય તે જ સમજી શકે એમ છે. રા. નાનુભાઈ શિક્ષક હોવાથી પોતાનું કાર્ય પાર પાડી શકયા છે એ વાતનો ઇન્કાર કરી શકાય એમ નથી, છતાં અત્રે જણાવવાની જરૂર છે કે જે વર્ગના વિદ્યાર્થીઓ માટે એ પુસ્તિકા તૈયાર કરવામાં આવી છે તેમની શક્તિનો બહુ ઊંચો ખ્યાલ રાખીને તે લખવામાં આવ્યું હોય એમ લાગે છે. બંધારણનાં અતિ સામાન્ય તત્ત્વો પણ વિદ્યાર્થીને ઝીલતાં વાર લાગે છે એ તો શીખવનાર શિક્ષક જ જાણે છે. વર્ગમાં સામાન્ય રાજસભાનું કે લોકસભાનું બંધારણ ( Composition ) સમજાવતાં પણ શિક્ષકને કેટલી તસ્દી લેવી પડે છે એની લેખકને માહિતી અને અનુભવ હોવા છતાં એમના લખાણમાં સરસતા અને સરળતાની ઊણપ જણાય છે. નવી આવૃત્તિમાં એ બાબત પર લક્ષ આપવામાં આવશે તો એ પુસ્તિકા વધારે ઉપયોગી થઈ પડવાનો સંભવ છે. વળી પરિશિષ્ટ અ અને વ માં દેશી રાજ્યો તરફથી જે સભ્યો મધ્યસ્થ ( ફેડરલ ) રાજસભામાં અને "ફેડરલ" લોકસભામાં બેસશે તેમની સંખ્યા, છેક નીચે જુદો કોઠો પાડી, આપી હોત તો ઠીક થાત.

**દુનિયાના ઔદ્યોગિક દેશો** લેખકો: રા. જનાર્દન રામચન્દ્ર જોગળેકર અને રા. કૃષ્ણલાલ ત્રિભુવનદાસ શેઠ.

ભૂગોળ પર પુસ્તિકાઓ લખવા માટે આજ પહેલાં જાણીતા થયેલા લેખકો રા. જનાર્દન રામચંદ્ર જોગળેકર અને રા. કૃષ્ણલાલ ત્રિભુવનદાસ શેઠ સાર્વજનિક સોસાયટી હસ્તકની શાળાઓમાં અનુભવી શિક્ષકો છે. એમને ભૂગોળનો વિષય હસ્તગત થયેલો છે અને લાંબા અનુભવ પછી એમની લખાએલી પુસ્તિકાઓ વિદ્યાર્થીઓ માટે ઉપયોગી થઈ પડે એની ખાસ કાળજી રાખવામાં આવી છે. નકશાઓ, ચિત્રો અને આકૃતિઓ એમની પુસ્તિકાઓનાં ખાસ લક્ષણો છે. પ્રસ્તુત પુસ્તિકામાં બધું મળીને ૫૩ આકૃતિઓ છે. એમાં નકશા તથા ચિત્રોનો પણ સમાવેશ થાય છે. સંખ્યાની દૃષ્ટિએ જોતાં ઠીક છે પણ કેટલાંક ચિત્રો ખૂબ જ નાનાં છે અને જોઈએ તેવાં ઊઠેલાં નથી. વળી થોડાં રંગીન ચિત્રો આપવાની જરૂર જણાય છે તેમ જ કેટલાક ચિત્રો વધારે મોટાં હોવાં જોઈએ. ( દા. ત. જપાનની વિશિષ્ટતા બતાવતું ચિત્ર કે રિવિયેરાનું રળિયામણું શહેર નીસ ). "દુનિયાના ઔદ્યોગિક દેશો"ની પુસ્તિકામાં આખી દુનિયાનો સારો મોટો નકશો કેમ નથી ? વળી અમેરિકાનો પણ આખો નકશો હોય તો વધારે યોગ્ય નથી ? નવી આવૃત્તિમાં એ બાબત પર લક્ષ અપાશે એવી આશા છે. ભૂગોળનો વિષય એવો શુષ્ક લાગે છે કે એને વિષય તરીકે ન ગણવા સુધીની વિદ્યાર્થીની તેમ જ શિક્ષકની વૃત્તિ થઈ જાય છે. એ વિષયને રસપ્રદ બનાવવા ઘણાં સાધનોની જરૂર રહે છે એ અનુભવી શિક્ષણશાસ્ત્રીને જ્ઞાત છે. એ વિષય અંગે રચાતાં પુસ્તકોમાં ચિત્રો, આકૃતિઓ અને નકશાઓ સારા પ્રમાણમાં હોવાં જોઈએ એટલું જ બસ નથી પણ તે સુંદર, ચોખ્ખા, ને આંખે ઊડીને વળગે એવાં હોય ત્યારે જ વિદ્યાર્થી એ પુસ્તકોને

અડકવા લલચાય છે. સદરહુ લેખકોએ એ તત્ત્વનો સારો ખ્યાલ રાખ્યો છે. એમની પુસ્તિકાઓમાં ચિત્રોની સફાઈ ઘણે દરજ્જે સારી રહી છે છતાં અનેક મોટાં ચિત્રોની, નકશાઓની આવશ્યકતા છે એ મુદ્દો લેખકો સ્વીકારશે એવી આશા છે.

શાળાઓ માટે ઉપરનું પુસ્તક ઘણું ઉપયોગી થઈ પડશે એ વિના સંકોચે કહેવું જોઈએ. સદરહુ લેખકોએ શિક્ષકોના લાભ માટે એક સૂચિપત્ર આપવું યોગ્ય લાગે છે. લેખકો અનુભવી હોવાથી અનેક નાનાં મોટાં પુસ્તકોનાં માહિતગાર હશે એટલે એમણે એવાં ઉપયોગી અંગ્રેજી-ગૂજરાતી પુસ્તકોનું એક સૂચિપત્ર આપ્યું હોય તો શિક્ષકવર્ગને લાભ થાય એમ છે.

**હિંદનું રાજ્યબંધારણ લેખકો: રા. પ્રિ. જ. અક્કડ અને રા. મ. ઝી. નાયક**

આપણા દેશના હાલના રાજ્યબંધારણ પર વિદ્યાર્થીઓને ઉપયોગી થઈ પડે એવી નાની નાની પુસ્તિકાઓ અનેક શિક્ષકબંધુઓએ આજસુધીમાં લખી છે છતાં રા. અક્કડ તેમ જ રા. નાયકે તેમાં એક વધારો કર્યો છે તે આવકારપાત્ર છે. વિદ્યાર્થીઓને અને તેમાં ખાસ કરીને મેટ્રિકના વિદ્યાર્થીઓને રાજ્યબંધારણ એક તદ્દન નવીન વિષય છે અને તે સમજવા માટે સારાં પુસ્તકોની જરૂર રહે છે. રા. પ્રિ. જ. અક્કડ તેમ જ રા. નાયકે વિદ્યાર્થીઓની દૃષ્ટિએ લખવાનો પ્રયત્ન સફળ રીતે પાર પાડ્યો છે. એનું લખાણ ઘણુંજ વ્યવસ્થિત છે. ભાષા વિદ્યાર્થીઓને માટે સરળ છે અને અક્ષર મોટા હોવાથી વાંચવા માટે સુગમ પડે છે. કેટલીક બાબતો જરા વધારે વિસ્તારથી સમજાવવાની જરૂર હતી. દા. ત. સીધી અને આડકતરી ચૂંટણી શું છે તે સવિસ્તર સમજાવવું જોઈતું હતું. વિદ્યાર્થીઓ ખૂબ વિગતોથી કંટાળે છે એ વાત ધ્યાનમાં રાખી લેખકોએ લખ્યું છે એ વાજબી છે પણ કેટલીક માહિતી, પરિશિષ્ટો વધારીને અપાઈ હોત તો વિદ્યાર્થીને કેટલીક વસ્તુઓનો જરા વધારે ચોખવટથી ખ્યાલ આવત. નવી આવૃત્તિમાં એ પ્રમાણે વધારો કરવામાં આવશે એવી અમે આશા રાખીએ છીએ.

# છાત્રાલય અને માબાપ

## [૧]

## છાત્રાલયમાં છોકરાને શા માટે મોકલવો?

આજકાલ આપણા ગૂજરાતમાં છાત્રાલયોની સંખ્યા દિનપ્રતિદિન વધતી જાય છે. આવા વધારાની પાછળ છાત્રાલય સંસ્થાનું કેળવણીવિષયક મહત્ત્વ વધ્યું છે એ કારણના કરતાં અનુકૂળતા લેનારા વિદ્યાર્થીઓની સંખ્યા વધી છે એમ કહેવું વધારે વાજબી ગણાય. માધ્યમિક શિક્ષણ અને ઉચ્ચ શિક્ષણ માટે પોતાના છોકરાઓને તૈયાર કરવાની વૃત્તિ ગૂજરાતનાં માબાપોમાં થઈ છે. આ એક શુભ ચિહ્ન છે, પરંતુ છાત્રાલયમાં રહેનારા વિદ્યાર્થીઓનાં માબાપો એવી મળતી સગવડોથી સંતુષ્ટ રહેતાં હોય અથવા તો પોતાના છોકરાઓને છાત્રાલયના વસવાટથી લાભ થતો હોય તેવું માનનારાઓની સંખ્યા પ્રમાણમાં ઘણી ઓછી મળી શકે. જેમને માથે છાત્રાલયો ચલાવવાનો ભાર આવી પડયો હોય છે તેવા સંચાલકો અને ગૃહપતિઓને પૂછવાથી પણ માલૂમ પડે છે કે એમને એ પોતાના વિદ્યાર્થીઓ અને વિદ્યાર્થીનીઓના માબાપોથી સંતોષ નથી થયો હોતો. માબાપને પૂછવાથી એમ માલૂમ પડે છે કે જે પ્રકારની કેળવણીની તેમણે કલ્પના કરી હોય છે તે પ્રકારની કેળવણી બહુ જ અલ્પાંશે પોતાના બાળકને મળે છે ગૃહપતિઓની ફરિયાદ એવી હોય છે કે પોતાના વિદ્યાર્થીઓના માબાપોને એમને પૂરો સહકાર મળતો નથી અને પોતે કરેલા કામની અસર વિદ્યાર્થીઓ ઘેર જઈને પાછા આવે છે ત્યારે ભૂંસાઈ ગયેલી હોય છે. આ બંને ઉત્તરો આપણને એ બતાવે છે કે છાત્રાલય સંસ્થા સંબંધે માબાપોનો અને ગૃહપતિઓનો ખ્યાલ ઘણી વખત અધૂરો અને ઘણી વખત ખોટો પણ હોય છે.

છાત્રાલય સંસ્થાનો જન્મ ગમે તે કારણે થયો હોય પરંતુ આજે એણે કેળવણીની સંસ્થાનું સ્વરૂપ ધારણ કર્યું છે. શાળાના પાંચ કલાકના સમય દરમિયાન જે બૌદ્ધિક શિક્ષણ વિદ્યાર્થીઓ લઈ રહ્યા હોય છે તેની પૂર્તિ રૂપે વિદ્યાર્થીજીવનના બીજા પાસાઓનો વિકાસ કરવાનું કામ છાત્રાલય સંસ્થાએ હાથ ધરવા માંડયું છે. આમ કરવામાં ગૃહપતિઓએ માતપિતાના ક્ષેત્રને પોતાનું બનાવવાના પ્રયત્નો કર્યા છે. આવા પ્રયત્નો અનિવાર્ય હતા. શિક્ષણની શાળા વિદ્યાર્થીને જોઈતો ખોરાક પૂરી પાડતી ન હતી. જીવનના તમામ ક્ષેત્રોનો સમન્વય કરવાનું શાળાને માટે અશક્ય હતું. સામાન્ય માબાપ કેળવણીની સાચી વિચારણા કરી શકતા ન હતા. એવે વખતે જ બરાબર છાત્રાલય સંસ્થા અસ્તિત્વમાં આવી. જનતાની કેળવણીની ભૂખ ઊઘડી હતી અને કેળવણી માટે શહેરોમાં ગયા વિના ચાલે તેમ ન હતું. ગામડાંઓ અને નાના શહેરોના છોકરાઓનો પ્રવાહ મોટાં મોટાં શહેરો તરફ ધસવા લાગ્યો. રહેવાની અને જમવા વગેરેની સગવડ અનિવાર્ય થઈ પડી. જુદી જુદી કોમના ધનાઢયોએ ધન વડે પોતાની કોમની સેવા કરવાનો આ સારો મોકો શોધ્યો. પરિણામે કોમી છાત્રાલય પોતાનું સ્થાન મેળવતું ગયું. તેમ વળી સાર્વજનિક છાત્રાલયો પણ વધવા લાગ્યાં. આજે હવે આપણે જોઈ શકીએ છીએ કે છાત્રાલયોની સગવડોના કરતાં એની કેળવણી તરફ માબાપોનું અને ગૃહપતિઓનું વધારે લક્ષ દોરાયું છે.

પોતાના દીકરાઓને છાત્રાલયમાં મોકલતી વખતે એટલા માટે જ માબાપોએ કેળવણીનો વિચાર વધારે પ્રમાણમાં કરવાનો રહે. છાત્રાલયોને પોતાની શાળા હોય તેવું તો હજી બહુ જૂજ દેખાય છે.

એટલે છાત્રાલયનો વિચાર આજે તો કેવળ છાત્રાલય સંસ્થા સાથે સંકળાયેલો છે. જે વાતાવરણ ઘરમાં કે શેરીમાં ન મળે તે વાતાવરણ ભણનાર વિદ્યાર્થીને છાત્રાલયમાં મળી શકે. શિક્ષણને ઉપકારક એવી સંસ્કારિતા છાત્રાલયમાં સરળતાથી ઊભી કરી શકાય છે. જે માબાપો છાત્રાલયનો લાભ પોતાના છોકરાઓને અપાવવા ઇચ્છતા હોય તેમણે શિક્ષણના વાતાવરણની અને સંસ્કારિતાની તક શોધવી જરૂરી છે. વિદ્યાર્થીજીવનમાં જ ચારિત્ર્યઘડતરનો પાયો નંખાય છે. એવા ચારિત્ર્યઘડતર વિદ્યાર્થીજીવન ના તમામ પાસાઓનો સુમેળપૂર્વક વિકાસ થવો જોઈએ. શિક્ષણની શાળાઓ તો બુદ્ધિવિકાસનું જ વધારે પ્રમાણમાં ધ્યાન રાખે છે. વિદ્યાર્થીને બુદ્ધિ ઉપરાંત શરીર છે, લાગણીઓ છે અને મન પણ છે. એ બધાયના સુયોગ્ય વિકાસ માટે છાત્રાલય સંસ્થા જ સંગીન કામ કરી શકે. અલબત્ત શિક્ષણની સંસ્થા સાથે તેને મેળ મેળવવાનો રહે જ છે. છાત્રાલય અને શાળાની પ્રવૃત્તિઓને આજે બને છે તેમ ખેદ્દંદી રીતે વિભાગી નાખવામાં આવે તો તો વિદ્યાર્થીનું જીવન પણ તેને નુકસાન થાય તેવી રીતે કટકા થઈ જાય. જીવનના સમગ્ર વિકાસ માટે જરૂરિયાત પ્રમાણે શિક્ષણસંસ્થાઓને ભલે જૂદી જૂદી કરવામાં આવે પરંતુ વિદ્યાર્થીનું પોતાનું જીવન એક સળંગસૂત્ર વસ્તુ છે એ કદી ભૂલાઈ જવું ન જોઈએ. ઘર અને શાળા આવી જાતનો સુસંયોગ સાધી શકયાં નથી. એવો વખત આવવાને હજી વાર છે. ત્યારે તો છાત્રાલય સંસ્થા એ કામ કરીને સમાજ પાસે આદર્શ ઘરનો પદાર્થપાઠ રજૂ કરી શકે છે. માબાપોએ સમજી લેવું ઘટે કે છાત્રાલય સંસ્થા અપૂર્ણું ઘરને સ્થાને પૂર્ણતા પર જ જવાનો પ્રયત્ન કરતું વધારે સાચું ઘર માત્ર છે આ દૃષ્ટિથી જોનાર માબાપોની સંખ્યા વધતી જશે તેમ છાત્રાલય સંસ્થાનું કામ વધારે સરળ બનતું જશે.

અને છાત્રાલયના સંચાલકોએ પણ તેઓ આજે જુએ છે તેના કરતા જૂદી જ નજરે સામાન્ય ઘરો તરફ અને માબાપો તરફ જોવું પડશે. આજના માતપિતા અજ્ઞાન કે અધૂરાં જ્ઞાનવાળા છે એ વાત સાચી છે. જીવતા રહેવા માટે અનેક પ્રકારની આર્થિક આંટીઘૂંટીઓમાંથી તેમને પસાર થવાનું હોવાથી તેમની પાસે વખત નથી એ વાત પણ સાચી; પરંતુ છાત્રાલયના સંચાલકોએ તેટલાં જ કારણે તેમનો દોષ કાઢીને કોઈ પણ પ્રકારનો ખોટો બચાવ કરવાની જરૂર નથી. કેળવણીના કામમાં પડેલા સૌ કોઈ લોકોએ એ સમજી લેવું જરૂરનું છે કે જે પરિસ્થિતિ અને જે સંયોગો છે તે જ આપણી શિક્ષણ સંસ્થાઓની ભૂમિકા બને છે. ભૂમિકાને અવગણીને કોઈ પ્રકારનું ચિત્રામણ શક્ય નથી. આજે આ વાત ગૃહપતિઓને પક્ષે પણ વિસારાઈ ગઈ છે. સહકારનો અર્થ માત્ર બૌદ્ધિક વિકાસ પૂરતો જ સમજવાનો નથી. આજના દેખાતા અસહકારમાંથી સહકાર જન્માવી શકનાર ગૃહપતિ શિક્ષણની દિશામાં સાચી રીતે ચાલે છે તેમ સમજવું. છોકરાઓને છાત્રાલયમાં મોકલતી વખતે માબાપોએ અને સ્વીકારતી વખતે ગૃહપતિઓએ આ દૃષ્ટિને પોતાની નજર સમક્ષ રાખવાની જરૂર છે.

—હરભાઈ ત્રિવેદી

[ ૨ ]

## બાળકો માટે

આપણે આપણા માટે બધુંય કરીએ છીએ. આપણી સગવડો, આનંદ ને મઝા માટે પૈસા ખર્ચતાં પાછું વાળી જોતાં નથી, છતાં આપણાં પ્યારા બાળકોનો કંઈએ વિચાર કરતા નથી. મોટાં થએલાં બાળકોને આપણે જ્યારે મંદબુદ્ધિનાં, ઓછી આવડતનાં, શરમાળ, ચોરટાં, રખડેલ, ગંદાં,

કજીઆળાં, નામર્દ ને બાયલાં જોઈએ છીએ ત્યારે આપણું ખાવું-પીવું બળી જાય છે. તેમની કેળવણી તરફ ખર્ચાતા પૈસાનું પાણી થતું આપણને લાગે છે. તેમને સુધારવા આપણે ફાંફાં મારીએ છીએ ને વધુ તો શિક્ષકોને ત્યાં ખાનગી અભ્યાસ માટે મોકલી દેવાનો એક રસ્તો આપણને હાથ લાગે છે. બાળકો પ્રત્યેની આપણી ફરજના અધૂરા ખ્યાલનું આ પરિણામ છે.

આપણને લખવાવાંચવા સારાં ટેબલખુરશી જોઈએ. ઉપર ટેબલ-ક્લોથ, સારાં હોલ્ડરપેન્સીલ ને ખડીઓ જોઈએ. બાળકોને કંઈ નહિ. ઊંધું ઘાલી વાંચવા-લખવા બૂમ બરાડા પાડીએ. આપણને વારંવાર નાટક સિનેમાની મુલાકાતો લેવાનું મન થાય. તે વસ્તુઓ બાળકોને બગાડી દેશે એ ભયે આપણે તેમને ઉંઘાડી દઈએ કે દલીલબાજીથી દબાવી દઈએ. આપણને ગ્રામોફોનથી સંગીતની ચીજો સાંભળવાનું મન થાય ને નવી નવી રેકોર્ડો ખરીદીએ. બાળકો સાંભળવા આવે તે મોટાં થઈને સાંભળજો કહી રમવા કાઢી મૂકીએ. આપણે આપણા મિત્રો જોડે ચાપાણી, ચેવડો, ભજીઆં, ઉડાવીએ, હોકાબાજી ને ચીરુટોના ધૂમાડા કાઢતાં ઠઠ્ઠામશ્કરી કરવાની આપણને મઝા પડે ત્યારે બાળકોના મિત્રોની મિજબાનીઓનો આપણે ખ્યાલે ન કરીએ. આપણે આપણા શોખ પ્રમાણે છાપાં મંગાવીએ, જુદાં જુદાં પ્રકાશકોની ચોપડીઓ ખરીદીએ ને વાંચવામાંથી ડોકું એ બહાર ન કાઢીએ. "બાળકોને વળી શું વાંચવાનું" કહી નિશાળની જ ચોપડીઓ ભણવા બેસાડી દઈએ. આપણે ફરવા જઈએ કે શોખ હોય તો વ્યાયામનાં સાધનો વસાવી શરીર કસરત કરીએ. ધુળિયા રમતો એ જ બાળકોની કસરત છે એમ માની બાળકોને માટે યોગ્ય વ્યાયામની અનુકૂળતા કરવા તરફ દુર્લક્ષ કરીએ. આપણને ઋતુ અનુસાર જુદાં જુદાં કપડાં જોઈએ. આપણને બીજાઓને જોઈ સરમાં સજ્જ થવાનું મન થાય. બાળકોની વાત આવતાં ખીસા તરફ આપણી નજર દોડે. આપણે બાળકોનાં દેખતાં કે તેમની ચોરી છૂપીથી આપણી સ્ત્રીને સંવનન-ચુંબન કરીએ. બાળકો—છોકરા-છોકરીઓ—ભેગાં રમે ને કદાપિ આપણે કંઈક જોઈ જઈએ તો તો પર્વત ફાટી પડયા જેટલું દુઃખ થાય ને મૂળ વિચાર કરવાની તસ્દી ન લઈએ!

*

જો સહેજ પણ આત્મનિરીક્ષણ કરવાની માબાપો તસ્દી લે તો પોતાને માટેની અને બાળકો વિષેની જરૂરિયાતોમાં, તે સંબંધી વિચાર તેમ જ વર્તનમાં તેમને અનેક વિષમતાઓ માલૂમ પડશે. જો તમે તમારાં બાળકોનું ભાવિ ઉજ્જવલ જોવાની ખાહેશ રાખતા હો તો આટલું તો તેમને માટે કરો જ કરો. તમારા ખીસા ઉપર ભલે કાપ પડે. તમારી સગવડમાં ભલે અગવડ પડે પણ આટલું કરવાની તો તમારી ફરજ છે. આપણાં બાળકોને પૂરતા પ્રમાણમાં પોષણ નથી મળતું અને તેથી તેઓ માયકાંગલા જેવાં રહે છે એવી ફરિયાદ સામાન્ય થઈ પડી છે. માટે શરૂઆતથી જ એમના શરીરનો બાંધો સુદૃઢ બને એવો પૌષ્ટિક ખોરાક એને અવશ્ય પૂરો પાડો. એમ કરવાથી તમે માબાપ તરીકેની તમારી ફરજ અદા કરવા ઉપરાંત ભારે દેશસેવા બજાવો છો એ ભૂલશો નહિ.

તેમને માટે તેમની ઉંમર પ્રમાણેનું એક નાનકડું ટેબલ ને ખુરશી વસાવો. તમારા ટાઢ પ્રમાણે તેના ટેબલ ઉપરનો ટાઢ કરવાની તેને છૂટ આપો. તેમ કરતાં તેને સારી રીતે વાંચવા લખવાની શરૂઆતથી ટેવ પડશે.

તમારાં બાળકને સારાં નાટકસિનેમા જાતે જ લઈ જઈ બતાવો. સારા પ્રસંગો ઉપર વાતો શરૂ કરી તેનું માનસ કઈ દિશામાં છે તે જુઓ. તેનાથી ભડકો નહિ, સારા-ખોટાની પરીક્ષા તેને પોતાના ગજથી કરવા દો. દેવદાસ, ચંડીદાસ, તુકારામ, દુનિયા ન માને, ટારઝન વગેરે ચિત્રો પ્રસંગ મળતાં જરૂર બતાવો.

નીચેની ગ્રામોફોનની રેકોર્ડો ખરીદો. ભાવનગરના શ્રી. દક્ષિણામૂર્તિ બાળમંદિરમાં બાલભોગ્ય બનેલી રેકોર્ડોની શ્રી. વિષ્ણુપ્રસાદ ભટ્ટની યાદી પરથી આ નામો સૂચવ્યાં છે. મશીન હોય તો ઠીક નહિતર મિત્રનું કે સ્નેહીનું મશીન લાવી વારંવાર વગાડો. જુઓ તેની મઝા તેમને કેવી પડે છે. સાથેસાથે સંગીતનાં સારાં તત્ત્વો તેઓ કેટલી ઝડપથી પકડી લે છે.

1 Columbia G. E. 1837. અમે ફેરકુદરડી રમતાં'તાં—વસંત નાયક

2 New Theatres H 325 h. બાલમ આય બસો મોરે—સાયગલ

3 Twin, F. T. 2284 ભીમપલાસ એક તાલ—રઝાક સૂરત બેન્ડ,

૪ Zonophone Z 543 લાફીંગ સૉંગ—મી. બર શેપર્ડ

૫ His Master's Voice P. 17515 પિયાનો, વાયોલિન, તબલા—ચેટરજી ને મુકરજી,

| | | | |
|---|---|---|---|
| ૬ | „ | P. 13361 | વંદેમાતરમ—શ્રી. વિષ્ણુપંત |
| ૭ | „ | N. 3527 | ગાંધી તો આજ—મા. વસંત |
| ૮ | „ | N. 3364 | મંગલ મંદિર ખોલો—પ્રો. નારાયણરાવ |
| ૯ | „ | N. 4107 | મેરી માતા કે શિર પર—મા. વસંત |
| ૧૦ | Cat. | P. 17574 | ભૂપાલી જલતરંગ, વ્યાસ બંધુઓ |

બાળકોનાં મિત્રમંડળોમાં ધાણીની, તલ-પાપડીની, સીંગ-ગોળની, બાએ બનાવેલાં ભજીયાંની—ચાપાણી ને ચેવડાની કે એવી, હરકોઈ મહિને આંતરે આંતરે મિજબાની થવા દો. તેમ કરવતી તેમને સગવડતા આપો. નાનાં બાળકો પણ કેટલી કુનેહ ને બુદ્ધિ-ચાતુર્યથી કામ કરે છે તે જુઓ. પ્રેમ, દયા ને ભાઈચારાના પાઠો આપમેળે હૃદયમાં ગોઠવાઈ જતા તમે અનુભવશો.

બાળકોમાં વાચનની ભૂખ જગાડવા અને હોય તો તેને સંતોષવા યોગ્ય સાહિત્ય લાવી આપવા વ્યવસ્થા કરો. તેમને સારું એકાદ નાનકડું પુસ્તકાલય બનાવો. પચીસપચાસ રૂપિયામાં તમે આવું બાળપુસ્તકાલય સરસ રીતે બનાવી શકશો. તેમાં દક્ષિણામૂર્તિનાં, ગાંડીવનાં, બાલજીવન કાર્યાલયનાં, જ્યોતિ કાર્યાલયનાં, ગુર્જર ગ્રંથાવલિનાં, ને રાણપુરનાં પ્રકાશનોમાંથી તેમની ચારણીએ ચળાયેલાં પુસ્તકો લાવી તેમની આગળ મૂકો. બે-પાંચ સારી વાતો તેમાંથી કહી જાઓ, તે જ વાતો એ પુસ્તકોમાંથી વાંચી જાઓ; પછી જુઓ કે કેટલા રસથી એ વાચનને ચોંટી પડે છે. નિશાળના પાઠ પરાણે વાંચતા બાળકો જોતજોતામાં અજબ જ્ઞાન ને સમજણ એકઠાં કરે છે.

બાળકોને નિર્દોષ સ્વચ્છ રમતો રમતાં કરો. હલકાં વ્યાયામનાં સાધનોનાં ઉપયોગ કરતાં શીખવાડો. તાલીમબદ્ધ રમાડેલી રમતોથી ને સૂર્યનમસ્કાર જેવા વ્યાયામોથી તંદુરસ્તી ને કાંતિમાં ફેરફાર થવાની સાથે સાચા નાગરિકનાં ગુણો તેમનામાં ખીલી નીકળશે.

સારાં કપડાં એટલે કીમતી બહુ નહિ પણ સ્વચ્છ ને ઠીક સીવાયલાં પહેરવા આપો. કોટ પાટલૂન કરાવો. બાળક ટાપટીપીયું ન થાય તેટલું ધ્યાનમાં રાખી હેટ પણ લાવો. કપડાંની સાચવણમાં તમે જાદુઈ ફેર જોશો. ગુહ્ય, જનનેંદ્રિય જેવા ભાગોનું સ્પષ્ટપણે જ્ઞાન આપો. સ્ત્રી પુરુષના ભેદો, જન્મની સ્થિતિ, વગેરે અનુકૂળ સંજોગો ને વાતાવરણ ઉત્પન્ન કરીને સમજાવો.

આમ સ્થળ, સમય ને સ્થિતિ પ્રમાણે બાળકો માટે કંઈ કરતા રહો. બાળકોને સારી રીતે ઉછેરવાને પ્રત્યેક માબાપની ફરજ છે. તે માટે જેટલો ભોગ આપવો પડે તે ઓછો છે. પેટે પાટા બાંધીને પણ ભાવિ નાગરિકનું યોગ્ય જતન કરવાની હરેક માતપિતાની ફરજ છે. આમ સારી રીતે ઊછરેલા બાળકો માતપિતાનું ને કુટુંબનું નામ ઉજાળે છે, એટલું જ નહિ પણ પોતાની ને પોતાના દેશની સ્વતંત્રતા ને આબરુનું રક્ષણ કરવાની શક્તિ ને વૃત્તિ ધરાવતાં થાય છે.

[ ૩ ]

## અમને એ ન આવડે!

હું બેઠો હતો. ચિ.........ના પિતાશ્રી મને મળવા આવ્યા. ચિ.........ના અભ્યાસની, વર્તાવની અને આવડતની અનેકવિધ વાતો અમે કરવા લાગ્યા એ તો ઊઠતા હતા પણ મેં કહ્યું કે ચા પીને જાઓ તો ઠીક.

ચા આવી. બે પ્યાલા જ તેમાં હતા ચા બનાવીને અમે પીવાની શરૂઆત કરીએ છીએ ત્યાંતો મારી નાની દીકરી આવી. તેણે પણ ચા પીવાની માગણી કરી. મેં કહ્યું કે તું ઘરમાં જઈ તારી મા પાસે ચા પી. પણ એને તો મારી સાથે જ ચા પીવી હતી. મેં કહ્યું કે ઘરમાંથી તારા માટે ખાલી પ્યાલોરકાબી લઈ આવ, હું ચા બનાવી દઈશ. પણ એણે તો તેની પણ ના કહી અને મારા પ્યાલામાંથી જ પીવાનો આગ્રહ બતાવ્યો. મેં ઘણી જ ખુશીથી મારો પ્યાલો તેને આપ્યો અને સાથે જ મારા માટે ખાલી રકાબીપ્યાલો લઈ આવવાની વિનતિ કરી. તે ઘણી જ ખુશીથી ઘરમાં ગઈ અને પ્યાલોરકાબી લઈ આવી. પછી તો અમે ત્રણેયે સાથે બેસીને ચા પીધી. ચા પી રહ્યા પછી ચાની રકાબી લઈ જવાને પણ મેં મારી નાની ઉષાને જ કહ્યું અને એ ઘણીજ ખુશીથી બધું જ લઈને ત્યાંથી ઊપડી ગઈ.

ચા પીવાઈ રહી. ઉષા તો ચાલી ગઈ હતી. એને અમારી સાથે ચા પીવાને સંતોષ પણ થયો હતો અને એણે જવાબદારીપૂર્વક કંઈક કામ કર્યાનો આનંદ પણ માણ્યો હતો એ પાછી નથી આવવાની તેવી ખાતરી થયા પછી મહેમાને કહ્યું:

'અમને એ ન આવડે, લો'

'શું ન આવડે?' મેં પૂછ્યું.

'આ તમે જે રીતે બાળકને સમજાવ્યું તે અમને ન આવડે, અમે તો કાં તો વઢી બેઠા હોઈએ અને કાં તો મારી બેઠા હોઈએ'

'પણ તમે ય વઢો કે મારો શા માટે? આમાં વઢવાપણું શું હતું કે મારવાનો કયો પ્રસંગ ઊભો થયો હતો એ કહેશો?'

'હા, મહેમાન આવ્યાં હોય ત્યારે આમ વચ્ચે ચા પીવાની હઠ લે એ અમને ન પોષાય. તેવાં છોકરાં તો બાંગરાં કહેવાય, અમે તો આવો પ્રસંગ બને તો ઉતાવળા થઈ જઈએ અને જરૂર મારી બેસીએ. તમે કેવી યુક્તિથી અને શાંતિથી કામ લીધું!

આડીઅવળી બીજી કેટલીક વાતો કરીને મહેમાન તો ગયા; પણ મારું મન ભારે વિચારે ચડી ગયું.

"અમને એ ન આવડે." મોટા ભાગના માબાપોનો આ જવાબ હોય છે, આ બચાવ હોય છે! આપણા સમાજની આજની સ્થિતિ ભારે અજ્ઞાન ભરેલી છે. નાનાં બાળકોને કેવી રીતે ઉછેરવાં અને રોજેરોજના ઊભા થતા પ્રસંગો વખતે તેમની સામે કેવા પ્રકારનો વર્તાવ રાખવો તેની કશી જ સમજણ તેમની પાસે નથી હોતી. આવી સમજણના અભાવ માટે જેટલા માબાપો જવાબદાર છે તેટલો જ જવાબદાર કેળવણીમાં સમજનાર સમાજ પણ છે જ. જીવવા માટે–માણસ તરીકે જીવવા માટે જે સાદા અને અનિવાર્ય વિજ્ઞાનના જ્ઞાનની અપેક્ષા રહે છે તેનું શિક્ષણ આજની શિક્ષણ સંસ્થાઓમાં અપાતું જ નથી, આજના અભ્યાસક્રમમાં તેવા શિક્ષણને કશો જ અવકાશ નથી. માબાપ થતા પહેલાં દરેક માતાને અને દરેક પિતાને માબાપની જવાબદારીઓ અને તેને અદા કરવાનું અનિવાર્ય શિક્ષણ મળવું જ જોઈએ. પણ આજે તો તેવું કશું જ શિક્ષણ અપાતું નથી. પરિણામે માબાપની ગંભીર જવાબદારીઓના કશા પણ પરિચય વિના સ્ત્રી અને પુરુષ માબાપ થઈ બેસે છે. આજના અનેક અનર્થોના મૂળમાં આવા જરૂરી વિજ્ઞાનોના જ્ઞાનનો અભાવ જ પડેલો હોય છે.

અને મારા મહેમાનને મારા વર્તાવમાં યુક્તિ અને શાંતિ દેખાયાં એ પણ શું? મારો વર્તાવ જ સ્વાભાવિક હતો. સામાન્ય રીતે સમજુ અને શિક્ષિત માબાપ એ રીતે જ વર્તે. એમાં યુક્તિ તો હતી જ નહિ અને શાંતિ વિના તો બાળક સાથે વર્તવું એ જ એક ગુનો છે. આજનો આપણો વર્તાવ જ અસ્વાભાવિક અને અશાસ્ત્રીય છે. આપણા આવા વર્તાવના પરિણામે જ બાળક ચીડિયું અને હઠાગ્રહી બને છે. આજે ઘરઘરમાં નજરે આવતાં મૂંઝવતાં બાળકો માબાપોના અજ્ઞાનજન્ય વર્તાવને જ આભારી હોય છે.

આજે મારવાની વાત દરેકના મોઢામાં હાલતાં ચાલતાં કેમ ચડયા કરતી હોય છે? મારવાનો વિચાર આટલો બધો સરળ બની ગયો છે? મારવા સિવાય બીજા કશાનો આશરો લેવાનું આપણને કેમ નથી સૂઝતું? હા, બરાબર છે. એક તો માબાપ અવૈજ્ઞાનિક છે તે અને બીજું પ્રાથમિક મનોવૃત્તિઓના આવિષ્કારો સાથે હલકી મનોવૃત્તિઓ તોફાન કરવા હંમેશાં વહેલી તૈયાર થઈ જાય છે, બાળક હઠાગ્રહી થય છે તો માબાપનો પ્રાથમિક અહં તેની સાથે ભટકાવા તૈયાર જ હોય છે, બાળક બાંગરું બને છે.તો માબાપની શ્રેષ્ઠત્વની ગ્રંથિ તુરત જ છંછેડાઈ જાય છે. વાત એમ છે કે આપણી મોટેરાંઓની પ્રાથમિક વૃત્તિઓ સંસ્કરણ પામી જ નથી હોતી અને તેથી પ્રાથમિક વૃત્તિઓનો જંગલી સંઘર્ષ હાસ્યાસ્પદ અને નુકસાનકારક વર્તણુકો જન્માવ્યા જ કરે છે.

'અમને એ ન આવડે' માબાપોનો એ માત્ર બચાવ જ નથી, માબાપોનો એ પોકાર છે, માબાપોની એ ફરિયાદ છે. સમાજના કેળવણીકારોને એ માટે એ એક આહ્વાહન છે.

મારા આ વિચારોએ મને પણ વધારે જાગ્રત કર્યો.

—હરભાઈ ત્રિવેદી

# સમાચારસંગ્રહ

## પ્રાથમિક શિક્ષણનું ભાવિ

થોડા જ દિવસ પર હિન્દી સરકારની કેળવણીવિષયક સલાહકારક સમિતિએ આખા હિન્દની પ્રાથમિક કેળવણીના ભાવિ વિષે પોતાનો હેવાલ રજૂ કરવાને મુંબઈના કેળવણી પ્રધાન શ્રી. ખેરને પ્રમુખપદે એક સમિતિ નીમી હતી. એમાં જુદા જુદા પ્રાંતના વિદ્યાધિકારીઓનો સમાવેશ થતો હતો. મહાસભા પક્ષના પ્રધાનમંડળો સાત પ્રાંતોમાં સ્થપાયા પછી બધાં કામોનો ઊકેલ આશ્ચર્યજનક ઝડપથી થાય છે. આ સમિતિએ પણ અત્યંત ટૂંક સમયમાં પોતાનો હેવાલ પ્રગટ કર્યો છે. અત્યારની કેળવણીપદ્ધતિની ઝીણવટભરી તપાસ કરી એની સામે થતી ટીકાઓનો, એમાં દાખલ થઈ ગયેલી ઊણપોનો અને એને અંગેના સરકારી આંકડાઓનો વિગતવાર અભ્યાસ કરી આ હેવાલ પ્રગટ કરવામાં આવ્યો છે. છાપામાં જે ટૂંકા હેવાલ પ્રગટ થયા છે તે પરથી માલૂમ પડે છે કે સમિતિએ પોતાનો સમય કેળવણીના વહીવટના પ્રશ્ન પર જ વિતાવ્યો છે.

સમિતિ એમ માને છે કે, સ્થાનિક સંસ્થાઓને પ્રાથમિક કેળવણીનો વહીવટ સોંપવામાં ભૂલ થઈ છે. હિન્દી સરકારે સ્થનિક વહીવટમાં લોકોને તાલીમ આપવાના સ્તુત્ય ઇરાદાથી આ પગલું ભરેલું; પરંતુ કેળવણીની સંસ્થાઓનો વહીવટ કરવામાં મોટા ભાગની સ્થાનિક સંસ્થાઓ નિષ્ફળ નીવડી છે. શિક્ષકોની નિમણૂંક, પગાર, ફેરબદલી વગેરે બાબતોમાં જે નિષ્પક્ષપાતી, ન્યાયી ને યોગ્ય વલણ રાખવું જોઈએ તેને બદલે ઘણે સ્થળે પક્ષાપક્ષી અને અંગત વેરઝેરથી દોરવાઈને નિર્ણયો થયા હોવાથી કેળવણીના પવિત્ર તંત્રને દુષિત કરવામાં આવ્યું છે. સમિતિ એમ માને છે કે, પ્રાથમિક શિક્ષણ ઉપર જે સંપૂર્ણ અંકુશ સ્થાનિક સંસ્થાઓને સોંપવામાં આવ્યો છે તેનો બિનજવાબદારપણે દુરુપયોગ થયો છે, એટલું જ નહીં પરંતુ સરકારી કેળવણીખાતાની સલાહની વારંવાર અવગણના કરવામાં આવી છે ને પ્રાંતિક સરકાર પ્રાથમિક કેળવણીના સ્થાનિક વહીવટ પર યોગ્ય દેખરેખ રાખવામાં કેવળ નિષ્ફળ નીવડી છે.

આથી સમિતિ એવી ભલામણ કરે છે કે, દરેક પ્રાંતમાં વધારેમાં વધારે સાત સભ્યો [જેમાંના એક સ્ત્રી હોવા જોઈએ]ની એક પ્રાંતિક સલાહકારક સમિતિ નીમવી. કેળવણી ખાતાના પ્રધાન આ સમિતિના પ્રમુખ થાય અને સભ્યોની નિમણૂંક પ્રધાનમંડળ કરે, પ્રાથમિક શિક્ષણના બધા પ્રશ્નોનો આ સમિતિના કાર્યક્ષેત્રમાં સમાવેશ થાય, જો કે તેનું મુખ્ય કાર્ય શિક્ષણનાં શાસ્ત્ર કે પદ્ધતિની ચર્ચા કરવાનું નહીં પરંતુ પ્રાથમિક શિક્ષણના વિસ્તાર, અંકુશ અને વહીવટ અને તેને અંગે ઉપસ્થિત થતા આર્થિક પ્રશ્નોની ચર્ચા કરીને પ્રધાનમંડળને સલાહ આપવાનું રહેશે.

પ્રાથમિક શાળાના નિરીક્ષણની પદ્ધતિમાં મોટા ફેરફાર કરવાની સમિતિ ભલામણ કરે છે. બધા નિરીક્ષકોની નિમણૂંક પ્રાંતિક સરકાર કરે અને દરેક જિલ્લામાં એક મુખ્ય નિરીક્ષક રહે અને ઇલાકાના મુખ્ય મથકમાં પ્રાથમિક શિક્ષણ માટે એક ખાસ અમલદાર નિમાય એવો સમિતિનો આગ્રહ છે. જે સ્થળે સ્કૂલ બોર્ડનો વહીવટી અમલદાર નિમાયો નહીં હોય ત્યાં શિક્ષકોની નિમણૂંક, બદલી, બરતરફી વગેરેની સંપૂર્ણ સત્તા જિલ્લાના નિરીક્ષકના હાથમાં સોંપવાની સમિતિ ભલામણ કરે છે. ટૂંકમાં, અમુક મ્યુનિસિપાલિટીઓ બાદ કરતાં બીજી બધી સ્થાનિક સંસ્થાઓ પાસેથી કેળવણીનો વહીવટ લઈ લેવાની આ સમિતિની ભલામણ છે. ઓરીસાના વિદ્યાધિકારી મિ. ડીપી વહીવટી અંકુશની આવી એકાએક ને સદંતર ફેરબદલીની વિરુદ્ધ પડયા છે.

### કેળવણી અંગે મહાસભાનો ઠરાવ

હરિપુરામાં મળેલી મહાસભાએ વર્ધા કેળવણી પરિષદ્‌ના નિર્ણયોને ધોરણે કેળવણી પુનર્ઘટના કરવા માટે એક ઠરાવ પસાર કર્યો છે. વળી એમ નક્કી કરવામાં આવ્યું છે કે કેળવણીના આ પાયારૂપ વિભાગને અમલમાં મૂકવા એક અખિલ હિન્દ શિક્ષણ મંડળ સ્થાપવાની જરૂર છે. અને અને તે સારુ મહાત્માજીની સલાહ અને દોરવણી હેઠળ આ મંડળને અસ્તિત્વમાં લાવવાને તાત્કાલિક પગલાં ભરવા ડૉ. ઝાકીર હુસેન અને શ્રી. આર્યનાયકમ્‌ને વિનતિ કરવામાં આવી છે. આ મંડળને પોતાનું બંધારણ ઘડવાની, નાણાં ઉઘરાવવાની તથા પોતાના ધ્યેયની સિદ્ધિ માટે જરૂરી એવાં પગલાં ભરવાની સત્તા આપવામાં આવી છે. આ મંડળ રાષ્ટ્રીય શિક્ષણનો કાર્યક્રમ વિચારપૂર્વક ઘડી કાઢીને રાજ્યની તેમ જ ખાનગી કેળવણીનું તંત્ર જેમના હાથમાં છે તેમની સમક્ષ તે રજૂ કરશે.

### મુંબઈની વિદ્યાપીઠની કાર્યવાહી

મુંબઈ વિદ્યાપીઠની સેનેટની વાર્ષિક બેઠક તા. ૧૪-૧૫ ફેબ્રુઆરીએ મળી હતી તે દરમિયાન ૧૭ કૉલેજોને ઓછીવત્તી મુદત માટે માન્ય કરવામાં આવી હતી. આમાં વડોદરાની સેકન્ડરી ટીચર્સ ટ્રેઇનીંગ કૉલેજનો પણ સમાવેશ થાય છે. ગૂજરાતના શિક્ષકોને બી. ટી. ડીગ્રી માટે તાલીમ આપવા સારુ પ્રથમ સંસ્થા ખોલવા માટે વડોદરાના મહારાજા શ્રીમંત સયાજીરાવને ધન્યવાદ ઘટે છે. આ સંસ્થા ગૂજરાતની એક ઘણી અગત્યની ખોટ પૂરી પાડશે.

મેટ્રિકની પરીક્ષા વર્ષે બે વાર લેવાનો ઠરાવ સીન્ડીકેટ પર અભિપ્રાય માટે મોકલવામાં આવ્યો છે. 'વિદ્યાપીઠના શિક્ષણના વાહન તરીકે હિન્દુસ્તાનીનો સ્વીકાર કરવાનો સમય આવી લાગ્યો છે, માટે એમ કરવું શક્ય ને સલાહભરેલું છે કે કેમ તે વિષે વિચાર કરવા સેનેટ એકેડેમીક કાઉન્સીલ તથા અન્ય અધિકારીમંડળોને ભલામણ કરે છે, એ મતલબનો ઠરાવ શ્રી. ખુશાલ તલકશી શાહે રજૂ કર્યો હતો. શ્રી. દાતારે તેને અનુમોદન આપ્યું હતું, જ્યારે શ્રી એમ. આર. પરાંજ્પે, ડૉ. શેખ, શ્રી. ડી. આર. ગાડગીળ વગેરેએ તેનો વિરોધ કર્યો હતો. બહુ મોટી બહુમતીથી સેનેટ ઠરાવનો અસ્વીકાર કર્યો હતો.

## નૂતનશિક્ષણ સંઘ, સૂરત

તા. ૧૩મી ડિસેમ્બર ૧૯૩૭ને દિને સુરતમાં જેઓ ગૂજરાત નૂતનશિક્ષણ સંઘના સભ્યો હતા તેમની એક સભા મળી હતી. તેમાં માધ્યમિક શાળાના શિક્ષકોનો એક સંઘ સ્થાપવાનું નક્કી થયું હતું. સભ્યોનું વાર્ષિક લવાજમ આઠ આના મુકરર કરીને સભ્યો નોંધવા માટે બે કામચલાઉ મંત્રીઓ નીમવામાં આવ્યા હતા અને સંઘના બંધારણનો ખરડો તૈયાર કરવાનું કાર્ય એક પેટા સમિતિને સોંપવામાં આવ્યું હતું. બે માસ પછી એક ખરડો તૈયાર કરવામાં આવ્યો હતો અને લગભગ ૧૩૫ સભ્યો નોંધવામાં આવ્યા હતા.

તા. ૨૬મી ફેબ્રુઆરી ૧૯૩૮ને દિને નવા સભ્યોની સામાન્ય સભા મળી હતી. બંધારણના ખરડા પર વિચાર કરીને થોડા સુધારા સાથે તે મંજૂર કરવામાં આવ્યું હતું. આ બંધારણ નૂતનશિક્ષણના આવતા અંકમાં પ્રગટ થશે. નૂતનશિક્ષણ સંઘના પહેલા વર્ષ માટે નીચેનાં અધિકારીઓની નિમણૂંક કરવામાં આવી હતી.

• પ્રમુખ •

૧ શ્રી. ચન્દ્રવદન ચૂનીલાલ શાહ

• ઉપપ્રમુખ •

૨ શ્રી. નટવરલાલ છોટાલાલ સુતરીઆ

• મંત્રીઓ •

૩ શ્રી. છગનલાલ રણછોડજી દેસાઈ

૪ શ્રી. હાતીમ હમદાની

• ખજાનચી •

૫ શ્રી. અમૃત કૃષ્ણ મોહિલે

• અન્ય સભ્યો •

૬ શ્રી. જેકીસનદાસ પ્રાણજીવનદાસ શ્રોફ

૭ શ્રી. કંચનલાલ ઉપાધ્યાય

૮ શ્રી. હરિપ્રસાદ ચીમનલાલ વીણ

૯ શ્રી. રત્નમણિશંકર શુકલ

૧૦ શ્રી. નરહરિરામ વ્યાસ

૧૧ મિ. સ્ટીવન્સં

**કેળવણીની પુનર્ઘટના અંગેની પ્રશ્નમાળાના કેટલાક જવાબ અમને મળ્યા છે. જેઓ મહાસભાના અધિવેશન કે બીજા રોકાણને લીધે તે ન મોકલી શકયા હોય તેમને તે તા. ૧૦મી માર્ચ સુધીમાં મોકલી આપવા વિનતિ છે. —તંત્રી**

મુદ્રક • ઈશ્વરલાલ ઇચ્છારામ દેસાઈ 'લોકવાણી' મુદ્રણમંદિર • ચૌટાપુલ • સુરત
પ્રકાશક • ચન્દ્રવદન ચૂનીલાલ શાહ • દેસાઈપોળ સુરત

વર્ષ ૩ જું



એપ્રિલ · ૧૯૩૮

પરીક્ષણ એ કોઈપણ વસ્તુની થોડી વાનગી તપાસી ને આખી ચીજ વિષે મત આપવા બેસવા જેવું છે. તેનો મૂળભૂત સિદ્ધાન્ત એ છે કે જો બાળકને આખો વિષય આવડતો હશે તો તેમાંથી ચૂંટેલ વાનગી માટેના પ્રશ્નો પણ આવડશે, અને પરીક્ષક એવું અનુમાન કરે છે કે બાળકને વાનગી તરીકે ચૂંટેલા વિભાગ પરના પ્રશ્નોના જવાબ આવડ્યા છે, માટે તેને તે વિષય આખો આવડે છે. આ અનુમાનની પાછળ એક ભયંકર દોષ રહેલ હોય છે, તે એ કે ઘણી વખત વાનગીના જેવી આખી ચીજ હોતી નથી. એવું બને કે બાળકને આખો મુગલ ઇતિહાસ બરાબર આવડતો હોય, માત્ર ઔરંગઝેબનો ઇતિહાસ કાચો હોય અને પરીક્ષાના પ્રશ્નમાં ઔરંગઝેબ વિષે જ પુછાય તો છોકરો જરૂર નાપાસ થાય. એથી વિરુદ્ધ રીતે, બાળકે મુંબઈ ઇલાકો જ તૈયાર કર્યો હોય અને હિન્દુસ્તાનના બીજા ભાગની ભૂગોળ તેને જરાય આવડતી ન હોય. નસીબજોગે પ્રશ્ન મુંબઈ ઇલાકાનો જ આવે અને બાળક નાપાસ થવાને બદલે પહેલે નંબરે પાસ થાય આ ગોટાળો થવાનું કારણ "Chance" કે 'યદૃચ્છા'નું તત્વ છે. જ્યાં જ્યાં ઝાઝી વસ્તુઓમાંથી થોડીક પસંદ કરવાના પ્રસંગ હોય ત્યાં બધે ય થોડા ઘણા અંશે આ 'ચાન્સ'નું તત્વ હસ્તિ ધરાવતું હોય છેજ. આખા વિષયનાં બધાંય અંગ પ્રત્યંગોની પરીક્ષા લેવી અશક્ય હોય ત્યારે અવશ્ય ચૂંટણી કરવી પડે. એ ચૂંટણી કરવામાં આપણે ઉપયોગિતાનું, યોગ્યતાનું કે એવું ગમે તે ધોરણ સ્વીકારીને તદનુસાર કામ લઈએ તો પણ અમુક અંશે યદૃચ્છાનું તત્ત્વ આવી જવાનું જ. આ હેતુથી જ પરીક્ષાને ઘણા લો "Game of chance" કહે છે. સારો કેળવણીકાર અને પ્રાશ્નિક 'યદૃચ્છા'નું આ તત્ત્વ બને તેટલું ઓછું કરવા પ્રયત્ન કરે છે.

[રાજકોટની શ્રી. કિશોરસિંહજી સ્કૂલના શતાબ્દિ ઉત્સવ પ્રસંગે રાજકોટની આર્ટ્સ કૉલેજના આચાર્ય ડૉ. સી. એન. દવેએ 'પરીક્ષા અને કેળવણી'ના વિષય પર આપેલા વ્યાખ્યાનમાંથી]

શાળાના શિક્ષણની

# અવધ અને અભ્યાસક્રમ*

શ્રી. રમણ વકીલ

કેળવણી વિષેની આપણી મનોદૃષ્ટિ અને આપણી વિદ્યમાન શિક્ષણપ્રથાને નવસર્જનની જરૂર છે. આ જરૂર આજે જ આપણને સૂઝી છે એમ નથી; પણ નવસર્જન માટે જોઈતાં તત્ત્વના અભાવે, વર્ષોથી એ વાત આપણા મનમાં ઘોળાતી રહેતી છતાં, તેને વિષે પગલાં લેવાનું આપણાથી બન્યું નથી. હવે તે માટે સમય આવી પહોંચ્યો છે અને મંડાણ શરૂ થઈ ચૂક્યું છે; એની નિશાનીઓ આપણે સ્પષ્ટપણે જોઈ રહ્યા છીએ. મજલ શરૂ કરી દીધી છે, ક્યાં થંભીશું તે તો એક પ્રભુ જાણે! જો કે સેનાનાયક આપણો પોતાનો દેશજન છે, એટલે તે આપણને ધારેલે સ્થળે ગમે તે વિઘ્નો છતાં છેવટે જરૂર લઈ જશે એ જાતની મનમાં ઠંડક હોવાથી તેની તાબેદારી આપણને દદરે એમ નથી.

કેળવણી વિષેના આપણા આજસુધીના વિચાર પશ્ચિમમાંથી પ્રચાર પામેલા સિદ્ધાંતોથી પોષાયા છે અને એ વિચારો વ્યવહારુ છે કે નહિ, તેમ જ તેનું પરિણામ શું આવશે એનો આપણે કદી ગંભીરતાથી ખ્યાલ કરતા નથી. 'એકને ભોજ્ય તે બીજાને ત્યાજ્ય' એ સાદી કહેવત પણ આપણે ભૂલ્યા હોઈએ તેમ માત્ર આદર્શ કે ધ્યેયની પાછળ જ આપણે ઘૂમ્યા કીધું અને વાસ્તવિક (જરૂરનું) શું તેનો ખ્યાલ જ ન કર્યો. યૂરોપ કે અમેરિકા માટે જે શ્રેયકર હોય તે હિંદુસ્તાન માટે નિરુપયોગી અને હાનિકર પણ કેમ ન હોય! ભારતની સંસ્કૃતિ, તેનું અર્થશાસ્ત્ર, તેનો સમાજ, તેની રાજ્યનીતિ એ પશ્ચિમની સંસ્કૃતિ, અર્થશાસ્ત્ર, સમાજ અને રાજ્યનીતિથી ખૂબ ખૂબ નિરાળાં છે. બંનેનાં ધોરણોનો ક્યાંયે મેળ નથી અને જો આપણી કેળવણી ભારતી જીવન અને ભારતી સંસ્કૃતિના ધબકારા સેવતી થાય તો પશ્ચિમની કેળવણીથી આપણો માર્ગ નોખો જ તરી આવશે.

અને તેવી કેળવણી માટેની યોજના પણ આપણે જ ઘડવી પડશે. પરદેશી સરકાર પાસે એવી આશા રાખવી વ્યર્થ છે. આપણી પોતાની ઉત્કંઠા, અને પ્રયત્નો પર જ આપણી મદાર આપણે બાંધીએ, અને જ્યાં જેટલું થઈ શકે તેટલું કરવા મંડી પડીએ. આમ થાય તો બાકીનું આપ મેળે આવી મળે.

હમણાં બધે જ દેશપ્રેમનો જુવાળ છે. યૂરોપનો દરેક દેશ કેળવણીનું સ્વરૂપ લોકહિતની દૃષ્ટિએ ઘડવા પરિશ્રમ ઉઠાવી રહ્યો છે. તેઓ ત્યાં સારી પેઠે સમજે છે કે રાષ્ટ્રની ઉન્નતિનો મુખ્ય પાયો કેળવણી જ છે, અને પ્રજાનું ઘડતર બકવાદ કરતા રાજકીય પુરુષો કરતાં મોટે ભાગે મૂંગા મૂંગા સેવા કરતા શિક્ષકોથી જ થાય છે.

પણ આપણે ત્યાં શું છે? વ્યવહાર અને ભાવનામાં દેશહિતની દૃષ્ટિવાળી કેળવણીની નીતિ આપણે ત્યાં રચાય એવો પ્રયત્ન સરખોયે ક્યાંય કદી થયો છે?

સ્વદેશી એ કેળવણીનો મહામંત્ર હોવો જોઈએ. પણ આપણે ત્યાં વસ્તુસ્થિતિ શું છે? મુંબાઈ કે પૂના જેવા મોટા શહેરમાં તમને સેંકડો બાળકો એવાં મળી આવશે કે જેમનું માતૃભાષાનું જ્ઞાન નહિ જેવું હોય પણ પાણી ફૂટે તેમ, અંગ્રેજ બાળકો જેટલી જ સહેલાઈથી, તેઓ અંગ્રેજી બોલી કે લખી શકતા હોય. તેઓ રોમ, ગ્રીસ કે મિસરની બીના તમને અજાયબી પમાડે એ રીતે કહે, પણ અકબર, પ્રતાપ કે શિવાજી વિષે જાણવાજોગ કાંઈયે ન જાણતા હોય. બહારના દેશોની પેદાશ

---

* સોલાપુરમાં મળેલી શિક્ષકપરિષદમાં મુંબઈની મૉડર્ન સ્કૂલના પ્રિન્સિપલ શ્રી. રમણ વકીલે વાંચેલા નિબંધનો શ્રી. હરિભાઈ દેસાઈએ કરેલો અનુવાદ

ઉદ્યોગ, વગેરે ઠીક ઠીક જાણતા હોય પણ આપણા દેશની તેવી હકીકત વિષે અંધારું હોય અને તેમના વાલીઓ એમાં વળી વડાઈ માનતા હોય!

. દેશનું દ્રવ્ય પરદેશીઓથી હરાઈ રહ્યું છે, એવા પોકાર અર્થશાસ્ત્રીઓ વર્ષો થયાં મચાવ્યા કરે છે. પણ કેળવણીના ક્ષેત્રમાં દેશભરમાં ચાલી રહેલી લૂટ સામે કોઈ કેળવણીકારે એકાદો શબ્દને ઉચ્ચાર્યો છે?

આ ક્રાંતિયુગ છે. જૂના અને નવાને હંમેશ ચકમક ચાલતી આવી છે, અને બળ અને ઉમંગના પૂરને લીધે નવું જૂના પર જીત મેળવે એ સંભવિત છે. છતાં જૂનું તેટલું નકામું લેખી ફેંકી દેવાની જરૂર નથી, તેમ નવું ગ્રહણ કરવામાં સંકુચિત દૃષ્ટિ દાખવવા જેવું યે નથી. સમભાવી વૃત્તિથી વિચારપૂર્વક ગ્રહણ કરવા યોગ્ય નવું સ્વીકારી લેવું જોઈએ. આપણી ઉન્નતિ માટે આવી હંસવૃત્તિ તો આપણે જપાન અને રશિયાની જેમ અખત્યાર કરવી જ પડશે.

×

મારે જે વિષે બોલવાનું છે તે મારો ઉપલો પ્રસ્તાવ કેટલાકને અનુચિત અને કંટાળાભર્યો લાગશે છતાં એટલા પ્રાવેશિક વિવેચન વિના મારો વિષય સ્પષ્ટપણે સમજાવી શકાય એમ નથી. 'અભ્યાસક્રમની અવધ'નો વિચાર અભ્યાસક્રમના 'પ્રકાર'ની વિચારણા કર્યા વગર ચર્ચી શકે નહિ. કેળવણીની નીતિમાં કઈ ભાવના સંક્રાંત છે એ વસ્તુ ભારે મહત્ત્વની છે. ભાવના એ કેળવણીનો આત્મા છે. એટલે સૌથી પહેલાં ભાવના નક્કી કરી લેવાની જરૂર છે, પછી તે ભાવના અનુસાર સિદ્ધાંતો અને પદ્ધતિઓ ઘડવાનું તો કર્તવ્યનિષ્ઠ અને સેવાભાવી શિક્ષકો પર પણ છોડી શકાય.

આજના પ્રશ્નની વિચારણા અનેક મુશ્કેલીઓ ખડી કરે છે. સૌથી મૂંઝવતો પ્રશ્ન આપણા લાખો નિરક્ષર બંધુઓનો છે, અને તેનો સૌથી પ્રથમ તોડ પાડવાની જરૂર છે. કેટલાંયે વર્ષથી આપણે 'ખપપૂરતી' મફત ફરજિયાત કેળવણી દાખલ કરવાનો વિચાર સેવી રહ્યા છીએ. 'ખપપૂરતી' કેળવણી ક્યાં સુધીની લેખી શકાય અને તેમાં જ્ઞાનબોધ (instruction) ને કેટલો અવકાશ આપી શકાય એ બાબત જ આપણે તો આમાં વિચારવાની રહે છે. કેળવણી ફરજિયાત કેમ કરવી અને તે મફત કરવા માટે શી યોજના કરવી એ કામ સરકારનું છે, આપણું શિક્ષકોનું નહિ. જે વડે બુદ્ધિ અને હૃદય વિકાસ પામે તેમ જ જેમાં હાથપગ અને અન્ય ઇંદ્રિયો તાલીમ પામે એનું નામ કેળવણી. જે વડે સામાન્ય બાળક તેના વર્તુળની આસપાસની જરૂરી માહિતી મેળવે અને સંજોગ પ્રમાણે વર્તતાં શીખે એનું નામ જ્ઞાનબોધ. આ બે અંગો ખપપૂરતી કેળવણીના પાયારૂપે સ્વીકારવામાં આવે તો કેળવણીના પ્રકાર વિષેનું નીચેનું મંતવ્ય સ્હેજે સમજી શકાશે.

'ખપપૂરતી' કેળવણી વિષેના મારા વિચારો નીચે પ્રમાણે છે. એ દોષરહિત છે એમ હું નથી કહેતો, અને તેથી તેમાં સુધારાઓ ભલે સૂચવાય. લેખન, વાચન અને અંકગણિત—આ ત્રણ શરૂઆતના મૂળ વિષયો સિવાય—આપણા દેશની સ્થિતિ જોતાં—આ કમનસીબ દેશના ભૂતકાળ અને વર્તમાન કાળની માહિતી પણ આપણા લોકો માટે આવશ્યક છે. એ ઉપરાંત પોતે જે દેશમાં જન્મ્યો છે, તે કેવો છે, તેની સાધનસંપત્તિ કેવી છે, તેના લોકો કઈ જાતના છે, તેમ જ તેઓના મુખ્ય ધંધા કયા છે, તેનો વેપાર અને ઉદ્યોગ કયા પ્રકારનો છે, દુનિયાના અન્ય દેશોની હરોળમાં તેનું રાજકીય, સામાજિક અને આર્થિક સ્થાન કેવું છે; આ બધું પણ વિદ્યાર્થીએ જાણવું જ જોઈએ. આટલું જ્ઞાન ઓછામાં ઓછું હોવું જ જોઈએ, એમ હું માનું છું. જો પ્રજામાં જાગૃતિ આણવી હોય, તેમને પોતાની સ્થિતિનું ભાન કરાવવું હોય તો સાદી અને હળવી ભાષામાં આટલી વિગતો તો તેના ખરા સ્વરૂપમાં તેમને સમજાવી જ જોઈએ. દરેક નિરક્ષર ખેડુત પોતાના ઘરબાર અને માલમત્તાના અર્થશાસ્ત્રનો જાણકાર હોય છે, તો પછી દેશના અર્થશાસ્ત્રનો આછો–અધૂરો ...ાલ તે શે ન લે?

વળી આમાં ગગનવિહાર જેવું કશું નથી. નિરક્ષર પુરુષ કાંઈ કાષ્ટ જેવો જડ છે એવું નથી. અમુક પ્રણાલિકા અને સંસ્કૃતિયુક્ત સમાજનો તે જીવંત તંતુ છે, માત્ર તેનું એને ભાન નથી. એ ભાન કરાવવાની જ આપણા દેશ માટે તતકાળ જરૂર છે. એટલે આપણો નિરક્ષર બંધુ માત્ર વ્યક્તિ તરીકેનું જ ભાન ન સેવે પણ પોતાના સમુદાય અને દેશની જરૂરિયાતો વિષે પણ તે તેટલો જ જાગૃત રહે, અને તે પ્રત્યેનું ઋણ અદા કરવાનું પોતાનું કર્તવ્ય સમજે, એવું ભાન પેદા કરવું એ આપણી 'ખપપૂરતી' કેળવણીનો હેતુ હોવો જોઈએ.

×

પણ આટલું જ્ઞાન તેણે કેટલા વખતમાં મેળવી લેવું જોઈએ, એ પ્રશ્ન હવે ઊભો થાય છે. અને તે નક્કી કરવાનું કામ આપણે કેળવણીકારોએ કરવું જોઈએ. કેટલાક સૂચવે છે કે આપણી પ્રાથમિક શાળાના ચોથા ધોરણ સુધીનો અભ્યાસ એ માટે પૂરતો છે. પણ મને તેટલો અભ્યાસ કેવળ અલ્પ અને ઉપલકિયો લાગે છે. નાગરિક તરીકેની યોગ્યતા એટલા અભ્યાસથી પ્રાપ્ત ન થાય. પ્રાથમિક કેળવણી પ્રયાસસ્વરૂપ હોવી જોઈએ, અને એટલી કેળવણી લીધેલ માણસ સારી પેઠે લખી વાંચી શકે તેમ થવું જોઈએ કે જેથી છાપાના વાચનદ્વારા તે સૌ સરસો રહી શકે, તેમ જ પોતાના મનોમય ભાવ કે લાગણીને વ્યક્ત કરતાં તેને મુશ્કેલી ન નડે.

સામુદાયિક કેળવણી હાથ ધરવામાં મોટો ખર્ચ વેઠવો પડે એમ છે, અને તે માટે તેના પ્રણેતાઓને ઘણો સમય પણ આપવો પડે એમ છે એ ખરું; છતાં એ કર્તવ્ય સરકારનું છે અને એથી સરકારને ખોટ નથી પણ લાભ છે. કેળવણી પાછળ ખર્ચેલો પૈસો કદી એળે જતો નથી, તે લાભકારક જ છે. આજે જ્યારે ભણેલા બેકારોની સંખ્યા પરિસીમાએ પહોંચી છે અને જે વેળા સેવા અને ત્યાગના આદર્શો ઠેર ઠેર જોવામાં આવે છે, ત્યારે તો સામુદાયિક કેળવણીના પ્રચાર માટે ઉત્તમ તક જ સાંપડેલી ગણાય એ સરકારે સમજવું જોઈએ, અને પ્રજાની પ્રગતિ ઓછે ખર્ચે અને અલ્પ પ્રયાસે સાધવાનો અવસર જતો કરવો ન જોઈએ. અને જો સરકાર પ્રજાના હિતરક્ષક તરીકે પોતાની આ ફરજમાંથી ચૂકે તો જ્યાંસુધી પ્રજા તરીકેના કેળવણી પામવાના આપણા જન્મસિદ્ધ હક્ક માટે યોગ્ય પગલાં ન ભરાય ત્યાંસુધી આપણે શિક્ષકોએ પગ માંડી બેસવું ન જોઈએ, અને સરકારને આંગણે રણકાર મચાવવો જોઈએ.

વળી શહેર અને ગામડાં માટે એકસરખું ધોરણ ન હોઈ શકે. ગામડાંનું નાનું બાળક પણ પેદાશ કરનાર વ્યક્તિ તરીકે લેખાય છે, અને તેને નિશાળે મોકલતાં જે આવક ગુમાવવી પડે તે પણ તેના વડીલ માટે ભારે થઈ પડે છે એટલે આ બાળકોના ભણતરનો ગાળો શહેરનાં બાળકોના ભણતરના ગાળા જેટલો મોટો ન રાખી શકાય. તેઓ વિચારશીલ, ભાવનામય અને ઉપયોગી જીવન જીવી શકે અને પોતા પ્રત્યે તેમ જ દેશ અને પ્રજા પ્રત્યેની ફરજ સમજતા થાય એવી કેળવણી આપવા માટે તેમને નિશાળે છ વર્ષ રાખવા પડે. કેટલાંક બાળકોને પાંચ વર્ષ બસ થાય. શહેરી બાળકોનું ભણતર અધવચ અટકી પડવાનો સંભવ જવલ્લે જ હોવાથી તે મોટી ઉંમર સુધી વિદ્યોપાર્જન કરી શકે, અને તેથી તેમને આપવાના શિક્ષણમાં પણ ફેર જ રાખવો પડે. એમને આપવાની કેળવણીમાં વૈવિધ્ય આવવું જોઈએ, પ્રજાના ઔદ્યોગિક, રાજકીય, સામાજિક, વ્યાપારી અને વિદ્યાભોગી જીવનમાં એઓ રસ લ્હાણી શકે એ જાતની સર્વ કેળવણી એમને અપાવી જોઈએ.

×

અત્યારે આપણો શિક્ષણક્રમ ત્રણ વિભાગમાં વહેંચાયેલો છે. પ્રાથમિક, માધ્યમિક અને ઉચ્ચતર. આ ત્રણે વિભાગો કેવળ કૃત્રિમ જ નહિ પણ તદ્દન અશાસ્ત્રીય છે અને તેમાં સુસંગતતાનો

ક્યાંયે મેળ નથી. વળી એણે વિદ્યા લેનાર અને દેનાર બંને વર્ગમાં–ઊંચી નીચી પંક્તિનો ખ્યાલ દાખલ કરી દીધો છે. એક વિભાગમાંથી બીજા વિભાગમાં જનારને તેની તે વસ્તુ ફરી ભણવાની પણ હોય છે, અને આમ શક્તિ અને સમયની નાહક બરબાદી થાય છે. વળી આ ક્ષેત્રમાં દ્વિધારી સત્તા છે, અને તે કેળવણીનું કોકડું વધુ ગૂંચવે છે. આ બંને સત્તાનો એકમેક જોડે સુમેળ નથી, અને બન્ને તરફથી છૂટતી આજ્ઞાનો અમલ સંસ્થાઓને કરવો જ પડતો હોવાથી, સંસ્થાઓનું સંચાલન વિષમ થઈ પડે છે અને પરિણામે શિક્ષણની સંગીનતા મારી જાય છે.

આથી કરી આ બે બાબતો ખાસ લક્ષમાં લેવાની જરૂર છેઃ (૧) શિક્ષણનો ક્રમ એક-વિધિ હોવો જોઈએ. તેના વિભાગો શાસ્ત્રીય દૃષ્ટિને અનુલક્ષી રચાવા જોઈએ, અને દરેક વિભાગનું ઉગમ સ્થાન તેના આગલા વિભાગમાં હોવું જોઈએ, કે જેથી બધા વિભાગોમાં સુસંગતપણું જણાય. (૨) મુખ્યત્વે ગામડાનાં અને બીજા મોટી સંખ્યાના બાળકો કૉલેજના ભણતરનો લાભ લેવા ઇચ્છતાં નથી. તો નીચેનાં અંગ્રેજી ધોરણોને મેટ્રિકની પરીક્ષા સાથે ન સાંકળતાં તેઓ માટે બીજી છેલ્લી પરીક્ષા યોજવી જોઈએ અને કૉલેજના અભ્યાસ માટે જવા ઇચ્છનાર માટે, એક વચલું પગથિયું યોજવું જોઈએ.

આ નવી યોજનાને અનુલક્ષી આપણે આગળ વિચાર ચલાવીએ. હું પ્રથમ સ્વાધ્યાય વર્ગ (બાળવર્ગ)થી શરૂઆત કરીશ આમાં ચારથી ૭ વર્ષ સુધીની ઉંમરના બાળકો આવી શકે. ગામડાં માટે આ વર્ગની જરૂર નથી. શહેરમાં માબાપને છોકરાંને ભણતાં જોવાની ઉત્કંઠા વિશેષ હોવાથી ત્યાંના બાળકો માટે આ વર્ગો ખોલવા જોઈએ. અહીં તેમની અવલોકન શક્તિ, અનુકરણવૃત્તિ, સર્જનશક્તિ તથા સૌંદર્યકલાને ઉત્તેજન મળે તેમ જ એ શક્તિઓ વિકસે એ જાતનું વાતાવરણ અને સામગ્રી રાખવી જોઈએ. વળી તેમનામાં નિયમિતપણું આવે, તેઓ સ્વચ્છતા જાળવતાં શીખે, વિવેક શીખે, ધ્યાનવૃત્તિ કેળવે, સ્વાશ્રયી બનતાં શીખે એવું પણ થવું જોઈએ.

આ અવસ્થાના બાળકો માટે શુદ્ધ વાતાવરણ અતિ મહત્ત્વની વસ્તુ છે. તેમને રૂઢ અર્થના ભણતરની જરૂર નથી. બુદ્ધિ કરતાં વૃત્તિથી પ્રેરાઈને જ એવડાં બાળકો કામ કરે છે એટલે અનુકૂળ વાતાવરણમાં તેમને મૂકતાં તેઓ બહારની મદદ સિવાય આપમેળે જોઈતી વસ્તુ તેઓ ગ્રહણ કરી લે છે. બાળકોમાં પોતાને ઉપયોગી શક્તિઓ પ્રભુએ આપી છે. માત્ર એ શક્તિઓ બહાર પાડી તેને વિકસાવવાનું કામ સારા શિક્ષકને હસ્તક રહે છે. અત્યારે અપાતી કેળવણીમાં દૂષણ એ જ છે કે બાળકોનાં જીવનમાં આપણે ખૂબ જ દખલ કરીએ છીએ.

આ જાતના વર્ગમાં એક કે બે વર્ષ રહ્યા પછી બાળકનું નિશાળનું ભણતર શરૂ થવું જોઈએ અને એ ભણતર મારા મતે બાર વર્ષ ચાલવું જોઈએ. આ બાર વર્ષના શિક્ષણના હું ત્રણ ભાગ પાડવા માગું છું, અને સુગમતાને ખાતર તેને પ્રાથમિક, પૂર્વ માધ્યમિક અને ઉત્તર માધ્યમિક એવાં નામો આપીશ. આ ભાગો મેં માનસશાસ્ત્ર અને અધ્યાપનશાસ્ત્રની દૃષ્ટિએ યોજ્યા છે.

| | | | |
|---|---|---|---|
| સ્વાધ્યાય વર્ગ | — મુદત | ૧થી ૨ વર્ષ | ૫મું વર્ષ પૂરું થાય તે પહેલાં |
| પ્રાથમિક | — ,, | ૬ વર્ષ | ૬ઠ્ઠા વર્ષની શરૂઆતથી ૧૧મું પૂરું |
| પૂર્વ માધ્યમિક | — ,, | ૪ વર્ષ | ૧૨મા વર્ષની શરૂઆતથી ૧૬મું પૂરું |
| ઉત્તર માધ્યમિક | — ,, | ૨ વર્ષ | ૧૬મા વર્ષની શરૂઆતથી ૧૭મું પૂરું |
| વિદ્યાપીઠનું શિક્ષણ (સ્નાતક થવા સુધીનું) | — ,, | ૨ વર્ષ | ૧૮મા વર્ષની શરૂઆતથી ૨૦મું પૂરું |

આ વિષેની વિગતોમાં ઊતરતાં પહેલાં હું ત્રણ ચાર વાત કરી લઉં. અત્યારની મેટ્રિકની પરીક્ષા કયાં તો સદંતર નાબૂદ થવી જોઈએ, અગર તો એનું આખું રૂપ બદલાઈ જાય એવા જબરજસ્ત ફેરફારો એમાં કરવાની જરૂર છે એમ આપ સૌ કોઈ કબૂલશો. આજે તો એના અભ્યાસક્રમમાં બારેક વિષયો ઠોકી બેસાડવામાં આવ્યા છે, જેમાંના કેટલાક તો વિદ્યાર્થીના મોટા ભાગ માટે કેવળ નિરુપયોગી છે અને કેટલાક ગરજિયાત કરવા જેવા છે. જે વિષયો માટે વિદ્યાર્થીઓનું વલણ હોતું નથી, એવા વિષયો લાદી તેમની શક્તિ વેડફાવી નાખવા કરતાં તેઓ જેમાં બહોળો અને ઊંડો અભ્યાસ કરી શકે એવા મનગમતા વિષયોનો જ તેમને અભ્યાસ કરવાનો હોય તો કેવું સારું !

બીજું જેમને હાલની કૉલેજની કેળવણીની ઇચ્છા ન હોય તેમને માટે એક જાહેર પરીક્ષાની યોજના કરી હોય તો શું ? આ પરીક્ષામાં પાસ થનાર વિદ્યાર્થી કાં તો ધંધામાં પડી જાય કે ચ્હાય તો હુન્નર ઉદ્યોગની શાળામાં જાય કે પછી કોઈ કારખાનામાં ચાલ્યો જાય. અલબત્ત આમાં સરકારને હુન્નર ઉદ્યોગ કે કારીગીરી માટે સંખ્યાબંધ નવી નિશાળો ખોલવી આવશ્યક થઈ પડે. પણ એથી અત્યારે થતી બરબાદી કેટલી અટકે ! અને દેશના ઉદ્યોગને એથી કેટલો લાભ થાય તેમ જ દેશનો પૈસો કેટલો બચે !

ત્રીજું, અત્યારે મેટ્રિક પાસ થઈ આવતા વિદ્યાર્થીઓ કૉલેજમાં પ્રોફેસરોને ઘણા નબળા માલૂમ પડે છે, અને એ બાબતની ફરિયાદો તમામ કૉલેજોમાંથી થાય છે. તો કૉલેજોમાં દાખલ થવા માટેની પરીક્ષાનું ધોરણ ઊંચું કરવા, કૉલેજનું પ્રથમ વર્ષ માધ્યમિક શાળામાં લઈ જવુ જોઈએ, કે જેથી વાલીઓનો પણ કૉલેજની કેળવણીનો ભારે બોજો એક વર્ષ ઉઠાવવો ઓછો થાય અને કૉલેજમાં પ્રવેશનાર વિદ્યાર્થી પણ લાયક બનીને આવે. વળી માતૃભાષા દ્વારા શિક્ષણ દાખલ કરવાથી પણ નિશાળના વિદ્યાર્થીઓનો બોજો કમી થાય, અને વધારામાં તેઓમાં માતૃભાષા માટેનો પ્રેમ પણ પ્રગટે. અંગ્રેજી ભાષાનું જ્ઞાન આપણને ઉપયોગી છે તે હું સ્વીકારું છું, પણ તેથી જે ઊંચું આસન એને મળી ગયું છે તે સ્થાન પર એને દૃઢ કરવાની તો જરૂર નથી જ. ( હિંદના જુદા જુદા પ્રાંતો સાથેના આંતરવ્યવહાર માટે હિંદીનો ઉપયોગ હવે તો સર્વને સ્વીકાર્ય થઈ ગયો છે. )

હાથ ઉદ્યોગનો એક વધુ પ્રશ્ન આપણી પાસે છે. હમણાં હિંદમાં ધંધાદારી શિક્ષણ માટે ખૂબ માગણી થઈ રહી છે, અને સાથે જ, જો હિંદ આબાદી ઇચ્છતું હોય તો પોતાના ઉદ્યોગોનું રક્ષણ કરી તેની ખીલવટ થાય એમ તેણે કરવું જ જોઈએ. કેળવણીની કોઈ પણ નવી યોજનામાં ધંધાના શિક્ષણનો સમાવેશ થવો જ જોઈએ. પણ કેળવણીને સ્વાવલંબી કરવાની બાબતમાં હું બીજા સાથે સહમત થઈ શકતો નથી. એ બાબત કેળવણીની તેમ જ આર્થિક એમ ઉભય દૃષ્ટિએ શક્ય નથી. નિશાળે જતું બાળક—તેને જે બે-ત્રણ કલાક મળે એટલામાં તે પુખ્ત કારીગરની હથોટીથી કામ કરતું થઈ જાય—એ વાત કલ્પનામાં કેમ આવે ! એ ખરું કે તેને એવી પ્રારંભિક તાલીમ મળવી જોઈએ કે જેથી તેની શક્તિ અને વૃત્તિ પોષાય અને પૂર્વ માધ્યમિક અભ્યાસને અંતે તે કોઈ હુન્નરશાળા કે કારખાનામાં જઈ શકે. આ સાથે એ પણ યાદ રાખવાની જરૂર છે કે ધંધો શીખવવાના લોભને પ્રાધાન્ય આપી સામાન્ય જ્ઞાનને વિસારે પાડવાની જરૂર નથી. પણ ધંધાનું શિક્ષણ વધુ સફળતા પામે એમ કરવા માટે અન્ય વિષયો જોડે એનો સંબંધ વધુ નિકટ બને તેમ થવું જોઈએ.

×

હવે મેં પાડેલા વિભાગોની વિગત પર આવું છું. બાળવર્ગ કે સ્વાધ્યાય વર્ગ વિષે ઉપર કહેવાઈ ગયું છે. એ અવસ્થામાં ઉત્તીર્ણ થતાં બાળક આત્મભાવી મટી પોતાની ટૂકડીમાંના બાળમિત્રો

સાથે સામાન્ય ભાન સેવતું થાય છે, અને સમૂહમાં વર્તવાની તેને આવડત આવે છે, ટૂંકાણમાં નિશાળના વાતાવરણમાં તે હળી જાય છે. તે સાથે, એટલા સમયમાં સામાન્ય બુદ્ધિનું બાળક સહેજ સહેજ લખતાં, વાંચતા અને ગણતાં પણ શીખી જાય.

બીજી અવસ્થામાં પ્રાથમિક શાળાનો અભ્યાસક્રમ આવી શકે. સામુદાયિક કેળવણીની વિચારણા વખતે જે અભ્યાસ, સમય અને ભાવનાનું ધોરણ સૂચવ્યું હતું, તે જ પ્રાથમિક શાળાના અભ્યાસને લાગુ પાડી શકાય. માત્ર સ્થાનિક જરૂરીઆત પ્રમાણે જોઈએ તો એક બે વિષય તેમાં ભલે ઉમેરાય. ખાસ તો જોવાનું એ કે પ્રાથમિક શાળાનો આખો અભ્યાસક્રમ જ્યરપથર ન હોતાં પૂર્ણસ્વરૂપ હોવો જોઈએ.

આ શાળામાં અભ્યાસ પૂરો થયા પછી જેની ઇચ્છા હોય તેમ જ જે સાધનયુક્ત હોય તે પૂર્વ માધ્યમિક શાળામાં દાખલ થઈ શકે. આ અવસ્થામાં આવતાં, બાળકના અગીઆર વર્ષ પૂરાં થયેલાં હશે. અગિયારમું વર્ષ માનસશાસ્ત્રની દૃષ્ટિએ ઘણું અગત્યનું છે. આ ઉમરે 'Clean Cut' 'પૂર્ણ પરિચ્છેદ'ના સિદ્ધાંતનો અમલ લાગુ પડે છે. એ વાતનો સ્વીકાર તો ઇંગ્લંડે પણ હમણાં હમણાં કર્યો છે; અને એના આધારે પ્રાથમિક, કે ઉત્તર પ્રાથમિક યા માધ્યમિક શાળાના અભ્યાસની તેઓએ પુનર્રચના કરવા માંડી છે.

માનસશાસ્ત્રીઓ કહે છે કે અગિયાર વર્ષની ઉમરના સુમારે બાળકમાં મોટો શારીરિક તેમ જ માનસિક ફેરફાર થાય છે, અને તેના આચાર વિચાર પણ બદલાવા પામે છે. એટલે આ ફેરફારીને લીધે તેને મળતી કેળવણી અને શિક્ષણમાં પણ અનુકૂળ ફેરફાર થવો જોઈએ. આ ઉમરે જ બાળક પોતાના વિષેની જવાબદારી સમજતો થાય છે. પોતે ભવિષ્યમાં કયો ધંધો કરનાર છે, એનો ખ્યાલ એને આ ઉંમરે આવવા માંડે છે. વળી આ સમયથી બાળકમાં નિશાળે નિયમિત જવાની, તેમ જ ત્યાં વધુ સમય ગાળવાની વૃત્તિ પણ માલૂમ પડે છે. તેનામાં જે થોડી તર્કબુદ્ધિ હોય તેના આધારે હવેથી તે વસ્તુઓમાં સારા નરસાનો ભેદ પામતો થાય છે. આથી એ બાળકો માટેનો અભ્યાસક્રમ ધીરે ધીરે વિસ્તૃત કરતા જવું જોઈએ. આમ છતાં પ્રાથમિક અને માધ્યમિક વિભાગ વચ્ચે એકદમ ગાળો પડી જાય એમ પણ ન બનવું જોઈએ. બીજા વિભાગમાં તેઓએ ચાર વર્ષ ગાળવાં જોઈએ. અહીં તેમણે કેટલાક વિષયોનો સ્હેજ વિસ્તૃત અભ્યાસ કરવો જોઈએ. જેઓને યુનિવર્સિટીની કેળવણી જોઈતી ન હોય તેવા માટે આ વિભાગમાં અભ્યાસને અંતે એક સામાન્ય જાહેર પરીક્ષા રાખવી જોઈએ, અને સફળ ઉમેદવારોને એથી હુન્નર ઉદ્યોગ કે એવી શાળામાં દાખલ થવાનો હક મળવો જોઈએ.

આમ આ વિભાગોને અંતે હું એકદમ ફેરફારી સૂચવું તે કેવળ માનસશાસ્ત્રના ધોરણે છે. સમધારણ વિદ્યાર્થીઓ આ અભ્યાસને અંતે પંદર વર્ષની ઉંમરનો હોય. આ ઉંમરે શરીરમાં અદ્દભુત ફેરફારો થવા પામે છે, અને તેની મન પર પણ ભારે અસર થાય છે. છોકરો કે છોકરી, બાલ્યાવસ્થા વટાવી હવે યુવાવસ્થામાં પ્રવેશે છે, અને જે સમૂહમાં તે રહેતાં હોય, તેના એક અંગ તરીકે, તે સમૂહના આદર્શો, ભાવનાઓ અને ધ્યેય પોતે સેવતાં થાય છે. આ ઉંમરે તેઓની જીવનની દૃષ્ટિ ગંભીર બને છે; અને પોતા વિષેના વિચારો પણ તેઓ સંઘ કે સમૂહને અનુવર્તીને કરે છે. આત્મપરાયણ મટી તેઓને પરપરાયણ થવાનું ગમે છે.

જે વિદ્યાર્થીઓને યુનિવર્સિટીની કેળવણીનો મોહ હોય તેઓ આ વિભાગને અંતે ઉત્તર માધ્યમિક વિભાગમાં જાય. અહીં તેમને પોતાના ગમતા વિષયો આપવા; અને એ વિષયોનો તેઓ

એ વર્ગમાં ઊંડો અને વિશાળ અભ્યાસ કરે એમ યોજના કરવી. આ વિભાગના અભ્યાસને અંતે વિદ્યાર્થી ઉચ્ચતર શિક્ષણને માટે યુનિવર્સિટીમાં જઈ શકે.

*

ટૂંકમાં આ યોજના આ પ્રમાણે જણાવી શકાય :

[ ૧ ] **સ્વાધ્યાય વર્ગ**—સુમારે ૭ વર્ષની ઉંમરના બાળકો માટે; વાચન, લેખન અને અંકગણિતનું પ્રારંભિક જ્ઞાન

[ ૨ ] **પ્રાથમિક વિભાગ**—અભ્યાસની મુદત ૭ વર્ષ : વિષયો : [ ૧ ] માતૃભાષા, [ ૨ ] અંકગણિત [ ૩ ] ઇતિહાસ ભૂગોળ (પોતાના પ્રાંતની તેમ જ હિંદની સામાન્ય માહિતીપૂર્ણ). [ ૪ ] હિંદી વાતચીત [ ૫ ] શરીરશાસ્ત્ર અને આરોગ્યવિજ્ઞાન [ ૬ ] ચિત્રકામ, સંગીત અને હાથઉદ્યોગ.

[ ૩ ] **પૂર્વ માધ્યમિક વિભાગ**—અભ્યાસની મુદત ચાર વર્ષ. વિષયો : [ ૧ ] માતૃભાષા, [ ૨ ] અંગ્રેજી, [ ૩ ] હિંદના કોઈ પણ એક પ્રાંતની શિષ્ટ યા પ્રચલિત ભાષા અગર યૂરોપના દેશની કોઈ ચાલુ ભાષા, [ ૪ ] ગણિત, [ ૫ ] ભૌતિકશાસ્ત્ર અને ગૃહવિજ્ઞાન [ ૬ ] નાગરિક ધર્મનું વ્યવહારિક જ્ઞાન, [ ૭ ] ભૂગોળ–આર્થિક તેમ જ કુદરતી પ્રદેશોની માહિતી સાથે, [ ૮ ] ચિત્રકામ અને હાથઉદ્યોગ.

આ ઉપરાંત એક બે વિષયો જોઈએ તો વધારવા, અને તેમાં પહેલા અને બીજા વિષય સિવાય બાકીના વિષયોના વિભાગો પાડી તે ઐચ્છિક રાખવા.

[ ૪ ] **ઉત્તર માધ્યમિક વિભાગ**—અભ્યાસની મુદત બે વર્ષ. વિષયો : [ ૧ ] માતૃભાષા [ ૨ ] અંગ્રેજી [ ૩ ] નીચેના સમૂહમાંથી કોઈ પણ એક સમૂહ :

**સમૂહ ૧લો**—[ ૧ ] અક્ષર ગણિત, [ ૨ ] ભૂમિતિ અને ત્રિકોણમિતિ, [ ૩ ] પદાર્થવિજ્ઞાન અને રસાયન શાસ્ત્ર, [ ૪ ] શરીર શાસ્ત્ર અને આરોગ્યવિજ્ઞાન, [ ૫ ] ગૃહવિજ્ઞાન, વનસ્પતિશાસ્ત્ર કે પ્રાણીશાસ્ત્ર.

**સમૂહ ૨જો**—[ ૧ ] હિંદુસ્તાનના ઇતિહાસના કોઈ પણ એક સમયનો બારીક અભ્યાસ, [ ૨ ] હિંદુસ્તાનનો રાજ્ય વહીવટ, બ્રિટિશ રાજ્યબંધારણ અને નાગરિક ધર્મનું શિક્ષણ, [ ૩ ] આર્થિક ભૂગોળ–અર્થશાસ્ત્રના મૂળતત્ત્વોની સમજણ સાથે, [ ૪ ] હિંદુસ્તાનની કોઈ પણ એક શિષ્ટ કે આધુનિક પ્રાંતીય ભાષા અગર યૂરોપની કોઈ એક ભાષા.

કેળવણી શા માટે હોવી જોઈએ એ વિષે બે જાતના મત છે. એક મત કહે છે કે તેનો હેતુ માત્ર સંસ્કૃતિ પેદા કરવાનો હોવો જોઈએ. બીજો મત કહે છે કે તેનો હેતુ માત્ર રોટલો કમાવાની શક્તિ મેળવી આપવાનો હોવો જોઈએ. આ બન્નેમાંથી એકે મતને હું પૂર્ણપણે સ્વીકારતો નથી. એકમાં નર્યો આદર્શવાદ છે, જ્યારે બીજામાં નર્યો ઉદ્યોગવાદ છે. જો આપણને પ્રજાના જીવનમાં વેગ લાવે એવી કેળવણી જોઈતી હોય તો પછી આ બંને હેતુનો જેમાં સુંદર સમન્વય થયેલો હોય એવી નવી યોજના આપણે ઉપજાવવી પડશે. આપણા દેશની સ્થિતિ અને જરૂરિયાત જોતાં, હું નિઃસંકોચપણે કહી શકું કે જે કેળવણી જીવનને ઉપયોગી નીવડે તેમ જ જેનાથી જીવન સૌંદર્યમય બને તે જ કેળવણી સાચી કેળવણી છે. અસ્તુ.

✦

આપણી

# પ્રાથમિક શાળા

—શ્રી. પિપાસુ

માનસશાસ્ત્રના વિકાસે શિક્ષણના ક્ષેત્રમાં અજબનું પરિવર્તન કરી નાખ્યું છે. પ્રાચીન શિક્ષણ-પ્રણાલિકામાં શિક્ષક અને શિક્ષણના વિષયનું સ્થાન મહત્ત્વનું હતું અને શીખનાર બાળકનું સ્થાન છેલ્લું મનાતું. પણ નૂતનશિક્ષણ કહે છે કે બાળક અગ્રસ્થાને છે. શિક્ષકે પોતાના વિષયની તૈયારી સાથે બાળકના માનસને સમજવાની પ્રથમ જરૂર છે. શાળા એટલે માત્ર શિક્ષક નહિ, પરંતુ ખરું જોતાં તો શાળા એટલે બાળકો. આમ છતાં શિક્ષકની જવાબદારી તો ઘટવાને બદલે ઊલટી વધી છે. મહાન યુગદ્રષ્ટા અને કેળવણીકાર રુસોએ અઢારમી સદીમાં નૂતનશિક્ષણનો પ્રથમ મંત્ર ફૂંક્યો. એણે રોપેલા બીજમાંથી આજે તો નૂતનશિક્ષણની વેલ મોટે ભાગે દુનિયાભરમાં ફેલાઈ ગઈ છે. દુનિયાના આગળ પડતા દેશોએ પોતપોતાને અનુકૂળ નૂતનશિક્ષણની વેલને પોષી કેળવણીનો ઝડપી પ્રચાર કર્યો છે, પોતાની પ્રજાની અજ્ઞાનતા દૂર કરી છે. કેળવણીનો સર્વમાન્ય આદર્શ હેતુ હજી નક્કી થયો નથી. જુદા જુદા કેળવણીકારો જુદા જુદા આદર્શો રજૂ કરે છે. કોઈ મનની નમ્રતા, તો બીજો ચારિત્ર્યનું ઘડતર, તો ત્રીજો નીતિ, તો વળી ચોથો વ્યક્તિવિકાસને કેળવણીના આદર્શ તરીકે ઓળખાવે છે. આમ અનેક મતો રહ્યા છે. તેમ છતાં એ તો સૌ કોઈ સ્વીકારે છે કે બાળક પોતાનો સ્વાભાવિક સર્વદેશીય—શારીરિક અને માનસિક વિકાસ સાધી પોતાના સમાજનો એક આદર્શ સભ્ય બને એ કેળવણીનો આદર્શ.

વિશેષમાં આજે જપાન અને રશિયાએ કેવી ચમત્કારિક રીતે પોતાની પ્રજાની ૯૫ ટકા જેટલી અજ્ઞાનતા છેલ્લાં વીસ વર્ષમાં દૂર કરી છે એ જોઈ સાચે જ આપણને આશ્ચર્ય થાય છે. પણ सा विद्या या विमुक्तये। નો ઉચ્ચતમ આદર્શ રજૂ કરનાર ભારતવર્ષને અને આજના નૂતન-શિક્ષણને તો કેટલાંય છેટાં છે તેનું શું? આજે તો ભારતવર્ષ પરાધીન છે. બ્રિટિશ પ્રજાના અને હિન્દી પ્રજાના હિતો પરસ્પર વિરોધી છે. આ દશામાં કેટલીય વેળા વિચારતાં લાગે છે કે શિક્ષણ વિના સ્વરાજ્ય નથી અને સ્વરાજ્ય વિના શિક્ષણનો પ્રચાર સહજ નથી. એટલે આપણે માટે તો અભિમન્યુના ચક્રાવા ( Vicious circle ) જેવું છે. તેમ છતાં આજની પરિસ્થિતિમાં શું થઈ શકે એ વિચારવું અસ્થાને ન ગણાય.

સદ્‌ભાગ્યે આપણા દેશનો મોટા ભાગનો શિક્ષિતવર્ગ આપણા આધુનિક અભ્યાસક્રમથી કંટાળ્યો છે. એની ત્રુટીઓ, અપૂર્ણતાઓ જોઈ શક્યો છે. શિક્ષણપદ્ધતિમાં પણ જરૂરી ફેરફારની હિમાયત કરવા લાગ્યો છે, અને નવેસરથી અભ્યાસક્રમ તેમ જ શિક્ષણપ્રથાની પુનર્રચના કરવાની જરૂરિયાત સ્વીકારવા લાગ્યો છે. આ એક આશાજનક ચિહ્ન છે. આપણે જોઈ ગયા તેમ નૂતનશિક્ષણમાં બાળકનું સ્થાન મહત્ત્વનું છે એ જોતાં બાળક શાળામાં શિક્ષણ લેતું થાય ત્યારથી વિચારવું રહ્યું. પરંતુ બાળક શાળામાં પગ મૂકે તે અગાઉ કશું જ ગ્રહણ કરતું નથી, તે વેળા એનું માનસ કોરી પાટી જેવું છે એવી ચાલી આવેલી માન્યતાને સ્વીકારવાની આજે આપણે ભૂલ ન કરીએ. આજનાં શિક્ષણશાસ્ત્ર અને માનસશાસ્ત્ર તો કહે છે કે બાળક પ્રથમ પાંચ વર્ષમાં જેટલું ગ્રહણ કરે છે તેટલું એ પાછળની આખી જિંદગીમાં પણ ગ્રહણ કરતું નથી. એટલે ખરું જોતાં તો જન્મથી જ બાળકને યોગ્ય શિક્ષણની જરૂર છે. પરંતુ આજે તો દુર્ભાગી હિન્દમાં બાળક પાંચ-સાત વર્ષનું થાય ત્યાંસુધી તેનામાં યોગ્ય સંસ્કાર પાડવાના કશા જ વ્યવસ્થિત સમૂહગત પ્રયત્નો થતા નથી. બાળક પાંચ-સાત વર્ષનું થાય એટલે એને શાળામાં ધકેલી દેવામાં આવે છે. આ જોતાં હાલ તુરત તો નૂતનશિક્ષણ

વિષે વ્યવહારુ વાતો કરવા જતાં પ્રથમ પ્રાથમિક શાળા વિષે વિચારવું જરૂરી થઈ પડે છે. વળી વધારામાં એક કારણ આ છે. યુનિવર્સિટી કહે છે કે હાઇસ્કૂલમાંથી આવતા વિદ્યાર્થીઓ બહુ જ ઊતરતી કક્ષાના છે. એના જવાબમાં હાઇસ્કૂલના સંચાલકો કહે છે કે પ્રાથમિક શાળામાંથી આવ બાળકોને યોગ્ય રીતે તૈયાર કરવામાં નથી આવતાં એટલે અમે શું કરીએ? આમ પ્રાથમિક શાળ પર મુકાતો દોષ જોતાં તેમ જ હાઇસ્કૂલ તથા કૉલેજનું શિક્ષણ બાળકના પ્રાથમિક શાળા મધ્યે વિકાસ પર અવલંબતું હોવાથી આપણી પ્રાથમિક શાળાઓ વિષે વિચારવું જરૂરી છે.

+

પરંતુ પ્રાથમિક શાળા વિષે વિચારવા જતાં આપણી સામે પ્રશ્નોની પરંપરા ખડી થાય છે આપણે આપણા શિક્ષણનું ધ્યેય નક્કી કર્યા વિના જ આપણું ગાડું ખેંચતા આવ્યા છીએ. આપણ પાસે આપણા દેશને અનુકૂળ શિક્ષણનો આદર્શ જ ક્યાં છે? આજે તો આપણે નકલી શિક્ષણ આપ-લે કરી રહ્યા છીએ તેનું શું? આપણી પ્રાથમિક શાળામાં પ્રાણ જ ક્યાં છે? આપણી પ્રાથમિ શાળાને અને આપણા સમાજજીવનને તો પૂર્વપશ્ચિમના છેટાં છે તેનું શું? પ્રાથમિક શાળા શિક્ષકનું સમાજમાં સ્થાન જ ક્યાં છે? પ્રાથમિક શાળાના શિક્ષકને અને આપણા સાહિત્યને પ ધરતી આભનાં અંતર છે ત્યાં શું થાય? પ્રાથમિક શાળાનો શિક્ષક સામાજિક પ્રાણી મટી ગયો ત્યાં શું કરવું? એ ખોટી અહંતામાં રહી કૂપમંડૂકની દશા ભોગવી રહ્યો છે તેનું શું? પ્રાથમિ શિક્ષણના પ્રચાર અર્થે પરદેશી રાજસત્તાને કશું કરવાની પડી નથી ત્યાં આપણા વિશાળ દેશમાંથ નિરક્ષરતાને ક્યાંથી મારી હઠાવી શકાય? આવા અનેક પ્રશ્નોનો સ્વતંત્ર ઊકેલ શોધવા જતાં સાચે આપણે ઊલટા મહાન ગૂંચવાડામાં પડી જઈએ છીએ. રાજકીય સ્વાતંત્ર્ય હસ્તગત કરવાને લગત આજસુધીના આપણા ઐતિહાસિક પ્રયત્નોનું અને આપણી નાની મોટી પ્રજાકીય સંસ્થાઓનું બારીક નિરીક્ષણ કરીએ તો સમજાય છે કે આપણી હિન્દી પ્રજામાં સમૂહભાવનાનો સારો સરખો અભા છે. નકલી શિક્ષણ લઈ રહેલા આપણે બધાએ યૂરોપ પાસેથી જે લેવું જોઈએ તે નથ લીધું ને પરિણામે આપણી સર્વ શક્તિઓ આજે ભિન્ન ભિન્ન વેરાયલી રહી છે. આજે તે આપણી અર્ધદગ્ધતા આપણા વિનાશને નોતરી રહી છે. આપણા પ્રજાજીવનમાં આ એક મહાન ત્રુટી છે એટલે એક પણ પ્રશ્નને પૂરતી રીતે છણી, જોઈતું સંઘબળ કેળવી, પ્રશ્નનો નિકાલ લાવવા જેટલ શક્તિ, ધીરજ અને શ્રદ્ધા આજે તો આપણે એક પ્રજા તરીકે નથી બતાવી શક્યા. એના પરિણામે દેશની થોડી સરખી આબાદાની કરવા જેટલી રાજકીય સત્તા પણ આપણે હસ્તગત ન કરી શક્યા દરકોઈ ક્ષેત્રમાં આપણી આવી જ મનોદશા છે.

આશા-નિરાશામાં ઝોલાં ખાતું આપણું રાજકીય નાવડું અનેકવિધ મુસ્કેલીઓ છતાં આજ કહેવાતા પ્રાન્તિક સ્વરાજના તંત્રમાં થોડી શી આંતરિક સ્થિરતા અનુભવવા તલસી રહ્યું છે, એને ના પાડી શકાય એમ નથી.

આ જોતાં પ્રાથમિક શિક્ષણના પ્રચાર અંગે નીચેની મહત્ત્વની વિગતો ધ્યાનમાં લેવી ઘટે છે આપણી ભાવિ પ્રજા સ્વતંત્ર રીતે વિચાર કરતી થાય અને સમૂહભાવના કેળવે એ જરૂરી છે ભારે આશાવાદીને પણ ઘડીભર નિરાશ કરી નાખે એવી આપણી પ્રજાની નિરક્ષરતા દૂર થવી રહી. પ્રાથમિકશાળાનો અભ્યાસક્રમ પૂરો કરનાર દરેક બાળક પોતાની માતૃભાષાનું સંગીન જ્ઞાન ધરાવતો થવો જોઈએ. વળી એ બાળક દુનિયાના વ્યવહારને સમજવા જેટલો જાણકાર થઈ જવો જોઈએ. એમ થતાં વધુ અભ્યાસ માટે જવા ચાહતા બાળકના વિષયો અવસ્ય સારા હશે જ. પ્રાથમિ શાળામાંથી જ સંગીત ને ચિત્રકળાની તાલીમ જોડે વિજ્ઞાનનું શિક્ષણ પણ અપાવું જોઈએ. આપણે

આપણાં બાળક–બાળકીઓમાં માત્ર જીવનની સુકુમારતા કે લાવણ્ય જ ખીલવવાની નથી, પણ તેમનામાં જીવનને સુદૃઢપણે ટકાવી રાખનારી ખડતલ અને સંકલ્પશીલ મનોદશા પણ ખીલવવાની છે. એ જોતાં આપણે આપણાં બાળકોને માત્ર સંગીત અને નૃત્યથી તો વધુ પડતાં કોમળ, અને સાચું કહીએ તો વિકૃત બનાવી દઈશું. એ વસ્તુનું જીવનમાં સ્થાન છે એની ના ન પાડીએ, પણ તેની સાથે જો આપણા દીકરા–દીકરીને, તેમ જ નાના ભાઈ-બ્હેનને શારીરિક કામની સૂગ આવતી હોય, રસોઈ કરતાં ન આવડતી હોય, વાસણ સાફ કરતાં કે કપડાં ધોતાં કંટાળો આવતો હોય, હાથે ફોલ્લા પડતા હોય ને એવાં કામ તરફ ઘૃણા થતી હોય તો એ અતંદુરસ્ત મનોદશા દૂર કરવાની જરૂર છે. એવી મનોદશા આપણાં બાળકોમાં ઉદ્ભવે જ નહિ તેની કાળજી પ્રાથમિક શાળામાંથી રાખવી રહી. માધ્યમિક શાળા અને વિદ્યાલયના શિક્ષણે આજે ઉપર્યુક્ત મનોદશાને જન્માવી છે. કવિઓ અને સાહિત્યકારો આપણાં બાળક–બાળકીઓમાં કોમળતા કે નાજુકતા આવે એમ ભલે ઇચ્છે ને તેના ભલે ગુણગાન ગાય, પણ આધુનિક જગતનો પ્રવાહ જોતાં ને જીવનને ટકાવી રાખવા માટેનો જીવનસંગ્રામ જોતાં આપણે આપણાં બાળકોમાં ખડતલ મનોદશા જન્માવવી રહી. એટલે શારીરિક શિક્ષણની તાલીમની શરૂઆત પણ પ્રાથમિક શાળામાંથી જ થવી જોઈએ. એમ થતાં બુદ્ધિ અને શરીરનો વિકાસ એક સાથે જ થશે. વધુમાં શારીરિક કાર્યને હલકું ગણવાની અતંદુરસ્ત વૃત્તિ દૂર થશે. શારીરિક તાલીમ ઉત્પાદક કે અનુત્પાદક હોવી જોઈએ ? આ પ્રશ્નનો ઉત્તર મેળવવા જતાં આપણે સહેજે વર્ધા કેળવણી પરિષદે નીમેલી ડૉ. ઝાકીરહુસેન સમિતિના હેવાલ વિષે પણ વિચાર કરી લેવા પડશે.

અનુત્પાદક તાલીમ કરતાં ઉત્પાદક તાલીમ આપવી શક્ય હોય તો તે તો સૌ કોઈને ગમે. પણ જ્યારે આપણે પ્રાથમિક શાળાનો વિચાર કરીએ ત્યારે તો ઉત્પાદક તાલીમનો અમલ કરવા જતાં બાળકની વયનો વિચાર કરવો પડશે. દશ વર્ષથી ઓછી વયનાં બાળકોને આપણે પ્રાથમિક શાળામાં એકધારી ઉત્પાદક તાલીમ શી રીતે આપી શકીએ ? ગામડાંની શાળાનો વિચાર કરીએ તોયે એટલી વયના બાળક માટે એ શક્ય લાગતું નથી. દશ વર્ષની અંદરનાં બાળકો ખેતીને લગતું કામ ઉપાડી શકે ? નીંદવાનું, સાફસૂફીનું કે નાનું શું બાગકામ ને હુન્નરકળાને લગતું, સાદડી ગૂંથવાનું, માટીનાં નાનાંશાં રમકડાં બનાવવાનું એ બાળકો જરૂર કરે; પણ એ માટે શાળા પાસે સારા પ્રમાણમાં મૂડી ને જમીન હોવાં જોઈએ. ઉત્પન્ન કરતાં એ બાળકોના હાથે વધુ નુકસાન થવાનો સંભવ છે. તદુપરાંત એ એકધારું સતત કામ નથી, ને શાળામાં સૌ જેટલા વિદ્યાર્થીઓ માટે એટલું કામ લાવવું ક્યાંથી ? શહેરની પ્રાથમિક શાળાઓને અંગે પણ ઝાઝો ફેર પડતો નથી, ગામડાં કરતાં તે કોઈ રીતે ચઢિયાતી નથી. દશ વર્ષથી પંદર વર્ષની વયનાં બાળકોને થોડી ઘી ઉત્પાદક તાલીમ આપી શકાય ખરી, પરંતુ પંદર વર્ષની વય સુધીનાં તમામ બાળકોનું શિક્ષણ આર્થિક અને વ્યવહારુ દૃષ્ટિએ કદી પૂરેપૂરું સ્વાવલંબી ન બની શકે. ગાંધીજીની ભવ્ય કલ્પનાની પાછળ રહેલો આદર્શ સર્વમાન્ય છે, પણ વ્યવહારદૃષ્ટિએ જોતાં પ્રાથમિક શાળાનું શિક્ષણ સ્વાવલંબી ન બનાવી શકાય. બાળક–બાળકીને બુદ્ધિ અને શરીરનું શિક્ષણ એક સાથે આપવું જોઈએ એ સાવ સાચું; પરંતુ આપણે આપણું પ્રાથમિક શિક્ષણ સ્વાવલંબી બનાવવાની કલ્પનાને તો આજે ભવિષ્યને માટે મુલતવી રાખવી પડશે. પ્રાથમિક શિક્ષણની જવાબદારી તો રાજસત્તાની છે. પણ એ રાજસત્તા ઠોકી બેસાડેલી રાજસત્તા નહિ; સમાજની, પ્રજાની જરૂરિયાતને માન આપનારી રાજસત્તા જ તે પ્રજાના પ્રાથમિક શિક્ષણની જવાબદારી પ્રમાણિકપણે ઉપાડી શકે. પણ આજે આ જગાએ ભૂલવું ન જોઈએ કે સમસ્ત પ્રજાનું પ્રાથમિક શિક્ષણ રાજકીય પક્ષાપક્ષીથી ભિન્ન ને નિરાળું છે.

આમ દશ વર્ષની અંદરનાં બાળકો માટે મોટે ભાગેનું શારીરિક શિક્ષણ અનુત્પાદક જ રહેવાનું. દશથી પંદર વર્ષની વયનાં બાળકો માટે થોડા ઘણા પ્રમાણમાં ઉત્પાદક શિક્ષણ આપી શકાશે. પ્રજાના શિક્ષણનો આદર્શ, તે તે પ્રજાની સંસ્કૃતિ અને સમાજવ્યવસ્થાને પોષનારો, તેનો ઉત્કર્ષ કરનારો હોવો જોઈએ. એ દૃષ્ટિએ જોતાં આપણી પાસે આપણા શિક્ષણનો આદર્શ જ નથી. ગાંધીજીએ આપણો આદર્શ કેવો હોવો જોઈએ એનું સાચું દિશાસૂચન કર્યું છે. એટલે હિન્દ ખેતીપ્રધાન દેશ છે તે જોતાં, આજે જગતભરનાં સામ્રાજ્યોમાં હિન્દનું હલકું સ્થાન જોતાં, હિન્દી પ્રજાની દુર્બળ શરીરસંપત્તિ જોતાં, પ્રગતિકર દેશોની સરખામણીમાં હિન્દ તો કેટલીયે સદી પાછળ પડેલું દીસે છે તે જોતાં, ને હિન્દની ધાર્મિક સંસ્કૃતિ અને સમાજવ્યવસ્થા જોતાં આપણા શિક્ષણનો પ્રશ્ન જેટલો મહત્ત્વનો છે તેટલો જ તેનો ઊકેલ પણ વિકટ છે. બાકી બળવાન અને તેજસ્વી રાષ્ટ્ર બનાવવા માટે તો આપણે પ્રજોત્પત્તિના પ્રશ્નથી જ વિચારવું જોઈએ. આપણે ત્યાંના જેટલું બાળમરણ–પ્રમાણ બીજે ક્યાંયે નથી. એ રાષ્ટ્રની સંપત્તિનો વિનાશ નહિ તો બીજું શું? એટલે વૈદકીય તપાસ અને પરવાના વિના કોઈ પણ દંપતીને પ્રજોત્પત્તિની છૂટ ન મળવી જોઈએ. વળી બાળકો ભવિષ્યના નાગરિકો છે, રાષ્ટ્રની પૂંજી છે તે જોતાં તેમની માવજતની જવાબદારી માબાપ ઉપરાંત સરકારની પણ છે. એટલે સરકારે રશિયાની જેમ બાળકોનાં 'નરસીંગ હોમ્સ' ખોલવાં જોઈએ. તે પછી મોન્ટેસોરી શાળાઓની જવાબદારી લેવી રહી. ને પ્રાથમિક શાળાનો પ્રશ્ન તો ત્યારબાદ ઊભો થાય છે. ઝફીરહુસેન સમિતિએ બહાર પાડેલા હેવાલમાં ઉપલી વિગતનો વિચાર સરખો પણ થયો નથી. ને આજના સંજોગોમાં સંપૂર્ણ સ્વાતંત્ર્ય વિના રશિયાની જેમ આપણે સાત વર્ષનું બાળક થાય ત્યાંસુધી તેના પ્રતિ સમૂહગત ને વ્યવસ્થિત ધ્યાન દઈ શકીએ એમ લાગતું નથી. એટલે જ આપણે પ્રાન્તિક સ્વરાજના આ સમયમાં પ્રાથમિક શિક્ષણમાં ને તે પછીના શિક્ષણને અંગે ઘટતુ ને થઈ શકે તેટલું કરવું રહ્યું. પણ પ્રાથમિક શિક્ષણને અંગે આ બધું ક્યારે બને? પ્રાથમિકશાળા બાળકોને પોતાના ઘર જેવી લાગે, તેઓ શાળાને પોતાના ઘર કરતાં પણ વિશેષ ગણે ત્યારે શક્ય બને. પણ એમ પણ ક્યારે બને? એટલે અંતે આ પ્રશ્નનો ઉત્તર ખોળતા બેસતાં શિક્ષક વિષે જ વિચારવું પડે છે. કેવા પ્રકારના શિક્ષકો આ જવાબદારી વફાદારીપૂર્વક અદા કરી શકે એ જ મોટો પ્રશ્ન આવી ઊભો છે.

×

પ્રાથમિક શિક્ષણની જવાબદારી જિલ્લાની લોકલ બોર્ડને સોંપવામાં આવતાં તેની પ્રગતિ થવાને બદલે અવગતિ થઈ છે, અનેક પ્રકારના સડાએ ઘર કર્યું છે. કક્કાને ફૂટી મારનારાઓના હાથમાં, શિક્ષણ શી ચીજ છે તેનું ભાન પણ નથી એવાના હાથમાં પ્રાથમિક શિક્ષણ જેવા અગત્યના ખાતાની જવાબદારી આવી પડે ત્યારે અવગતિ ને સડા સિવાય બીજી શી આશા રખાય? આજે ૯૫ ટકા જેટલા ભાગના પ્રાથમિક શાળાના શિક્ષકો, આગળ જોઈ ગયા તેમ, દેશકાળના પ્રવાહને સમજવાની જ શક્તિ ધરાવતા નથી. એ શિક્ષકોની મનોદશા જોતાંની સાથે જ આપણને પ્રજાના ઉજ્જવળ ભાવિ વિષે ઘડીભર શંકાઓ ઉત્પન્ન થાય છે. 'વતનનો લાભ', 'હાજરી એલાઉન્સનો લાભ', 'સાડે–પ્રાંજપે યોજના', 'પોસ્ટનો લાભ', 'પ્રોવીડન્ટ ફંડ' અને 'પેન્શનનો લાભ', આટલી વસ્તુઓનો જ તેમની દૃષ્ટિમર્યાદામાં સમાવેશ થયેલો છે. એ સિવાયનું બધું જ તેમને અસ્પર્શ્ય છે. પ્રાથમિકશાળાના શિક્ષકોની આવી મનોદશાને લીધે તેમના શિક્ષણને લગતા વ્યવહારમાં જ્યાં ને ત્યાં અપ્રમાણિકતાનાં દર્શન થાય છે. 'હાજરી એલાઉન્સ'ની લાલચ એટલી બધી હલકી છે કે માણસને જરૂર અપ્રમાણિક બનાવે. શિક્ષક હાજરીપત્રકમાં જરૂર પૂરતાં વધારાનાં નામો મૂકી રાખે છે, એની ન ખબર ઇન્સ્પેક્ટરને કે શાળાની નામની

અને શોભારૂપ સમિતિના સભ્યોને ! કેટલીક વેળા તો કેટલાંક નામો હાજરીપત્રકમાં કેટલાંય વર્ષો સુધી ચાલ્યાં આવેલાં માલૂમ પડશે. ને વિદ્યાર્થી ઊઠી ગયો હોય ને સંસારમાં પ્રવેશી ચૂકયો હોય, તેને ઘેર બાળકો પણ રમતાં હોય તોયે તેનું નામ શાળાના હાજરીપત્રકમાં ચાલી આવ્યું જોવાનું મળે તો નવાઈ વાત નથી. આવા સંજોગોમાં શિક્ષકોનો વહેવાર માત્ર રગશીઆં ગાડાં જેવો હોય છે. નિયમિત ઇન્સ્પેકશન જેવું પણ નથી. શિક્ષકો સમયની સાથે રહી શકે એવી સંગીન અને વ્યવહારુ યોજના બોર્ડના સભ્યો પાસે, ઇન્સ્પેકટરો, સુપરવાઈઝરો અને એડ્મિનિસ્ટ્રેટીવ ઑફિસર પાસે નથી. આ પરિસ્થિતિમાં આજની પ્રાથમિક શાળાના શિક્ષકો પ્રાથમિક શિક્ષણની ઉપર જણાવેલી મહત્ત્વની વિગતોને અંગે ભાગ્યે જ કંઈ કરી શકે. તો શું કરવું ? શું આજના બધા શિક્ષકોને ઘરે બેસાડવા ? વીસ-બાવીસ વર્ષની નોકરી થઈ હોય એવા શિક્ષકોને પેન્શન પર ઉતારવામાં કશું ખોટું નથી. નવા શિક્ષકોને શિક્ષિત કર્યા વિના ધંધામાં ન લેવા જોઈએ. ચાલુ શિક્ષકો માટે તેમને જગતનો પ્રવાહ કયી દશામાં જઈ રહ્યો છે તેનું ભાન કરાવવા માટે વ્યવસ્થિત પ્રયત્નો થવાની, શિક્ષણના વર્ગો ખોલવાની જરૂરિયાત છે. નૂતનશિક્ષણને લગતું સાહિત્ય ચાલુ શિક્ષકોએ પચાવવા તનતોડ યત્ન કરવો જોઈએ. પ્રાથમિક શાળાનો શિક્ષક પોતાને બહુ જ મોટો માની બેસવાની ભૂલ કરતો આવ્યો છે ને પરિણામે ચાર-પાંચ વર્ષ માસ્તરગીરી કર્યા પછી એ ખરેખર સદાનો વિદ્યાર્થી મટી જાય છે. આ યોગ્ય નથી. શિક્ષક વિદ્યાર્થી મટી જાય તો સાચો શિક્ષક ન રહી શકે. ટૂંકમાં એ વિદ્યાર્થી મટી ગયો એટલે શિક્ષક પણ મટી ગયો.

આજે તો આપણી સામે સારાય રાષ્ટ્રનો પ્રશ્ન ઊભો છે. તે જોતાં આજનો મેટ્રિક પાસ થયેલો વિદ્યાર્થી જેટલું જાણે છે તેના કરતાં તે ઘણું વધારે જાણતો થવો જોઈએ. એથી વિચાર કરતાં સમજાશે કે આજે આપણે કેટલાંક વર્ષોનો તો નિરર્થક વ્યય જ કરીએ છીએ. એ વ્યય અટકાવવા માટે આપણે એકથી દશ ધોરણોનો અભ્યાસક્રમ યોજીએ એ જ ઇષ્ટ છે. દશમું ધોરણ એટલે મેટ્રિકનો વર્ગ. આમ થતાં આપણે ગુજરાતી ચોથી આગળ તો ત્રીજીથી જ અંગ્રેજી ભાષાને બીજી ભાષા તરીકે દાખલ કરવી જોઈએ. અંગ્રેજી ભાષા ત્રીજા ધોરણથી છઠ્ઠા ધોરણ સુધી તો બીજી ભાષા તરીકે જ રહે. એમ થતાં કેટલાક વિષયોનું આજે જે પુનરાવર્તન જ થાય છે તેમાંથી વિદ્યાર્થીને બચાવી લેવાય ને તેને બદલે તે સમયનો બીજી રીતે સદુપયોગ કરી શકાય. એથી પ્રાથમિકશાળાના શિક્ષકો પણ અંગ્રેજી જાણતા હોવા જોઈએ. માત્ર ગુજરાતી સાતમીની પરીક્ષા પાસ કર્યાથી કે મેટ્રિક પાસ થવાથી શિક્ષક ન બની શકાય. શિક્ષણના ધંધાનું જ્ઞાન આપ્યા વિના થર્ડ ગ્રેડ કે મેટ્રિકને શિક્ષકો બનાવવામાં આવે એ કેમ ચાલે ? આ જ ન્યાય માધ્યમિક શાળાના શિક્ષકોને પણ લાગુ પડી શકે. પ્રાથમિક શાળાના શિક્ષક માટે મેટ્રિક પાસ કર્યા પછીથી બે વર્ષનો ટ્રેઇનીંગ કોર્સ યોજાવો જોઈએ; ને માધ્યમિક શાળાના શિક્ષકો માટે ઇન્ટર પછી બે કે ત્રણ વર્ષનો ટ્રેઇનીંગ કોર્સ નક્કી કરવાની જરૂર છે, કેમકે શિક્ષિત અને જમાનાની સાથે રહી શકાય એ માટે આજીવન વિદ્યાર્થી રહેવાની મનોદશાવાળા શિક્ષકો વિના આપણું નાવડું ગમે તેવી આદર્શ અને વ્યવહારુ યોજનાઓ હોવા છતાં આગળ નથી ધપી શકવાનું. ટૂંકમાં ભાવનાવાળા અને ચારિત્રશીલ શિક્ષકોના હાથમાં જ રાષ્ટ્રનું શિક્ષણ સુરક્ષિત રહેશે.

હવે પ્રાથમિક શિક્ષણ ફરજિયાત હોવું જોઈએ એ વિષે તો ચર્ચા કરવાની જરૂર જ નથી રહેતી. પણ એ શિક્ષણ ફરજિયાત થતાં દરેક કોમનાં બાળકો એક સંસ્થામાં ભેગાં મળવાનાં; રાનીપરજ અને ઊજળી પરજનાં બાળકો સાથે જ રમવાનાં, ભણવાનાં, સમસ્ત સમાજની બદીઓનું ને તે સાથે ગુણોનું પણ વત્તા-ઓછા પ્રમાણમાં શાળામાં પ્રતિબિંબ પડવાનું. ભાષાશુદ્ધિનો પ્રશ્ન

આજના કરતાં તે વેળા શિક્ષકને માટે વધુ મુશ્કેલ બનવાનો. રાનીપરજનાં બાળકોની રહેણીકરણીમાં ને ઊજળી પરજનાં બાળકોની રહેણીકરણીમાં થોડાં વર્ષો સુધી તો ફરક રહેવાનો જ. ને આજે ઊજળી કોમનાં વાલીઓ ફરિયાદ કરતા સંભળાય છે કે તેમનાં બાળકો રાનીપરજનાં બાળકો જોડે શાળામાં બેસે છે તેથી ગાળો શીખે છે, માખી કે જીવડાં મારતાં શીખે છે પણ આ બધું વ્યવહારકુશળ અને દીર્ઘદૃષ્ટિવાળા, ભાવનાવાળા અને ચારિત્ર્યશીલ શિક્ષકો વિના યોગ્ય રીતે ન સંભાળી શકાય એમ કહેવાની પણ ભાગ્યે જ જરૂર છે. એવી જ બીજી વિચારવા જેવી વસ્તુ શિક્ષકોની નિમણુકને અંગે પણ જાતિ કે કોમને આપવામાં આવતી પસંદગી છે. શિક્ષણના ધંધામાં અખત્યાર કરવામાં આવતી એવી જાતની નીતિ જરૂર ધંધાની કાર્યદક્ષતા ઓછી કરે છે એમ સૌ કોઈ તારવણી કાઢી જુએ તો સમજી શકશે. શિક્ષક તરીકેની લાયકાતને જ મહત્ત્વ અપાવું જોઈએ; પછી ભલે એમ કરતાં મોટા ભાગના શિક્ષકો એક જ કોમના હોય કે બધી કોમોમાંથી આવ્યા હોય. શિક્ષણના પવિત્ર ધંધામાં ધંધાને લગતી દક્ષતાને જ મહત્ત્વ આપવું જોઈએ. એમ થશે તો જ ફરજિયાત શિક્ષણમાંથી થોડા વર્ષો માટે ઊભી થનારી કેટલીક મુશ્કેલીઓને પહોંચી વળી શકાશે.

અંતમાં શિક્ષકોના પગારનું ડૉ. ઝાકીરહુસેન સમિતિએ સૂચવેલું ધોરણ ખરેખર ખેદજનક છે. પ્રાચીન સંસ્કૃતિના જરૂરી અંગોને સાચવી રાખવાં જોઈએ એની ના નથી, પણ આજના યુગમાં આપણે વેદકાળના ઋષિમુનિઓનાં જંગલો મધ્યેના આશ્રમોની સ્થિતિએ આપણી શિક્ષણસંસ્થાઓને લઈ જઈ શકીએ એમ નથી. ઝાકીરહુસેન સમિતિએ ગામડાની પ્રાથમિક શાળાઓના શિક્ષકોના પગાર કઈ દૃષ્ટિએ, પટાવાળાના અને હજુરીઆના પગાર જેટલા ઓછા ઠેરવ્યા એ સમજાતું નથી. રાજ્યના બીજા અધિકારીઓ કરતાં શિક્ષકનું કાર્ય કઈ રીતે ઊતરતું કે ઓછી જવાબદારીવાળું છે? સમાજ આખો શિક્ષકો પ્રતિ માનની દૃષ્ટિએ જોતો નથી, શિક્ષકના ધંધાને હલકો ગણે છે, તે કંઈ ઝાકીરહુસેન સમિતિની ધ્યાન બહાર ન હોય. શિક્ષકના ધંધાની અવગણના કરનારાઓ પૈકીમાં પણ મોટે ભાગે તો ઑફિસો કે ખાનગી પેઢીઓના નાના મોટા કારકુનો કે નોકરો જ છે ને? શિક્ષકોના પગારનું માસિક પચાસથી પોણોસો રૂપિયા સુધીનું ધોરણ નક્કી કરવા ઉપરાંત પણ કુટુંબના માણસોની સંખ્યાને અનુલક્ષીને એલાવન્સ આપવાની સવડતા પણ હોવી જ જોઈએ. શિક્ષક બીજા સરકારી અમલદાર કરતાં કોઈ રીતે ઊતરતો નથી. શિક્ષક ભાવનાશાળી, ચારિત્ર્યશીલ ને ગામનો સાચો પ્રતિનિધિ બની રહે એમ જો ઈચ્છવામાં આવે તો તેને જેટલી સવડતા આપી શકાય એટલી આપવી જોઈએ. શિક્ષકને માટે તેમ જ શાળાને માટે ફરતાં પુસ્તકાલયોની પણ જોગવાઈ કરવી આવશ્યક છે. વાલીઓના સહકારના પ્રશ્નનો ઊકેલ પણ પ્રતિભાશાળી શિક્ષક વિના થવો મુશ્કેલ છે.

આજે તો પાઠશાળા મધ્યેના શિક્ષણ કરતાં ભારતવર્ષને પ્રાથમિક શિક્ષણની વધુ અગત્ય છે. પ્રાથમિક શિક્ષણનું કાર્ય માધ્યમિક અને પાઠશાળાના શિક્ષણ કરતાં કપરું અને મહત્ત્વનું છે; એના પર જ માધ્યમિક શિક્ષણ અને વિદ્યાલયના શિક્ષણનો આધાર છે. આધુનિક સંજોગોમાં તો આપણા સુયોગ્ય ભાવિ શિક્ષણનો પાયો આપણી પ્રાથમિક શાળાનું શિક્ષણ છે. એટલે આપણા રાષ્ટ્રની જરૂરિયાતને પૂરી પાડવા માટે આપણે આપણો પાયો, આપણું ચણતર મજબૂત કરવાની જરૂર છે. અંતમાં આપણા પ્રાથમિક શિક્ષણના આદર્શોની સિદ્ધિ જેની મારફતે થવાની છે તે સાધનની—શિક્ષકની પવિત્રતા તરફ દુર્લક્ષ રાખવું પાલવે એમ નથી. સાધન અને સાધ્યની પવિત્રતા પર જ અવિનાશી ચણતર કરી શકાય છે.

# હિંદમાં ઔદ્યોગિક શિક્ષણ

—શ્રી. મોહનલાલ શાહ

હિંદુસ્તાનમાં ખોટ પડી હતી તે આપણી હિંદી સરકારે તા. ૩ જી ઑગસ્ટ ૧૯૩૬ ન દિને ઇગ્લંડની બોર્ડ ઓફ એડ્યુકેશન મારફતે ઔદ્યોગિક કેળવણીમાં નિષ્ણાત મેળવવા ઇન્ડિયા ઑફિસને પત્ર લખ્યો! ઘણી શોધખોળ પછી ત્યાંથી બે નિષ્ણાતોને પસંદ કરવામાં આવ્યા. તેઓ મિ. એ. એબટ, સી. બી. ઈ. અને મિ. એમ. એચ. વુડ, એમ. સી. હતા. તેઓ તા. ૨૦ મી નવેમ્બરે (૧૯૩૬) હિંદને કિનારે ઊતર્યા.

તેઓનું કાર્ય હિંદની શાળાઓમાં ઔદ્યોગિક કેળવણી આપવાની જરૂરિયાત છે કે કેમ? અને તે કેવી રીતે અને કેટલા પ્રમાણમાં એ સવાલનું નિરાકરણ કરવાનું હતું. વધુમાં એ સવાલમાંથી ઉદ્ભવતા જવાબને કેવી રીતે અમલમાં મૂકવો એ વિશેની સવિસ્તર સૂચનાઓ પણ તેમણે કરવાની હતી.

આ નિષ્ણાતોની પસંદગી વિશે હિંદમાં અનેક શંકાઓ થઈ હતી. પરદેશીઓને શા માટે આવું કામ આપવામાં આવ્યું એ વિશે હિંદના કેળવણીકારો ઉહાપોહ કરવા માંડયા હતા, પણ તેમનું કોણ સાંભળે? હિંદી સરકારને તો પોતાનું ધાર્યું કરવાનું રહ્યું! તેમાયે વળી સવાલ પણ એટલો બધો અગત્યનો કે જો હિંદીઓ એ સવાલનું સાચું નિરાકરણ આપે તો ઇંગ્લંડનો બળવાન હરીફ જાગે ને? સગવડીઆ નિષ્ણાતો મેળવવા એ તો સત્તાવાનોનો ધારો જ છે.

એ બન્ને નિષ્ણાતોને ટૂંક સમયમાં બધું કામ કરવાનું હતું એટલે આખા હિંદમાં બધે ફરવાની તસ્દી લેવી તેમણે માંડી વાળી. માત્ર દિલ્હી, પંજાબ અને સંયુક્ત પ્રાંતની ઔદ્યોગિક શાળાઓનો પરિચય સાધ્યો અને બીજા પ્રાંતોમાં થોડા ચૂંટેલા કેળવણીકારોનો મેળાપ લીધો અને અહેવાલ તૈયાર કર્યો. તેમણે તે અહેવાલ હિંદી સરકારને તા. ૧૦ મી જૂન ૧૯૩૭ ને દિને સુપ્રત કર્યો.

એ અહેવાલ એબટ અને વુડના હેવાલને નામે હવે જાણીતો થયો છે. આખાયે અહેવાલને પાને પાને સુંદર વિચારો દર્શાવવામાં આવ્યા છે. કેળવણીમાં રસ લેતા હોય તેમને માટે એનું વાચન નવીન વિચાર-પ્રેરક છે. પણ બધી જ બાબતો પરદેશીઓએ લખી છે તે વીસરી ન જવું. તેમનો ઇંગ્લંડનો અનુભવ તેમણે હિંદને માટે ધર્યો છે. હિંદની સાચી ભૂખની તેમને ખબર પડી નથી. પડી છે તો તે તરફ આંખ આડા કાન કર્યા છે.

અત્યારે તો હિંદમાં હાલની કેળવણીની પ્રથાને ચારે તરફથી નિંદવાનો પવન વાયો છે. સરકાર પણ હવે તેમ કરવા માંડી છે. આ અહેવાલમાં પણ ચાલુ પદ્ધતિને વખોડી કાઢી છે. હાલની ચાલુ સંસ્થાઓમાંથી નીકળતા વિદ્યાર્થીઓ ઉદ્યોગો તથા વેપારી સંસ્થાઓ માટે નકામા નીવડે છે. હાથપગ હલાવવાનું કામ કરવાની તેઓમાં સૂગ છે. આપણી શાળાઓએ અને કોલેજોએ બાળકોમાં આળસ પગથી માથા સુધી ભરી દીધું છે. નથી કરાઈ બાળકના શરીરની પરવા કે નથી કરાઈ તેના મનની પરવા. આત્માની તો વાત જ શી કરવી?

મોડું મોડું, પણ હિંદી સરકારને થયું કે હિંદના બાળકોને, પોતે પોતાના પગભર ઊભા રહી શકે તે માટે ઔદ્યોગિક કેળવણી આપવી જોઈએ.

અહેવાલ ૧૩૮ પાનામાં લખાએલો છે. એના બે ભાગ પાડવામાં આવ્યા છે પ્રથમ ભાગને સાત પ્રકરણમાં વહેંચવામાં આવેલ છે. એ સાતે પ્રકરણોમાં ગિ. વુડે 'સર્વદેશીય કેળવણી અને તેની વ્યવસ્થા' વિશે ચર્ચા કરે છે.

આ રહ્યાં તે પ્રકરણોઃ—

૧. પ્રાથમિક શાળા

૨. મિડ્લસ્કૂલ

૩. હાઈસ્કૂલ

૪. હાથકામ, ચિત્રકળા અને શારીરિક કેળવણી

૫. શિક્ષકોની કેળવણી.

૬. વ્યવસ્થા અને દેખરેખ

૭. સૂચનાઓનો સાર

પહેલા પ્રકરણમાં નાનાં બાળકો માટે (ખાસ કરીને સાત વર્ષ બાળકો માટે) શિક્ષિકાઓની જરૂરિયાત વિશે ભાર મૂકવામાં આવ્યો છે. તેઓ કહે છે કે હિંદુસ્તાનમાં જ્યાં સુધી નાનાં બાળકો માટે શિક્ષણ પામેલી શિક્ષિકાઓ નહિ હોય ત્યાં સુધી બાળકોની કેળવણીનો મૂળ પાયો અસ્થિર અને કાચો જ રહેવાનો. વળી છોકરીઓની કેળવણી વિશેની હિંદમાંની બેદરકારી વિશે તેઓ સાચે જ ઊંડા નિસાસા નાખે છે. નાનાં બાળકોના શરીર તથા મન કેમ વિકસે છે તે તરફ નજર રાખી તેમને કેળવવાં જોઈએ. વળી તેઓ જણાવે છે કે બાળકને શિક્ષણ કરતાં અનુભવની ઘણી જ જરૂર છે. હાલના પ્રાથમિક શાળાઓનું શિક્ષણ ગોખણિયા તથા બાળકો કુંઠિત બુદ્ધિવાળા બનાવનારું છે તે વિશે તેમને ઘણી શાળાઓ જોયા પછી શંકા રહી નથી. તેથી હિંદની ખાસ જરૂરિયાત તો પ્રથમ સારાં બાળમંદિરોની છે નાનાં બાળકો માટેનો અભ્યાસક્રમ તેમના સ્વભાવને અનુસરતો હોવો જોઈએ. બાળકોને જ્ઞાન પકડી શીખવવા કરતાં પોતે પોતાની મેળે શીખે એવી વ્યવસ્થા દરેક શાળામાં હોવી જોઈએ. આઠ, નવ અને દશ વર્ષનાં બાળકો શરીર, મન અને જુસ્સામાં ઘણી ત્વરાથી વિકસે છે, તેથી પ્રાથમિક શાળાનું કર્તવ્ય છે કે પોતાના કાર્યક્રમમાં એ વિકસતી શક્તિઓને પુષ્ટિ આપે એવી પ્રવૃત્તિઓ શિક્ષણ સાથે દાખલ કરવી, જેથી બાળક શાળાને રમનોદ્યાન સમજે અને જ્ઞાન સાથે ગમ્મત મેળવે.

દશ વર્ષનું બાળક પ્રાથમિક શાળામાંથી મિડ્લસ્કૂલમાં જાય ત્યારે તેનામાં પોતાના વિચારો શુદ્ધ અને સ્વતંત્ર રીતે દર્શાવી શકે એવી શક્તિ આવવી જોઈએ. તેઓ જણાવે છે કે ગામડામાં ગામડાંઓની જરૂરિયાતને ધ્યાનમાં લઈને શાળાઓનો અભ્યાસક્રમ રચાવો જોઈએ. આવી મિડ્લ-સ્કૂલોનું કર્તવ્ય એ છે કે બાળકોને જ્ઞાન પરત્વે તથા તેમના આજુબાજુના વાતાવરણ પરત્વે એવી વૃત્તિવાળા બનાવવા કે જેથી ભવિષ્યમાં તેઓ નવીન વિચારો હસતે મુખે ગ્રહણ કરનારા બને અને હિંમતથી બુદ્ધિપૂર્વક નવીન સંજોગોમાં પોતાનું જીવન તથા કાર્ય સુખશાંતિથી ગાળી શકે.

૧૪ વર્ષ સુધીના બાળકને અત્યારે જે સારાયે હિંદમાં અંગ્રેજી ભાષાદ્વાર શિક્ષણ આપવામાં આવે છે તે પ્રથા પરત્વે લેખકો પુષ્કળ તિરસ્કાર દર્શાવે છે અને ખુલ્લેખુલ્લું કહે છે કે હિંદમાં જો

માનસિક ગુલામગીરી તથા જ્ઞાનમાં ઉપરછલ્લાપણું સામાન્ય જનતામાં ચાલુ છે તે પરદેશી ભાષાદ્વારા અપાતા શિક્ષણને આભારી છે. તેઓ જણાવે છે કે અંગ્રેજી ભાષા શિખવવામાં વાંધો નથી. પણ બીજા વિષયો જેવા કે ઇતિહાસ, ભૂગોળ, વિજ્ઞાન, ગણિત—જેને બાળકના આજુબાજુના વાતાવરણ જોડે નિકટનો સંબંધ છે અને જે ઘણાખરું બાબતો પરથી વધુ સુંદર રીતે શીખવી શકાય—વગેરે વિષયો બાળક સ્વભાષામાં શીખે તો તે તેમાં વિશ્વાસપૂર્વક ઊંડો ઊતરી શકે અને પોતે પોતાનો ફાળો તે વિષયમાં સ્વતંત્ર બુદ્ધિથી આપી શકે. બાળકનો આત્મા ચાલુ પ્રથાથી અકળાય છે. એના મનની ભૂખ ભાષાની મારામારીને લીધે ભાંગતી નથી. એને પરિણામે ગોખણીઆઓ અને અણસમજુઓ પાકે છે. હાઇસ્કૂલોમાં પણ આવા જ બાળસ્વભાવ વિરુદ્ધના પ્રયોગથી તેઓ આંસુ સારે છે અને જેમ બને તેમ વહેલી તકે શિક્ષકો અને કેળવણીકારો આ બાબત સમજે એમ તેઓ ઇચ્છે છે. આ એમના ગંતવ્ય સાથે દરેક સમજુ એકમત થશે એમાં શંકા નથી. એમ કરવાથી અંગ્રેજી ભાષા બાળક શીખી નહિ શકે એમ કોઈને શંકા આવે તો તેનો જવાબ પણ તેઓ આપે છે. અંગ્રેજી ભાષાને ઉચ્ચ સ્થાન આપવામાં વાંધો નથી. તેના ધોરણને વધુ કડક બનાવવાની ભલામણ આપણે જરૂર સ્વીકારીશું. પણ તે પ્રથમ પંક્તિની બીજી ભાષા તરીકે જ.

આમ પ્રથમ ત્રણ પ્રકરણોમાં સામાન્ય ચર્ચા કર્યા પછી ચોથા પ્રકરણમાં તેઓ જણાવે છે કે હિંદુસ્તાનમાં બાળકોને કામ કરવું પડે તેમાં કંટાળો આવે છે.

તેઓ સાચે જ એનો દોષ હાલની શિક્ષણપદ્ધતિ પર ઢોળે છે. તેઓ કબૂલ કરે છે કે બાળકોની સર્જકશક્તિને પોષક અભ્યાસક્રમ જ ન ઘડાયો હોય તેમાં બાળક અને બીજાઓ શું કરે? હસ્તઉદ્યોગોદ્વારા બાળકોને શિક્ષણ અપવામાં આવે તો લાંબા સમય પછી હિંદમાં મહેનત કરવામાં શરમ ન રાખે એવા યુવકો અને યુવતિઓ જરૂર મળી આવે.

વળી ચિત્રકળા ( ડ્રોઇંગ ) પ્રત્યેની હિંદની શાળાઓની બેદરકારી તેમને ગમતી નથી. બાળકો ચિત્રો દોરે છે પણ તે બધા યંત્રવત્. ન મળે તેમાં બાળકોની ઊર્મિઓનાં પ્રદર્શનને સ્થાનકે ન મળે બાળકની સર્જકશક્તિનો વિકાસ. ઉદ્યોગોમાં તો એ કળા ડગલે ને પગલે અગત્યની છે એટલું જ નહિ પણ જીવનમાં રસ લાવવો હોય તો દરેક બાળકને ચિત્રકળાનું શોખીન બનાવવું જ પડશે.

વળી ઘણાયે બાળકોના સુકલકડી શરીર જોઈ તેમને ઘણું લાગી આવ્યું છે અને તેઓ જણાવે છે કે બાળકોની શારીરિક શક્તિનો વિકાસ સત્વર સધાવો જોઈએ. દરેક પ્રકારની શાળામાં બાળકોને માટે રમતનાં સાધનો તથા રમવાનાં મેદાનોની વ્યવસ્થા થવી જોઈએ. સાથે સાથે તેમની તંદુરસ્તીની કાળજી પણ રખાવી જોઈએ.

ત્યારપછી પ્રકરણ . પાંચમામાં કેળવાયલા શિક્ષકોની અગત્ય જણાવી કેવી રીતે શિક્ષકોને દરરોજ નવી નવી દૃષ્ટિએ જોતા કરવા તેના ઉપાયો બતાવ્યા છે. સરકારની પ્રથમ ફરજ તો એ છે કે શાળાઓમાં ઉચ્ચ પ્રકારનું શિક્ષણ પામેલા શિક્ષકો પૂરા પાડવા.

છઠ્ઠા પ્રકરણમાં કેળવણીખાતું તથા શાળાની આંતરવ્યવસ્થા તથા તેમની દેખરેખ વિશેના અનેક પ્રશ્નો છણવામાં આવ્યા છે. શિક્ષકો બહોળા વિચારવાળા થાય અને તેઓની દૃષ્ટિએ આખીયે દુનિયામાં થઈ રહેલી પ્રગતિને ઓળખતા થાય તે અર્થે કેટલાક ચૂંટેલા શિક્ષકો પરદેશ મુસાફરીએ મોકલવાની વ્યવસ્થા કરવાની હિમાયત કરે છે.

છેવટે તેઓ હિંદુસ્તાનમાં કરોડો માણસો લખી-વાંચી શકતા નથી તે વિશે કડક શબ્દોમાં લાગણીપૂર્વક લખે છે, પણ પ્રાથમિક કેળવણી ફરજિયાત સત્વર, ગમે તે ખર્ચે અને ભોગે સરકારે કરી દેવી જોઈએ એવું સૂચવવાની હિંમત કરતા નથી! એમાં નવાઈ નથી.

પ્રથમ ભાગના સાતમા પ્રકરણમાં કરેલી સૂચનાઓ સારરૂપે ચૌદ કલમોમાં આપવામાં આવી છે.

+

આ અહેવાલના બીજા ભાગમાં મિ. એબટ 'હિંદમાં ઔદ્યોગિક શિક્ષણ' ઉપર પોતાનો અહેવાલ રજૂ કરે છે. એમનો અહેવાલ ૧૪ પ્રકરણમાં લખાયલો છે. આ રહ્યાં એ પ્રકરણો:

પ્ર. ૧ ઔદ્યોગિક પ્રશ્નનો પરિચય
પ્ર. ૨ ઔદ્યોગિક શિક્ષણ
પ્ર. ૩ હિંદના ઉદ્યોગો અને વેપારના મુખ્ય ગુણો
પ્ર. ૪ ઉદ્યોગ અને કેળવણીનો પરસ્પર સંબંધ અને સહકાર
પ્ર. ૫ ઔદ્યોગિક શિક્ષણની યોજના
પ્ર. ૬ ઔદ્યોગિક શાળામાં ઉદ્યોગો માટે કેળવણી
પ્ર. ૭ ઔદ્યોગિક શાળામાં વેપાર માટે કેળવણી
પ્ર. ૮ હાલની ઔદ્યોગિક શાળાઓ
પ્ર. ૯ ચિત્રકળાનું શિક્ષણ
પ્ર. ૧૦ ટૂંક સમયની શાળાઓ (Part-time schools)
પ્ર. ૧૧ ઉદ્યોગોમાં કેળવાયલાઓની ભરતી
પ્ર. ૧૨ ઔદ્યોગિક શાળાઓ માટેના શિક્ષકો
પ્ર. ૧૩ ધંધા પસંદગી વિશે ચૂંટણી અને માર્ગદર્શન
પ્ર. ૧૪ સૂચનાઓનો સાર અને ભલામણો

એના પછી અહેવાલમાં ચાર પરિશિષ્ટો છે જેમાં ટેક્નિકલ સ્કૂલનાં અભ્યાસક્રમ, વેપારી શિક્ષણનાં મૂળ સિદ્ધાંતો, પેરિસની ઔદ્યોગિક શાળાઓ અને સાંજ-સવારની શાળાઓ વિશેનો અભ્યાસક્રમ વગેરે આપવામાં આવ્યું છે.

એમણે રજૂ કરેલા અહેવાલ વિષે વિવેચન કરવાનું કાર્ય એક વાતે મુશ્કેલ છે, કારણ કે એમનો અહેવાલ આપણને જાણે નવી જ બાબતો જણાવતો હોય એમ લાગે છે. માત્ર મૅટ્રિકને ખાતર વર્ષો સુધી અનેક બાળકોને આપણે આંખમીંચીને અભ્યાસ કરાવતા આવ્યા છીએ તેથી જૂના ચીલામાં પથરો મારનાર આવો અહેવાલ કદાચ આપણને વાંચવો પણ ન ગમે.

પણ એમણે રજૂ કરેલો અહેવાલ ઘણું જ ગંભીર ધ્યાન માગી લે છે. જે પ્રશ્ન તેમાં ચર્ચવામાં આવ્યો છે તે પ્રશ્ન પ્રત્યે હિંદ વધુ બેદરકાર રહી શકે એમ નથી. જીવનનિર્વાહ પૂરતું કમાવું હોય તો ઉદ્યોગ-ધંધાની બિલકુલ જરૂર નથી. ભીખ માગીને પણ પેટ ભરાય છે, પણ જગતમાં પોતાનું મસ્તક ઊંચું રાખીને જેને પોતાની શક્તિનો વિકાસ સાધવો છે તેનાથી ઔદ્યોગિક શિક્ષણ પ્રત્યે ઘૃણાથી નહિ જોવાય. મિ. એબટના અનેક વિચારો આપણને કડવા લાગશે. કેટલીક બાબતો આપણને અવળે રસ્તે ચઢાવનારી માલૂમ પડશે. પરદેશી આપણને પોતાનો જ હરીફ જાગે એવી

સલાહ આપે એ માનવું જનસ્વભાવ વિરુદ્ધ છે, છતાંયે આપણે એમના અહેવાલનું ખુલ્લા મને વિવેચન કરીશું.' એબટ અને વુડ અહેવાલ'ના બીજા ભાગમાં એબટ સાહેબ ઔદ્યોગિક શિક્ષણ કેટલા પ્રમાણમાં અને કેવી રીતે હિંદમાં દાખલ કરવું તે વિશે લાંબું વિવેચન કરે છે. દરેક દેશને હાલના જમાનામાં શાની જરૂર છે તે તેઓ બરોબર જાણે છે. જે દેશમાં ઔદ્યોગિક શિક્ષણ તરફ બેદરકારી બતાવવામાં આવી છે તે દેશ આ જમાનામાં ગરીબ થઈ ગયો છે એ વાતની એમને પ્રતીતિ હોવા છતાં ઔદ્યોગિક કેળવણી હિંદમાં બહુ જ ધીમી ગતિએ દાખલ કરવાનું તેઓ સૂચવે છે.

વિજ્ઞાનનાં બળોનો દરેક ધંધામાં છૂટથી ઉપયોગ થઈ રહ્યો છે એટલે દેશમાં દરેક પ્રકારના ઉદ્યોગમાં નિષ્ણાતોની ખાસ જરૂર રહે છે, એ વાત ધ્યાનમાં રાખી ઔદ્યોગિક શિક્ષણ વડે દેશમાં નિષ્ણાતો તૈયાર કરાવવા જોઈએ. પણ તેઓશ્રી પ્રથમ પ્રકરણમાં જણાવે છે કે એવા નિષ્ણાતો તૈયાર કરવાની હાલ બહુ જરૂર નથી. પણ એવું જ્ઞાન આપવું કે જેથી વિદ્યાર્થીઓને એક ધંધામાંથી બીજા ધંધામાં જવાને મુશ્કેલી ન પડે. ટૂંકમાં વિદ્યાર્થીઓને એક વાતમાં નિપુણ બનાવવાની હાલ જરૂર નથી કારણ કે હિંદમાં તેમની બહુ જરૂર નથી। આ સલાહને માન્ય રાખવાથી હિંદ વર્ષો સુધી પરદેશીઓનો લાભ લઈ શકે ને?

અહેવાલના બીજા પ્રકરણમાં કેળવણીના સામાન્ય ધ્યેય વિષે ચર્ચા કરી લેખક જણાવે છે કે ઔદ્યોગિક કેળવણી માત્ર ઓછી બુદ્ધિવાળાઓ માટે જ નથી. સારા અને ઉચ્ચ જ્ઞાનવાળાઓ પણ ઔદ્યોગિક કેળવણીમાંથી ઉત્તમ પ્રકારનો લાભ મેળવી શકે એ એમનું મંતવ્ય સાચું છે. તેથી તેઓ સાથે જણાવે છે કે દરેક સારા બાળકનું ધ્યાન માત્ર યુનિવર્સિટીનું શિક્ષણ લેવા પ્રત્યે દોરવાય છે તે હવે ઔદ્યોગિક શિક્ષણ તરફ વળવું જોઈએ. ઇંગ્લંડમાં ત્યાંની પબ્લીક સ્કૂલોમાં પણ એ વાતને પ્રથમથી જ સ્વીકારવામાં આવી છે અને હાલ તો ત્યાં પબ્લીક સ્કૂલોમાં વિદ્યાર્થીઓનું વલણ જોઈ.યોગ્ય ધંધામાં તેને વાળી દેવામાં આવે છે. ક્યાં આપણી માત્ર મેટ્રિક–ધ્યેયી શાળાઓ અને કયાં તે?

અમુક ઉંમર સુધી સામાન્ય જ્ઞાન મળે એવી કેળવણી મળ્યા પછી બાળકને ઔદ્યોગિક શિક્ષણ મળવું જોઈએ. અગર તો બન્ને જાતનું શિક્ષણ સાથે જ મળતું થાય તેવી વ્યવસ્થા કરવામાં આવે તો બન્ને પ્રકારનું શિક્ષણ દીપી નીકળે.

'વળી ઔદ્યોગિક કેળવણી માત્ર શાળાઓમાં જ અપાવી જોઈએ કે બાળકોને ખુદ કારખાનાંમાં કામ કરવા મોકલીને અપાવી જોઈએ; એ સવાલની ચર્ચા કરી તેઓ સલાહ આપે છે કે હિંદની હાલની સ્થિતી જોતાં હાલ તો એ જ્ઞાન શાળાઓમાં અપાવું જોઈએ. તેઓ કબૂલ કરે છે કે જેમ ઇંગ્લંડમાં થાય છે તેમ બાળકોને ખુદ કારખાનાંમાં મોકલીને જ એ શિક્ષણ અપાવું જોઈએ. તો હિંદ માટે એમની સલાહ કેમ જુદી હશે? તેઓ ઇચ્છે છે કે મોટા પ્રમાણમાં ચાલતા ઉદ્યોગો માટે બાળકોને તૈયાર કરવામાં બહુ ઉતાવળ ન કરવી કારણ કે તેમ કરવામાં ભય આવી પડવાનો સંભવ છે. કોને? હિંદને કે બીજા દેશો હિંદમાં પોતાનો માલ ખપાવે છે તેમને? હિંદનું દર્દ જાણવા છતાં આવી સલાહ શા અર્થે તેમણે આપી હશે તે સમજાતું નથી.

ત્રીજા પ્રકરણમાં ખેતીવાડી, નાના અને મોટા પ્રમાણમાં ચાલતા ઉદ્યોગો અને શહેરોમાંનાં વિશાળ કારખાનાંમાં કામ કરનારાઓનું વર્ગીકરણ કરી બતાવે છે. એ બધા કામોમાં રોકાએલા માણસોને કેવા પ્રકારનું જ્ઞાન જોઈએ તે તેઓ અહીં જણાવે છે. વળી વેપારમાં રોકાએલાનુ કામ કેવા-પ્રકારનું છે તે પણ જણાવવામાં આવ્યું છે.

ચોથા પ્રકરણમાં ઔદ્યોગિક શિક્ષણ અને ઉદ્યોગો એ બન્નેનો બાળકોના હિતમાં શુભ સહકાર કેવી રીતે સધાવો જોઈએ તે ઇંગ્લંડના દાખલા આપી સમજાવે છે. એ વાત સાચી છે કે ઉદ્યોગોમાં રસ લેનારાઓ કયા પ્રકારના માણસો ઔદ્યોગિક શાળાઓમાંથી મેળવવા માગે છે તે સારી રીતે જાણી શકે. તેથી જ તેઓ કહે છે કે ઔદ્યોગિક કેળવણીની સંસ્થાઓ માટે સલાહકારી મંડળો નિમાવાં જોઈએ, જે બધા પ્રકારનું જ્ઞાન ધરાવતા હોય. આથી ઔદ્યોગિક શિક્ષણ હાથમાં હાથ મિલાવી આગળ વધી શકે. તે પછી તેઓ એવી સલાહકારક મંડળીનું કર્તવ્ય અને કાર્યક્ષેત્ર સૂચવે છે.

પાંચમા પ્રકરણમાં ઔદ્યોગિક શાળાઓ કયા કયા પ્રકારની હોવી જોઈએ, તેમાં બાળકોને દાખલ કરવાનું કયું ધોરણ હોવું જોઈએ એ વિશે તેઓએ ચર્ચા કરી છે. કેળવણીની એ બધી વિગતો સાથે આપણને મળતા થવામાં મુશ્કેલીઓ નહિ જ આવે. એમણે ચાર-પાંચ જાતની ઔદ્યોગિક શાળાઓ દર્શાવી છે. બધું ઇંગ્લંડના ધોરણ પર સૂચવાયું છે. બધી વાતો આપણા દેશને અનુકૂળ થશે કે કેમ એ સવાલ છે. છતાં ય હિંદ જેવા ગરીબ દેશને એવી ખર્ચાળ પદ્ધતિઓ બતાવવાનું એમને ઠીક લાગે છે! આપણે ત્યાં ૯૨ ટકા અભણ લોકો છે. કેળવણી ફરજિયાત નથી. ઇંગ્લંડમાં બધા જ ભણેલા છે. કેળવણી ફરજિયાત અને અમુક અંશે મફત છે. એ સરખામણીમાં ઊતરવામાં ખાસ સાર નથી. આપણા સવાલો જુદા છે. આપણી પ્રજા કમાણીમાં તાત્કાળિક વધારો કરી શકાય એવી કેળવણી હાલ તરત ઇચ્છે છે. ત્યારે એઓશ્રી વર્ષોના વર્ષો નીકળી જાય એવી પદ્ધતિ સૂચવે છે. મેટ્રિકના જેટલું જ જ્ઞાન આવી (Junior) ઔદ્યોગિક શાળાઓની અંતિમ પરીક્ષાઓને અપાવું જોઈએ એવી તેમની સૂચના સારી છે. સીનિયર ઔદ્યોગિક શાળાઓમાં વધુ બાળકો દાખલ ન કરવાની તેમની સૂચના આપણે માન્ય રાખી શકીએ એમ નથી. આપણા ઉદ્યોગોના વિકાસ માટે આપણને હાલ દરેક લાઈનમાં ઘણા જ નિષ્ણાતોની જરૂર છે.

હાલમાં ઉદ્યોગોમાં રોકાયેલાઓ માટે થોડા સમયની [ part-time ] શાળાઓ ચલાવવાનું તેઓ સૂચવે છે એ ખરેખર સારી વાત છે. ઇંગ્લંડમાં એવી શાળાઓ અજબ કામ કરી રહી છે. તેમાં જનાર વિદ્યાર્થીને પોતાનો વિકાસ સાધવાની તક મળે અને જે બાબતમાં પોતે રોકાએલ છે તે બાબત વિશે શાસ્ત્રીય જ્ઞાન આગળ મેળવી શકે અને પોતાના જીવનને વધુ ઉપયોગી બનાવી શકે. હિંદની કેટલીક રેલ્વે કંપનીઓ એ પ્રમાણે વર્ગો ચલાવે છે એ ખુશ થવા જેવું છે. આવી શાળાઓમાં લેવાતી પરીક્ષાએ વિશે ચર્ચા કરી છેવટે ઔદ્યોગિક કેળવણીનો વહીવટ કેવી રીતે થવો જોઈએ તે તેઓ જણાવે છે.

છઠ્ઠા પ્રકરણમાં ઔદ્યોગિક શાળાઓમાં યાંત્રિક કામો માટે બાળકોને કેવા પ્રકારનું શિક્ષણ અપાવું જોઈએ એ વિશે તેઓ ચર્ચા કરે છે.

આવી કેળવણીના અનેક પ્રકાર છે. બાળકને કયા કામમાં પડવું છે એ વાત જો જેમ બને તેમ વહેલી તકે જાણવામાં આવે તો તેને એ બાબતનું શિક્ષણ વહેલું મળી શકે એવો પ્રબંધ થવો જોઈએ. મેટ્રિક થતાં પહેલાં પણ તે બાબતનું શિક્ષણ એક-બે વર્ષ તે મેળવી શકે. તેથી તેઓ સલાહ આપે છે કે આપણી હાઈસ્કૂલોમાં છેલ્લા બે વર્ગોમાં વિદ્યાર્થીને એ બાબતનું શિક્ષણ આપવું શરૂ કરવું.

હિંદનું દર્દ જાણે તેઓ બરોબર જાણે છે એમ બતાવવા ભાર મૂકી તેઓ જણાવે છે કે ઇંગ્લંડના ધોરણે અહીં સીનિયર અને જૂનિયર ઔદ્યોગિક શાળાઓ ઘણા પ્રમાણમાં કાઢવી જોઈએ.

પણ સાથે સાથે તેઓ કહે છે કે એવી શાળાઓ ૫૦,૦૦૦ થી ઓછી વસ્તીવાળા શહેરોમાં તે કઢાવી ન જોઈએ. હિંદુસ્તાન ગામડાંમાં વસ્યું છે એ વાત તેઓ વીસરતા લાગે છે. તેઓની કેટલીક વાતો વિચારવાલાયક છે પણ જ્યારે વ્યવહારમાં મૂકવાની વાત આવે છે ત્યારે તેમની સૂચના સાવ મોળી પડી જાય છે.

સાતમા પ્રકરણમાં વેપારી કેળવણી કેવા પ્રકારની હોવી જોઈએ તે તેઓ લંબાણથી ચર્ચે છે બહારની દુનિયામાં ચાલતો વહેવાર અને વેપારી કેળવણી એ બંનેનો સહકાર સાધી બાળકોને કેળવણી આપવામાં આવે તો બાળકોનું હિત સારી રીતે સધાશે એમ તેઓ સાચે જ સૂચવે છે. આઠમા પ્રકરણમાં તેઓએ પંજાબ, સંયુક્ત પ્રાંત, તથા દિલ્હીમાં જોયેલી ઔદ્યોગિક શાળાઓ વિષે તેઓ જણાવે છે. ત્યાં કેવા પ્રકારનું કામ થઈ રહ્યું છે અને તેમાં શા સુધારા–વધારા થવા જોઈએ અને તેમનું ધ્યેય કેવા પ્રકારનું રખાવું જોઈએ એ તેઓ જણાવે છે. ખાસ કારખાનાંમાં મોકલીને બાળકના શિક્ષણને વ્યવહારિક બનાવવાની વાત તેમને હિંદ માટે રુચતી નથી.

નવમા પ્રકરણમાં જે વાતને ઔદ્યોગિક કામ સાથે ખાસ સંબંધ છે અને જેના જ્ઞાન વિના બાળકનું મન અણવિકસ્યું રહી જાય છે એવી ચિત્રકળા વિષે તેઓ ખૂબ આંસુ સારી કહે છેઃ હિંદમાં જોયેલી બધી શાળાઓ એ વિષય પરત્વે ભયંકર બેદરકારી બતાવતી આવી છે. સામાન્ય જીવન સાથે ચિત્રકળાને એટલો સંબંધ છે કે તેના વિના જીવન શુષ્ક અને તર્કરહિત બની રહે તેમ જ ઉદ્યોગોનો વિકાસ પણ સારી ચિત્રકળાને અભાવે અટકી જવાનો સંભવ છે.

વણકરને, સુથારને અને ઉદ્યોગોમાં કામ કરતા દરેકને ચિત્રકળાનું જ્ઞાન ન હોય તો તેના કાર્યમાં નવીનતા આવી શકતી નથી. ચિત્રકળા તો વિચારોને જીવંત સ્વરૂપમાં જાહેર કરવાનું સાધન છે. ઔદ્યોગિક કેળવણીનો વિકાસ એના સચોટ જ્ઞાન વિના થવો મુસ્કેલ છે. તે જ પ્રમાણે હિંદીઓની હાથકામ કરવાની સૂઝને તેઓ વખોડી કાઢે છે.

દશમા પ્રકરણમાં તેઓ ઉદ્યોગમાં રોકાએલાઓ માટે આગળ શિક્ષણ લેવાનું શક્ય બને તેથી સવાર અગર સાંજની શાળાઓની જરૂરિયાત વિષે જણાવે છે. અગિયારમા પ્રકરણમાં આવી શાળાઓમાં તૈયાર થતા વિદ્યાર્થીઓને નોકરીઓમાં કેવી રીતે લેવાની વ્યવસ્થા થવી જોઈએ તે વિશે થોડી વ્યવહારિક સૂચના આપે છે.

બારમા પ્રકરણમાં ઔદ્યોગિક શાળાઓમાંના શિક્ષકોની કેળવણી કેવા પ્રકારની હોવી જોઈએ, તે વિષે ઘણી સૂચનાઓ આપે છે. ઇંગ્લંડમાં ખાસ ઉદ્યોગો માટેના શિક્ષકો ઉદ્યોગમાં કામ કરેલા હોય છે. શિક્ષકો ને ઉદ્યોગોનો પ્રત્યક્ષ અનુભવ હોવો જોઈએ.

આપણે ત્યાં જેમ ગમે તેવા શિક્ષકો હાઈસ્કૂલોમાં રોકવામાં આવે છે તેમ જો ઔદ્યોગિક શાળાઓમાં થાય તો ઉદ્યોગોનું શિક્ષણ પણ પુસ્તકિયું રહેવાનો ઘણો સંભવ છે. ખરી વાત તો એ છે કે બાળક જે સમાજમાંથી આવે છે તે સમાજનું સદ્ધર જ્ઞાન ધરાવનાર શિક્ષક ન હોય તો તેના શિક્ષણમાં બાળકને રસ ઉત્પન્ન કરે એવાં તત્ત્વો આવી શકતાં નથી.

આ વાતને એક યા બીજા કારણે વિસારી મૂકવાથી બાળકો માત્ર પુસ્તકમાંનું જ લખી–વાંચી શકે છે પણ તેના સમાજને તેના જ્ઞાન સાથે તથા શિક્ષણ સાથે શું સંબંધ છે તે તે સમજી શકતાં નથી એટલે તેનું નિશાળનું જ્ઞાન નિશાળની ચાર દિવાલો વચ્ચે જ રહી જાય છે. શિક્ષણનું ખરું ધ્યેય પરીક્ષા નથી પણ મેળવેલું શિક્ષણ બાળક પોતાના વ્યવહારુ જીવનમાં કેટલે અંશે વાપરી શકે, તે છે. આ બાબતને ઔદ્યોગિક શિક્ષણની સંસ્થાઓ શરૂ કરનારાઓ યાદ રાખે તો જ એ શિક્ષણનું મહત્ત્વ ગણાશે.

અને આર્થિક દૃષ્ટિએ સુખી થઈએ, પરંતુ જ્યાં સુધી આપણા બાળકોની કેળવણી તરફ બેદરકાર રહીશું, ત્યાં સુધી આપણી એ કમાણી નિરર્થક જવાની છે, અને ભવિષ્યમાં આપણા જ પોતાના પગમાં બેડી રૂપ બની રહેવાની છે. તમે તો માતાઓ છો. પિતા કોઈ પણ કારણસર બાળકોની કેળવણી માટે બેદરકાર રહેવા સારુ પોતાની જાતને ન્યાય અપાવવાના પ્રયત્નો કરી શકશે, પરંતુ માતાઓ તેમ નહિ કરી શકે. તમારે તો આટલે દૂર સુધી આવ્યા પછી બેવડી જવાબદારી ઉપાડવાની રહે છે. આપણાં બાળકોની કેળવણી સરુ અનુકૂળ વાતાવરણ દેશમાં મળી શકે તે વાતાવરણ પણ અહીં નથી. આપણાં બાળકોને સારી કેળવણી મળવી જોઈએ તેની સાથે જ રાષ્ટ્રભાવનાને પોષક કેળવણી પણ મળવી જોઈએ. તમારે માથે આ બેવડું કામ આવી પડેલું છે તે તમારે ભૂલવું ન ઘટે.

આપણે આર્ય ભાવનાવાળા માણસો છીએ. બાળક તો પ્રભુનો દીધેલ પરોણો આપણે ઘરે છે તેમ આપણે માનનારા છીએ. આ પરોણાનો યોગ્ય સત્કાર થાય અને જ્યાં સુધી આપણી છાયા નીચે એ રહે ત્યાં સુધી પોતાના વિકાસ માટે અનુકૂળ તેવાં બધાં સાધનો તેને મળતા રહે તે જોવાનું કામ આપણું છે. આપણે સૌ કોઈ ભવિષ્યની ઝાંખી કલ્પના કરી શકીએ છીએ. આપણાં પોતાનાં બાળકોના ભાવિ સંબંધે પણ આપણે નાના મોટા અનેક તરંગો સેવતા હોઈએ છીએ. આ તરંગોનો સાક્ષાત્કાર કરવો હોય તો તો બાળક આપણે ત્યાં અવતરે ત્યારથી જ એની કેળવણી શરૂ થાય છે એ સત્ય આપણે જલદી સમજી લેવું જોઈએ. કહેતાં મને ઘણું દુઃખ થાય છે કે આપણે તો ચાર પાંચ વરસનું બાળક થાય ત્યાં સુધી તેને રમકડાં જેવું ગણીએ છીએ. એક બાળક મરજીમાં આવે ત્યાં સુધી રમકડાને રમાડે છે અને પછી થાકે કે કંટાળે ત્યારે એને દૂર ફગાવી દે છે તે ન્યાયે આપણે પણ આપણને આનંદ મળે ત્યાં સુધી રમાડીએ છીએ અને સહેજ પણ કંટાળો ઊભો થાય અથવા તો આપણા કામમાં આડખીલી રૂપ દેખાય કે તુરત જ આપણે તેને દૂર ફગાવી દઈએ છીએ. આપણું બાળક આવા એક રમકડાં જેવું છે તેની આપ કોઈ ના નહિ કહી શકો. આ દુઃખદ છતાં સત્ય હકીકત છે. જીવતા જાગતા વ્યક્તિત્વવાળા ભવિષ્યના એક સુંદર નાગરિકને એક રમકડા સમાન ગણવા માટે જે ગુનો આપણે આચરી રહ્યાં છીએ તે માફ નહિ કરી શકાય તેવો છે. આપણા આ ગુનાનું ભાન આપણને પ્રથમ થઈ જવું ઘટે છે. એ ભાન થાય એટલે પછી આપણે એ ગુનો કરતાં જરૂર અટકશું. બાળકની યોગ્ય સંભાળ લેવા માટે આપણે કેવો વર્તાવ રાખવો આવશ્યક છે એ પ્રશ્ન પછી ઉપસ્થિત થાય છે.

દુનિયામાં અવતરેલું બાળક પોતાનો સર્વાંગી વિકાસ સાધવા મથતું પોતાના જ સ્વતંત્ર વ્યક્તિત્વવાળું એક મનુષ્ય છે. એને જેમ દેહ છે તેમ જ મન, બુદ્ધિ અને લાગણી પણ છે. એના દેહની સાથે કામ પડવી વખતે એની અસર એના મન અને હૃદય ઉપર પણ થાય છે તે આપણે ભૂલવું ન જોઈએ. એની બુદ્ધિનો વિકાસ સાધવા માટે પ્રયોગો કરતી વખતે એ પ્રયોગોની અસરમાંથી બાળકનો દેહ કે એનું મન મુક્ત નથી તે પણ આપણે સમજી લેવું જોઈએ. બાળકને સ્વતંત્ર મન જેવી કોઈ વસ્તુ છે એ સત્ય તો આપણે હજી સુધી સમજ્યા જ નથી એમ કહું તો માફ કરશો. બાળક સાથેનો જે પ્રકારનો વર્તાવ આપણી આજની શાળાઓમાં ચાલી રહ્યો છે તે તેના શરીર અને બુદ્ધિને વિકસાવવાને બદલે હ્રાસ કરનારો છે. આપણાં ઘરોમાં આપણે જે રીતે બાળકો સાથે વર્તીએ છીએ તે રીત તેના મનને વિકૃત કરનારી અને હૃદયની લાગણીઓને મારી નાખનારી હોય છે. કેળવણીને નામે આપણે કંઈક ઊંધું જ કામ કરી રહ્યા છીએ. આજની શાળાઓના શિક્ષણ-પ્રશ્નને દૂર રાખીને હું આપણા ઘરો તરફ વળું છું. અને તમ માતાઓને પોતાનાં બાળકોની કેળવણીમાં જરૂરી અનુકૂળતાઓ ઊભી કરી દેવા માટે વિનતિ કરું છું. બુદ્ધિના શિક્ષણનું કામ

શાળાના શિક્ષક ઉપર ભલે છોડી દેવામાં આવે, પરંતુ મન અને હૃદયની કેળવણી માટે માતાઓનો સહકાર નહિ મળે તો તે બુદ્ધિનું શિક્ષણ એળે જવાનું છે.

'હજારો માઈલ દૂર વસતી માતાઓ, મારી આ વાતનાં સમર્થનમાં હું તમારી સામે રોજના કેટલાએક પ્રશ્નો રજૂ કરવા ધારું છું. એ પ્રશ્નોનો વિચાર આપણી આંખને ઉઘાડશે અને આપણા બાળકો સાથેના ભવિષ્યના વર્તાવને બદલાવી નાખશે. આવો એક પ્રશ્ન એ બાળકોને બીવડાવવાનો છે. તમે સૌ કોઈ સ્વીકારશો કે હરરોજ નાના-મોટા પ્રસંગોએ તમારે બાળકોને બીવરાવવા પડે જ છે. એમ બીવડાવવા માટે તમારી પાસે કારણો અનેક પ્રકારના હશે. બહુ ઊંડા ન ઊતરીએ તો કદાચ એમ પણ કહીએ કે તેવાં કારણો ઘણાં સબળ પણ હશે, પરંતુ બાળકોને એમ બીવડાવવાથી તેમનાં મન અને હૃદય ઉપર કઈ જાતની અસર થાય છે તે પણ તમારે સમજી લેવું જોઈએ. હું જરૂર માનું છું કે તમારાં બાળકો ભવિષ્યમાં નિર્ભય શહેરીઓ થાય એમ તમે ઇચ્છો જ છો. હું જરૂર માનું છું કે તમારાં બાળકો હરકોઈ મુશ્કેલીને હિંમતથી નડાવી દેવાની શક્તિ ધરાવતા થઈ જાય એમ પણ તમે માનો છો; તમારાં બાળકો બીજા સાથે ગુંડાગીરી ન કરે એવી પણ તમારી માન્યતા હોય જ છે. આમ છતાં ય અહીં હું તમને એ કહેવા માગું છું કે તમારાં બાળકો ડરપોક થશે, નાહિંમત બનશે, મુશ્કેલીઓ સામે આવશે ત્યારે નમી પડશે અને અનુકૂળતા મળી તો બીજાઓને દબાવશે તથા ગુંડાગીરી ચલાવશે તેમાં જરાય શંકા નથી. હું જ્યારે એમ કહું કે બાળક ભવિષ્યમાં આવું થાય છે તેનાં મૂળ આપણી માબાપોની તેમને બીવડાવવાની કુટેવમાં પડેલાં છે ત્યારે તમે તેના ઉપર ઝીણવટથી વિચાર કરજો. મારી વાતને વૈજ્ઞાનિક શોધખોળનો ટેકો છે અને આજે હું કહી રહ્યો છું તે પણ મારા રોજના પ્રયોગો અને અનુભવોમાંથી નવનીત રૂપે તમારી પાસે મૂકી રહ્યો છું. બાળકને તમે બીવડાવશો તો એ અચૂક ડરપોક બનશે અને ભીરુ બનશે. પાછળથી તેની ભીરુતા કાઢી નાખવાના તમારા બધા જ પ્રયત્ન મિથ્યા જવાના છે. જે સંસ્કાર બાળકના મન ઉપર કુમળી વયમાં પડે છે તે જીવનભર ટકી રહે છે. બાળવયમાં કેવા સંસ્કાર પડવા દેવા તે કામ મોટે ભાગે માતાઓનું છે. આ સંસ્કારો બાળકને ભવિષ્યમાં પોતાની ઉન્નતિના કામમાં આવે તેવા હોવા જોઈએ અને તેથી જ આપ સૌને મારી વિનંતિ છે કે કોઈ પણ માતા હવે પછીથી બાળકને બીવડાવે નહિ. એક વાત અધૂરી છે છતાં તમારી પાસે મૂકી દેવા ધારું છું. આપણું મન જે રીતે કામ કરી રહ્યું છે તે મનનો એક એવો નિયમ છે કે એના ઉપર જે પ્રકારનું દબાણ થાય તેનો સામનો વખત આવ્યે અચૂક કરવો. બાળકને આપણે બીવડાવીએ એટલે એ મોટું થાય અને તાકાત આવે ત્યારે બીજાને જરૂર બીવડાવવાનું છે. જે ઘરમાં બેચાર ભાંડરડાં હોય છે તે ઘરમાં આવા પ્રસંગો રોજ બનતા હોય છે. મોટા ભાઈબ્હેન નાના ભાઈને બીવડાવે છે ત્યારે આપણે તેના ઉપર ચીડાઈએ છીએ. પણ આપણે સમજી લેવું જરૂરનું છે કે તેવી રીતે અન્યને બીવડાવવાનું કામ શીખવનારા આપણે પોતે જ છીએ. મેં જે હમણાં કહ્યું કે બાળકો મોટપણે ગુંડાગીરી કરતા બને છે તેના મૂળમાં પણ બાળકને બીવરાવવાની આપણી ટેવ જ રહેલી છે. એટલે ફરીથી કહું છું કે આપણાં બાળકને નિર્ભય બનાવવા માટે તેમ જ બીજાને દબાવનારૂં નહિ પણ બીજાની સેવા કરતું કરવા માટે તેને બીવડાવવાની આપણી પ્રવૃત્તિમાંથી આપણે તરત જ છૂટી જવું જોઈએ. હું માનું છું કે મારી આ વાત આપ સૌને સહેલાઈથી ગળે ઊતરશે અને બાળકને નહિ બીવડાવવાની પ્રતિજ્ઞા લઈને જ સૌ કોઈ અહીંથી છૂટા પડશો. બાળકનું મન નિર્ભય થાય અને એનું હૃદય સેવાભાવી થાય તેવી કેળવણીની આ ચાવી સમજજો.

આવી જ બીજી વાત બાળકોને મારવાની છે. હું એમ કહેવાની જરૂર ધૃષ્ટતા કરું છું કે અહીં જે માતાઓ હાજર છે તેમાંની એક પણ માતા બાળકને થોડે વત્તે અંશે મારતી નહિ હોય તેવી નહિ હોય હું ઇચ્છું છું કે બાળકને મારવાથી તેના મનમાં જે વિકૃતિઓ પેદા થાય છે તે સંબંધે હું તમને સહેલાઈથી સમજાવી શકું. જે થોડો વખત તમારી સાથે વાતો કરવાનો મને મળ્યો છે તે વખતનો સદુપયોગ ત્યારે જ થએલો હું માનીશ કે જ્યારે બાળકોને નહિ મારવાની વાત તમને હું સમજાવી શક્યો હોઉં. આપણા બાળકને નાના મોટા પ્રસંગોએ તમાચો મારવાનું કે એવી બીજી શિક્ષા કરવાનું આપણને મન થઈ જાય તે સ્વાભાવિક છે. આપણી પાસે બાળકનાં તોફાન–મસ્તી માટે કોઈ પણ ઉપાય નથી તે પણ હું સમજું છું. બાળક વર્તનનો દોષ કરે કે નીતિનો દોષ કરે ત્યારે તેને કેવી રીતે ઠેકાણે લાવવું તે આજના માબાપો બરાબર સમજતા નથી તે પણ હું જાણું છું. મૂંઝવણનો ઊકેલ ન આવે ત્યારે ચાલુ પ્રથાને છોડી દેવી મુશ્કેલ પડે છે. આ બધું જાણતાં છતાંયે હું તમને મારામાં વિશ્વાસ રાખવાનું કહું છું અને વિનંતિ કરું છું કે તમે તમારા બાળકોને જરા પણ મારશો નહિ. આજ દિવસ સુધીની તમારી મારવાની ટેવને અહીંજ દફનાવીને જજો અને તમને કોઈ પણ માર્ગ ન સૂઝે તો પણ બાળકને સજા કરશો નહિ. મૂંઝાઈને બેસી રહેવું પડે તો પણ કશી ચિંતા નથી. આપણું બાળક એકાએક બિમાર પડી જાય ત્યારે સારા ડૉક્ટરની રાહ જોઈને આપણે જેમ બેસી રહીએ છીએ અને કશા જ ઊંટ–ઉપચાર કરવા લાગતા નથી તે ન્યાયે તમારા બાળકમાં વર્તનનો કે નીતિનો દોષ દેખાય ત્યારે બાળકના મનને સમજનાર મનના વૈદ્યને પૂછવાનું અને તેની સલાહ લેવાનું વધારે દુરસ્ત છે તેમ સમજજો. હું સમજું છું કે શરીરના વૈદ્યો મળવા સહેલા છે પરંતુ મનના વૈદ્યો મળવા અઘરા છે. આમ છતાં યે આ સલાહ આપવા હું પ્રેરાઉં છું એના બે હેતુઓ છે. એક તો એવો આકરો પ્રસંગ ઊભો થાય ત્યારે તમે બાળકને મારવામાંથી તમારા મનને રોકશો એટલે પાંચ પંદર મિનિટ પછી કદાચ તમને એવું પણ સૂઝી આવશે કે તમારો ક્રોધ કાં તો ખોટી રીતે ઊભો થયેલો હતો અને બાળકને અન્યાય કરનારો હતો અથવા તો એ ક્રોધનું પરિણામ બાળકને સજા કરવામાં જ આવે તે વાત ઘણી વધારે પડતી હતી. આવી ખામોશ પકડવાથી બાળકને થનારો અન્યાય ટળી જાય છે અને આપણને પણ સજા કરવાને બદલે સ્નેહનો કે સમજાવટનો બીજો માર્ગ ઘણી વખત સૂઝી આવે છે બીજો હેતુ એ છે કે અત્યારે ચાલુ રહેલી બાળકને સજા કરવાની પ્રથા આ રીતે આપણે બંધ કરીએ તો તેમાંથી ઊભા થનાર પ્રશ્નોનો નિકાલ લાવવા સારુ ખાસ નિષ્ણાતોની આપણને જરૂર ઊભી થશે. કોઈ પણ રોગ વધી જાય ત્યારે અથવા તો નવો રોગ ફેલાવો પામવા માંડે ત્યારે તે જગ્યાએ તેના નિષ્ણાત વૈદ્યને લાવ્યા વિના છૂટકો નથી પડતો તે જ ન્યાયે મનના રોગ આપણને મૂંઝવનારા થઈ પડે અને વિષમ દેખાય ત્યારે મનના વૈદ્યની પણ જરૂર ઊભી થવાની છે. એવી જરૂર માટે આપણને સચોટ ભાન થઈ જાય તેટલા સારુ આપણી મૂંઝવણો વધશે તેવી પરિસ્થિતિ આપણને મદદરૂપ થઈ પડવાની છે. હું તો એમ માનું છું કે દરેક માતપિતાએ આવા વૈદ્ય બનવું પડશે. દરેક ગામ કે શહેરની શાળાના શિક્ષકે બાળકના મનનો સાચો અભ્યાસ કરવો પડશે અને મનના રોગોના નિવારણ અર્થે તે તે ગામના કે શહેરના માનસચિકિત્સક બની રહેવું પડશે. બાળકના એક વકીલ તરીકે અને ધંધાએ અનુભવી શિક્ષક તરીકે હું તમને એટલી વિનંતિ કરું છું કે ભવિષ્યમાં આપણાં બાળકોને આપણે ઢોંગી ચોર, નિર્ભર, કે બીજાઓને મારીને સુખી થનારાં ન બનાવવાં હોય તો બાળકને સજા કરવાની પ્રથા પ્રતિજ્ઞાપૂર્વક છોડી દેજો. [અપૂર્ણ]

# પ્રશ્નોત્તરવિભાગ

અમારું છાત્રાલય કોમી છે, તેમાં કોઈ વિદ્યાર્થી ગૃહપતિને ભાંડે ને મોટા અક્ષરે ગૃહપતિના નામ આગળ ચોકથી અપશબ્દો લખે. ગૃહપતિને ગમ તો પોતાનો વિદ્યાર્થી ગાળો બોલે છે એટલા માટે નહિ પણ એક વિદ્યાર્થીનું જીવન અવળે રસ્તે દોરાય છે તેમ જાણી તે બદલ માફી મગાવવાનું થાય અને ભવિષ્યમાં આવું નહિ કરવાનું કહે, પણ વિદ્યાર્થી હઠે ચડે અને માફી માગવાની ના કહે તો ગૃહપતિ તે વિદ્યાર્થીને કમી કરી શકે કે નહિ ?
માફી નહિ માગવાનું કારણ વિદ્યાર્થીના પિતા કોમના આગેવાન છે અને તેમને મન એમ છે કે મારા છોકરાને ગૃહપતિ કમી કરી શકે નહિ. પણ ગૃહપતિ કમી ન કરે તો બીજા વિદ્યાર્થીઓ આ દાખલાથી અરાજકતા ઊભી કરે કારણ કે ગમે તે ગુનો થશે તો પણ વિદ્યાર્થીને ગૃહપતિ કશું કહી પણ નહિ શકે અને કમી તો ક્યાંથી જ કરી શકશે ? આથી તેમનું નૈતિક પતન થાય. તો આ ગૂંચનો ઉકેલ આપશો ?

આવા પ્રશ્નો સનાતન હોય છે. દરેક ગૃહપતિના જીવનમાં શરૂ શરૂમાં અથવા તો કામ કરવાની આવડત મેળવી ન લીધી હોય ત્યાં સુધી આવી મૂંઝવણો ઊભી થવાની જ છે. વિદ્યાર્થી ગૃહપતિને ગાળો દે અથવા તો તેના નામની સામે અપશબ્દો લખે એવી સ્થિતિ સર્વસામાન્ય તો નથી જ, પરંતુ કોઈ કોઈ ઠેકાણે એવું બનવા પામે છે તે વાત સાચી છે. આમ થવાનાં બે મુખ્ય કારણો હોય છે. એક કારણ આપણા ગૃહપતિની અનાવડત અને બીજું કારણ આગંતુક વિદ્યાર્થીઓની વિકૃત મનોદશા. આ બન્ને કારણોને નાબૂદ કરવા માટે દરેક ગૃહપતિએ પ્રમાણિક પ્રયત્નો કરવા જોઈએ.

આપણી પોતાની અનાવડતમાં હું સાચા જ્ઞાનના અભાવને કારણભૂત ગણું છું. આપણે ગૃહપતિઓ આપણી જાતને ભણેલા કહેવડાવીએ છીએ અને શિક્ષણ જેવા પવિત્ર ધંધામાં પડીએ છીએ તો પણ આપણી અહંતા ઓછી થવાને બદલે વધ્યે જ જતી હોય છે. ઘણી વખત તો એવું પણ જોવામાં આવે છે કે શિક્ષક કે ગૃહપતિનો સત્તાનો શોખ કોઈ પણ કટ્ટર સત્તાધારીના કરતાં પણ ઘણો વધારે ચડિયાતો દેખાય છે. આવા ખોટા શોખના પરિણામે માનાપમાનના અનેક પ્રસંગો બન્યા કરે છે. એવા માનાપમાનના અનેક પ્રસંગોને પરિણામે ગૃહપતિના મનમાં ખોટી ચીડ ઊભી થયા વિના રહેતી નથી. આપણી પાસે એવી ચીડ કાઢવા માટે કાંઈ નહિ તો સત્તા તો છે જ. ચીડની સામે ચીડ કાઢવા માટે વિદ્યાર્થી પાસે કશું જ સાધન નહિ હોવાથી અને વૃત્તિઓ ઘણી જ પ્રાથમિક દશામાં હોવાથી છૂપી છૂપી પણ ગાળો દેવાની વૃત્તિઓ સેવવા લાગે છે. વધારે વખત એવી ગાળો પોતાના મિત્રોના મોઢે બાંડયા કરે છે. ગાળો બાંડવાની એ વૃત્તિને મિત્રો તરફથી ઉત્તેજન મળે છે ત્યારે અને થોડીએક હિંમત એનામાં પેદા થાય છે ત્યારે પ્રશ્નકાર ગૃહપતિ પૂછે છે તે પ્રમાણે લખવાનું શરૂ થાય છે. અમારી સલાહ છે કે તેવે વખતે છેડાઈ પડવાને બદલે તેવા વિદ્યાર્થી સાથે સહાનુભૂતિ અને સ્નેહથી કામ લેવું, અને કારણો જાણી લઈ તેને નાબૂદ કરવાના પ્રયત્નો કરવા. ગૃહપતિભાઈઓ કંઈ નહિ તો પોતાના સત્તાના શોખને થોડોક ઓછો કરે અને જે પવિત્ર કામ પોતે હાથ ધરી બેઠા છે તે કાર્ય માટે પોતાની અહંતા ઉપર થોડો ઘણો અંકુશ રાખતા થઈ જાય તો આવા પ્રસંગો ઘણા ઓછા થઈ જશે.

બીજું કારણ વિદ્યાર્થીઓની વિકૃત મનોદશા હોય છે. ગમે તેટલી શાન્તિ જાળવવા છતાં અને સ્નેહ તથા સદ્ભાવથી કામ લેવા છતાં કેટલાક વિદ્યાર્થીઓ નાના-મોટા સૌને અનેક પ્રકારની

ગાળો ભાંડવામાં જ મજા લેતા હોય છે. આ એક પ્રકારની કલુષિત વૃત્તિ હોય છે. એ વૃત્તિ ઊભી થવા પાછળ માબાપોનું અજ્ઞાન અને સામાજિક વાતાવરણની અશુદ્ધિ રહેલાં છે. આવા વિદ્યાર્થીઓ સાથે કામ લેતી વખતે દરેક ગૃહપતિએ એને રોગી મનનો ગણીને એની સાથે કામ પાડવું. જેમ શરીરના રોગો હોય છે તેમ જ મનના પણ રોગો હોય છે. શરીરના રોગો માટે કુશળ દાક્તરની જરૂર પડે છે તેમ જ મનના રોગો માટે તેવા જ કૌશલ્યની અપેક્ષા રહે છે. આપણે ગૃહપતિએ તે દિશામાં પ્રયત્ન કર્યા સિવાય છૂટકો નથી. રોગી મનના વિદ્યાર્થીઓને તરછોડયે આપણો આરો નથી. તેમ કરવાથી તો સમાજમાં રોગોનો ફેલાવો કરવામાં આપણે મદદગાર થઈએ. આપણું કામ તે રોગોને યથાશક્તિ નાબૂદ કરવાનું છે.

પ્રશ્નકાર ગૃહપતિ એમ જણાવે છે કે ગુનેગાર વિદ્યાર્થી છાત્રાલયના આગેવાનનો દીકરો હોય છે. અને એટલા માટે એ ગૃહપતિની માફી માગતો નથી. આપણો વિદ્યાર્થી ગમે તે હોય. ગરીબ હો કે તવંગર, સામાન્ય માણસનો દીકરો હો કે આગેવાનનો દીકરો હો, આપણે મન એ આપણો નર્યો વિદ્યાર્થી છે. એની પાસે માફી મગાવવાનો વિચાર તો આપણા મનમાં આવી જ કેમ શકે? એક ગૃહપતિ તરીકે આપણું કામ એક વૈજ્ઞાનિકના જેવું હોય છે. જે કોઈ વિધેય આપણી પાસે આવે તેની સાથે આપણે વૈજ્ઞાનિક દૃષ્ટિથી કામ લઈએ, વિદ્યાર્થી અમુકતમુકનો દીકરો છે એટલા માટે, અથવા તો અમુક પ્રકારની પરિસ્થિતિવાળો છે એટલા માટે તેની સાથેનું આપણું કામ કોઈ પણ પ્રકારે રંગાયેલું ન બનવું જોઈએ. કોઈ પણ પરિસ્થિતિમાં નિર્ભયતાથી અને એક યા બીજી બાજુના કોઈ પણ પક્ષપાત વિના જે ગૃહપતિ કામ કરી શકે છે તે જ સાચા વિજ્ઞાનને માર્ગે છે.

વિદ્યાર્થીને છાત્રાલયમાંથી કાઢી મૂકવાનો પ્રશ્ન આટલી વિચારણા કર્યા પછી આપોઆપ જ ઊડી જાય છે એ વાત પ્રશ્નકાર ભાઈ જોઈ શકયા હશે. શારીરિક યા તો માનસિક સજા કરવાનો વિચાર આપણા ભણેલા ગણેલા અને ખુદ શિક્ષણના કામમાં રોકાયેલા શિક્ષિત વર્ગમાંથી પણ આજ સુધી ગયો નથી, એ આપણું એક દુર્ભાગ્ય છે. શરીરનો કોઈ પણ રોગ શરીરને સજા કરવાથી નાબૂદ કરી શકાતો નથી, તે જ રીતે મનનો કોઈપણ રોગ શરીર કે મનને સજા કરવાથી નાબૂદ નથી થઈ શકતો એ વાત સમજવા માટે આથી વિશેષ દલીલની અપેક્ષા રહેતી નથી.

છાત્રાલયમાં અરાજકતા ઊભી થવાનો ભય લાગે તેનાં કારણો શોધીને એને જ નિર્મૂળ કરવામાં સાચું શિક્ષકપણું રહેલું છે. વિદ્યાર્થીઓનું નૈતિક પતન થાય એની ચિંતા આપણને જરૂર રહે પણ નૈતિક ઉદ્ધારનો માર્ગ કોઈ પણ પ્રકારની સજા નથી એ કેમ ભૂલીએ? નીતિનો પ્રશ્ન ઘણો અટપટો છે તે વાત સાચી, પરંતુ એ પ્રશ્ન એટલો જ પવિત્ર છે એ વાત પણ આપણે યાદ રાખવાની જરૂર છે. કોઈ પણ પવિત્ર પ્રશ્નના ઉકેલ વખતે અપવિત્ર સાધનનો ઉપયોગ સૌ માટે અગ્રાહ્ય હોવો જોઈએ. નીતિ જેવી પવિત્ર વસ્તુના ઉદ્‌ભવ માટે સજા જેવા અપવિત્ર સાધનનો આપણને ઉપયોગ કરવો પડે એ તો અત્યંત બેહૂદી વાત ગણાય, એટલું જ નહિ પરંતુ એ આપણો અજ્ઞાનજન્ય ગુનો પણ ગણાવો જોઈએ.

આશા રાખું છું કે પ્રશ્નકાર ગૃહપતિની ગૂંચ ઉકેલવાના કામમાં આ જવાબ થોડી ઘણી પણ મદદ જરૂર કરશે.



# કેટલાક અભિપ્રાયો

[ ફેબ્રુઆરીના અંકમાં વર્ધા કેળવણી પરિષદે નીમેલી ડૉ. ઝાકીરહુસેન સમિતિના હેવાલને અંગે એક પ્રશ્નમાળા પ્રગટ કરવામાં આવી હતી. એના ઉપર કેટલાક ભાઈઓના જવાબો આવ્યા છે તે અહીં છાપ્યા છે. જો બીજા જવાબો હવે પછી મળશે તો તે આવતા અંકમાં પ્રગટ કરવામાં આવશે. જવાબો સહેલાઈથી સમજાય તે માટે પ્રશ્નમાળા પણ નીચે ઉતારી છે. —તંત્રી ]

— પ્રશ્નમાળા —

૧. (ક) સાત વર્ષની ઉંમરે જ્યારે બાળક શાળામાં જોડાય ત્યારે તે ઉત્પાદક કામ કરવાની શક્તિ ધરાવે છે ખરું ?

(ખ) જો ઉપરના પ્રશ્નનો જવાબ નકારમાં હોય તો ઉત્પાદક હાથઉદ્યોગ શીખવતાં પહેલાં એનું હસ્તકૌશલ્ય ખીલવવા એને કેટલો વખત સુધી ને કેવા પ્રકારની તાલીમ આપવી જોઈએ?

(ગ) જો શરૂઆતમાં બાળકની ઉત્પાદનશક્તિ કાચી હોય તો એણે તૈયાર કરેલું સૂતર કે બીજો માલ બજારમાં વેચી શકાય ખરો ? ને જો ન વેચાય તો શરૂઆતનાં વર્ષો દરમિયાન કેળવણી સ્વાવલંબી બનાવવાનો વિચાર કયાં સુધી નભી શકે ?

૨. કેળવણીના પાયારૂપ હાથઉદ્યોગદ્વારા બૌદ્ધિક વિષયો [ જન્મભાષા, ગણિત, ઇતિહાસ, ભૂગોળ, વિજ્ઞાન, ચિત્રકામ, વગેરે ] નું શિક્ષણ કેટલે દરજ્જે શકય છે ?

૩. બૌદ્ધિક વિષયો માટે જે અભ્યાસક્રમ ઘડવામાં આવ્યો છે તે વિદ્યાર્થીની ઉંમર ( ૭ થી ૧૪ વર્ષ ) તથા ઔદ્યોગિક શિક્ષણનો બોજો ધ્યાનમાં લેતાં વધારે પડતો નથી લાગતો ?

૪. શિક્ષકનો પગાર ઓછામાં ઓછો રૂા. ૧૫ નો ને બને તો રૂા. ૨૫ ) નો રાખવો એવી સૂચના થઈ છે. આ ધોરણ શું વાજબી લેખાય ? ગામડામાં પણ એક શિક્ષક રૂા. ૨૫)માં પોતાના કુટુંબનો ભાર ઉપાડી શકે ખરો ? નૂતન રાષ્ટ્રનો વિધાયક શિક્ષક સરકારની આર્થિક સંકડામણનો ભોગ બને ને બીજા અધિકારીઓ સરકારી તિજોરીમાંથી મોટા પગાર લે એને શું તમે વાજબી લેખો છો ?

૫. ડૉ. ઝાકીરહુસેન સમિતિએ પાયારૂપ ઉદ્યોગ પાછળ રોજ ૩ ક. ૨૦ મિ. ગાળવાનું, બૌદ્ધિક વિષયો પાછળ રોજ ૧ ક ૫૦ મિ. ગાળવાનું તથા વ્યાયામ અને રજા માટે ૧૦–૧૦ મિનિટ ગાળવાનું સૂચવ્યું છે. આ સમય-વહેંચણી શું વાજબી છે ? જો ન હોય તો શાને લીધે ?

૬. આ યોજના શહેરની શાળાઓમાં સર્વાંશે સ્વીકાર્ય થઈ પડશે ખરી ? એમાં શી શી અડચણો નડવાનો સંભવ છે ?

૭. ગ્રામવિભાગમાં આ યોજના પ્રમાણેની શાળાઓ જો દરેક ગામમાં ખૂલે તો શું દરેક શાળામાં એકથી વધારે ઉદ્યોગ શીખવવાની જોગવાઈ થઈ શકે ખરી ? જો ન થઈ શકે તો જુદી જુદી જાતિવાળાં, ભિન્નભિન્ન ધંધાદારીનાં બાળકો શું એક જ બીબામાં ઘડાશે ?

૮. આ સિવાય આ હેવાલ પરત્વે બીજી કોઈ પણ બાબત પર ખાસ રજૂ કરવા જેવા વિચાર હોય તે.

## — ઉત્તરો —

### [૧]

ભાઈશ્રી,

આપની પ્રશ્નમાળા જરા ઉતાવળે બહાર પડી છે એમ મને લાગે છે. વિગતવાર અભ્યાસક્રમ બહાર પડ્યા પછી પડી હોત તો ઠીક થાત. છતાં જવાબો આપવા પ્રયત્ન કરું છું :—

૧. (ક) યોગ્ય રીતે કેળવાયું હોય તો ધરાવે. પણ નથી ધરાવતું એમ માનીને ચાલીએ.

(ખ) લગભગ વર્ષ

(ગ) જે બીજા ઉપયોગમાં લઈ શકાય એવી એ કરી શકે એમ ન હોય, તે તેની પાસે કરાવવી જ ન જોઈએ. પણ ઉત્પાદનની ઉપ-ક્રિયાઓમાં એ પહેલાંથી જ ભાગ લઈ શકે. વળી કાચી અને બગડેલી વસ્તુઓના પણ ઉપયોગો શોધી શકાય. શરૂઆતના વર્ગો પોતાનો ખર્ચ કાઢી શકશે એવી આશા જ સમિતિએ બતાવી નથી. [જુઓ સમિતિનો રિપોર્ટ : હરિજન (અંગ્રેજી) પા. ૩૭૫]

૨. ઘણે અંશે શક્ય છે. છતાં ઉદ્યોગ ઉપરાંત બૌદ્ધિક વિષયોના સમવાય [Coordination]નાં બીજાં બે કેન્દ્રસ્થાનો પણ સમિતિએ સૂચવ્યાં છે, નિસર્ગ અને સમાજ [Physical and Social environment]. છતાં આ સમવાયપદ્ધતિને બહુ જ અક્ષરશઃ ન લેવી જોઈએ. ઘણે મોટે ભાગે સર્વ વિષયોના શિક્ષણનો જીવનના કોઈ વિભાગ સાથે સમન્વય કરવાનો પ્રયત્ન થવો જોઈએ એમ અર્થ કરવો જોઈએ.

૩. એનો આધાર શિક્ષણપદ્ધતિ પર રહેશે. વિષયોની નામાવલિથી ભડકવું ન જોઈએ.

૪. પગાર રૂ. ૧૫ નહિ, પણ ૨૫, અને ૨૦થી ઓછો તો નહિ જ, એમ સમિતિએ સૂચવ્યું છે [જુઓ પા. ૩૭૪]. આ પણ ન્યૂનતમ મર્યાદા છે. એટલે કે એમાં વધારાને અવકાશ માન્યો છે. રૂ. ૨૦થી ૨૫ની શરૂઆત ઓછી છે એમ દેશની આજની દશામાં તો નહિ કહી શકાય. ગુજરાત અને મુંબઈને છોડી દઈએ તો દેશના બીજા પ્રાંતોમાં રૂ. ૨૫ સુધી ચડવાનો વારો ગામડાંના શિક્ષકને આવે તો તે આબરૂદાર સ્થિતિમાં મૂકાયેલા લાગે એવી વર્તમાન દશા છે. પ્રાન્તિક સરકારો આ ન્યૂનતમ મર્યાદાયે સ્વીકારવા કેટલી હિંમત બતાવશે એ સવાલ જ છે. બીજા નોકરો ભારે પગારો લે એ ઇષ્ટ તો નથી, પણ સમિતિને તો પોતાના ક્ષેત્રમાં શું વ્યવહાર્ય છે તેનો જ વિચાર કરવાનો હોય.

૫. ઉદ્યોગ માટે ૩ ક. ૨૦ મી. થી ઓછો સમય રાખવો પાલવશે નહિ એટલું મને નિશ્ચિત લાગે છે. એ ઔદ્યોગિક શિક્ષણના અનુભવમાંથી અમે શીખ્યા છીએ. જો બાકીના શિક્ષણ માટે બે કલાક ઓછા જ પડે છે એમ અનુભવે જણાય તો તેનો ઉકેલ શાળાનો સમય છ કલાક કે તેથીયે વધારે વખતનો કરી લાવવો પડશે. પણ મને લાગે છે કે એમ કરવાની જરૂર પડશે એમ માની જ લેવાની જરૂર નથી, અને કરવો જ પડે તો તેથીયે ગભરાવાની જરૂર નથી. એ યાદ રાખવું કે ઉદ્યોગને લાગતું ઘણુંખરું બૌદ્ધિક જ્ઞાન ઉદ્યોગ દરમિયાન જ આપવાનું છે.

૬. 'શહેરની' કરતાં 'મધ્યમવર્ગની' શાળાઓ માટે એમ પ્રશ્ન પૂછ્યો હોત તો ઠીક થાત. શહેરનાં શ્રમજીવી વર્ગનાં બાળકો માટે તો આ યોજના માફક આવવાને કશી અડચણ જણાતી નથી. પણ જેમનું ધ્યેય સાક્ષરી અને દફતરી કામો માટે જ તૈયાર થવાનું છે અને જેમને

શરીરશ્રમ માટે કંટાળો કે ક્ષુદ્રતાના સંસ્કાર છે, તેમને આ યોજના બીહામણી અને ખટકનારી લાગશે એમ ધાસ્તી છે. પણ જે બાળકો ધીરજથી એ નિયમન (discipline) માંથી પસાર થશે, તેમને પેલાં કામોની દૃષ્ટિએ પણ લાભજ થશે એમાં શંકા નથી. છતાં, કેટલાકને એ નહિ જ રુચે એમ સ્વીકારવા તૈયાર છું. તેઓ પોતાને ગમગમતી ખાનગી શાળાઓમાં પોતાને ખર્ચે કેળવણી લઈ લેશે. એનો બોજો સાર્વજનિક નાણાં પર ન પડે એ ઇષ્ટ છે.

જો ઉદ્યોગમય શિક્ષણની કલ્પના સામે જ વાંધો ન હોય તો તો શહેરની શાળાઓને ગામડાં કરતાં કાંઇક વધારે સગવડ રહેશે. કારણ કે તેઓ નગરયોગ્ય વ્યવસાયો પણ દાખલ કરી શકશે, અને વધારે સારાં સાધનો મેળવી શકશે.

૭. બે કે ત્રણથી વધારેની ભાગ્યે જ થઈ શકે એમ મને ભાસે છે. જે અભ્યાસક્રમ ઘડાયો છે તેમાં એક જ બીબામાં ઘડવાપણું છે જ નહિ. એનું ચિત્ર હજુ સામે ખડું નથી થતું, તેથી આ ધાસ્તી લાગ્યા કરે છે. કોઈ અમુક ઉદ્યોગો માટે જ આ બાળકો સર્જાશે એમ નહિ, પણ બુદ્ધિપૂર્વક કોઈ પણ ઉત્પાદક મજૂરી કરવા ટેવાશે એમ માનો. જો એને કોઈ ઉદ્યોગ વધારે શીખવાનો અવકાશ ન મળે, તો યે તેનામાં ગામડાંના ૭૦ થી વધારે ટકા લોકોના ઉદ્યોગોને બુદ્ધિ-પૂર્વક કરવાની શક્તિ આવશે. આ કામે, માનો કે, અનેક ઉદ્યોગરૂપી વ્યંજનોને લગાડવાનાં સ્વરચિહ્નો છે. ૭૦ થી વધારે ટકા બાળકોને માટે આ સિવાય બીજા ઉદ્યોગોમાં પડી શકાય એવું દેશની વર્તમાન સ્થિતિમાં તો શક્ય જ નથી. બાકીના ૩૦ કે તેથી ઓછા ટકામાંથી જેને આ વ્યવસાયોમાં રુચિ ન હોય તેઓને પણ એટલું ભાતું મળી ગયું હશે કે તેના બળે તેઓ પોતાની વૃત્તિને અનુકૂળ શિક્ષણ તથા વ્યવસાયો શોધી લે.

—વર્ધા —કિશોરલાલ ઘ. મશરૂવાળા

## [ ૨ ]

૧. (ક) ઘણાં ખરાં નહિ.

(ખ) આશરે ત્રણ વર્ષ, સમિતિએ સૂચવેલા વિષયોનું.

(ગ) ઘણો ખરો માલ બજારમાં ન વેચી શકાય. અથવા જે માલ વેચી શકાય અથવા જે માલ શાળા ચલાવનારી સંસ્થા કે રાજ્ય ઉત્તેજન ખાતર થોડું ઘણું મૂલ્ય આપી રાખી લે; તેટલા માલની ઊપજ ઉપરાંત કેળવણી સ્વાવલંબી ન બની શકે.

૨. આનો ઘણો આધાર શિક્ષક અને શિષ્યોનાં માનસ તથા સામગ્રી ઉપર રહેલો છે. સામાન્ય રીતે એમ કહી શકાય કે દરેક વિષય માટે જુદો સમય હોય તો વધારે સારું, જેથી તે તે વિષય પર તે તે દૃષ્ટિબિન્દુથી શિક્ષણ અપાય કે લેવાય અને એકધ્યાનપૂર્વક કામ થાય. પરંતુ તે શિક્ષણના કેન્દ્ર તથા પદાર્થપાઠ તરીકે બની શકે ત્યાં ત્યાં હાથઉદ્યોગની વસ્તુ કે વસ્તુઓનો ઉપયોગ થઈ શકે. એટલે હાથઉદ્યોગ દ્વારા બૌદ્ધિક વિષયોનું શિક્ષણ થોડે દરજ્જે શક્ય છે.

૩. હું ધારું છું કે સમિતિએ નિર્દેશેલાં વિષયો અને ધ્યેયો ધ્યાનમાં રાખી વધારે પડતો નહિ એવો અભ્યાસક્રમ કદાચ ઘડી શકાય.

૪. એવું બને કે કેટલાક બ્રહ્મચારી, અતિશય સાદું જીવન ગાળનારા શિક્ષકો સ્વેચ્છાએ રૂા. ૨૫) માસિક પગાર લઈ આનંદ માને. સામાન્ય રીતે એ પગાર ન ચાલે, જો શિક્ષકને નવરાષ્ટ્રનો વિધાયક બનાવવો હોય તો.

૫. વાજબી નથી, કારણ કે એ રીતે બૌદ્ધિક વિષયો માટે પૂરતો સમય મળતો નથી. ઉદ્યોગ ખાતર ઉદ્યોગ માટે દોઢ કે બે, બૌદ્ધિક વિષયો માટે અઢી કે ત્રણ કલાક, અને વ્યાયામ તથા રજા માટે ૪૫-૪૫ કે ૧૫-૧૫ મિનિટ હોય તો ઠીક. કુલ સાડા પાંચ કલાક એ બરાબર છે.

૬. સ્વીકાર્ય થઈ શકે એવું લાગતું નથી. મુખ્ય અડચણો યોગ્ય મકાનો તથા શિક્ષકોની. સામગ્રીની તથા નાણાંની તંગી રહેવાનો સંભવ છે.

(૭) ઘણાં ગામડાઓમાં એક કરતાં વધારે ઉદ્યોગ શીખવવાની જોગવાઈ થઈ શકે એવું જણાતું નથી. તેથી એક ગામનાં સર્વ બાળકો એક જ બીબામાં ઘડાશે એ ભય અમુક અંશે અનિવાર્ય અને બાકી અવાસ્તવિક હોય એવું લાગે છે.

દિનકરરાય જાદવરાય વૈષ્ણવ
આચાર્ય • પૂન્યન હાઇસ્કૂલ • સુરત

[ ૩ ]

૧. (ક) હા. પણ તે કાચું. ગાદીના ધાર, કાચું ચિત્ર, કાગળ કાપવા-એવું એવું અન્યવસ્થિત કામ કરી શકે.

(ખ) માટીકામ, કાગળકામ, ચિત્રકામ, ચાક ખડી વગેરેથી દોરવાનું વગેરે.

(ગ) ન નભી શકે.

૨. બાળવર્ગ, પહેલા અને બીજા ધોરણ સુધી શક્ય નથી. પછી ૫૦ ટકા થ.ય.

૩. વધારે પડતો છે.

૪. પગાર ૩૦ થી ઓછો ન જોઈએ. Living wage રૂ. ૩૦ જોઈએ જ. મિલ મજૂરને રૂ. ૨૫ મળે, પટાવાળાઓને રૂ. ૧૮ મળે તો શિક્ષકને ૧૫ શા માટે?

૫. વાજબી નથી. બૌદ્ધિક વિષય પાછળ ૨॥ કલાક, ઉદ્યોગ પાછળ ૨ કલાક અને વ્યાયામ-રમત પાછળ ૧ કલાક ઓછામાં ઓછો જોઈએ.

૬. મને શંકા છે.

૭. જોગવાઈ તો થઈ શકે. પ્રાથમિક શાળામાં ૪ થા ધોરણ સુધી બૌદ્ધિક વિષયો હંમેશાં મુખ્ય અને હસ્તઉદ્યોગ ગૌણ જોઈએ.

ભોગીલાલ કેશવલાલ પટવા
આચાર્ય, ગવર્મેન્ટ મિડલ સ્કૂલ, અમદાવાદ

[ ૪ ]

૧. (ક) સાત વર્ષની ઉંમરે બાળકમાં ઉત્પાદક કામ કરવાની શક્તિ હોતી નથી. જો હોય તો પણ તે પ્રદર્શિત હોતી નથી.

(ખ) હસ્તકૌશલ્ય ખીલવવાને માટે બે વર્ષની તાલીમ બસ છે. જો બાળક સાત વર્ષે નિશાળે બેસે (સાત વર્ષની પહેલાં કોઈ પણ બાળકને કોઈ પણ શાળામાં પ્રવેશ ન મળવો જોઈએ) તો નવ વર્ષ સુધીમાં એનું હસ્તકૌશલ્ય ખીલી ઊઠશે અને એનામાં ઉત્પાદક કામ કરવાની શક્તિ આવશે.

(ગ) જો શરૂઆતમાં બાળકની ઉત્પાદનશક્તિ કાચી હોય તો તેણે બનાવેલો માલ બજારમાં થોડા મૂલ્યે પણ વેચી શકાય ખરો. સુતર જેવો માલ તો ન જ વેચી શકાય. સુથારી અને બીજો માલ વેચી શકાય.

૨. હાયઉદ્યોગ એ કેળવણીનો પાયો છે એ તદ્દન સત્ય છે અને એ પાયા પર જ બૌદ્ધિક શિક્ષણ શકય બનવું જોઈએ. જો નાનપણમાં ઔદ્યોગિક શિક્ષણ અપાયું હશે તો કૌંસમાં ગણાવેલા કોઈ પણ વિષયમાં બાળકને સારી " સુઝ " આવશે.

૩. અભ્યાસક્રમ વાંચ્યો નથી.

૪. શિક્ષકનો પગાર પંદરનો તો હોઈ જ ન શકે. હું શિક્ષક છું એટલે શિક્ષકની સ્થિતિ સારી રીતે સમજી શકું છું. શિક્ષકને સારી રીતે રાખવા માંગતા હો તો એને ઓછામાં ઓછો માસિક રૂ. ૫૦ નો પગાર મળવો જોઈએ, પછી તે પ્રાથમિક શાળાનો શિક્ષક હોય કે માધ્યમિક શાળાનો. પ્રાથમિક શાળાના શિક્ષક તેમ જ માધ્યમિક શાળાના શિક્ષકની રહેણીકરણીમાં તફાવત નથી પડતો. તેવી જ રીતે બીજા ધંધામાં પડેલા માણસો અને શિક્ષકોની રહેણીકરણીમાં ફેર નથી પડતો. ઈશ્વરે ઘડેલા બધાયે માણસો છે. શિક્ષકના ધંધાને ઉમદા ગણવો પણ શિક્ષકને ઓછું વેતન આપીને શિક્ષકની કિંમત ઓછી આંકવી એ કયો ન્યાય? મોટા મોટા હેડમાસ્તરો ભારે પગાર ખાય છે તેના વેતનમાં ઘટાડો કરવાની સૂચના કેમ કોઈ કરતું નથી? એવો કાયદો ન થાય કે કોઈ પણ શિક્ષકને પછી તે હેડમાસ્તર હોય કે ગમે તે હોય રૂા ૧૦૦ થી વધારે પગાર મળવો ન જોઈએ?

૫. ડૉ. ઝાકીરહુસેનની સમયવહેંચણી વાજબી નથી. બૌદ્ધિક વિષયોને ઘણો ઓછો સમય આપવામાં આવ્યો છે.

૬. શા સારુ નહિ? કાર્ય કરવાની વૃત્તિ હશે તો બધી અડચણો એની મેળે ઉકેલાઈ જશે. ધાર્યું હોય તો ગમે તેવું દુષ્કર કાર્ય પણ પાર પડી શકે છે. આ યોજના કાંઈ એટલી બધી અશકય નથી.

૭. આધુનિક કૉલેજોમાં જે " Inter-Collegiate Training " ની પદ્ધતિ ચાલે છે, તેને મળતી પદ્ધતિ ગામડામાં દાખલ થઈ શકે. એક જિલ્લાના વિસ્તારમાં દરેક જાતના ઉદ્યોગો શિખવવા જોઈએ. જે ગામમાં જે ઉદ્યોગ શીખવાતો હોય તે ગામમાં બીજા ગામના વિદ્યાર્થીઓ આવે ને શીખે. નાનપણથી છોકરાઓ ભ્રમણ કરતાં શીખે તો તે અંતે લાભદાયી જ નીવડશે. એક જિલ્લાના વિસ્તારને લીધે નાનાં છોકરાઓ તેમના માબાપથી બહુ દૂર નહિ જાય.

૮. " ખાસ રજૂ કરવા જેવા વિચાર " તો ઘણાયે છે પણ તમારા પત્રમાં જગ્યા નહિ હોય!

**રમણિકલાલ જેકીસનદાસ વેપારી**
શિક્ષક • યૂન્યન હાઈસ્કૂલ • સુરત

[ ૫ ]

૧. (ક) ના.

(ખ) દરરોજ એક કલાક તાલીમ આપવી.

(ગ) કેળવણી સ્વાવલંબી બનેજ નહિ. રૂની કિંમત પણ આ કામમાંથી નીકળે તો સારું ગણાય.

૨. બૌદ્ધિક વિષયેનું શિક્ષણ ઉપરચોટીયું પણ થવું મુશ્કેલ લાગે છે.

૩. લાગે છે.

૪. ના. શિક્ષકનો પગાર રૂા. ૨૫-૫૦ જોઈએ.

૫ ના. ઉદ્યોગ પાછળ ઘણો સમય ગાળવો હિતકર અને વ્યવહારુ નથી.

૬. શહેરોમાં આ યોજના અશક્ય થશે. ઉદ્યોગ પાછળ દરરોજ એક કલાક બસ છે.

૭. Mass scale ઉપર આ યોજના ચાલે તેમ લાગતું નથી. અખતરા થશે એટલે સમજાશે. વધારે ઉદ્યોગો શીખવવાની વ્યવસ્થા હોય એ જ કેળવણીની દૃષ્ટિએ યોગ્ય છે. પણ આમ કરવાથી કેળવણી બહુ જ ખર્ચાળ થવાનો સંભવ છે.

૮. મને લાગે છે કે આ યોજનામાં ઘણાં સારાં તત્ત્વો છે. ચાલુ અનિષ્ટોનાં મૂળમાં જ એણે કુહાડો લગાવ્યો છે. અવ્યવહારુ ચીજો અનુભવે પડતી મુકાશે. કેળવણી સ્વાવલંબી નહિ થાય તો રાજ્ય તો તૈયાર છે જ એટલે તે ઉપર બહુ વજન આપવાની જરૂર લાગતી નથી.

ભીખાભાઈ પટેલ

નર્મદા હાઇસ્કૂલ, શુકલતીર્થ



**— શિક્ષક મતદારોને —**

મુંબઈ વિદ્યાપીઠની સેનેટના બે સભ્યો નિયમ મુજબ નિવૃત્ત થતા હોવાથી જુલાઈ માસમાં એ બે બેઠકો પૂરવા માટેની ચૂંટણી થશે. એને માટે મેં ઉમેદવારી બહાર પાડી છે. સ્નાતકમતદારવિભાગ [Graduates' Constituency] એટલો વિશાળ છે કે તેના ૧૩૦૦૦ મતદારોના સીધા સંપર્કમાં આવવું અશક્ય છે. આથી આ પત્રદ્વારા બૃહદ્ ગુજરાતની શિક્ષકજનતાને વિજ્ઞપ્તિ કરવાની હું છૂટ લઉં છું. જો તેમને એમ લાગતું હોય કે મુંબઈ વિદ્યાપીઠમાં માધ્યમિક શાળાઓ અને શિક્ષકોના વધુ પ્રતિનિધિત્વ માટે અવકાશ છે, અને એ કાર્ય હું સારી રીતે કરી શકીશ એવો જો તેમને વિશ્વાસ હોય તો તેઓ પોતાનો પહેલો મત મારી તરફેણમાં નોંધાવે અને પોતાના મિત્રોને તેમ કરવા વિનતિ કરે.

ચન્દ્રવદન શાહ

# છાત્રાલય અને માબાપ

[૧]

## માબાપોને

— લેખાંક બીજો —

બાળકની કેળવણીનું કાર્ય તો આપણે કલ્પીએ તેના કરતાં ઘણું વધારે વહેલું શરૂ થાય છે એમ મેં તમને કહ્યું. એ કામ બાળકની ગર્ભાવસ્થામાંથી શરૂ થાય છે તેમ કહું તો પણ તેને તમે અતિશયોક્તિ ન માનશો. તમે તો સૌ કોઈ જાણો જ છો કે આપણા પુરાણોમાં અભિમન્યુનું દષ્ટાંત મશહૂર છે. કહે છે કે લડાઈનું જ્ઞાન તેને માતાના ગર્ભમાં થયું હતું. એ કથાની આસપાસ વીંટાઈ ગયેલાં વહેમનાં અને અતિશયોક્તિનાં જાળાં તોડી નાખો તો તેમાંથી પણ આપણને એક સત્ય હાથ લાગે છે અને તે એ કે બાળક ગર્ભાવસ્થામાં પણ ઘણું જ્ઞાન મેળવી લે છે, જેની આપણને પણ ઓછી ખબર હોય. આજે પશ્ચિમમાં ઝપાટાબંધ વિકસી રહેલું નવીન માનસવિજ્ઞાન પણ પોતાની શોધોના પરિણામે આવું જ સત્ય આપણી પાસે રજૂ કરે છે. એ પણ કહે છે કે બાળક ગર્ભાવસ્થામાં હોય છે ત્યારે પણ તેના મન અને હૃદય ઉપર અનેક પ્રકારના સંસ્કારો માબાપના આત્મલક્ષી વ્યાપારોમાંથી જ ઊભા થતા હોય છે તેમ નહીં પરંતુ માતપિતાઓના પરલક્ષી વ્યાપારો પણ બાળકના મન અને હૃદયને સ્પર્શે છે અને આપણે જાણીએ કે ન જાણીએ તો પણ અનેક સારા માઠા સંસ્કારોનું બાળક ઉપર સિંચન થયા જ કરે છે. એ વિજ્ઞાન તો વળી એટલી હદે જાય છે કે એવા સંસ્કારો એટલા બધા દૃઢ અને બળવાન હોય છે કે પછી તો એણે જે રૂપરંગ ધારણ કર્યાં હોય છે તે માણસ જીવે ત્યાં સુધી ઘણા મોટે અંશે એવા ને એવા જ રહે છે. હા, શિક્ષણની કે સમાજની બાહ્ય અસરો ઉપરનો ઓપ કે દેખાવનો વિવેક માણસમાં પેદા કરે છે ખરાં, પરંતુ એ તો માત્ર ઉપરનું જ પડ છે અને ભીતરની વસ્તુ તો જે આકારે અને જે પ્રકારે ઘડાઈ તેવી ને તેવી જ હોય છે. એવા સંસ્કારોનું સાચું દર્શન આપણને ભાગ્યે જ થતું હોય છે. તેવા દર્શન માટે તે માણસના ખાનગી જીવનમાં ડોકીઉં કરવું પડે અથવા તો માણસની શારીરિક યા માનસિક માંદગી વખતે સૂક્ષ્મ અવલોકન કરવાનું રહે.

માનસવિજ્ઞાન આજે ખૂબ આગળ વધી રહ્યું છે. એણે ઘણી ઘણી અને નવી નવી શોધો કરી છે. આ શોધો આપણને સૌ કોઈ માબાપોને ભારે ઉપયોગી છે. એક બીજી વાત પણ ભારે અજાયબી પમાડે તેવી આપણી પાસે રજૂ કરવામાં આવી છે. કહે છે કે શોધખોળના પરિણામે એમ જાણવા મળ્યું છે કે બાળક પોતાની જિંદગીનાં પહેલાં સાત કે નવ વર્ષોમાં જે જે સારા માઠા સંસ્કારો મેળવે છે તે જ તેની જિંદગીના સમગ્ર વર્તાવના પાયારૂપ બની રહે છે. આનું કારણ એ છે કે માણસનામાં રહેલી તમામ બળવાન વૃત્તિઓ પોતાનો માર્ગ આ નાની ઉંમર દરમિયાન નક્કી કરે છે અને તે ઉંમર દરમિયાન જે માર્ગ એને મળે છે તે જ પછી તો કાયમ રાખે છે. માટે તો બાળકની આઠ-નવ વર્ષ સુધીની ઉંમર માટે આપણે સૌએ ભારે કાળજીવાળા રહેવાની જરૂર રહે.

માનસશાસ્ત્રના શબ્દથી જરાય ભડકવાની જરૂર નથી. આજકાલ એ શબ્દ એટલો બધો સસ્તો અને છતાં ય કંઈક રહસ્યભરેલો થઈ પડેલો છે કે સામાન્ય માબાપ તેનાથી છેટા નાસે છે. આ વાત બરાબર નથી. માનસશાસ્ત્રને તો હમેશના એક ઘરગથ્થુ શાસ્ત્ર જેવું બનાવી દઈ શકાય છે તેના, અટપટા નિયમો અને ક્રિયાઓ ભલે મોટા વૈજ્ઞાનિક માટે રહે પરંતુ તેનો રોજના વિચારો પૂરતો સામાન્ય ખ્યાલ

તો દરેક માટે જરૂરી છે અને શક્ય પણ છે જ. જેમ આપણા ઘરોમાં તંદુરસ્તીના સામાન્ય નિયમો હરકોઈ કુટુંબનો સભ્ય જાણતો જ હોય, જેમ સામાન્ય રોગો માટેના સામાન્ય ઉપાયો હરકોઈ માતપિતા જાણતા જ હોય તેમ જ બાળકની સાથેના વર્તાવ માટે સામાન્ય માનસશાસ્ત્ર અને તેની ક્રિયા-પ્રક્રિયાઓ માબાપોએ જાણવી જ જોઈએ. આવું જ્ઞાન ન હોય તેને માબાપ થવાનો હક ન હોય અને માબાપ થયા પછી તો જ્ઞાનને હસ્તગત કરી લેવું જ જોઈએ.

વિકસતા બાળકના રોજેરોજના જીવનમાં ઊભા થતા નાના-મોટા પ્રસંગોએ આપણે કેવી રીતે અભ્યાસ કરી શકીએ અને આપણો વ્યવહાર નિર્ણિત કરી શકીએ તે હવે પછી બતાવશું.

હરભાઈ ત્રિવેદી

[ ૨ ]

## ગૃહપતિને માર્ગદર્શન*

### [ પત્ર નવમો ]

### વખતપત્રક સિવાય ચાલે ?

ભાઈ ગૃહપતિ,

વખતપત્રકના વમળમાં ગૃહપતિનું મગજ એટલું અટવાઈ પડેલું છે કે તેમાંથી તે બહાર નીકળી શકતું નથી. તેને પ્રશ્ન થાય છે કે વખતપત્રક સિવાય ચાલે ?

નિશાળો અને રેલ્વે એ બેને બાદ કરતાં દુનિયામાં ભાગ્યે કોઈ જગાએ હમેશના કાર્યક્રમનું વખતપત્રક હોય છે. છતાં આપણે જોઈએ છીએ કે દુનિયાનું કામ ચાલ્યા કરે છે. તમામ નોકરો વખતસર દુકાને જઈ પહોંચે છે. તમામ સ્ત્રીઓ વખતસર રસોઈ તૈયાર કરી દે છે. વખતપત્રક ન હોવા છતાં તમામ સવારમાં ઊઠે છે, અને રાતે ઊંઘી જાય છે. સૌની જરૂરિયાત પ્રમાણે વખતપત્રક બનાવી લે છે.

#### ગૃહપતિને અનુકૂળ વખતપત્રક

પરંતુ છાત્રાલયમાં તો બધાની ચિંતા ગૃહપતિને થાય છે. એટલી ચિંતા ઈશ્વરને પણ નહિ થતી હોય. અને ગૃહપતિ પોતાની જરૂરિયાત પ્રમાણે બધાને માટે વખતપત્રક બનાવી દે છે: પોતે ઘરડો થયો હોય અને આખો દિવસ છાત્રો પર સત્તા ભોગવવા સિવાય બીજો કંઈ ધંધો ન હોવાથી રાતે ઊંઘ ન આવતી હોય અને પરોઢીએ ૪ વાગે ઊઠતો હોય તો તે બધા છાત્રોને માટે ઊઠવાનો વખત ૪ વાગ્યાનો રાખે. પોતાને જમ્યા પછી બપોરે ઊંઘવું પડતું હોય તો તે બધા છાત્રોને માટે જમ્યા પછી ઊંઘવાની છૂટ રાખે. અને રાતે તેને વહેલી ઊંઘ આવતી હોય તો બધા છાત્રો માટે વહેલા ઊંઘવાનો વખત રાખે.

#### છાત્રાલયમાં વખતપત્રકની બીનજરૂરિયાત

નિશાળોમાં દરરોજના ૫-૬ વિષયો શિખવવાના હોય છે. અને દરેક વિષય શિખવવા જુદાજુદા શિક્ષકો આવે છે. એટલે કયા શિક્ષકે કયો વિષય કયા વર્ગમાં કયે વખતે લેવો તે બતાવવા વખતપત્રક બનાવવામાં આવે છે. પણ છાત્રાલયમાં કયા એવા વિષયો છે ને કયા એવા શિક્ષકો છે ?

* 'છાત્રાલય' માસિકના ડિસેમ્બર ૧૯૩૭ના અંક પછીથી ચાલુ

રેલ્વેમાં ઘણી ગાડીઓ આવ-જા કરતી હોય છે: જો તેનું વખતપત્રક બનાવવામાં ન આવે અને ગમે તે ગાડીને ગમે ત્યારે દોડાવવાની છૂટ આપવામાં આવે તો ગાડીઓ અથડાઈ પડે. પણ છાત્રાલયમાં કયી ગાડીઓ અથડાઈ પડે એમ છે?

**ખોટી બીક**

પણ, તમે કહેશો, એમ વખતપત્રક ન રાખીએ તો છાત્રો મોડા મોડા ઊઠે, વાંચે નહિ અને રમ્યા કરે. પણ આ બધી ખોટી બીક છે. સવારમાં વહેલા ઉઠાડવાની, વંચાવવાની બધી ચિંતાનો ટોપલો આપણે આપણા માથે લઈ લીધો છે, તેથી છાત્રો બેફીકર થઈ ગયા છે. તેમને એમ લાગે છે કે તેઓ બધું આપણે માટે કરે છે. પણ એક વખત તેમને ખબર પડશે કે આપણે ચિંતા કરવી મૂકી દીધી છે, એટલે તેઓ તેમની જવાબદારી સમજતા થશે. અંતે જે સારું અને જરૂરનું હશે તે જરૂર ગ્રહણ કરશે. અત્યાર સુધી આપણે તેમના પર જે દબાણ કર્યું છે તેને લીધે શરૂઆતમાં પ્રત્યાઘાત થશે, પણ તેઓ તેમની જવાબદારી સમજતા જરૂર થશે.

**વગર વખતપત્રકનો અનુભવ**

મારા અનુભવ ઉપરથી હું કહું છું કે વગર વખતપત્રકે છાત્રાલય ચાલી શકે છે અને તે વધારે સારું ચાલી શકે છે.

રાતે કેટલાક છોકરાઓ વાતો કરતા, ત્યારે મને લાગતું કે એમની વાતોથી બીજા વાંચનારાઓને ખલેલ થાય છે અને તેને લીધે વાચનને માટે અમુક વખત નક્કી કરવો જોઈએ. પણ થોડી વારમાં વાતો બંધ પડી જતી અને વાતો કરનારા વાંચવા લાગી જતા.

**છાત્રો કેમ વાંચતા નથી?**

જે છાત્રાલયમાં કડક ગૃહપતિઓ હોય છે, અને કડક વખતપત્રક હોય છે તેના ગૃહપતિઓની જ મોટે ભાગે ફરિયાદ હોય છે કે છાત્રો ખૂબ તોફાની, રમતિયાળ અને વાતોડિયા હોય છે. તેમને વાંચવા બેસાડ્યા સિવાય પોતાની મેળે મેળે વાંચવા બેસે જ નહિ. આ છાત્રાલયોના છાત્રો તોફાની, રમતિયાળ અને વાતોડિયા હોય છે એ વાત ખરી છે, પણ તેટલા માટે વખતપત્રકનો આશ્રય લેવાની જરૂર નથી. કારણ કે જો છોકરાઓનું મન વાંચવામાં ન હોય તો વખતપત્રકને લીધે વાંચવાનો ડોળ થઈ શકે, પણ વંચાય નહિ.

છોકરાઓ વાંચતા નથી તેનું કારણ તેઓ રમતિયાળ હોય છે અને વાંચવા પ્રત્યે તેમને કંટાળો હોય છે એમ નથી. પણ બીજાઓ તેમને વાંચવા માટે રોકયા કરે છે અને તેમને માટે અમુક વખત વાંચવાનો નક્કી કરી આપે છે તે તેમને પસંદ નથી. અને ખરેખર કોઈ પણ સ્વતંત્ર માણસને પોતે કયે વખતે કયું કામ કરવું એ બીજો માણસ નક્કી કરી આપે એ પસંદ ન જ પડે. કોઈ પણ કામ કરવાને માટે એકને જે વખત સારામાં સારો લાગે, તે બીજાને અનુકૂળ આવે નહિ. એકને સવારમાં વહેલા ઊઠી વાંચવા બેસી જવાનું અને એકાદ બે કલાક વાંચી પછી બીજું કંઈ કામ કરવાનું પસંદ પડે, પણ બીજા કોઈને વહેલા ઊઠી નાહી ધોઈ પરવારી કસરત કરી પછીથી વાંચવા બેસવાનું પસંદ પડે. આ બંનેને વાંચવા માટે જો કોઈ ત્રીજો માણસ વખત નક્કી કરી દે તો તે બેમાંથી કોઈને પસંદ પડે નહિ.

છાત્રાલયમાં છાત્રો વાંચતા નથી, કારણ કે તેમની વૃત્તિ તોફાનો તરફ વિશેષ હોય છે. આનું કારણ તેઓ તોફાની હોય છે એમ નથી, પણ છાત્રાલયમાં આવ્યા પછી ગૃહપતિની આપખુદી તથા તુરંગી નિયમોને લીધે તેઓ તોફાની બનેલા હોય છે. છાત્રોને વાંચતા કરવા માટે સાચી રીત તો એ છે કે ગૃહપતિઓએ છાત્રોનાં તોફાનનું મૂળ દૂર કરવું જોઈએ.

ન કરી શકાય. ઘણી વખત તો એકનો એક ઉપાય એક વિદ્યાર્થી માટે પણ નિષ્ફળ નીવડે છે. સમૂહને માટે પણ એક વખત સફળ થયેલો માર્ગ અનેક વખત નિષ્ફળ નીવડે તેવું પણ બને છે. આ બધી પરિસ્થિતિ એ બતાવે છે કે વિદ્યાર્થીનું વ્યક્તિગત માનસ ક્ષણે ક્ષણે જે પલટાઓ લીધા કરે તેનાથી ગૃહપતિએ હમેશાં પરિચિત રહ્યા કરવું. વહેલા નહિ ઊઠવાના કોઈ પણ કારણોને કાયમી કારણ તરીકે સ્વીકારી લેવામાં આવે તો ભારે ભૂલ થઈ જાય. વહેલા ઉઠાડવા માટે જે પ્રયોગો કરવામાં આવે તે પ્રયોગોને કાયમી સ્વરૂપ અપવામાં આવે તો પણ ભારે ભૂલ થઈ જાય. કારણો ભિન્નભિન્ન હોય છે અને પ્રયોગો રુચિ પ્રમાણે ભિન્નભિન્ન રહેવા જોઈએ. આપણાં છાત્રાલયોમાં વહેલા ઊઠવાના પ્રશ્નને આ રીતે વિચારવામાં આવ્યો નથી હોતો. ધીરજવાળા ગૃહપતિની પણ ઘણીયે વખત ધીરજ ખૂટી પડે છે. પરિણામે થોડીએક વ્યક્તિઓને અન્યાય થાય છે અને સમૂહતંત્ર ઉપરથી લાદેલા નિયમો ઉપર નિર્ભર બને છે. આપણી શિક્ષણસંસ્થાઓમાં શિસ્તનો પ્રશ્ન આપણે જેને ગણીએ છીએ તે આ પ્રકારનો પ્રશ્ન છે.

વિદ્યાર્થી એક વ્યક્તિત્વ ધરાવનારું પ્રાણી છે એ જેટલું સત્ય છે, તેટલું જ સત્ય એ સામાજિક સ્વભાવ ધરાવનારું પ્રાણી છે તે પણ છે. એના વ્યક્તિત્વનો વિચાર કરતી વખતે એના સામાજિકપણાનો વિચાર પણ આવશ્યક બને છે. ઘણી જગ્યાએ આજે એવી ભૂલો બનતી જોવામાં આવે છે કે વિદ્યાર્થીના કેવળ વ્યક્તિત્વને ગણવામાં આવે અને એના સામાજિક જીવનની ઉપેક્ષા થાય. પરિણામે જ્યારે પણ સમૂહની સાથે ઘર્ષણમાં આવવાનો પ્રસંગ ઉપસ્થિત થાય ત્યારે એના વ્યક્તિવિકાસનો પ્રવાહ કાં તો રુંધાઈ જાય છે અને કાં તો આડે માર્ગે વળે છે. જે જગ્યાએ વિદ્યાર્થીને કેવળ સામાજિક પ્રાણી ગણવામાં આવે છે તે જગ્યાએ વ્યક્તિત્વની અવગણના થતી હોવાથી સમૂહગત જીવન સ્વતંત્રરીતે ખીલી શકતું નથી. તેવા સમાજને પછી તો નક્કી કરેલા નિયમો પ્રમાણે જ વર્તવાનું રહે છે. આનું પરિણામ એ આવે છે કે ઘાંચીના બળદની માફક સમાજને ચાલવાનું સતત હોય છે પરંતુ તેમાં પ્રગતિ નથી હોતી. આવી ગતિથી એક કાળે સમાજને ભારે મોટો થાક લાગે છે અને એક પણ ડગલું આગળ ભરવાની પણ ના કહે, ત્યારે એ રૂઢિચુસ્ત દશાને પ્રાપ્ત કરે છે. આવા રૂઢિચુસ્ત સમાજની સામે વ્યક્તિત્વવાળી વ્યક્તિઓ બંડ કર્યા વિના રહી શકે નહિ. આપણા સમાજની આજે આવી જ સ્થિતિ છે. છાત્રાલયમાં કામ કરનાર આપણે ગૃહપતિને સારુ એટલા જ માટે વ્યક્તિમાનસ અને સમૂહમાનસનો પરિચય જરૂરનો બને છે અને આપણા આખા કામનો મદાર એના ઉપર જ અવલંબી રહે એ પણ એટલું જ આવશ્યક બને છે. આ કથનનાં દૃષ્ટાંતો આપવાની જરૂર રહેતી નથી. દરેક ગૃહપતિને દૃષ્ટાંતો તો રોજ સાંપડી રહે છે. એવા પ્રશ્નોનો ઊકેલ લાવતી વખતે અહીં રજૂ કરવામાં આવેલું દૃષ્ટિબિંદુ પોતાની નજર આગળ રાખે એટલી જ વિનતિ.

હરભાઈ ત્રિવેદી

[૪]

## દિશાભૂલ ન થવી જોઈએ.

આપણાં છાત્રાલયોમાં નાના મોટા વિદ્યાર્થીઓના અનેક કોયડાઓ આપણે હાથ ધરવા પડે છે. કોઈ વિદ્યાર્થી નિયમ ન પાળે તો કોઈ વિદ્યાર્થી શિથિલતાનું જ સેવન કર્યા કરે. કોઈ વિદ્યાર્થી સહકાર ન આપે તો કોઈ વિદ્યાર્થી સામનો કરવામાં જ મજા માને. કોઈ વિદ્યાર્થી ગૃહપતિની આજ્ઞાનો અનાદર કરે તો કોઈ વિદ્યાર્થી એની અવગણના કરીને સંતોષ મેળવે આવા આવા તો

અનેક કિસ્સાઓ આપણા છાત્રાલયમાં રોજ રોજ બન્યા કરતા હોય છે. આવા બધા કિસ્સાઓનો દરેક ગૃહપતિને બે રીતે વિચાર કરવો પડે છે. એક, એનો તાત્કાલિક નિકાલ, અને બીજો કાયમી નિકાલનો તાત્ત્વિક વિચાર.

રોજેરોજનું કામ સુવ્યવસ્થિત ચલાવવા માટે તાત્કાલિક નિકાલ યોજ્યા વિના આપણું કામ સરળ થઈ શકતું નથી. પરંતુ ગૃહપતિએ એ પણ ધ્યાન રાખવું જરૂરી છે કે તાત્કાલિક નિકાલ એ થીંગડું છે. થીંગડું દેવાથી કપડાના રૂપરંગમાં ફેર પડે છે અને એનું આયુષ્ય વધ્યું તેવી જાતનું ખોટું ભાન આપણા મનમાં પેદા કરાવે છે. વ્યવહારને તાત્કાલિક ચાલતો રાખવા માટે આવાં થીંગડાંઓ ભલે દેવાય, પરંતુ વારંવાર ઠેકઠેકાણે ફાટેલાં કપડાંને થીગડાં દેવાની જ ક્રિયા ચાલુ રાખવામાં આવે તો એ કપડાંનું મૂળ સ્વરૂપ બદલાઈ જાય અને તેને સ્થાને થીંગડાઓની માળા જેવું બની રહે. કોઈ પણ વિદ્યાર્થી સાથે એના અંગત કે સર્વસામાન્ય પ્રશ્નોનો વિચાર કરતી વખતે જે કોઈ તાત્કાલિક ઉપાયો હાથ ધરવામાં આવે તેને આવા થીંગડાંથી વિશેષ મહત્વ ન મળે તે દરેક ગૃહપતિએ લક્ષમાં રાખવું જરૂરી છે.

ગૃહપતિ માટેનો બીજો વિચાર તે સર્વસામાન્ય તાત્ત્વિક વિચાર, અને એ વિચારને અમલી સ્વરૂપ આપવા માટે ધરવી જોઈતી યોજનાઓ છે. જે કોઈ પ્રકારનો કિસ્સો આપણા હાથમાં આવે તે કિસ્સો વિદ્યાર્થીના માનસના એ અંશનું પ્રતીક હોય છે. માનસના એ અંશને પારખી કાઢવો અને પછી તેનાં મૂળગત કારણો શોધી લેવાં એને આપણે તાત્ત્વિક વિચારણા કહીશું. એવાં મૂળગત કારણો સાચાં જ છે તેવી ખાતરી કર્યા પછી તેને નિર્મૂળ કરવા માટે અગલી યોજનાઓ વિચારવાની રહેશે. આવી યોજનાઓ સહેલાઈથી આપણને હાથ લાગી જવાનો સંભવ નથી. કારણો જડયાં એટલે કાર્યને નાબૂદ કરવાની જડીબુટ્ટી હાથ લાગી ગઈ એમ જલદીથી માની ન લેવું. હા, કારણો હાથ લાગ્યાં એટલે પચાસ ટકા આપણો રસ્તો સરળ થયો તેમ માનવામાં વાંધો નથી. બાકીના પચાસ ટકા માટે આપણે ઘણો ઝીણવટથી વિચાર કરવાનો રહે છે અને સૂઝી આવતી યોજનાઓના તેટલી જ ઝીણવટથી પ્રયોગો પણ કરવાના રહે છે.

આજે આપણાં છાત્રાલયોમાં જે પ્રકારના વિદ્યાર્થીઓ આવે છે તેના ઉપર ચારિત્ર્યઘડતરનું કામ કરવું સહેલું નથી. ખુદ માબાપોનું વર્તન કૃત્રિમ સંયોગોએ અને ખોટા પ્રકારની કેળવણીએ ઘડેલું હોવાથી બાળકોમાં તેનાં બીજ નંખાયાં હોય છે. સ્વભાવોની કુટિલતા, સરળતાનો અભાવ, વિચાર કરવાની અશક્તિ, નિર્ણાયક બુદ્ધિની ખામી, અહંતાની પ્રાથમિક દશા, વગેરે એવાં તો વિકૃત સ્વરૂપ પામીને આપણી પાસે આવ્યાં હોય છે કે તેનાં નાનાં મોટાં પરિણામો આપણને ઘણીયે વખત ગૂંચવાડામાં નાખે છે. આપણું દુર્ભાગ્ય એ છે કે માબાપોનો આપણને પૂરો પરિચય નથી હોતો, અને માબાપોએ પોતાનાં બાળકોનો સાચો પરિચય આપણને આપ્યો નથી હોતો. આવાં બાળકો આપણી પાસે છાત્રાલયમાં આવે છે ત્યારે પ્રથમ તો આપણું કામ એમનો સાચો પરિચય મેળવવાનું રહે છે. એવા પરિચય માટે વિદ્યાર્થીની નાની મોટી દરેક ક્રિયા-પ્રક્રિયાનું આપણે બારીકાઈથી અવલોકન કરવું પડે અને તેના સમગ્ર વર્તનનો ઊંડો અભ્યાસ કરવો પડે. એવા અભ્યાસ વખતે માબાપો સાથે પત્રવ્યવહાર રાખીને એમનાં જીવનો અને વિચારોને જાણી લઈએ તો પણ આપણું કામ સરળ બને ખરું.

ઉપર કહ્યા તેવા ગણાતા વિષમધારણ બાલકો આપણાં છાત્રાલયોમાં આજે તો સારી સંખ્યામાં આવે છે. એ વિષમધારણતા મોટે ભાગે ચામડીના ઉપરછલ્લા રોગ જેવી હોય છે. જ્યાં સુધી એણે લોહીમાં પ્રવેશ નથી કર્યો હોતો, ત્યાં સુધી એ રોગનું નિવારણ અઘરું નથી હોતું. આપણું ગૃહપતિનું કામ એ રોગના સ્વરૂપને પારખી લેવાનું અને તેનો તાત્કાલિક નિકાલ કરવાનું છે. જો તેમ ન કરીએ તો રોગનાં જંતુ લોહીમાં પ્રવેશે અને બીજાં બાળકોને પણ ચેપ લાગે. આ ક્રિયાને આપણે વૈદકીય સારવાર કહીશું. એ સારવારમાંથી કોઈ વખત નાની એવી શસ્ત્રક્રિયા સુધી જવું પડે તો આપણે માટે એ દુઃખદ હશે પરંતુ અનિવાર્ય પણ હશે. આમ છતાંયે તાત્કાલિક વૈદકીય સારવારથી આપણું કામ જલદી પતી જાય તેની કાળજી આપણે હંમેશાં રાખવી જોઈએ. આજનાં આપણાં છાત્રાલયોમાં આ જાતની મોટી સંખ્યા આવતી હોવા છતાં માનસવૈજ્ઞાનિક રોગના અટકાવનો માર્ગ પણ આપણે માટે મુશ્કેલ નથી એ સમજી લેવું જરૂરનું છે. આવી માનસ-વૈજ્ઞાનિક શુદ્ધિની ક્રિયાને આપણાં છાત્રાલયોમાં આજે બહુજ ઓછું સ્થાન છે. પહેલા પ્રકારની ક્રિયા ઘણો મોટો પ્રદેશ રોકી રહી છે. એને કારણે જ આપણે દિશા ભૂલ્યા હોઈએ તેવું બનવા પામ્યું છે. બીજો માર્ગ શુદ્ધ સ્વરૂપમાં વૈજ્ઞાનિક હોવાથી લાંબો હોવા છતાં પરિણામે લાભદાયી છે. વિદ્યાર્થીના રોજના વર્તાવને લક્ષમાં રાખીને સર્વસામાન્ય તાત્ત્વિક વિચારણા કરવાની ટેવ આપણે કેળવતા રહીએ તો વિજ્ઞાનને પંથે પડવાનું આપણે માટે સહેલું થઈ પડે. એ દિશા સાચી છે; એને ભૂલીને બીજા માર્ગનું ગ્રહણ આજે થતું હોય તો તેને અટકાવી દેવામાં જ કેળવણીનું હિત રહેલું છે.

• હરભાઈ ત્રિવેદી •




મુદ્રક • ઈશ્વરલાલ ઇચ્છારામ દેસાઈ 'લોકવાણી' મુદ્રણમંદિર ચૌટાપુલ • સૂરત

પ્રકાશક ચન્દ્રવદન ચૂનીલાલ શાહ • દેસાઈપોળ • સૂરત

વર્ષ ૩ જું                                                  અંક ૧૦ મો



મે · ૧૯૩૮

કોઈ પણ ક્રિયા અથવા ઉદ્યોગ વાટે કેળવણી આપવાના વિચારને જે રૂપ અત્યારે અપાયું છે તે નવું છે, પણ એ વિચાર નવો નથી, અને જૂના સમર્થ કેળવણીકારોએ જાણેઅજાણે એનો અમલ કર્યો છે જ. ફ્રેંચ વૈજ્ઞાનિક પૅસ્ચ્યરની જીવનકથામાં એક ફકરો આવે છે તે આ વિષય પર સારી પેઠે પ્રકાશ પાડે છે, અને ક્રિયા વાટે કેળવણી લેવામાં કેવો આનંદ રહેલો છે તેનો ખ્યાલ આપે છે. ૧૮૫૪ માં પૅસ્ચ્યરને લિલેની વિજ્ઞાનશાળાનો આચાર્ય બનાવવામાં આવ્યો હતો. તે વખતે વિદ્યાર્થીઓને પ્રયોગશાળામાં પ્રયોગો કરવા દેવાની જે નવી પ્રથા શરૂ કરવામાં આવી હતી તેની સ્તુતિ એણે એના ઉદ્‌ઘાટન સમારંભના પ્રથમ પ્રવચનમાં જ કરી, ને કહ્યું: "તમારાં કુટુંબોમાં તમને એવો છોકરો કે જુવાન ક્યાંથી મળશે જેના હાથમાં તમે બટાટો મૂકો, ને એ બટાટામાંથી તે ખાંડ પેદા કરી શકે, ખાંડમાંથી દારૂ પેદા કરી શકે, ને એ દારૂમાંથી ઈથર કે સરકો પેદા કરી શકે, તો તેની જિજ્ઞાસા ને રસવૃત્તિ તરત જ જાગ્રત નહીં થાય? સાંજે ઘેર આવીને કુટુંબીજનોને કહેતાં કયા છોકરાને આનંદ નહીં થાય કે પોતે વીજળી વાટે તાર મોકલવાનું કામ જાતે કર્યું છે? અને સજ્જનો, આટલી ખાતરી રાખજો કે એવા અભ્યાસ ભાગ્યે જ ભુલાય છે. એ તો ભૂગોળવિદ્યા પ્રવાસ મારફતે શીખવવા જેવું છે; એવી ભૂગોળ યાદ રહી જાય છે કેમકે એ જગાઓ વિદ્યાર્થીઓ જાતે જોઈ હોય છે. એ જ રીતે તમારા છોકરાઓ એકવાર હવાનું પૃથક્કરણ કરી જોશે, અને તેમના હાથમાં ને તેમની નજર આગળ હવાનાં તત્ત્વો છૂટાં પડશે, પછી આપણે જે હવા શ્વાસમાં લઈએ છીએ તેમાં કયાં કયાં તત્ત્વો છે એ તેઓ ભૂલી નહીં જાય."

સર્જનમાં એક પ્રકારનો દૈવી આનંદ છે, પણ જ્યાંસુધી સર્જક પોતાના સર્જન વાટે કેળવણી ન લે ત્યાંસુધી એ આનંદનો અનુભવ ન થઈ શકે. ઉદ્યોગ દ્વારા શિક્ષણ આપવાની વર્ધાની શિક્ષણની યોજનામાં બાળકોને નીરસ વૈતરું કરવું પડશે એવી બીક જેઓ રાખે છે, તેમને ખબર નથી કે ઉદ્યોગને લગતી ક્રિયાઓની બુદ્ધિપૂર્વક સમજમાંથી ને પોતે પેદા કરેલી ચીજમાંથી બાળકોને જે આનંદ મળી રહેશે તે આજની વૈતરારૂપ કેળવણીને બદલીને નિરંતર રસ આપનારી બનાવી દેશે.

— શ્રી. મહાદેવ હરિભાઈ દેસાઈ

# માધ્યમિક શાળાનો શિક્ષક*

શ્રી. મોહનલાલ શાહ

વિષય ઘણો વિશાળ છે અને એ વિષે પુષ્કળ કહી શકાય. પરંતુ હું તો માત્ર માધ્યમિક શાળાના શિક્ષકોના સંબંધમાં કેટલીક સત્ય બીનાઓ રજૂ કરી મારો વિષય ટૂંકમાં જ પતાવવા પ્રયત્ન કરીશ.

આપણે શિક્ષકો ઘણા જ સંકુચિત વાતાવરણમાં જન્મ્યા છીએ અને મોટા થયા છીએ. આપણું શિક્ષણ પણ એવા વાતાવરણથી મુક્ત ન્હોતું. જ્યારે આપણે વિદ્યાર્થી હતા ત્યારે શાળાઓમાં યંત્રવત્ લેવાતી પરીક્ષા પસાર કરવાનો જ આપણો હેતુ હતો. કોઈ પણ પ્રકારે પરીક્ષામાં સફળ થવું એ જ આપણું ધ્યેય હતું. થોડાક ફેરફારો સાથે હાલ પણ એવી જ પરિસ્થિતિ ચાલુ છે. વિદ્યાર્થીજીવનમાં આપણા ઘણાયે મિત્રો હતા. તમને એ યાદ તો આવતા હશે. અત્યારે તેઓ શું કરે છે? જીવન અને સમાજમાં તેમનું સ્થાન ક્યાં છે? શાળામાં મળેલું શિક્ષણ તેમને કેટલે અંશે મદદ કરે છે? આપણા જ ધંધામાં એ કેટલે દરજ્જે ઉપયોગી નીવડ્યું છે? આ બધા પ્રશ્નો- ઉત્તર તમારી નજરાશે આપજો. મારે તો તમારા સંબંધમાં જ કહેવાનું છે. હર્ષ યા શોક સહિત યાદ કરો કે એ દિવસ, કે જ્યારે તમે શિક્ષકના ધંધામાં જોડાયા. ખાસ કરીને આ જ ધંધો કેમ પસંદ કર્યો એનું કારણ મારે નથી જાણવું. કદાચ તમને બીજે નિષ્ફળતા મળી હોય અથવા તો કુમળાં અને નિર્દોષ બાળકો પ્રત્યે તમારા પ્રેમને લીધે આ ધંધો તમે પસંદ કર્યો હોય. પરંતુ એથી તમારે લેશમાત્ર પણ નારાજ થવાનું નથી. કારણ પ્રજાના ઘડતરમાં અમૂલ્ય ફાળો આપનારાઓ-માંના તમે એક છો. તમારી મહેનતનો યોગ્ય બદલો જરૂર મળશે. બાળકોની માનસિક શક્તિઓ ખીલવી, તેમનામાં સારી ટેવો દાખલ કરી, સારા સંસ્કારો અર્પી તેમનામાં આત્મશ્રદ્ધા ઉત્પન્ન કરવી એ પ્રાથમિક શાળાઓના આપણા શિક્ષકબંધુઓનું કાર્ય છે. પરંતુ એથીય વધુ જવાબદારી-ભરેલું કાર્ય આપણે કરવાનું છે.

'માધ્યમિક શિક્ષણ દરેકને મળવું જોઈએ' એ સૂર આજે બધી જ પ્રગતિશાળી પ્રજા કાઢે છે. શિક્ષણમાં આગળ વધેલા દેશોમાં દરેક બાળકને પંદર વર્ષની વય સુધી ફરજિયાત અને મફત શિક્ષણ મળે છે. અગિયાર વર્ષની ઉંમરે પછી બાળકનું માધ્યમિક શિક્ષણ શરૂ થઈ પંદર વર્ષની ઉંમરે સમાપ્ત થાય છે. અઢાર કે વીસ વર્ષની ઉંમરે તો દેશનો દરેક યુવાન જીવનના કાર્ય માટે તૈયાર થઈ રહે છે. પાઠશાળાઓ અને હુન્નરઉદ્યોગોની શાળાઓમાં ઉચ્ચ શિક્ષણ મેળવનારાઓની સંખ્યા ઘણી ઓછી છે. આ તો આપણે સરકારી શાળાઓની વાત કરી. ત્યાંની જાહેર શાળાઓની પદ્ધતિ જુદી હોય છે. ઇંગ્લંડની જાહેર અને સરકારી શાળાઓ એક જ પ્રકારના કાર્યમાં ગુંથાયેલી હોય છે, પરંતુ જુદા જુદા ધોરણ પર જાહેર શાળાઓમાં સારામાં સારા વીણી કાઢેલા વિદ્યાર્થીઓને જ લેવામાં આવે છે. આવી શાળાઓમાંથી શિક્ષણ લઈને બહાર પડેલા વિદ્યાર્થીઓ કાર્યદક્ષી, વિચારવંત અને કંઈક નવીન કરી શકે એવા હોય છે. એ લોકો જ આખા સામ્રાજ્યના સંચાલકો થઈ પડ્યા છે એ શાળાઓના શિક્ષકો ખંતપૂર્વક કામ કરનારા, પ્રમાણિક માન્યતાવાળા, નવીનતા દાખલ કરવાની ઇંતેજારી રાખનારા અને વખત આવે પોતાનું માનસ બદલી શકે એવા હોય છે.

---

* મુંબઈ ઇલાકા માધ્યમિક શિક્ષક પરિષદમાં મુંબઈની બાબુ પન્નાલાલ જૈન સ્કૂલના શિક્ષક રા. શાહે વાંચેલા 'The Secondary Teacher' નામના નિબંધનો શ્રી. રતનલાલ તોલાટે કરેલો અનુવાદ

પશ્ચિમના મારા અનુભવો લક્ષમાં રાખી આપણી માધ્યમિક શાળાઓ અને શિક્ષકોની વાત કરવી એ મારે માટે ઘણું કઠિન અને નિરાશાજનક કાર્ય છે. અત્યારે લગભગ બધા જ શિક્ષકો વિદ્યાર્થીઓમાં અણગમતી થઈ પડેલી શાળાંત પરીક્ષા માટે તૈયાર કરવામાં રોકાયલા હોવાથી, આદર્શ સ્થિતિ હેઠળ ચાલતી માધ્યમિક શાળાઓમાં એમનામાં થોડાને જ લેવામાં આવે. નબળી શક્તિવાળા વિદ્યાર્થીઓ માટે અલાયદી શાળાઓ ન હોવાથી, એક જ વર્ગમાં જુદી જુદી શક્તિઓ ધરાવનારા વિદ્યાર્થીઓને શિખવવાનું કાર્ય ઘણું મુશ્કેલ અને ગૂંચવણભરેલું છે. એનું પરિણામ ઘણું ખરાબ આવે છે. એમાં માનવશક્તિ અને દ્રવ્યનો વ્યય થાય છે. આવાં અનિષ્ટ પરિણામોનો દોષ આપણે શિક્ષકોને માથે ઢાળવવામાં આવે છે. આપણા વિદ્યાર્થીઓ કેવળ પુસ્તકિયું જ્ઞાન ધરાવનારા નીવડે છે. શાળાનું શિક્ષણ પૂરું કર્યે તેમનામાં નથી હોતું જ્ઞાનનું તેજ, કે નથી હોતી કામ કરવાની શક્તિ; તેઓ તદ્દન નિરસ અને કમજોર માલૂમ પડે છે. જીવનમાં કેમ આગળ વધવું એમનું પણ તેમને ભાન હોતું નથી. ભર દરિયે ઝોલાં ખાતાં વહાણ જેવી તેમની સ્થિતિ હોય છે. આપણી આખી શિક્ષણપદ્ધતિને તદ્દન નવેસરથી ઘડવાની ખાસ જરૂર છે. માધ્યમિક શાળાઓમાં સારામાં સારા વિદ્યાર્થીઓને જ દાખલ કરવા પગલાં ભરવા જોઈએ. જ્યાં સુધી એમ નહીં થાય ત્યાં સુધી આપણી બધી મહેનત નિરાશામાં જ પરિણમશે.

આ સ્થિતિ માટે આપણે કોનો દોષ કાઢવો? કેળવણીખાતાના અધિકારીઓનો કે પોતાના બાળકોને શાળામાં શું શિખવવામાં આવે તે જાણવાની જરાયે પંચાત ન કરનાર બેપરવા માબાપોનો? ગમે તેનો દોષ હોય પરંતુ આપણે બીજાને દોષ દેવો ઘટતો નથી. કારણ, આપણી પોતાની જ ખામીઓ શોધી કહાડી તેમને સુધારવાનો પ્રયત્ન કરવો જોઈએ. 'જાતને બરાબર પારખતા શીખવું' [ Know thyself ] એ જ આપણો મુદ્રાલેખ હોવો જોઈએ. આપણી ખામીઓ, આપણામાં પેઠેલો સડો વગેરેની તપાસ કરવામાં એનો ઉપયોગ કરીએ.

આપણી ફરજો આપણે બરાબર બજાવીએ છીએ? હાલની શિક્ષણપદ્ધતિને સુધારી તેને ઉચ્ચ કક્ષાએ લઈ જવા આપણે ખરેખર આતુર છીએ? આપણાં બાળકોની કેળવણીનો સમસ્ત જગતની દૃષ્ટિએ વિચાર કરીએ છીએ? બેપરવાઈ, સંકુચિત મનોદશા, નજીવી ઈર્ષા—આ બધા માટે શું આપણે જવાબદાર નથી? આ બધા અગત્યના પ્રશ્નોના જવાબ આપવા મારે માટે મુશ્કેલ છે. પરંતુ આ પરથી હું શિક્ષકોની કાળી બાજુ ચીતરું છું એમ ન માનશો. હું તો એમ ઇચ્છું છું કે દરેક શિક્ષક દેશની સંસ્કૃતિ અને ઉપયોગી પ્રણાલિકાઓનો વાહક બને; સરકાર અને સમાજ બન્ને શિક્ષકના ધંધાને માન આપે. 'પોતે બીજાથી ઊતરતો છે' [ Inferiority Complex ] એવો ખ્યાલ એના મગજમાંથી હંમેશને માટે નીકળી જવો જોઈએ. કારણ, એક સ્વદેશપ્રેમી નેતા પ્રજાની જેટલી અમૂલ્ય સેવા બજાવે છે એટલી જ, બલ્કે એથીયે વધુ કીમતી સેવા એક શિક્ષક બજાવી શકે છે.

અત્યારે તો શાળાંત પરીક્ષા માટે ઘડાયલી યોજના પ્રમાણે અક્ષરશઃ વર્તવામાં દરેક શિક્ષક પોતાને કૃતકૃત્ય માને છે. ઠેઠ અંગ્રેજી પહેલા ધોરણથી સાતમા ધોરણ સુધી વિદ્યાર્થીઓને એક જ પદ્ધતિ મુજબ શિખવાય છે. બધા ધોરણોનું કામ સાતમા ધોરણને ધ્યાનમાં રાખીને કરવામાં આવે છે. મારા શિક્ષકબંધુઓને તેથી મારી વિનતિ છે કે શાળામાં સ્વતન્ત્રપણે અને ઉદ્દેશપૂર્વક તમે જે કાર્ય કરતા હો તેની આડે શાળાંત પરીક્ષાને ન આવવા દેશો. વિદ્યાર્થીઓમાં સ્ફૂર્તિ અને રસ આણવા દરેક શિક્ષકે પુસ્તકોમાંના લખાણને બહુ જ સુંદર અને સ્પષ્ટપણે સમજાવવા એ તેની પવિત્ર

ફરજ છે. ફક્ત પરીક્ષાના જ દૃષ્ટિબિંદુથી શીખવતા સેંકડો શિક્ષકો શું નથી માલૂમ પડતા? એનું પરિણામ શું આવે છે તે આપણે સારી રીતે જાણીએ છીએ.

વ્યવહારુ જીવનમાં જરાયે ઉપયોગી ન નીવડે એવું અધૂરું અને ત્રુટક જ્ઞાન આપણે વિદ્યાર્થીઓ આપીએ છીએ. તેમનામાં ઝડપથી વિચાર કરી શકવાની શક્તિ આવતી નથી. સાત-સાત વર્ષના શાળાના અભ્યાસને અંતે પણ તેમની વિચાર શક્તિ સુપ્તાવસ્થા ભોગવે છે. આપણી મહેનતનાં આવાં પરિણામો આવે એ શું ઇચ્છવાયોગ્ય છે?

ત્યારે આવી અવ્યવસ્થા દૂર કરવા આપણે શું કરશું? આખી શિક્ષણપદ્ધતિ તદ્દન નવેસરથી યોજાય ત્યાં સુધી થોભીશું? શાળાઓ બદલાશે, નવા વિદ્યાર્થીઓ આવશે, નવી યોજનાઓ હેઠળ શાળાઓને નવાં સાધનો પૂરાં પાડવામાં આવશે. આ બધું થશે પરંતુ આપણે શિક્ષકો તો મોટે ભાગે એ જ રહેવાના, આપણે કંઈ નવેસરથી ઘડાવાના નથી, તેથી જ દરેક શિક્ષકની અર્ધપક્વ શક્તિઓ સંપૂર્ણપણે ખીલવવા માટે કહું છું.

તેથી દરેક શિક્ષકે વખતના વહેણ સાથે રહેવું પડશે. એની અજ્ઞાનતા એને આશીર્વાદરૂપ નહીં રહે. હાલની પદ્ધતિ મુજબ શીખવી સંતોષ માનવાથી તેને ભવિષ્યમાં ફાયદો નહીં થાય. સમયાનુસાર પોતાનામાં યોગ્ય ફેરફાર કરતાં એને નહીં આવડશે તો ભવિષ્યમાં ઘણું દિલગીર થવું પડશે. તેથી આપણા તથા બીજા દેશોમાં કેળવણીને લગતા અને બીજા ઉપયોગી સાહિત્યના વિશાળ વાચન અને સતત અભ્યાસ વડે તમારા વર્ગમાંના અનુભવને વિસ્તૃત બનાવવો પડશે. તમને એમ કરવાનો સમય નથી એમ કદી ન કહેશો. આપણા અને બીજા દેશોમાં બાળકોની કેળવણીને લગતું રોજ કંઈક વાંચવું એવા નિયમ રાખો. પોતાને જોઈતી માહિતી અને માર્ગદર્શન માટે જે શિક્ષક ફક્ત વર્ગમાં શીખવવામા આવતાં પુસ્તકો ઉપર જ આધાર રાખીને બેસી રહે છે એવા શિક્ષકને શિક્ષક તરીકે જીવવાનો જરાયે અધિકાર નથી. બાળકોની કેળવણીમાં નવીનતા દાખલ કરવા દરેક પ્રગતિશાળી પ્રજાના કેળવણીકારો નવા નવા અખતરાઓ કર્યે જાય છે. એ અખતરાના શુભ પરિણામોમાંથી પણ લાભ ઉઠાવવા આપણે તૈયાર નથી. બીજાના અનુભવમાંથી લાભ ઉઠાવવાના વિચારને આપણે કેટલીક વખત હસી કાઢીએ છીએ. કેળવણીને લગતી જુદી જુદી બાબતો પર સેંકડો પુસ્તકો લખાયાં છે. એમાંથી તમને ગમતાં પુસ્તકો પસંદ કરી ઘેર અથવા તમારા મિત્રો સાથે એમનો અભ્યાસ કરો. તમારી શાળા યા તમારા શહેરમાં અભ્યાસસંઘ સ્થાપો. દરેક શિક્ષકે લક્ષમાં રાખવું જોઈએ કે વર્ગમાં કોઈ પણ વિષય સચોટ રીતે શીખવવા માટે દેશની ભૂત સંસ્કૃતિ તથા પ્રણાલિકાઓનું તેને ઠીક ઠીક જ્ઞાન હોવું જોઈએ. દરેક શિક્ષક પોતાનું સ્વતંત્ર પુસ્તકાલય બનાવે તો મને બહુ ગમે.

અત્યારે આપણી ટ્રેઇનિંગ કૉલેજો બહુ સુંદર કાર્ય કરી રહી છે: પરંતુ તેમાં પણ જૂજ શિક્ષકો માટે જ આ સગવડ થઈ શકે. જેમને એ કૉલેજોમાં તાલીમ લેવા માટે વર્ષો સુધી થોભવાનું છે તેમનું શું? કેળવણીને લગતું સાહિત્ય વાંચવાનું અને કેળવાયલા અને અનુભવી શિક્ષકોના સંસર્ગમાં રહેવાનું તેમને માટે હાલ પૂરતું બસ છે.

આ બધું દરેક શિક્ષક પોતાને માટે અને પોતાની જાતે જ કરે એમ હું ઇચ્છું છું. બીજા એમાં મદદ કરે તો પણ સારું. હાલનો શિક્ષક તો ઘણો જ ગરીબ છે. તે માનસિક, શારીરિક અને

આર્થિક ભૂખમરો વેઠે છે. પરિણામ એ આવે છે કે ઊગતા યુવાનો અને પ્રજાને એનાં અનિષ્ટ પરિણામો સહન કરવાં પડે છે.

બીજા ભલે શિક્ષકોના દુર્ભાગ્ય પ્રત્યે બેદરકારી બતાવે પરંતુ શિક્ષકની તો હવે આંખ ઉઘાડ્યાની ફરજ જ છે. પોતાનો દરજ્જો સુધરવાનું કામ એનું છે. આખા પ્રશ્નાકાની બધીય શાળાના શિક્ષકો સતેજ થઈ કામ કરવા મંડી પડે. તેના કેળવણીવિષયક આદર્શ અને અમલમાં, વિચાર અને કાર્યની મૌલિકતા લાવવા દરેક શિક્ષકે કોશીશ કરવી જોઈએ. દરેકે શિખવવાની કળા હસ્તગત કરવી પડશે. સારામાં સારા વિદ્યાર્થીઓ હોય, શ્રેષ્ઠ અભ્યાસક્રમ હોય, ઉત્તમ સાધનો હોય, અને આકર્ષક પગાર હોય તો પણ જો શિક્ષક જાતે જ નિ:રસ અને નિરુત્સાહી હોય તો આ બધું નિષ્ફળ જાય. સાદાં સાધનો વડે વધુમાં વધુ જ્ઞાન આપી શકે એવું શિક્ષણ સૌથી શ્રેષ્ઠ છે.

શિક્ષકના ધંધા માટે તાલીમ લેવી એ વિચારને ઘણા શિક્ષકો હસી કાઢે છે. તમે એ વિચારને ભલે હસી કાઢો પરંતુ મહેરબાની કરીને તમારા શિક્ષણના કાર્ય પ્રત્યે એટલી બેપરવાઈ ન બતાવશો. દરિયાઈ મુસાફરી કરી નવા શોધી કઢાયલા દેશો વિષે તમે શિખવતા હો તો ઘડી ભર જગવાનું પણ વીસરી જજો. જેવી રીતે તમારો ઉત્સાહ ચેપી છે એવી જ રીતે તમારું મંદપણું પણ ચેપી છે. તમારા વિદ્યાર્થીની માનસિક અને શારીરિક શક્તિઓ ખીલવવામાં તમે કેટલા સફળ નીવડયા એ જાણવા હંમેશ આતુર રહેજો. આ ધંધામાં ભૂત અને વર્તમાન કાળના મહાન કેળવણીકારો પોતાના સમય અને શક્તિનો જરાયે દુર્વ્યય કર્યા વગર કેવી રીતે પ્રવીણ બન્યા એ તમારે જાણવું જોઈએ.

આ બધું શિક્ષકોને ટ્રેઇનિંગ કૉલેજમાં શિખવવામાં આવે છે. પરંતુ કમભાગ્યે કેટલીક વખત તાલીમ પામેલા શિક્ષકો પણ પોતાનું કામ સંતોષકારક રીતે કરી શકતા નથી. એનાં કારણો દેખીતાં છે. પરીક્ષાના દૃષ્ટિબિંદુથી જ વાંચવાની ટેવ આપણામાં ઊંડી ઊતરી ગઈ છે. આ ખરેખર ખેદજનક છે. આપણું શીખેલું જલ્દી ભૂલી જવાય છે અને પરીક્ષા પછી પુસ્તકો ખાંજરે પડે છે. અહીં હાજર રહેલા શિક્ષકોમાં એવા કોઈ હોય તો હું તેમને એ પુસ્તકો ફરીથી વાંચી જઈ એમના અનુભવોનો વર્ગમાં ઉપયોગ કરવા અરજ કરીશ. ખંત અને ચીવટથી કરવામાં આવેલું કામ સારા ફળ આપે છે અને જો એ કામ ઉત્સાહપૂર્વક કરવામાં આવે તો એનાં પરિણામ ઘણા જ આશ્ચર્યજનક અને સંતોષકારક આવે છે.

ટ્રેઇનિંગ કૉલેજોમાં કેળવણીના સિદ્ધાંતો અને માનસશાસ્ત્રના પુસ્તકોનો અભ્યાસ કરવો પડે છે. એના અભ્યાસથી ઘણું જ્ઞાન મળે છે. બાળક તથા પુખ્ત ઉંમરના માણસોનાં મન કેવી રીતે કામ કરે છે અને માનસિક શક્તિઓ કેવી રીતે ખીલે છે એ બધું એના અભ્યાસથી જાણી શકાય છે. ઉપલાં ધોરણોથી નીચેના ધોરણનું શિક્ષણ જુદું હોવું જોઈએ એનું આપણને સારી રીતે ભાન થાય છે. ત્યારે શું દરેક શિક્ષકે બાળકોના મગજ અને એની મગજશક્તિ કેવી રીતે કામ કરે છે એ જાણવા પ્રયત્ન ન કરવો જોઈએ? માનસશાસ્ત્રનો અભ્યાસ શિક્ષકોને બાળકોની શારીરિક અને માનસિક શક્તિઓ અને લાગણીઓ કેવી રીતે ખીલે છે તે બરાબર સમજાવશે.

પરંતુ આપણા બધા પ્રશ્નોનો ઊકેલ એકલું માનસશાસ્ત્ર નહીં કરી શકે. એના અભ્યાસ ઉપરાંત દરેક શિક્ષકે વર્ગમાં શિખવવાના વિષયને લગતી તમામ માહિતીઓ મેળવી લેવી જોઈએ. તેણે માત્ર ખંતપૂર્વક શીખવ્યે જવાનું નથી. પરંતુ સાથે સાથે કેળવણીવિષયક વિચારો અને પ્રવાહોનો જિંદગીપર્યંત અભ્યાસ કરવાનો છે. જે દિવસે તે નવું જ્ઞાન મેળવનો

અટકશે, જે દિવસે તેનામાં અહંકાર આવશે, જે દિવસે તે સંકુચિત મનોદશાવાળો અને અદેખો બનશે, જે દિવસથી પોતાને હાથ ધરેલાં કામ પ્રત્યે અણગમો દર્શાવશે, જે દિવસથી તેના કાર્યનો જીવન અને સમાજ સાથે સંબંધ નહીં રહેશે, તે દિવસથી એનું પતન થઈ ચૂક્યું છે એ જરૂર માનજો. એનું ભારે પતન થશે. એનો ધંધો તે દિવસથી ઉમદા નહીં ગણાય.

માધ્યમિક શિક્ષકે માત્ર શિક્ષણ નથી આપવાનું પરંતુ વિદ્યાર્થીઓને સારી રીતે કેળવવાના છે. આ ધંધાનું ધ્યેય પવિત્ર હોવાથી ઘણા માણસોને શિક્ષકો પ્રત્યે અદેખાઈ આવે છે. જો શિક્ષકો અંતઃકરણપૂર્વક પોતાની ફરજો બજાવે તો દેશના ઘણાયે યુવકોના હૃદયમાં તેમની મૂર્તિ હંમેશ જડાયલી રહેશે. પોતાની કેળવણીના આદર્શો અમલમાં મૂકવા દરેક પ્રજાની નજર પ્રથમ શિક્ષકો પર પડે છે. ગઈ મહાસભામાં પ્રાથમિક શિક્ષણ માટે જે ઠરાવ થયો તે ભવિષ્યમાં માધ્યમિક શિક્ષણ કેવું હશે તે સૂચવે છે. તેથી જ આપણે ઘણા સ્ફૂર્તિવાળા અને નવા સંજોગોમાં કામ કરી શકીએ એવા બનવું પડશે. સુમાર્ગે દોરવાયલી આપણી મહેનત આપણા ધંધાને કીર્તિ અપાવશે.

તેથી આપણે શિક્ષકોને આપણી શાળાઓના મુખ્ય શિક્ષકો અને બીજા સંચાલકોનો સંપૂર્ણ ટેકો જોઈશે. વર્ગમાં સ્વતંત્રપણે શિખવવાની છૂટ શિક્ષકો પાસે લઈ લેવામાં આવે તો શિક્ષક પોતાનું કાર્ય સારી રીતે કરી શકતો નથી. ડગલે અને પગલે શિક્ષકોની ખામી કાઢી એમના કાર્યમાં અવરોધ કરવાની વૃત્તિ શાળાના મુખ્ય શિક્ષકો રાખે તો શિક્ષક જરૂર નિરાશ બની જાય અને પોતાનો આત્મવિશ્વાસ ગુમાવી બેસે. પરિણામ એ આવે કે વિદ્યાર્થીઓ પણ એમના જેવા નિસ્તેજ અને મંદ બની જાય.

વર્ગમાં શિખવતી વખતે તમારાંમાના ઘણાને લાગ્યું હશે કે શિક્ષક તરીકેના જીવનની શરૂઆત કરતા પહેલાં જો તમને સહેજ તાલીમ અને મહાવરો આપવામાં આવ્યો હોત તો તમે ઘણી સારી રીતે કામ કરી શક્યા હોત; તમારી ઘણી ભૂલો થતી અટકાવી શકત; અને વિદ્યાર્થીઓનો ઘણો સમય બચાવી શક્યા હોત.

હવે વર્ગમાં શિખવતી વખતે ધ્યાનમાં રાખવા જેવી કેટલીક બાબતો વિષે હું તમને કહીશ. વર્ગમાં શિખવવાના વિષય સાથે ચાલુ બનાવોનો સંબંધ સાધવા દરેક શિક્ષકે પ્રયત્ન કરવો જોઈએ. તેથી આપણે સ્કાઉટિંગ, ચિત્રપટ, શાળાનાં પર્યટન, રેડિયો, ગ્રામોફોન, ચિત્રો, નમૂનાઓ તથા આધુનિક ચળવળોનો જેમ બને તેમ છૂટથી અને બુદ્ધિપૂર્વક ઉપયોગ કરવો જોઈએ. તમારામાંથી કોઈને આ બધી ચીજોનું પૂરતું જ્ઞાન ન હોય તો તેણે બીજા અનુભવી અને જાણકાર શિક્ષકો પાસેથી એ જ્ઞાન મેળવી લેવું જોઈએ. તેમણે જાતે વિદ્યાર્થીઓ સાથે બધી રમતોમાં ભાગ લેવો જોઈએ. દરેક વર્ગશિક્ષકને ટૂંક સમયમાં જ પોતાના વિદ્યાર્થીઓની શારીરિક કેળવણીની સંભાળ લેવી પડશે. પરંતુ બધા શિક્ષકો આ કામથી જાણકાર હોતા નથી. આ મુશ્કેલી દૂર કરવાનો માત્ર એક જ ઉત્તમ માર્ગ છે. એક સત્રના સમય દરમ્યાનમાં શાળાના શારીરિક ખાતાના અધિકારીએ બધા શિક્ષકોને એ વિષયનું સંપૂર્ણ જ્ઞાન આપી દેવું જોઈએ. જો આપણે બધા હળીમળીને અને ઉત્સાહપૂર્વક આ કામ ઉપાડી લઈએ તો ટૂંક સમયમાં ઘણા આગળ વધી શકીએ.

આખી શાળાનું વાતાવરણ જેમ બને તેમ શુદ્ધ, નિર્મળ અને અંદરઅંદરની નજીવી તકરારો વિનાનું હોવું જોઈએ. વિદ્યાર્થીઓની સર્વદેશીય પ્રગતિને આડે આવે એવો કોઈ પણ વિચાર શિક્ષકોના મગજમાં ન આવવો જોઈએ. આપણા વિદ્યાર્થીઓને આપણે ઉજ્જ્વળ ચારિત્ર્યવાળા બનાવી તેમના ખાનગી અને જાહેરજીવનને નિષ્કલંકિત બનાવવા ઇચ્છા રાખીએ છીએ. શું આપણા જ પોતાના દાખલાથી એ ઇચ્છા પાર પાડવા આપણે યત્ન ન કરવો જોઈએ ?

આપણી શાળામાં વધુ પડતા વિષયો શિખવીએ છીએ. ઘણા વિષયોના થોડા થોડા ભાગ શિખવવાથી વિદ્યાર્થીઓને ત્રુટક ત્રુટક જ્ઞાન આપીએ છીએ એ આપણે બધા સારી રીતે જાણીએ છીએ. તેથી આપણે વિદ્યાર્થીઓના મગજમાં જે વિચારો દાખલ કરીએ તે થોડા અને અગત્યના હોવા જોઈએ. વિદ્યાર્થીઓ એ વિચારો બરાબર સમજે અને વખત આવે જીવનમાં તેનો યોગ્ય ઉપયોગ કરી શકે ત્યારે જ આપણું શિખવેલું સફળ થયેલું કહેવાય; તેથી જુદા જુદા ધોરણોમાં ચલાવવાના વિષયોની પસંદગી કરવામાં આપણે ઘણી કાળજી રાખવી પડશે.

હવે આપણે માટે એક ઘણો અગત્યનો પ્રશ્ન વિચારવાનો રહે છે. કઈ ભાષાદ્વારા શિક્ષણ અપાવવું જોઈએ ? એટલું તો ચોક્કસ છે કે જે જે પ્રજાએ પોતાની માનસિક અને ઔદ્યોગિક પ્રગતિ સાધી છે તે પોતાની માતૃભાષાદ્વારા શિક્ષણ આપીને—નહીં કે પરદેશી ભાષાદ્વારા. ગમે તે ભાષાદ્વારા શિક્ષણ અપાય પરંતુ આપણે તો આપણી માતૃભાષાને સમૃદ્ધ બનાવવામાં મહત્ત્વનો ભાગ ભજવવાનો છે. અત્યારસુધી આપણી ભાષાઓને આપણે ઘોર અન્યાય કર્યો છે. જ્યાં સુધી દેશની જુદી જુદી ભાષાઓનો સંપૂર્ણ વિકાસ નહીં થાય ત્યાં સુધી શિક્ષકો, વિદ્યાર્થીઓ અને આખા સમાજના વિચારો અને કાર્યનું ઐક્ય સધાશે નહીં.

જો બધા જ શિક્ષકો એક વખત દૃઢ સંકલ્પ કરી પોતપોતાનું કાર્ય અંતઃકરણપૂર્વક કરવા મંડી પડે તો ટૂંક સમયમાં તેઓ આખા સમાજનું જીવન પલટાવી શકે. બીજા દેશોમાં પણ એ જ પ્રમાણે થયું છે. આપણા દેશમાં શા માટે એમ ન કરીએ ?

અંતમાં, આપણા પવિત્ર ઉદ્દેશને સરળતાથી અને સફળતાથી પાર પાડવા પ્રભુ આપણને શક્તિ, હિંમત અને ડહાપણ બક્ષે એવી મારી પ્રાર્થના છે.

# કવિતાશિક્ષણ

શ્રી. મણિભાઈ શામળદાસ શાહ

"In a poem the poet gives a personal experience of his own; that this experience is one in which the poet feels as well as thinks, loves as well as knows."
— E. Parker

આપણી શાળાઓમાં કવિતાનું શિક્ષણ જે પદ્ધતિથી આપવું જોઈએ તે રીતે તે આપવામાં આવતું નથી. ઘણી શાળાઓમાં કવિનાની બબ્બે કડીઓ મોઢે કરી લાવવા બાળકોને આપવામાં આવે છે. અને બીજે દિવસે શિક્ષક તે બોલાવે છે. પછી એક એક ટુક લઈ, તેના અન્વય અગર પર્યાય શબ્દ આપી સમજૂતી અગર અર્થ શિખવવામાં આવે છે. આમ શિક્ષક તે વિષય વાચનની માફક શીખવે છે. પણ આમ કરવું સુંદરમાં સુંદર કાવ્યને ભાંગીતોડીને તેમાં સુંદરતા ક્યાં રહેલી છે તેની શોધ કરવા બરાબર છે. જેમ બાગની અંદર ફૂલના છોડ ઉપરથી એક ફૂલ ચૂંટી કાઢવામાં આવે અને તેને બીજા ઓરડામાં મૂકવામાં આવે ત્યારે તે ઓરડાની શોભામાં વૃદ્ધિ કરે છે પરંતુ તે બીજાં ફૂલથી છૂટું પડેલું હોવાથી, પોતાની આકર્ષક શક્તિ થોડા પ્રમાણમાં ગુમાવે છે તે જ પ્રમાણે, કાવ્યના ભાગ પાડી શિખવવામાં આવે તો તેની સુંદરતા તથા ભાવમાં ઊણપ આવે છે, અને તેથી જ કવિતાનું ખરું શિક્ષણ તો બાળકો, કાવ્યમાં રહેલાં આનંદ, રસ તથા તેના ભાવનો અનુભવ કરે તેમાં જ છે. આ માટે શિક્ષકે આખું કાવ્ય એક અને અવિભક્ત એકમ તરીકે, લઈ કવિનો અનુભવ તથા તેમણે જે વિચાર્યું હોય તથા અનુભવ્યું હોય, અને જે બાબતોનો તેમને સહજ અનુભવ થતાં તે સમયે તેમણે પોતાનાં અનુભવ, વિચાર તથા પ્રેરણા જે શબ્દોમાં ગૂંથીને આલેખ્યાં હોય તે કવિનું આખું માનસ સમજવા યત્ન કરવો જરૂરી છે. આમ આખી કવિતાની ઢબ તથા તેના શબ્દેશબ્દમાં કવિએ જે ભાવ મૂકી આનંદ અનુભવ્યો હોય તે વિચારવા તથા અનુભવવાનો આપણો પ્રયાસ હોવો જોઈએ; એટલે કે કવિતાનું ખરું શિક્ષણ કાવ્યાનંદમાં જ છે એ બરાબર સમજવું તથા આવાં કાવ્ય વાંચી તે આનંદ લેવો તથા લેવડાવવા યત્ન કરવો આવશ્યક છે.

સામાન્ય રીતે કવિતાની ભૂમિકા માટે કવિ કુદરત, પ્રાણી, પદાર્થમાંથી હકીકત લે છે અને તેના કોઈ પદાર્થ અગર પ્રાણી ઉપર પોતાનો અનુભવ તથા તેનું વર્ણન લખી આનંદ લે છે. આમ તેઓ ખરી વસ્તુ ઘણા વખત પહેલાં આપણે જોઈ હોય તેનો ચિતાર યથાર્થ રીતે આપે છે અને જ્યારે તેવી હકીકત આપણે વાંચીએ છીએ ત્યારે તે જ અનુભવ આપણે પણ ફરીથી મેળવીએ છીએ. આપણને આપણો અનુભવ તાજો થાય છે. કવિ આમ વર્ણન કરી અટકી જતા નથી. પરંતુ તેઓ આથી આગળ વધીને પોતાને અનુકૂળ તે તે બાબતોમાં શું હોવું જોઈએ તથા પોતાનાં મંતવ્યોને અનુલક્ષીને કવિતાના ભાવ યોજે છે અને તર્કશક્તિ વડે પોતે અનુભવી રહેલ દુનિયા–પોતાના વિચાર આપણી સમક્ષ મૂકે છે. આમ કવિ ઘણી વખત ઘણા સમય પછી થનાર સુધારાનો ખ્યાલ પોતે હલ કવિતાદ્વારા આપે છે. કવિ નવી દુનિયાના સર્જક હોવાથી, લોકોની બદીઓ દૂર કરવા, તેમજ રાષ્ટ્ર તથા તે તરફની તેમની ફરજો વગેરેનું સાચું જ્ઞાન આપે છે. કવિ આ રીતે પોતાની તર્કશક્તિ એટલી બધી દોડાવે છે કે તેમને આપણી દુનિયામાં રહેવું આકરું લાગે છે. તેમને જે સ્વાનુભવ થયો હોય છે તેમાં જ રચ્યાપચ્યા રહેવાનું તેમને ગમે છે અને તેથી ઘણા કવિઓ ગાંડા જેવા આપણી નજરે જણાય છે. આમ કવિને સમાજસુધારક પણ ગણી શકાય છે.

કોઈ સ્વજનના મરણ પાછળ કવિતા લખવાની પ્રથા છે. આવાં કાવ્યોને અંગ્રેજીમાં Elegy કહે છે. ગૂજરાતીમાં તેવા કાવ્યને કરુણ પ્રશસ્તિ તરીકે ઓળખવામાં આવે છે. આવાં કાવ્યોમાં સ્વજનના મૃત્યુને લીધે કવિને થયેલો વિયોગ, દુઃખ અથવા તેનો અનુભવ અને તેદ્વારા અસાર સંસાર માટેનું તત્ત્વચિંતન કવિ આલેખે છે. આમ કવિ ગમે તે વિષય ઉપર પોતાના વિચારો દર્શાવી પોતાનો અનુભવ તથા હર્ષશોક વર્ણવે છે. કવિ દલપતરામની કવિતામાંથી બે પંક્તિઓ અહીં ઉપયોગી થઈ પડે તેવી જણાય છે.

" કવિતા કહીએ કલ્પના, જન મન રંજન થાય,
સરસ સરસ રસ શબ્દ કરી, અર્થની રચના આણ."

...

" કોમળ લાગે કાનને, મન ઊપજે મીઠાશ
જુક્તિ સરસ જે જોઈએ, કવિમાં નહિ કચાશ."

ઉપર જણાવ્યા પ્રમાણે કવિ એકલા ભાવ, વર્ણન કે પોતાના વિચારો ગમે તે રીતે લખવાને બદલે કાવ્યમાં એવી રીતે મૂકે છે કે તે ગાતાં આપણું મન ફરીફરીને તે જ ગાવા પ્રેરાય. ગાત્રા તથા પ્રાસ પણ એવી રીતે ગોઠવેલો જણાય કે વાચકોને તે વાંચતાં મઝા પડે.

સામાન્ય રીતે શિક્ષકોએ જાણવું જોઈએ કે દરેક મનુષ્યને કર્ણપ્રિય મધુર અવાજ પસંદ પડે છે અને તેથી જ ગીત સાંભળવું તથા ગાવું એ કુદરતી રિવાજ હોઈ નાનાં તેમ જ મોટાં બાળકો સમક્ષ ગીત પ્રધાનપદે મૂકવું જોઈએ; અને તેની સમજૂતી તથા કાવ્યાનંદ તો જેમ જેમ બાળક ઉમ્મરમાં આગળ વધતાં જાય તેમ તેમ તે અનુભવતાં થશે. માટે શરૂઆતથી જ સમજૂતી અગર અર્થ ઉપર વધુ લક્ષ આપવાને બદલે, તાલમાં તેને બાળકો ગાતાં શીખે તે તરફ ખાસ યત્ન કરવા જરૂરી છે. શાળામાં કાવ્ય મુખપાઠ માટે આપવાનું હોય જ નહિ. શરૂઆતમાં શિક્ષકે વર્ગ સમક્ષ તાલ સાથે કાવ્ય ગાઈ બતાવવું અને બાળકોને તેમના મનમાં તે રાગ અનુસાર તાલ આપવા જણાવવું. શિક્ષકે ફરીથી કાવ્ય ગાવું અને બાળકોને મનમાં ગાવા તથા તાલ આપવા જણાવવું. આમ કરવાથી બાળકોને તે કાવ્યનો રાગ આવડશે. પછીથી તે કાવ્ય તેમને વાંચવા જણાવવું. શિક્ષકોએ બાળકોને કાવ્યનો રાગ બેસે નહિ ત્યાં સુધી તેમને મોટેથી ગાવા કહેવું નહિ. આમ કાવ્ય ગાતાં ગાતાં બાળકોનાં મન પર તેની ઊંડી અસર થશે અને આખી કવિતા તાલ સાથે વારંવાર વાંચ્યાથી તે આપોઆપ યાદ પણ રહી જશે. કાવ્યને અંતે આવો રસ શિક્ષક બાળકોમાં પેદા કરી શકે નહિ અગર વિદ્યાર્થીઓમાં તે કાવ્ય વાંચતાં ઉદ્ભવે નહિ તો તે કાવ્યનું શિક્ષણ બરાબર થયેલું ગણાય નહિ.

ઉપર જણાવેલા સિદ્ધાન્તો અમલમાં મૂકવા માટે આ વિષયનું શિક્ષણ નીચેના ક્રમમાં શાળાઓમાં આપવામાં આવે તો આ દિશામાં ઘણું કરી શકાય તેમ છે.

**૧. શરૂઆત:** કવિનું ઓળખાણ પ્રથમ આપવું. અને પછી તેના કાવ્ય સંબંધમાં પ્રાથમિક જ્ઞાન આપવું: આ જ કવિનાં બીજાં કાવ્યો જે બાળકો શીખી ગયાં હોય તો તે તરફ તેમનું ધ્યાન ખેંચવું. આમ કવિનો હેતુ કહી તે માટે બાળકોની જિજ્ઞાસા ઉત્પન્ન કરવી.

**૨. શિક્ષકનું પ્રાથમિક વાચન:** શિક્ષકે આખું કાવ્ય, તાલ સાથે રાગમાં વર્ગ સમક્ષ વાંચી જવું. શિક્ષક ગાય તે બાળકો સાંભળે અગર મનમાં વાંચી સાથે બોલે.

૩. શાન્ત વાચન અને ચર્ચા: આખી કવિતા બાળકો શાંતિથી વાંચે તેમ સૂચના કરવી. અને તેઓ તે બરાબર સમજે ત્યાં સુધી ફરી ફરીને વાંચે તેમ પણ જણાવવું.

અ શિક્ષકે શાન્ત વાચન હેતુપુરઃસર થાય તે માટે એક બે મુખ્ય સવાલ કા. પા. પર લખવા.

આ શિક્ષકે જરૂર પડે બાળકો પાસે જઈ, તેમની વ્યક્તિગત મુશ્કેલીઓ ટૂંકમાં સમજાવવા મદદ કરવી.

ઇ ઘણા વિદ્યાર્થીઓની એક જ જાતની અગર એકની એક જ મુશ્કેલી હોય તો તે દરેકને સમજાવવાને બદલે શાન્ત વાચન પૂરું થતાં, આખા વર્ગ સમક્ષ શિક્ષકે સમજાવવી.

ઈ ઉપર જણાવેલા સામાન્ય પ્રશ્નોની ચર્ચા કરવી.

ઉ શિક્ષકે કાવ્યનો વિગતવાર અભ્યાસ કરવાને જરૂરી પ્રશ્નો પૂછવા. મુખ્ય વિચારોની ચર્ચાદ્વારા સમજૂતી આપવી. અન્વય અગર પર્યાય શબ્દ આપવાના નથી તેમ જ શબ્દેશબ્દના અર્થ પણ કરવાના નથી.

૪. શિક્ષકનું તથા વિદ્યાર્થીઓનું વાચન: શિક્ષકે કાવ્ય ફરીથી વાંચી જવું. બાળકો હવે તે બરાબર સમજતા હોવાથી, તેમને વધુ રસ પડશે. જો કાવ્ય ઘણું જ સહેલું હોય તો શિક્ષકના વાચનની હવે જરૂર નથી. વિદ્યાર્થીઓ પોતાની મેળે તે મોટેથી વાંચી શકશે.

૫. કાવ્યનો રસાસ્વાદ [Appreciation]: હવે શિક્ષક નીચેની બાબતોની ચર્ચા વર્ગની યોગ્યતા ધ્યાનમાં રાખીને કરી શકશે:

[૧] કવિએ દોરેલાં શબ્દચિત્રો

[૨] મધુર શબ્દરચના—સુયોગ્ય શબ્દોની પસંદગીમાં કવિને કેટલે અંશે સફળતા મળી તે.

[૩] પ્રાસ [Rhyme]

[૪] અલંકાર [Figures of Speech]

[૫] કાવ્યનું સ્વરૂપ [Form]

૬. મનોયત્ન: અ. બાળકો પાસે કાવ્યનાં મુખ્ય પાત્રોનું વર્ણન તેમની ભાષામાં કરાવવું.

આ. મુખ્ય પાત્રોનાં રેખાચિત્રો તેમની પાસે દોરાવવા.

ઇ. સંવાદાત્મક કવિતાઓ હોય તો તે ભજવાવવી. વિદ્યાર્થીઓ પાસે કાવ્ય ફરી વંચાવવું.

૭. વાચન: હવે બાળકો કાવ્ય સમજેલા હોવાથી પૂરા ભાવ સાથે તે કાવ્ય વાંચતા જણાશે. એટલે કે તેઓ જે બોલે છે તે સમજીને બોલે છે અને તેનું ગાન થતાં તેઓ બીજાના દિલમાં હવે તેવા ભાવની છાપ પણ પાડી શકશે. પદાર્થપાઠની માફક કાવ્યો પણ ઋતુ અનુસાર શિખવવા જોઈએ અને તેનું ગાન પણ તેના ભાવ પ્રમાણેના સમયે જ થાય તેમ બને તો કરવાથી તે કુદરતને વધારે અનુકૂળ થતાં વધુ રસમય બનશે એમ લાગે છે.

# હૈદરઅલી

શ્રી. ચન્દ્રવદન ચૂનીલાલ શાહ

[ એક નમૂનાનો પાઠ ]

**ધોરણ :** બીજું

**સમય :** પોણો કલાક  **તારીખ :** ૩ જી નવેમ્બર ૧૯૩૬

**વિષય :** ઇતિહાસ [ હૈદરઅલીનું જીવન ]

**સાધનો :** હિંદુસ્તાનનો નકશો; હિન્દનો રેખાનકશો—વર્ગ માટે, તેમ જ વિદ્યાર્થીઓ માટે દક્ષિણ હિંદના રેખાનકશાની નકલો, હૈદરઅલીની છબી

| વસ્તુ | પદ્ધતિ |
|---|---|

**૧ તૈયારી :**

દેશી રાજ્યો વિષે વાતચીત; મૈસુરના રાજ્યનો ઉલ્લેખ

પ્રશ્નો : હિંદમાં હાલ કોનું રાજ્ય ચાલે છે ?
આખા હિન્દમાં ?
ત્યારે અમુક ભાગમાં કોણ રાજ્ય કરે છે ?
એવાં દેશીરાજ્યોનાં નામ આપો.
દક્ષિણ હિન્દમાં મુખ્ય દેશીરાજ્યો કયાં ?
[ હૈદરાબાદ; મૈસુર; ત્રાવણકોર ]

**હેતુનિર્દેશ :**

બરાબર. આજે મૈસુરમાં હિન્દુ રાજા છે. વર્ષો પહેલાં પણ હિન્દુ રાજા હતા. પરંતુ અંગ્રેજોએ હિન્દમાં પોતાની સત્તા જમાવવા માંડી તે અરસામાં તેની ગાદી એક મુસલમાન સૈનિક પચાવી પડેલો. આ સૈનિકનું નામ હૈદરઅલી. એને વિષે આજે આપણે થોડી માહિતી મેળવીશું.

**૨. વસ્તુનિરૂપણ**

[ ૧ ] શરૂઆતનું જીવન :

હૈદરઅલી જાતે અફઘાન હતો. એના વડવાઓ હિન્દમાં લોદી વંશ સ્થાપનારની જાતિના જ હતા ને ઉત્તર હિંદમાં આવીને વસેલા. એના બાપના દાદા ઉત્તરમાંથી દક્ષિણ હિન્દમાં આવી વસેલા. તેઓ ફકીર હતા. હૈદરના પિતા મૈસુર રાજ્યમાં ફોજદાર હતા. હૈદરનો જન્મ ક્યારે થયો તે ચોકકસ કહેવાતું નથી. આશરે ઈ. સ. ૧૭૦૨માં થયો હોય એમ ઘણાનું માનવું છે.

શિક્ષકે હૈદરઅલીના પૂર્વજીવનની હકીકત વિદ્યાર્થીઓને રસ પડે એવી રીતે કહેવી.

ત્યારબાદ પ્રશ્નોત્તરદ્વારા વિભાગીય પુનરાવર્તન કરવું.

હૈદરઅલીનો જન્મ ક્યારે થયો હતો ? એના પૂર્વજો વિષે તમે શું જાણો છો ? એના બાપદાદાએ ઉત્તર હિંદ કેમ છોડયું હશે ? તે કયાં જઈને વસ્યા ? કયા રાજ્ય સાથે હૈદરના કુટુંબીઓને સંબંધ બંધાયો ? કેવી જાતનો એ સંબંધ હતો ? એ રાજ્ય નકશામાં બતાવો.

હૈદર તદ્દન અભણ હતો. તેને લખતાં વાંચતાં પણ આવડતું નહોતું. તે ગરીબીમાં ઊછર્યો હતો; તેનું શરીર કસાએલું ને ખડતલ હતું; ૪૭ વર્ષની ઉંમર સુધી તો તેણે કોઈ પણ ધંધો શરૂ કરેલો નહીં; તે તો માત્ર રખડુ ટોળીનો સરદાર જ હતો.

હૈદરને કેવી જાતનું શિક્ષણ મળ્યું હતું! એનો ધંધો શો હતો?

આ પુનરાવર્તનમાં મળેલા જવાબો પરથી શિક્ષકે પાટિયા પર ટૂંકી નોંધ કરવી. વિદ્યાર્થીઓને તે પોતાના પુસ્તકમાં લખવા કહેવું.

[૨] સૈનિક તરીકે

એના પિતાની માફક હૈદરનો ભાઈ પણ મૈસુરના લશ્કરમાં જોડાયો હતો. ઈ. સ. ૧૭૪૯માં તેને યુદ્ધમાં જવું પડ્યું. હૈદર પણ સ્વયંસેવક તરીકે એની સાથે ગયો.

યુદ્ધ દરમિયાન હૈદરે ખૂબ ઉત્સાહ ને હિંમત બતાવ્યાં. રણક્ષેત્રમાં ફ્રેન્ચ સિપાઈઓએ તેનું ખાસ ધ્યાન ખેંચ્યું. એમની લડવાની કળા વિષે વધારે માહિતી મેળવવાને તેણે પોંડીચેરીમાંની તેમની છાવણીની મુલાકાત લીધી. આ સંબંધનું પરિણામ મિત્રાચારીમાં આવ્યું

ઈ. સ. ૧૭૫૫માં તેને ફોજદારી મળી. ફ્રેન્ચોની મદદથી આખા દક્ષિણ હિન્દના માલિક બનવાની ઇચ્છા તેને થઈ.

હૈદરની સૈનિક તરીકેની કારકીર્દિનું શિક્ષકે વર્ણન કરવું, ને પછી પ્રશ્નોદ્વારા પુનરાવર્તન કરી પાટિયા પર નોંધ કરવી ને વિદ્યાર્થીઓને તે પોતાના પુસ્તકમાં ઉતારવા કહેવું.

[૩] મૈસુરની ગાદી તે કેવી રીતે પચાવી પડયો?

પોતે અભણ હોવાથી ખંડેરાવ નામના દક્ષિણી બ્રાહ્મણને તેણે પોતાનો મંત્રી બનાવ્યો. એના મિત્ર તરીકે તે રાજકુટુંબમાં જાણીતો થયો. ખંડેરાવ મારફત પોતાની ઇચ્છા પાર પાડવાનો હૈદર દાવ ખેલવા લાગ્યો. રાજમાતા તથા રાજાના કાન ભંભેરીને તેણે પ્રધાનને બરતરફ કરાવ્યો. પોતાના હાથમાં રાજ્યની લગામ આવતાં તેણે રાજાને વર્ષાસન બાંધી આપ્યું ને ગાદી પર પોતે બેસી ગયો! ઈ. સ. ૧૭૬૧ માં ૫૯ વર્ષની ઉંમરે હૈદરઅલી મૈસુરનો પહેલો મુસલમાન રાજા બન્યો.

ઉપરના બે વિભાગોની માફક જ આ વિભાગમાંની હકીકત રસિક વિગતો સાથે રજૂ કરી પુનરાવર્તન કરાવવું; ટૂંકી નોંધ લખવી ને વિદ્યાર્થીઓ પાસે લખાવવી.

હૈદરઅલીની છબી વિદ્યાર્થીઓને બતાવવી.

[૪] રાજ્યવિસ્તાર:

પોતાની ઇચ્છા પાર પાડવા જતાં હૈદરઅલી નિઝામ, મરાઠા ને અંગ્રેજો સાથે અથડામણમાં આવવા લાગ્યો; પણ હૈદર ડરી જાય એવો ન હતો. વીસ હજાર ઘોડેસ્વાર અને ચાળીસ હજાર પાયદળ સૈન્યને કવાયત આપી તેણે તૈયાર કર્યું હતું. વળી

નકશાનો ઉપયોગ કરીને આ વિભાગમાંની વિગતો વિદ્યાર્થીઓને કહેવી. પ્રશ્નોદ્વારા પુનરાવર્તન કરવા ઉપરાંત રેખાનકશામાં મૈસુર રાજ્યની હદ, કૃષ્ણા નદી, ને બીજાં અગત્યનાં સ્થળો દોરવામાં વિદ્યાર્થીઓને મદદ કરવી વિદ્યાર્થીઓને આપેલા

તેની પાસે અઢળક દ્રવ્ય હતું. આમ સત્તાવાન બનેલા હૈદરે મૈસુર રાજ્યની હદ વધારવા કમ્મર કસી. તે ચારે કોર ઘૂમવા લાગ્યો. કદાચ કોઈ શત્રુ આગળ નમતું આપવું પડે તો તેમ કરીને બીજી દિશામાં તે હુમલા કરતો. આમ કૃષ્ણા નદી સુધીનો બધો પ્રદેશ તેણે સર કર્યો. નિઝામ ને મરાઠાઓનો મુલક તેણે કબજે કર્યો એટલું જ નહીં, પરંતુ અંગ્રેજોને પણ તેણે હંફાવ્યા-મદ્રાસને ઘેરો ઘાલી અંગ્રેજોને સંધિ કરવાની ફરજ પાડી. રાજા થયા પછી આમ વીસ વર્ષ સુધી યુદ્ધ એ જ એની મુખ્ય કામગીરી હતી. યુદ્ધ કરતાં કરતાં જ તે ઈ. સ. ૧૭૮૨ માં મરણ પામ્યો.

રેખાનકશામાં આ બધું દોરવા તેમને કહેવું. શિક્ષકે બધા વિદ્યાર્થીઓ બરાબર કામ કરે છે કે કેમ તેની ખાતરી કરવા વર્ગમાં ફરવું.

છેવટે હૈદરઅલીના ચારિત્ર વિષે ચર્ચા કરી એના ગુણદોષ વર્ગ પાસે કઢાવવા.

## પાઠની સંક્ષિપ્ત નોંધ

### હૈદરઅલી

**[૧] શરૂઆતનું જીવન:**

જન્મ: આશરે ઈ. સ. ૧૭૦૨ માં

કુટુંબ: જાતે અફઘાન–એના બાપના દાદા મહમુદ લોદી વંશના સ્થાપકના સંબંધી–ઉત્તરમાંથી દક્ષિણ હિન્દમાં જઈ વસેલા; હૈદરના પિતા ને ભાઈ મૈસુર રાજ્યના ફોજદાર.

કેળવણી: તદ્દન અભણ–લખતાં વાંચતાં આવડતું નહીં; ગરીબીમાં ઊછરેલો; શરીર કસેલું, ખડતલ, મહેનત કરી શકે એવું; ૪૭ વર્ષ સુધી રખડુ ટોળીનો સરદાર.

**[૨] સૈનિક તરીકે:**

ઈ. સ. ૧૭૪૯ માં યુદ્ધમાં સ્વયંસેવક–રણક્ષેત્રમાં ઉત્સાહ, હિંમત ને ચપળતા–ફોજદારી મળી (ઈ. સ. ૧૭૫૫); ફ્રેન્ચ સૈનિકોની સારી છાપ–પોંડીચેરીમાં તેમની છાવણીની મુલાકાત —જીવનભરની મિત્રાચારી; ધીમે ધીમે હૈદરે સૈન્યમાં મોટો અધિકાર મેળવ્યો–આખા દક્ષિણના માલિક થવાની ઇચ્છા.

**[૩] મૈસુરની ગાદી કેવી રીતે તે પચાવી પડ્યો?**

ખંડેરાવ નામના દક્ષિણી બ્રાહ્મણની મદદથી રાજકુટુંબમાં પ્રવેશ; પ્રધાનને બરતરફ કરાવ્યો; સત્તા પોતાના હાથમાં; રાજાને વર્ષાસન લેવાની ફરજ પાડી; ઈ. સ. ૧૭૬૧ માં ૫૯ વર્ષની ઉંમરે પોતે રાજા.

**[૪] રાજ્યવિસ્તાર**

વીસ હજાર ઘોડેસ્વારો ને ચાળીસ હજાર પાયદળ–અઢળક દ્રવ્ય, નિઝામ, મરાઠા ને અંગ્રેજોના મુલક પર તરાપ—કૃષ્ણા નદી સુધી મૈસુરની હદ; વીસ વર્ષ સુધી યુદ્ધ; રણક્ષેત્રમાં જ મરણ, ઈ. સં. ૧૭૮૦.

**[૫] ચારિત્ર:**

બહાદુર; યુદ્ધ કળામાં કુશળ; ખંતીલો; મોટા થવાની આશા રાખનાર સ્વાર્થી; કપટી; ખટપટી

# સૂચક સંખ્યા :

શ્રી. મોહનલાલ પંચોળી

[ગણતરીનો વિકાસ: મહત્ત્વ, સ્થિતિ અને દિશા]

૧

**સ્વરૂપ:**

ગણતરીનો ક્રમ, સમૂહ અને ગુણોત્તરના સંબંધથી અંક સંખ્યાનો ઉદ્દ્ભવ થએલો છે અર્થાત્ અંકગણિતમાં વપરાતી સંખ્યાઓ નિરપેક્ષ, ક્રમિક અને વિચિહ્ન છે. એવી સંખ્યાઓ માત્ર મહત્ત્વનો નિર્દેશ કરે છે.

૧. [૧] એક નાના ગામડામાં વસતા ખેડુતોની આર્થિક તપાસ કરનાર અમલદારે તે ગામમાં વસતા ખેડુતોની સ્થિતિની નોંધ નીચે પ્રમાણે કરેલી છે.

| ખેડૂતનું નામ | अ | ब | क | ड | इ | फ | ह | ग | म | न |
|---|---|---|---|---|---|---|---|---|---|---|
| મૂડી રૂ. | | | ૫૦ | ૧૦૦ | | | | ૩૦૦ | | |
| દેવું રૂ. | ૫૦ | | | | ૨૦૦ | ૫૦૦ | ૪૦૦ | | ૮૦૦ | ૬૦૦ |

તેમાં ब ને મૂડી નથી અને દેવું પણ નથી.

क, ड અને ग એ દરેકને અનુક્રમે ૫૦, ૧૦૦ અને ૩૦૦ રૂ. ની મૂડી છે. એ સર્વ ब થી એટલા વધારે સારા–પૈસાદાર ગણાય?

अ, इ, फ, ह, म અને न એ બધા ય અનુક્રમે ૫૦, ૨૦૦, ૫૦૦, ૪૦૦, ૮૦૦ અને રૂ. ૬૦૦ના દેવાદાર છે, અર્થાત્ એ બધા ब થી એટલા વધારે નબળા–દેવાદાર છે.

એ બધાને તેમની ધનાઢ્યતાના ક્રમમાં ગોઠવીએ તો,

| ખેડૂતનું નામ | म | न | फ | ह | इ | अ | ब | क | ड | ग |
|---|---|---|---|---|---|---|---|---|---|---|
| મૂડી રૂ. | | | | | | | | ૫૦ | ૧૦૦ | ૩૦૦ |
| દેવું રૂ. | ૮૦૦ | ૬૦૦ | ૫૦૦ | ૪૦૦ | ૨૦૦ | ૫૦ | | | | |

ગણતરીની આ બધી જ ગોઠવણ ब ની સાથે તુલનાત્મક રીતે થએલી છે. તેનાથી વધારે પૈસાદારને તેમની ધનાઢ્યતાના ક્રમમાં તેનાથી જમણી બાજુએ ગોઠવ્યા છે, તેનાથી વધારે નિર્ધનને તેમની ગરીબાઈના ક્રમે તેની ડાબી બાજુએ ગોઠવ્યા છે.

આ ગણતરીનો આ દૃષ્ટિએ નિર્દેશ કરવો હોય તો વધારે સરળ રીતે આ પ્રમાણે રજૂ કરી શકાય:

| ખેડુતનું નામ | મ | ન | ફ | હ | ઇ | અ | વ | ક | ડ | ગ |
|---|---|---|---|---|---|---|---|---|---|---|
| સ્થિતિ રૂ. | –૮૦૦ | –૬૦૦ | –૫૦૦ | –૪૦૦ | –૨૦૦ | –૫૦ | ૦ | +૫૦ | +૧૦૦ | +૩૦૦ |

અ તેમ જ ક ની સંખ્યા તો સરખી જ છે. પણ તેમની સ્થિતિ તદ્દન વિરુદ્ધ છે. તે ભેદ દર્શાવવા માટે આ પ્રમાણે સંખ્યાની પહેલાં + કે – નાં ચિહ્ન યોજવાની જરૂર પડે છે.

[ ૨ ] એક વેપારીના કેટલીક જાતના વેપારમાં થએલા નફા તેમ જ ખોટની નોંધના આંકડા આં પ્રમાણે છે :

| બાબત | ગામની જમીન | મોટર | વાસણ | ઢોર | ખેતર | રાચ-રચીલું | રૂ. | અનાજ |
|---|---|---|---|---|---|---|---|---|
| નફો રૂ. | ૧૦૦ | | | — | ૨૦૦ | | ૫૦ | |
| ખોટ રૂ. | | ૩૫ | ૧૦ | — | | ૭૦ | | ૬૦ |

આ જ ગણતરી ટૂંકામાં દર્શાવવી હોય તો આ પ્રમાણે લખાય :

| બાબત | ગામની જમીન | મોટર | વાસણ | ઢોર | ખેતર | રાચ-રચીલું | રૂ. | અનાજ |
|---|---|---|---|---|---|---|---|---|
| સ્થિતિ રૂ. | + ૧૦૦ | – ૩૫ | – ૧૦ | ૦ | + ૨૦૦ | – ૭૦ | + ૫૦ | + ૬૦ |

આ રીતે સંખ્યા લખીએ છીએ ત્યારે એ પ્રત્યેક ગણતરીની પહેલાં યોજેલાં + કે – નાં ચિહ્નો ઉમેરો કે બાદ કરો એવો અર્થ દર્શાવતાં નથી. પણ એ ચિહ્નો તે સંખ્યાની **સ્થિતિ** દર્શાવે છે. ક્રમની દૃષ્ટિએ ગણતરી કરતાં મળેલી સંખ્યા ઉદ્‌ભવ ( આરંભ ) થી ( ૧ ) દિશા અને ( ૨ ) સ્થિતિ સૂચવે છે. અર્થાત્ વિચિહ્ન સંખ્યા તુલનારહિત હોવાથી માત્ર **મહત્ત્વ** સૂચવે છે, ત્યારે સચિહ્ન સંખ્યા તુલનાત્મક રીતે ઉદ્‌ભવતી હોવાથી, મહત્ત્વ તો દર્શાવે છે જ, ઉપરાંત **દિશા અને સ્થિતિનું** પણ સૂચન કરે છે.

એ રીતે જે સંખ્યા વડે 'મહત્ત્વ ઉપરાંત સ્થિતિ અને દિશાનું' સૂચન થાય છે, તેવી સચિહ્ન સંખ્યાને **સૂચક સંખ્યા** કહે છે.

સૂચક સંખ્યાનાં બે સ્વરૂપ છે :

+ રૂ. ૧૦૦ એ **ધન** સંખ્યા કહેવાય છે,
અને – રૂ. ૩૫ એ **ઋણ** સંખ્યા કહેવાય છે.

કારણ કે + રૂ. ૧૦૦ નો અર્થ એ વેપારીની એટલી સ્થિતિ સારી ગણાય, એટલે એ વેપારમાં તેની મૂડી રૂ. ૧૦૦ જેટલી વધી ગણાય; અને – રૂ. ૩૫ નો અર્થ એ વેપારીની આર્થિક સ્થિતિ એટલી નબળી થઈ ગણાય, એટલે તેની મૂડીમાં રૂ. ૩૫ જેટલો ઘટાડો થયો ગણાય.

૨. [ ૧ ] જો બપોરના ૧૨ વાગ્યાને આપણે વખતની ગણતરીના આરંભ તરીકે સ્વીકારીએ, તો બપોરના ૩ ને + ૩ કલાક ગણાય, અને સવારના ૮ ને – ૪ કલાક ગણાય.

[ ૨ ] જો વિક્રમ સંવતને આપણે વરસની ગણતરીના આરંભ તરીકે સ્વીકારીએ, તો યુધિષ્ઠિરના રાજ્યારોહણનો સમય તે પહેલાં ૩૧૦૦ વર્ષ થએલો હોવાથી તે – ૩૧૦૦ ની સાલ ગણાય, અને સંવત ૧૯૫૬ નો ભયંકર દુકાળ + ૧૯૫૬ ની સાલમાં ગણાય.

[ ૩ ] જો દરિયાની સપાટી સાથે જમીનની સપાટીને સરખાવીયે તો પાવાગઢના શિખરની ઊંચાઈ ને સપાટીથી ૨૮૦૦ ફૂટ ઊંચી હોવાથી તે પરિમાણ + ૨૮૦૦ ફૂટ ગણાય. તેમ જ કોલસાની ખાણો ૬૦૦૦ ફૂટ ઊંડી હોવાથી, તેમ જ તે સ્થળ દરીઆની સપાટીથી ૧૦૦૦ ફૂટની ઊંચાઈએ હોવાથી તે ખાણના તળીઆની ઊંડાઈ – ૫૦૦૦ ફૂટની ગણાય.

[ ૪ ] જો રાજકોટથી ઊગમણી દિશા ધન અંતર સૂચવે, તો આથમણી દિશા ઋણ અંતર ગણાય, તેથી રાજકોટથી વઢવાણનું અંતર + ૬૬ માઈલ ગણાય, તો ત્યાંથી જામનગરનું અંતર – ૫૨ માઈલ ગણાય.

[ ૫ ] અમદાવાદથી ઉત્તર દિશા ધન અંતર સૂચવે તો દક્ષિણ દિશા ઋણ અંતર ગણાય. તેથી અમદાવાદથી પાલણપુર + ૮૦ માઈલના અંતરે ગણાય ત્યારે ત્યાંથી વડોદરા – ૬૦ માઈલના અંતરે ગણાય.

આ પ્રમાણે જ્યાં ગણતરીનો **આરંભ** [ સંખ્યાના **ઉદ્ભવ** origin ] નો અને તે ગણવાની **દિશાનો** સ્પષ્ટ નિર્દેશ કર્યો હોય, ત્યાં એવી બધી ગણતરીઓ **સૂચક સંખ્યાથી** દર્શાવી શકાય છે.

અંકગણિતમાં ગણતરીનો આરંભ ૧, ૨, ૩, ૪, ૫, એમ થાય છે, પણ વાસ્તવિક રીતે એ આરંભ ૦, ૧, ૨, ૩, ૪, ૫,......એમ ગણાએલો છે. આરંભમાં ૦ નો સ્પષ્ટ નિર્દેશ સૂચક સંખ્યાની શોધ પછી જ સ્વીકારવામાં આવેલો છે. જેમ ૦ ની **ઉપર** ગણતરી કરી શકાય છે, તે જ પ્રમાણે ૦ ની **નીચે** પણ......–૪,–૩,–૨,–૧, ૦ એમ ગણતરી કરી શકાય છે. એ બે બાબતોનો સ્વીકાર કરવાથી સૂચક સંખ્યાના સ્વરૂપનો સંપૂર્ણ સ્વીકાર થઈ જાય છે.

અર્થાત્ ગણતરીનો ઉદ્ભવ ૦ થી થાય છે, અને તે ૦ થી બંને દિશાએ ગણતરી કરી શકાય છે. જેમકે.........

......–૪, –૩, –૨. –૧, ૦, +૧, +૨, +૩, +૪,......

|

V

<——ઋણ સંખ્યાની દિશા <— ઉદ્ભવ —> ધન સંખ્યાની દિશા——>

એ રીતે ઉદ્ભવથી બંને દિશાએ ક્રમના ભાવે ગણતરી કરી શકાય છે. એવી દૃષ્ટિમાંથી સૂચક સંખ્યાની ઉત્પત્તિ થઈ છે. એમાં + ૦ કે – ૦ એ ૦ ની બરાબર જ છે. બાકીની બધી જ સંખ્યાઓ સચિહ્ન છે; માત્ર ૦ જ વિચિહ્ન સંખ્યા છે.

૩. + એટલે ' સરવાળો કરો ' અથવા ' ઉમેરો.'

તેમ જ – એટલે ' બાદ કરો ' અથવા ' તફાવત કાઢો.'

એ પ્રમાણે ક્રિયા કરવાની આજ્ઞા કરતાં હોય એવી રીતે અંકગણિતમાં તેમ જ બીજગણિતમાં અત્યાર સુધી એ ચિહ્નો આપણે વાપરતા આવ્યા છીએ. પણ જ્યારે સંખ્યાની સાથે + કે – નાં

ચિહ્નો વાપરેલાં હોય, ત્યારે એ ચિહ્નો વડે ઉદ્દ્ભવથી 'સારું ખોટું', 'જમણું ડાબું', 'આગળ પાછળ', 'ઉપર નીચે', 'ઘડિયાળના કાંટાની માફક કે ઘડિયાળના કાંટાથી ઊલટું', વગેરે દિશાનું સૂચન થાય છે. અહીં + અને − એ ચિહ્નો સંખ્યાની પહેલાં આવીને તેનો સ્થિતિદર્શક ગુણ બતાવે છે. એટલે એ રીતે વપરાએલાં ચિહ્નો સંખ્યાની સાથે વિશેષણ રૂપે વપરાએલાં છે. અત્યાર સુધી આપણે એ ચિહ્નો અંકગણિતમાં તેમ જ બીજગણિતમાં આજ્ઞાદર્શક ક્રિયા બતાવનાર ક્રિયાપદના અર્થમાં વાપરતા આવ્યા છીએ.

૪. સૂચક સંખ્યા એ સ્વાભાવિક અંકસંખ્યાનો જ વિકાસ છે, અને અંકસંખ્યાના સ્વરૂપનો પ્રાથમિક વિચાર અંકગણિતમાં જ કરવામાં આવે છે. છતાં સૂચક સંખ્યા વિષે ત્યાં જરાયે ઉલ્લેખ કરવામાં આવતો નથી, કારણ કે એવી સંખ્યાના સ્વીકારની ત્યાં ભાગ્યે જ જરૂર પડે છે. પણ બીજગણિતમાં સમીકરણના ફલની ઋણ કિંમતમાંથી સૂચક સંખ્યાનું અસ્તિત્વ ઊભું થાય છે. તેથી સૂચક સંખ્યાના શિક્ષણનું સ્થાન બીજગણિતમાં રાખવામાં આવેલું છે.

આપણે સમીકરણના જે હિસાબો ગણી ચૂક્યા છીએ તેમાં કોઈક વખત અંતે નીચેનાં સ્વરૂપો આવી મળે:—

$- क्ष = - ३$ $\qquad - १५ क्ष = - ६०$

આવા પ્રસંગે સામાન્ય રીતે પક્ષાંતર કરીને લખીએ તો તેને બદલે આ પ્રમાણે લખાય:—

$३ = क्ष$ $\qquad ६० = १५ क्ष$

પણ એ માનસિક વિચારણા અને ક્રિયાની પાછળ યાંત્રિક તત્ત્વ છે, ઊંડી સમજણ નથી. તેને બદલે દરેક બાજુએ પહેલામાં ક્ષ + ૩ અને બીજામાં ૧૫ ક્ષ + ૬૦ ઉમેરીએ, તો

$-क्ष + क्ष + ३ = - ३ + क्ष + ३$; તેમ જ $-१५ + १५ क्ष + ६० = - ६० + १५ क्ष + ६०$

$\therefore ३ = क्ष$ અને $\therefore ६० = १५ क्ष$ થાય છે.

ભૂતકાળમાં બીજગણિતના શિક્ષણમાં ધન અને ઋણ સંખ્યાનો સ્વીકાર કરવામાં આવતો હતો તેને બદલે વર્તમાનમાં એ બંનેના સંયુક્ત સ્વરૂપ તરીકે સૂચક સંખ્યાનો સ્વીકાર કરવામાં આવેલો છે.

હવે સૂચક સંખ્યાની ગણતરીની પ્રાથમિક ક્રિયાઓ આપણે એક પછી એક વર્ણવીએ.

## ૨

## — સરવાળા —

−૭ −૬ −૫ −૪ −૩ −૨ −૧ ૦ +૧ +૨ +૩ +૪ +૫ +૬ ૭

ज

સૂચક સંખ્યા દર્શાવનાર માપપટી દોરી છે. આરંભ [ज, ૦] થી જમણી તરફ +૧ +૨ +૩...વગેરે લખેલા છે, અને તે ज થી ડાબી તરફ −૧, −૨, −૩... વગેરે લખેલા છે. એ પટી ઉપર નીચેની ગણતરીઓ ગણીએ:

૧. [અ] $(+४)+(+३)=?$ $\qquad$ [બ] $(+४)+(-३)=?$

$(-४)+(+३)=?$ $\qquad (-४)+(-३)=?$

આ ચારેય ગણતરીઓમાં બંને પદો વચ્ચે +નું ચિહ્ન છે, તે પહેલા પદમાં બીજું પદ "ઉમેરો" એમ આજ્ઞા કરે છે. એ ઉમેરણ બીજા પદના સ્વરૂપ ઉપર આધાર રાખે છે.

[અ] માં બતાવેલી બંને ગણતરીઓમાં + ૩ છે, તેથી પહેલા પદના સ્થાનથી જમણી તરફ ત્રણ આગળ ગણો. ત્યારે [બ] માં બતાવેલી બંને ગણતરીઓમાં − ૩ છે, તેથી પહેલા પદના સ્થાનથી (જમણી બાજુથી વિરુદ્ધ) ડાબી બાજુ તરફ ત્રણ ગણો, એમ સૂચવે છે.

| | સરખાવો : |
|---|---|
| (+૪)+(+૩)=(+૭) | ૪+૩= ૭ |
| (+૪)+(−૩)=(+૧) | ૪−૩= ૧ |
| (−૪)+(+૩)=(−૧) | −૪+૩=−૧ |
| (−૪)+(−૩)=(−૭) | −૪−૩=−૭ |

નોંધ : એમાં + (+ન) એટલે ટૂંકમાં + ન અર્થાત્ ન બરાબર છે.

તેમ જ + (−ન) એટલે ટૂંકમાં − ન અર્થાત્ ઋણ ન બરાબર છે.

૨. *અને રૂ. ૫નું દેવું છે, અને તે વની પાસે રૂ. ૨ માગે છે તો અની સ્થિતિ કેવી ગણાય?*

(−૫) રૂ. + (+૨) રૂ. = (−૩) રૂ.

એટલે અને હજી રૂ. ૩નું દેવું ગણાય.

૩. સેન્ટીગ્રેડ માપના ઉષ્ણતામાનના આંકડા આપેલા છે, તે ઉપરથી માંગેલી ગણતરી કરી આપો:

| | (૧) | (૨) | (૩) | (૪) |
|---|---|---|---|---|
| આરંભનું ઉષ્ણતામાન | + ૨૦ | + ૨૫ | − ૫ | − ૧૦ |
| ઉષ્ણતામાં વધારો | + ૧૦ | − ૨૦ | + ૩૦ | − ૨૦ |
| અંતનું ઉષ્ણતામાન | ? | ? | ? | ? |

(૧) (+૨૦) + (+૧૦) = (+૩૦) ગણાય.
(૨) (+૨૫) + (−૨૦) = (+ ૫) ગણાય.
(૩) (− ૫) + (+૩૦) = (+૨૫) ગણાય.
(૪) (−૧૦) + (−૨૦) = (−૩૦) ગણાય.

૪. $(૬ - ક્ષ^2 - ૪ક્ષ) + (૪ક્ષ^2 - ૩ક્ષ - ૨) + (ક્ષ^2 - ૭ + ૬ક્ષ)$નું સાદું રૂપ આપો.

જેમ અંકગણિતમાં સરખા મહત્ત્વનો કે સરખી સ્થાનિક કિંમતવાળા અંકો એકબીજાની નીચે આવે તેમ ગોઠવીને સરવાળા કે બાદબાકી કરીએ છીએ તે પ્રમાણે આ ત્રણેય કૌંસમાં સમાએલ પદાવલિને ગોઠવીને હિસાબ ગણીએ :

$$
\begin{array}{rrrr}
- & ક્ષ^2 & - ૪ક્ષ & + ૬ \\
+ & ૪ક્ષ^2 & - ૩ક્ષ & - ૨ \\
+ & ક્ષ^2 & + ૬ક્ષ & - ૭ \\
\hline
 & ૪ક્ષ^2 & - ક્ષ & - ૩
\end{array}
$$

પ્રથમ ઊભી હાર : $-ક્ષ^2$, $+ ૪ક્ષ^2$, $+ ક્ષ^2$ એ પદોનો સરવાળો મૂકી તે જ પ્રમાણે બાકીની બંને ઊભી હારોનો સરવાળો ગણી જવાબ મૂકીએ, એટલે એકંદર જવાબ તૈયાર થાય.

## ૩.
## — બાદબાકી —

ધન સંખ્યાનું સ્થાન જે દિશામાં હોય, તેનાથી વિરુદ્ધ દિશામાં ઋણ સંખ્યાનું સ્થાન હોય. તેમ જ 'બાદ કરવા' એટલે 'ઉમેરવા'ની (અર્થાત્ ધન સંખ્યાની) દિશાથી વિરુદ્ધ દિશા તરફ ચાલીને ગણતરી કરો. એ નિયમે માપપટી ઉપર ગણતરીઓ કરાવો.

[અ] (+૪) − (+૩) = ?  [બ] (+૪) − (−૩) = ?
(−૪) − (+૩) = ?  (−૪) − (−૩) = ?

આ ચારેય ગણતરીઓમાં બંને પદો વચ્ચે − નું ચિહ્ન છે. તેનો અર્થ પહેલા પદમાંથી બીજું પદ બાદ કરો એમ સૂચવે છે. એ બાદબાકી બીજા પદના સ્વરૂપ ઉપર આધાર રાખે છે.

[૧] [અ]માં બતાવેલી બંને ગણતરીઓ +૩ છે. તે બાદ કરવાના હોવાથી પહેલા પદના સ્થાનથી ડાબી બાજુ તરફ એટલા ગણો.

જેમકે, (+૪) − (+૩) = (+૧) } માપપટી ઉપર ગણીએ તો,
(−૪) − (+૩) = (−૭) } આ પરિણામો મળે.

[બ]માં બતાવેલી બંને ગણતરીઓ −૩ છે, અને તે બાદ કરવાના છે, માટે પહેલા પદના સ્થાનથી ડાબી તરફ જવાની દિશાથી વિરુદ્ધ દિશાએ, અર્થાત્ જમણી તરફ એટલા ગણો.

જેમકે, (+૪) − (−૩) = (+૭) } માપપટી ઉપર ગણીએ તો,
(−૪) − (−૩) = (−૧) } આ પરિણામો મળે.

[૨] કૌંસને છોડીએ ત્યારે અંદરનાં પદોનાં ચિહ્નોને થતી અસરના બે સિદ્ધાંતો આપણે જાણી ગયા છીએ તેનો ઉપયોગ ઉપરની ગણતરીમાં કરીએ, તો − (+૩) = −૩ તેમ જ − (−૩) = +૩ ગણાય, એથી એ ગણતરીઓનાં સ્વરૂપ આ પ્રમાણે થાયઃ

| સૂચક સંખ્યાની દૃષ્ટિએઃ | કૌંસ છોડવાની દૃષ્ટિએઃ |
|---|---|
| [અ] (+૪) − (+૩) = ? | ૪ − ૩ = ૧ |
| (−૪) − (+૩) = ? | −૪ − ૩ = − ૭ |
| [બ] (+૪) − (−૩) = ? | ૪ + ૩ = ૭ |
| (−૪) − (−૩) = ? | −૪ + ૩ = − ૧ |

**નોંધઃ** જેમ + (− ન) = − ન છે, તેમ જ − (+ન) = − ન છે. અને + (+ન) = ન છે, તેમ જ − (− ન) = + ન થાય છે.

[૩] અંકગણિતમાં બાદબાકી બે સ્વરૂપે થાય છે.

૮ − ૫ = ? એમાં બાદબાકીનું સ્વરૂપ છે.

૮ = ૫ + ? એમાં પૂરક સરવાળાનું સ્વરૂપ છે.

સૂચક સંખ્યાની આ જ ગણતરીઓ પૂરક સરવાળાની દૃષ્ટિએ ગણીએ તો સરળતાથી ગણી શકાય છે.

સૂચક સંખ્યાની દૃષ્ટિએ:

[અ] $(+४)-(+३)=?$
$(-४)-(+३)=?$

[બ] $(+४)-(-३)=?$
$(-४)-(-३)=?$

પૂરક સરવાળાની દૃષ્ટિએ:

$(+४)=(+३)+?$
$(-४)=(+३)+?$
$(+४)=(-३)+?$
$(-४)=(-३)+?$

આ રીતે અંકગણિતના પ્રાથમિક સિદ્ધાંતોનો ઉપયોગ કરીને ઉપરની ગણતરીઓ વધારે સરળતાથી કરી શકાય છે.

[૪] એ જ ગણતરીઓ સમીકરણના સિદ્ધાંતનો ઉપયોગ કરવાથી પણ કરી શકાય છે.

[અ] (૧) $\because (+४) = (+१)+(+३)$
$-(+३) = \quad -(+३)$ } બંને બાજુએ એક સરખી રકમ ઉમેરીને
$(+४)-(+३) = (+१)$

(૨) $\because (-४) = (-७)+(+३)$
$-(+३) = \quad -(+३)$ } બંને બાજુએ એક સરખ રકમ ઉમેરીને
$(-४)-(+३) = (-७)$

(૩) $(+४) = (+७)+(-३)$
$-(-३) = \quad -(-३)$ } બંને બાજુએ એક સરખ રકમ ઉમેરીને
$(+४)-(-३) = (+७)$

(૪) $(-४) = (-१)+(-३)$
$-(-३) = \quad -(-३)$ } બંને બાજુએ એક સરખ રકમ ઉમેરીને
$(-४)-(-३) = (-१)$

બાદબાકીના આ ચારેય સિદ્ધાંતો દૃઢ કરાવવા નીચેના સ્વરૂપના મૌખિક ઉદાહરણોનો મહાવરો કરાવવો જોઈએ:

(૧) $३-७=?$ તેમ જ $३ક્ષ-७ક્ષ\equiv?$

(૨) $-१५+८+४=?$ તેમ જ $-१५અ+८અ+४અ\equiv?$
અર્થાત્ $-१५+१२=?$ $\quad -१५અ+१२અ\equiv?$

(૩) $ક્ષ^{२}-८ક્ષ^{२}+३ક્ષ^{२}\equiv?$
$-८ક્ષ^{२}+३ક્ષ^{२}\equiv-५ક્ષ^{२}$

(૪) ૫, −૮, ૭, −૨ એ સંખ્યાઓનો સરવાળો કરો.
$५-८+७-२=-३+७-२ = ४-२=२$
અથવા: $५-८+७-२=५+७-८-२=१२-१०=२$

એ પ્રમાણે ભિન્ન ભિન્ન ક્રમમાં ગણતરી કરવા છતાં અંતિમ ફળ એ બંનેમાં એક જ મળે છે. માટે + અને − ના સંબંધથી જોડાએલાં પદોની પદાવલિની કિંમત તેમાંના દરેક પદને તેની પહેલાંના ચિહ્ન સહિત ગમે તે ક્રમે ગણીએ છતાં અંતિમ ફળ એનું એ જ મળે છે. કારણ કે પદોના ક્રમનો વિપર્યય કરવાથી તેની એકંદર વાસ્તવિક કિંમતમાં કાંઈ જ ફેર પડતો નથી.

(૫) − ૯ ક્ષ + ૭ ક્ષ − ૫ ક્ષ + ૪ ક્ષ ≡ ?

ડાબી બાજુ ≡ − ૯ ક્ષ − ૫ ક્ષ + ૭ ક્ષ + ૪ ક્ષ

" ≡ −૧૪ ક્ષ + ૧૧ ક્ષ

" ≡ − ૩ ક્ષ : જવાબ.

(૬) ૫ અ + ૩ બ − ૪ અ − ૫ બનું સાદું રૂપ આપો.

ફળ ≡ ૫ અ − ૪ અ + ૩ બ − ૫ બ

≡ અ − ૨ બ

(૭) ૪ ક્ષ − ૫ ય + ૭માંથી ૩ ય − ક્ષ − ૫ બાદ કરો.

એ જ પ્રસ્તાવ કૌંસના સ્વરૂપમાં લખીએ તો આ પ્રમાણે લખાય :

(૪ ક્ષ − ૫ ય + ૭)—(૩ ય − ક્ષ − ૫) ≡ ?

ફળ ≡ ૪ ક્ષ − ૫ ય + ૭ − ૩ ય + ક્ષ + ૫

≡ ૫ ક્ષ − ૮ ય + ૧૨

અથવા :

| | | |
|---|---|---|
| | વિયોજ્ય : | ૪ ક્ષ − ૫ ય + ૭માંથી |
| | વિયોજક : | (− ક્ષ + ૩ ય − ૫) |
| | બાદબાકી | ૫ ક્ષ − ૮ ય +૧૨) |

એમાં વિયોજકના દરેક પદની પહેલાં આપેલાં ચિહ્નને બદલાવીને સરવાળો કરેલો છે.

સ્વાભાવિક રીતે બાદબાકી કરવાની હોય ત્યારે વિયોજકના પ્રત્યેક પદના વાસ્તવિક ચિહ્નથી ઊલટાં ચિહ્નને મનમાં સ્વીકારતાં જઈને સરવાળો કરવાની ટેવ પાડવાની જરૂર છે. ત્યાં જ ઉલટાવેલાં ચિહ્નો મૂકવાની જરૂર નથી.

(૮) ૩ અ − (૪ બ − ૫ ક) ને ૫ અ − (બ + ૩ ક)માંથી બાદ કરવાના સ્વરૂપમાં લખી બતાવો. પછી તેનું સાદું રૂપ આપો.

ફળ ≡ { ૫ અ − (બ + ૩ ક) } − { ૩ અ − (૪ બ − ૫ ક) }

અંદરના કૌંસને છોડી ગણતરી કરવાની શરૂઆત કરીએ તો,

ફળ ≡ { ૫ અ − બ − ૩ ક } − { ૩ અ − ૪ બ + ૫ ક }

≡ ૫ અ − બ − ૩ ક − ૩ અ + ૪ બ − ૫ ક

≡ ૨ અ + ૩ બ − ૮ ક

અથવા : બહારના કૌંસને છોડી ગણતરી કરવાની શરૂઆત કરીએ તો,

ફળ ≡ ૫ અ − (બ + ૩ ક) − ૩ અ + (૪ બ − ૫ ક)

≡ ૫ અ − બ − ૩ ક − ૩ અ + ૪ બ − ૫ ક

≡ ૨ અ + ૩ બ − ૮ ક : જવાબ.

[ અપૂર્ણ ]



# શાળામાં પ્રાર્થના

શ્રી. ર. જે. વેપારી

આપણી આધુનિક નિશાળોમાં પ્રાર્થના ભુલાઈ ગઈ છે. વિદ્યાભ્યાસ કરવો એ એક અતિ પવિત્ર ક્રિયા છે એમ વિદ્યાર્થીઓના મનમાં ઉતારવા પ્રાર્થના ઘણી આવશ્યક છે. અધ્યયન શરૂ કરતાં પહેલાં ઈશ્વરનું નામસ્મરણ કરવામાં કંઈ વાંધો હોઈ ન શકે. તેની સાથે જ સરસ્વતીઉપાસના પણ થઈ શકે. આવી જાતની પ્રાર્થનાઓ એક સમૂહમાં જ થવી જોઈએ. એટલે પ્રાર્થનાસમયે આખી નિશાળના વિદ્યાર્થીઓ ભેગા મળે છે. તાલીમ વગરના વિદ્યાર્થીઓ એક પણ ગાયન તાલબદ્ધ રીતે સાથે ગાઈ શકતા નથી. આપણું રાષ્ટ્રગીત વંદેમાતરમ્ પણ આવી રીતે ગવાતું નથી. જે પ્રજા પોતાનું રાષ્ટ્રગીત પણ એક સૂરે ગાઈ શકતી નથી તેને શું એ શરમાવનારું નથી? સાથે ગાવાથી વિદ્યાર્થીઓને " કોરસ " સંગીતની તાલીમ મળે છે અને પછી મોટી મોટી સભાઓમાં પણ રાષ્ટ્રસંગીત સારી રીતે ઝીલી શકાય છે.

આપણી સંસ્કૃતિનું મૂળ સંસ્કૃત ભાષા છે. નૂતન યુગના યુવકો ભલે બીજી ભાષાઓ શીખે પણ તેઓ સંસ્કૃતથી તદ્દન અલિપ્ત તો રહેવા ન જોઈએ. આજે જેઓ ફ્રેંચ, જર્મન, ફારસી વગેરે બીજી ભાષા તરીકે શીખે છે તેમને સંસ્કૃતનું કશું જ ભાન હોતું નથી. જે ગીર્વાણગિરામાંથી આપણી ભાષા જન્મ પામી છે તેનું સાવ અજ્ઞાન તો ન જ નભાવી લેવું જોઈએ. જો શાળાઓમાં પ્રાર્થના દાખલ કરવામાં આવશે તો વિદ્યાર્થીઓ સંસ્કૃત શ્લોકો બોલતા શીખશે અને જો પ્રાર્થના વખતે જ એનું ગુજરાતી ભાષાંતર બોલવામાં આવે તો નિત્ય શ્રવણથી વિદ્યાર્થી, એનો અર્થ પણ સમજી જશે. થોડે થોડે સમયે શ્લોકોમાં ફેરફાર કરવામાં આવે તો વર્ષને અંતે વિદ્યાર્થીને ઘણા શ્લોકોનું સારું સરખું જ્ઞાન મળી રહેશે.

અને સામુદાયિક પ્રાર્થનાથી નિશાળમાં સામાન્ય સંપર્ક વધુ ગાઢ થશે. વિદ્યાર્થી અને આચાર્ય એક જ સંગીત સાથે બોલતા થવાથી બેઉમાં એક સામાન્ય તન્મયતા જન્મ પામશે. મને લાગે છે કે સામુદાયિક પ્રાર્થનાથી વિદ્યાર્થી અને ગુરુનો સંબંધ વધારે મીઠાશવાળો બનશે. કદાચ આવી પ્રાર્થના દૈનિક બનવાથી વિદ્યાર્થી અને ગુરુ વચ્ચેનું અંતર પણ ઓછું થશે. આ વસ્તુ ઇષ્ટ લેખવી એ જવાબદારી વ્હોરી લેવા જેવું છે. પણ એક ગ્રીક ફિલ્સુફે કહ્યું છે કે " We can learn only from our friends. " આ વિધાન સ્વીકારવા જેવું લાગે છે.

શાળામાં પ્રાર્થના દાખલ થવાથી તેનું બધું વાતાવરણ ફરી જશે એમાં શંકા નથી અને કોઈ પણ માણસને લાગ્યા વગર નહિ રહે કે નિશાળ એ ઇતિહાસ, ગણિત અને અંગ્રેજી શીખવવાનું કારખાનું નથી પણ ખરેખરું વિદ્યામંદિર છે. લોકો એને વિનયમંદિર ગણતા થાય ત્યારે જ કેળવણીનો હેતુ પાર પડ્યો ગણાય. અસ્તુ.



# પ્રશ્નોત્તરવિભાગ

વિદ્યાર્થીઓ સવારે પ્રાર્થનામાં આવે છે ખરા પણ પાછા જઈ પથારીમાં સૂઈ જાય છે; તો જાગ્યા પછી ઊંઘે ત્યારે શું કરવું?

આ પ્રશ્નનો વિચાર જેટલો સહેલો છે તેટલો જ તેનો આચાર અઘરો છે. હમણાં હમણાં છાત્રાલયોમાં એક વાતાવરણ ઉગ્રતાથી ફેલાવા લાગ્યું છે અને તે પ્રાર્થનાનો વિરોધ. પ્રાર્થના સંબંધેની વધારે ઊંડી ચર્ચામાં આપણે અહીં નહિ ઊતરીએ, પરંતુ એટલો વિચાર જરૂર કરવાનો રહે છે કે જે જે વસ્તુને ધર્મની સાથે લેવાદેવા છે તે બધી વસ્તુઓનો વિરોધ જુવાન-આલમમાં આજે જોશભેર થઈ રહ્યો છે. કમનસીબે બીજી બાજુ શિક્ષક હો કે ગૃહપતિ હો તેનો દુરાગ્રહ વધવા માંડ્યો છે. ધર્મની ક્રિયાઓ વિના ધર્મ ખોવાઈ જશે અને વિદ્યાર્થીઓ ભવિષ્યમાં અધર્મી બનશે તેવી બીક આજે શિક્ષણસંસ્થાઓને લાગવા માંડી છે. આપણે એટલું જરૂર સમજી લેવું જોઈએ કે ધર્મ જો સનાતન સત્ય હશે તો એનો લોપ કદી થવાનો નથી. અને મનુષ્ય-આત્માની એ ભૂખ હશે તો આજે નહિ તો કાલે દરેક મનુષ્યને એનો સ્વીકાર કરવો જ પડશે. આ વિચારસરણી પ્રમાણે વર્તીએ તો ધર્મની ક્રિયાઓ સંબંધમાં આજે આપણો જે દુરાગ્રહ પ્રવર્તે છે તે ઘણે અંશે ઓછો થઈ જાય. છાત્રાલયમાં પ્રાર્થના કરાવવામાં આવે છે તેની સામેનું વિદ્યાર્થીઓનું જોર ઓછું કરવું હોય તો ગૃહપતિઓએ પોતાના મનના દુરાગ્રહનું જોર ઓછું કરવું જ પડશે. હા, પીઢ ગૃહપતિઓને પ્રાર્થના તરફ પક્ષપાત હોય છે તે વાત સાચી છે. પરંતુ એ પક્ષપાતને વ્યવહારુ સ્વરૂપ આપવું હોય તો તેને વધારે સ્વરૂપમાં સંગીતની સાથે જોડી દેવી એવી અમારી સલાહ છે.

વિદ્યાર્થીઓ પ્રાર્થના વખતે ઊંઘવા માંડે છે તેનાં અનેક કારણો પૈકીનું પ્રાર્થના સામેનો અણગમો એ પણ એક જબરું કારણ છે. ઉપર કહ્યું તે પ્રમાણે પ્રાર્થનાનો દુરાગ્રહ છોડી દઈ શકે તેવી સ્થિતિ હરકોઈ ગૃહપતિની હોવાનો સંભવ નથી. કોમી છાત્રાલયોમાં તો ગૃહપતિને નોકરીમાં રાખવામાં આવે તેની સાથે જ ધર્મની ક્રિયાઓને ફરજિયાત કરવાની શરત કરવામાં આવી હોય છે. આવી મર્યાદિત સ્થિતિ હોય ત્યારે ગૃહપતિએ અનેક પ્રકારની યુક્તિ-પ્રયુક્તિઓ કરવાની રહે છે. પ્રાર્થના બદલાતી રહે, તેનાં સ્વરૂપો બદલાતાં રહે, તેની સાથે સંગીત જોડાઈ જાય, વાતાવરણ વિદ્યાર્થીઓને આકર્ષક બનતું રહે તેવી નાની મોટી અનેક યુક્તિઓ કરવાથી આ પ્રશ્નને ગૃહપતિ હળવો કરી શકશે.

પરંતુ વિદ્યાર્થી પ્રાર્થના સમયે ઊંઘે છે અથવા તો પ્રાર્થના માટે ઉઠાડ્યા પછી પણ પાછો પોતાની પથારીમાં જઈને પડે છે તેનાં બીજાં પણ અનેક કારણો હોય છે. આ કારણો પણ આપણે તપાસવાં જોઈશે.

છાત્રાલયમાં વિદ્યાર્થી સાથે દરેક પ્રશ્નનું કામ પાડતી વખતે જ્યાં જ્યાં જે જે વિજ્ઞાનની મદદ લેવી જરૂરની જણાય તે મદદ આજે બહુ ઓછા પ્રમાણમાં આપણે લઈએ છીએ. આપણે સમજી લેવું જોઈએ કે વધતી ઘટતી વયના પ્રમાણમાં વિદ્યાર્થીઓને વધતી ઘટતી ઊંઘની આવશ્યકતા રહે છે. પ્રશ્નકાર જે છાત્રાલયની વાત કરે છે તે છાત્રાલયમાં આઠ વર્ષની ઉંમરના વિદ્યાર્થીઓ પણ છે અને અઢાર વર્ષની ઉંમરના પણ છે. સૂવા-ઊઠવાનો એક જ સમય આટલા મોટા તફાવતવાળી ઉંમરના વિદ્યાર્થીઓ માટે સામાન્ય રીતે નક્કી કરવામાં આવ્યો હોય છે. શારીરિક વિજ્ઞાન તો એમ કહે છે કે વયની દૃષ્ટિથી તેમ જ શરીરની ઓછી વધતી તાકાતની દૃષ્ટિથી ઓછા વધતા પ્રમાણમાં ઊંઘની અપેક્ષા રહે છે. આઠથી બાર વર્ષની ઉંમરના વિદ્યાર્થીને સામાન્યતઃ

સાતથી સાડાસાત કલાકની ઊંઘ જોઈએ. પરંતુ તે જ વયના એક વિદ્યાર્થીની શારીરિક શક્તિ ઓછી હોય તો તેને એકાદ કલાક વધારે ઊંઘવાની જરૂર રહે. બીજી બાજુ, જરા વધારે પડતી તાકાતવાળા વિદ્યાર્થીને એકાદ કલાક ઓછી ઊંઘ મળે તો પણ વાંધો ન આવે. આ રીતે જ વધતી જતી ઉંમરના સંબંધમાં વૈજ્ઞાનિક દૃષ્ટિએ વિચાર થવો ઘટે. છાત્રાલય જેવી સમૂહસંસ્થામાં ઘણીયે વખત સૌને માટે એક જ નિયમ વિના તંત્ર ચાલવું શક્ય નથી બનતું તે સમજી શકાય તેવી વાત છે. પરંતુ એક જ નિયમને નજર આગળ રાખીને જડવત્ તંત્ર ચાલે છે તેની સામે સૌ કોઈનો વિરોધ હોવો જોઈએ. નિયમ ભલે એક હોય પરંતુ એનો વ્યવહાર કરતી વખતે દરેક વિદ્યાર્થીનું અલગ વ્યક્તિત્વ અને એના દેહ–મનની ખાસિયતો ધ્યાનમાં રાખવામાં આવે તે જરૂરનું છે. આવું ધ્યાન રખાય ત્યાં વાતાવરણ ચેતનમય રહે, આવું ધ્યાન ન રખાય ત્યાં એ જડ યંત્રવત્ બને.

વિદ્યાર્થીઓ ઊઠીને પાછા ઊંઘવા માંડે છે તેનો સીધો અર્થ એ પણ થાય કે કાં તો તેને પૂરતી ઊંઘ મળી નથી કે કાં તો તેના શરીર કે મનમાં નાનો યા મોટો રોગ પેઠો છે. પૂરતી ઊંઘ નહિ મળવાનું બીજું એક કારણ રાત્રે સૂતી વખતે વખતસર એને ઊંઘ નથી આવી હોતી એ પણ હોય છે. આવી રીતે વખતસર નહિ ઊંઘવાનાં પણ અનેક કારણો હોઈ શકે. કોઈ મિત્રોએ એને સતાવ્યો હોય, આસપાસ ગડબડને કારણે એ ઊંઘી શક્યો ન હોય, એનું મન વિચારે ચડી ગયું હોય, શાળાના કામની ચિંતામાં એ જાગતો પડ્યો હોય, નાનીમોટી પરીક્ષાને કારણે એને વાંચવું પડ્યું હોય, શરૂઆતમાં એને બીક લાગી હોય, વગેરે અનેક પ્રકારના કારણો એની પાછળ શોધવા જવાથી આપણને હાથ લાગી શકે છે. એ કારણો નાબૂદ કરીને જ્યાં સુધી વખતસર ઊંઘવાની બાબતમાં એ નિયમિત ટેવવાળો બની જાય નહિ ત્યાં સુધી ઊઠીને ઊંઘવાની ફરિયાદ ચાલુ જ રહેવાની છે.

આ બધી બાબતોનો વિચાર ગૃહપતિને કરવાની જરૂર છે તેમ જ વિદ્યાર્થીના મનને કેળવવાનો પ્રશ્ન પણ તેટલો જ આવશ્યક છે. અંગ્રેજીમાં એક કહેવત છે કે "ટેવ એ માણસના સ્વભાવથી બીજે નંબરે આવી શકે છે." આનો અર્થ એ થયો કે મનુષ્ય પોતાની સ્વાભાવિક વૃત્તિઓને અનુસરીને જે કામો જે પ્રકારે કરી શકે તે કામો લગભગ તેવા જ પ્રકારે ટેવ કેળવવાથી કરી શકે છે. છાત્રાલયના વિદ્યાર્થીઓમાં આ જાતની નાની મોટી અનેક પ્રકારની ટેવો કેળવવાની આવશ્યક્તા રહે છે. આ ટેવો કેળવવાની વાત કહેતી વખતે એક લાલ બત્તી બતાવવાની જરૂર રહે છે. ટેવ પાડવી એ મનુષ્યની સહજ વૃત્તિ હોય છે, એ વૃત્તિને વાતાવરણ અને અનુકૂળતાઓથી ઉત્તેજન મળે એ કામ શિક્ષક અને ગૃહપતિનું છે. વળી વિદ્યાર્થીઓના સ્વભાવને કયે વખતે કઈ ટેવ અનુકૂળ પડશે તે પણ પારખી લેવું જોઈએ. જે કામ કરવાની ટેવ માટે એનું મન કોઈ પણ કારણે તૈયાર ન હોય તે ટેવ પડાવવાનો તે વખતે પૂરતો આગ્રહ છોડી દેવો જોઈએ. ઘણી વખત તો એવું જ બને છે કે ટેવ પડાવવાના ઓઠા નીચે અનેક પ્રકારના બેહૂદા નિયમોને વિદ્યાર્થીના નિત્યક્રમમાં ઉપરથી લાદી દેવામાં આવતા હોય છે. આ તફાવત ઘણો સૂક્ષ્મ હોય છે. એને પારખવા માટે વૈજ્ઞાનિક અભ્યાસની અને વૈજ્ઞાનિક દૃષ્ટિની જરૂર રહે છે એ કોઈ પણ ગૃહપતિએ ભૂલવું ન જોઈએ. વિદ્યાર્થી વહેલો ઊઠે કે મોડો, વિદ્યાર્થી ઊઠીને કામે લાગે કે આળસ કરે, વિદ્યાર્થી સચેત થાય કે પાછો સૂઈ જાય એ બધી વિગતો ઉપર ગણાવી તે વિચારસરણીથી અવલોકવી અને સમજવી જોઈએ. તેટલું થયા પછી વ્યક્તિગત કે સમૂહગત ઉકેલ લાવવાની દૃષ્ટિ દરેક ગૃહપતિમાં અવશ્ય આવી જશે.

❂

# સામયિકોમાંથી

## કેળવણી ને ઉદ્યોગનો સંયોગ

આજે દેશની અનેક શિક્ષણસંસ્થાઓમાં ભણતરની સાથેસાથે હાથઉદ્યોગની જે કેળવણી અપાય છે તેનાથી ઉદ્યોગ વાટે શિક્ષણ આપવાની આ યોજના જુદી જ વસ્તુ છે. આધુનિક કેળવણી છોકરાછોકરીઓને પુસ્તક-કીટક બનાવે છે અને હાથપગ વડે કંઈ પણ કામ કરવાની તેમની શક્તિ હરી લે છે, એવો ખુમાટ થતો હતો તે બંધ પાડવાને કેટલીક નિશાળોમાં ભણતરની જોડેજોડે ઉદ્યોગનું સહેજસાજ શિક્ષણ આપવાનું દાખલ થયેલું. એ ખુમાટના જવાબ તરીકે એ ઠીક હતું, પણ એવી નિશાળો લોકપ્રિય થઈ શકે એવું હતું જ નહીં. જે માબાપો છોકરાંને અક્ષરજ્ઞાનનું શિક્ષણ લેવા મોકલતાં હતાં તેમને બાળકો ઉદ્યોગ પાછળ વખત બગાડે એ વિચાર અસહ્ય હતો. અને મહેનતમજૂરી કરનારા લોકોને લાગતું કે એમનાં બાળકોને નિશાળમાં કશું નવું શીખવાનું મળતું નથી. હવે આ નવી યોજનાનો અમલ જો સુપાત્ર શિક્ષકોદ્વારા કરવામાં આવે તો તે ગામડાંમાં વસતાં માબાપોને બહુ જ ગમી જાય એવી છે. શહેરનાં માબાપોને પોતાનાં બાળકોને એવી નિશાળોમાં ન મોકલવાં હોય તો ભલે ન મોકલે.

અમે બંગાળમાં રહ્યા તે દરમિયાન ભણતરની સાથે ઉદ્યોગ શિખવનારી બે શાળાઓ જોવાનો અવસર મને મળ્યો. ઉપગ્રામની શાળા આસનસોલ શહેરની નજીક છતાં ગામડાંમાં આવેલી છે. મિ. વિલિયમ્સ અને તેમનાં પત્ની આ નિશાળ ચલાવે છે. તેમણે એને ગામડી રૂપ આપવાનો બનતો પ્રયત્ન કર્યો છે. નિશાળનાં ઘરો બધાં માટીનાં છે, કેટલાંકને માત્ર ઘાસનું છાજ છે, અને કેટલાંકને પતરાંનાં છાપરાં છે. એ ઘરમાં અમુક ભાગ છોકરાઓએ જાતે બનાવેલા છે. ત્યાંની સ્વચ્છતા આદર્શ છે. મી. વિલિયમ્સે 'સેપ્ટીક ટેન્ક'ની યોજના કરી છે તે એક ઝૂંપડીમાં રહેનાર દસ માણસોને કામ આવે એવી છે. આ મોરી પણ છોકરાઓએ જાતે બનાવી છે અને તેથી દરેક પાછળ રૂ. ૧૮ નું ખરચ થયું છે. તે આઠ નવ વરસ સહેજે વાપરી શકાય એવી છે. મી. વિલિયમ્સે ગયે વરસે આવી મોરીઓ બનાવતાં શીખવાનો એક વર્ગ કાઢેલો, તેમાં મોટે ભાગે બિહારના ૭૦ કાર્યકર્તા આવેલા. આ એમનું સૌથી સંગીન કામ છે. એમણે નિશાળમાં ટોપલા બનાવવા, ચોપડીઓ બાંધવી, કાગળ બનાવવા વગેરે ઉદ્યોગ દાખલ કર્યા છે. નિશાળમાં એક નાનું છાપખાનું પણ છે. ત્યાં નિશાળનું માસિક પત્ર છપાય છે. આ ઉદ્યોગનું ફરજિયાત શિક્ષણ એ સંતોષકારક વસ્તુ છે. છતાં એથી વર્ધાની યોજનાની શરતો સંતોષાય છે એમ ન કહી શકાય. એવી જ જાતની બીજી શાળા કલકત્તાના એક પરા બેલગચિયામાં આવેલી છે. તેનું નામ 'પન્નાલ સીલ વિદ્યામંદિર' છે. એ અનેક ઉદ્યોગોનું શિક્ષણ મફત આપે છે. તેમાં વિદ્યાર્થીઓને સાત વરસમાં મેટ્રિકની પરીક્ષા માટે તૈયાર કરવામાં આવે છે. તેની સાથેસાથે નીચેના શહેરી ઉદ્યોગોમાંથી કોઈ પણ બેની ફરજિયાત તાલીમ આપવામાં આવે છે. એ ઉદ્યોગો તે આ— ચોપડીઓ બાંધવી, નેતરકામ, સીવણકામ, સુતારી, લુહારકામ, ઇલેક્ટ્રોપ્લેટિંગ, વણાટ, મોચીકામ, ઘડિયાળ અને સાઈકલની દુરસ્તી, ફોટોગ્રાફી, મોટર હાંકવાનું કામ વગેરે...છોકરાછોકરીઓ પાસેથી ભણવાની ફી લેવામાં આવતી નથી, અને તેઓ એકાદ ઉદ્યોગ શીખી લે તે પછી તેમને તેમના કામ માટે કંઈક મહેનતાણું આપવામાં આવે છે. આ નિશાળમાંથી નીકળેલા ઘણા છોકરા પ્રમાણિકપણે આજીવિકા મેળવે છે એમ મને કહેવામાં આવ્યું.

આ બધું બહુ સરસ છે, પણ એ વર્ધાની યોજના નથી. દાખલા તરીકે, સીવણકામ વાટે કેળવણી આપવી એનો અર્થ એ કે ભૂમિતિ, માપન, ચિત્રાલેખન, સીવવાના સંચાની રચના વગેરેનું જ્ઞાન આપવામાં આવે. કપડાં વેતરીને સીવતાં આવડવું એટલું આજીવિકા મેળવવાની શક્તિ આપવા માટે પૂરતું થાય, પણ સીવણનાં શાસ્ત્ર અને કળા જાણકાર બુદ્ધિશાળી કારીગરને માટે એટલું બસ નથી.

## જુદી જાતની શાળા

આથી અનેક રીતે ભિન્ન એવી શિક્ષણસંસ્થા તે શ્રી. સતીશચંદ્ર દાસગુપ્તનું હરિજનસેવકો માટેનું વિદ્યાલય છે. સોદપુરના એમના આશ્રમમાં એમણે પીંજણ, કાંતણ અને વણાટ ઉપરાંત બીજા અનેક ઉદ્યોગો રાખ્યા છેઃ મધમાખનો ઊછેર, દીવાસળીની બનાવટ, છીપમાંથી બટનની બનાવટ, વગેરે. વીસેક હરિજનસેવકો આશ્રમમાં તાલીમ માટે રહે છે. તેઓ પોતે પસંદ કરેલા એ ઉદ્યોગનું પૂરું શિક્ષણ મેળવી લીધા પછી બહાર નીકળીને કોઈ હરિજન શાળા ચલાવશે ને પોતે શીખેલા ઉદ્યોગો બાળકોને શીખવશે. સતીશબાબુ એમની પાસે કેવળ આ ઉદ્યોગનું કામ જ નથી કરાવતા, પણ રોજ ત્રણ સમય જેટલો વખત એમને આ ઉદ્યોગ મારફતે શિક્ષણ આપે છે. આ તો મારી સમજ છે, પણ એમાં કદાચ ભૂલ હોય કેમકે મને એ વર્ગો ચાલતા જોવાનો પ્રસંગ મળ્યો નથી. મારા ખ્યાલને સબળ બનાવનારી બીજી એક વસ્તુ છે. પ્રખર બુદ્ધિશાળી હોઈ સતીશબાબુ વિજ્ઞાન જેવી એકભક્તિ માગનારી સહચારિણીને વરેલા છે, છતાં હવે એમણે એને પોતાની દાસી બનાવી છે અને એની પાસે ધાર્યાં બધાં કામ કરાવે છે. એ કામ એ સહચારિણી વગર ફરિયાદે કરે છે કેમકે એને ખબર છે કે એનો ઉપયોગ સ્વાર્થને સારુ થતો નથી. સતીશબાબુ બંગાળ કેમિકલ ફાર્મસીના સંચાલક હોત તો સ્વાર્થને સારુ એનો ઉપયોગ કર્યો કહેવાત; પણ એનો ઉપયોગ ભારતવર્ષના દીનદલિતોની સેવાના પુણ્યકાર્યમાં થાય છે. સતીશબાબુમાં વિજ્ઞાનના જ્ઞાનની સાથે યાંત્રિક કળાનો અદ્ભુત સંયોગ થયેલો છે, એટલે એમણે મિલોના જંગી સંચાના નમૂના પર ઝૂંપડીઓમાં ચલાવી શકાય એવા નાના નાના સંચા યોજીને ઝૂંપડીનાં કારખાનાં પેદા કર્યાં છે. એટલે એમનું ચામડાં કેળવવાનું અને મરેલા ઢોરના શરીરના બધા ભાગનો ઉપયોગ કરવાનું કારખાનું એ વિજ્ઞાનનું, ગરીબ માણસના લાભ માટે ઉપયોગ કેવી રીતે કરી શકાય એના નમૂનારૂપ છે.

કાગળની બનાવટમાં તેઓ જાતજાતના પ્રયોગો અજમાવી રહ્યા છે. નકામા ચીંથરાં ને કાગળના ટુકડામાંથી જે તૈયાર 'સેલ્યુલોઝ' મળે છે તેમાંથી કાગળ સહેજે બનાવી શકાય છે. પણ વાંસ અને બીજા કાચા માલનું શું? એવા કાચા માલને ખાંડણીમાં ખાંડી ખાંડીને તેનો માવો બનાવવાની જે ચાલુ રીત છે એમાં વખત અને શક્તિનો ઘણો બગાડ થાય છે, એમ તેઓ માને છે. એટલે એ કાચા માલને ઘણી સખત ગરમી આપીને રાસાયણિક રીતે માવો બનાવવાનો પ્રયોગ તેઓ કરી રહ્યા છે. આથી બહુ સુંદર માવો તૈયાર થાય છે, અને માવો બનાવવાની ક્રિયામાં જે કૉસ્ટિક સોડા વાપરવો પડે છે તે પાછો મેળવવાની સહેલી રીત પણ એમણે શોધી કાઢી છે. હજુ છેવટનું પરિણામ તેમના હાથમાં આવ્યું નથી, પણ હાથે બનાવવાના કાગળમાં તેઓ ક્રાંતિ કરશે એવો ઠીકઠીક સંભવ દેખાય છે. તેમણે ડાક્ટરીનો અને દેશી દવાઓનો પણ અભ્યાસ કર્યો છે અને પરિણામે કેટલાક સસ્તા ઉપચારો શોધી કાઢ્યા છે; તેનાં ઔષધો ગમે ત્યાં તૈયાર કરી શકાય એવાં છે. સોદપુરની નજીકમાં જુદાંજુદાં ગામડાંમાં એમનું ગ્રામઉદ્યોગનું ઘણુંખરું કામ ચાલે છે. આ

વરસે પાંચ કેન્દ્રોમાં મળીને રૂા. ૬૯,૦૦૦ની ખાદી, રૂા. ૮૪,૦૦૦ના હાથછડના ચોખા, રૂા. ૫૯,૦૦૦નું ઘાણીનું પીલેલું રાઈનું તેલ, રૂા. ૬૦,૦૦૦નું ગાયનું ઘી, અને રૂા. ૭૨,૦૦૦નાં કેળવેલાં ચામડાં, ચરબી, તાંત, માસનું ખાતર, એટલો માલ વેચાયો હતો.

એમના ગ્રામઉદ્યોગમાં મેં દીવાસળીની બનાવટનો ઉલ્લેખ કર્યો છે. દીવાસળીનો ઉદ્યોગ ગ્રામઉદ્યોગના પાયા પર ચલાવવાનો પહેલો પ્રયત્ન હિંદુસ્તાનમાં એમણે કર્યો છે. નકામાં છાપામાંથી તેઓ દીવાસળીની પેટી બનાવે છે. વાંસની સળીઓમાંથી દીવાસળી બનાવે છે. એને શહેરમાં મોકલીને ગંધકના મિશ્રણમાં બોળાવે છે અને બજારમાં મળતી કોઈ પણ દીવાસળીના જેવી જ સરસ દીવાસળી તૈયાર કરાવે છે. પણ આ દીવાસળીના ઉદ્યોગ વિષે ભવિષ્યમાં કોઈ વાર લખીશ.

એમના ભાઈ ક્ષિતીશબાબુ પણ સોદપુરમાં આવીને વસ્યા છે. એમણે બટન બનાવવાનો ઉદ્યોગ હાથમાં લીધો છે. વરસો પહેલાં દરિયાની છીપોમાંથી બટન બનાવવાનો ઉદ્યોગ ધમધોકાર ચાલતો હતો. પણ જપાની સસ્તાં અને રંગવાળાં બટનના ધસારાએ એ ઉદ્યોગનો લગભગ નાશ કરી નાખ્યો. હવે આ બે ભાઈઓ બટન બનાવવાનાં ગામડી ઓજારો યોજી રહ્યા છે. અત્યારનાં ઓજારોમાં એમણે સુધારા કર્યા છે, અને વર્ધાની યોજના પ્રમાણે ચાલતી નિશાળોમાં આ ઉદ્યોગ ચાલી શકે એટલી હદે એને પહોંચાડવાની આ બે ભાઈઓની મનીષા છે. ક્ષિતીશબાબુએ ઘણા મધપૂડા રાખ્યા છે ને તેમાંથી સારી પેઠે મધ તૈયાર કરે છે.

સતીશબાબુનાં ધર્મપત્નીએ અને તેમના પુત્રે પણ જીવન દેશને અર્પણ કરેલું છે. તે ઉપરાંત એમની પાસે કેટલાક સેવાભાવી સાથીઓ પણ છે. એ સૌને લઈને સતીશબાબુએ સોદપુર આશ્રમને એક ઉદ્યોગી મધપૂડા જેવો બનાવી દીધો છે, અને તેમાં એટલી બધી જુદીજુદી વસ્તુઓ બને છે કે એનું જ એક નાનકડું પ્રદર્શન ભરી શકાય. ગાંધીજી એક દિવસ સવારે વખત કાઢીને સોદપુર ગયા ત્યારે એવું પ્રદર્શન ભરવામાં પણ આવ્યું હતું. આ બંને કુટુંબો વિદ્યાર્થીઓની સાથે રહે છે, ને એક જ રસોડે એક જ જાતનો ખોરાક ખાય છે. નોકરોને જમવાના અને કપડાંના મહિને આઠ રૂપિયા આપે છે. જમવાનું ખરચ મહિને ચાર રૂપિયા આવે છે. બંગાળમાં બુદ્ધિની, સાહસની, ત્યાગવૃત્તિની અને સર્જનશક્તિની જરાયે ખોટ નથી. તે જો સંગઠિત થાય, તેના યુવાનોની શક્તિ રચનાત્મક અને લાભદાયક માર્ગે વળે, અને જે સેંકડો યુવાનોની શક્તિ થોડા જ વખતમાં દેશસેવાના કાર્ય માટે મોકળી થવાની છે, તે યુવાનોને જો સતીશબાબુ જેવા રચનાત્મક પ્રતિભાવાળા પુરુષો આકર્ષી શકે તો બંગાળ હજુ પણ આખા દેશની આગેવાની કરી તેનો પંથ ઉજાળી શકે એમ છે.

[ "હરિજનબંધુ" ]

# ચર્ચાવિભાગ

મે. તંત્રીઓ,

'નૂતનશિક્ષણ' સૂરત

આપના કેળવણીવિષયક માસિકમાં નીચેની ચર્ચાને સ્થાન આપશો એવી આશા છે.

"કર્તરિ રચનામાં કર્તા ઉદ્દેસ્ય, અને કર્મણિરચનામાં કર્મ ઉદ્દેસ્ય હોય છે."

"વધારે ખુલ્લા શબ્દોમાં કહીએ તો ક્રિયાપદના પ્રત્યયથી જેનું અભિધાન થાય છે તે ઉદ્દેસ્ય છે."

"અર્થાત્ ક્રિયાપદના પ્રત્યયથી જેનું અભિધાન થાય છે તે ઉદ્દેશ્ય."

"ઉદ્દેસ્ય માટે કર્તા શબ્દ વાપરવો એ કેવો ખોટો છે તે હવે સમજાશે."

સ્વ. કમળાશંકર : મધ્યવ્યાકરણ

"ક્રિયાપદના કર્તાને જ—Doer of the action ને જ—"કર્તા" કહીએ તો 'રાજાથી વાઘ મરાયો,' એમાં 'રાજાથી' કર્તા કહેવાય. અહીં કર્તા ઉદ્દેસ્ય નથી જ.

પણ ક્રિયાપદથી જેનું અભિધાન થાય એને જ ઉદ્દેસ્ય ગણીએ તો રાજાએ વાઘ માર્યો, એ વાકયમાં—વાઘનું અભિધાન થાય માટે 'વાઘ' ઉદ્દેસ્ય ગણાવો જોઈએ. અગ્રેજીની Passive રચના અને સંસ્કૃતની કર્મણિ રચનામાં "કર્મ" કર્તાનું સ્થાન લે છે. "મારાથી કામ થાય છે" એમ કામ ઉદ્દેસ્ય બને છે. મારાથી ચોપડી લખાઈ. "ચોપડી" અહીં કર્તા તરીકે વપરાયું છે, અને ઉદ્દેસ્ય છે

પણ "રાજાએ વાઘ માર્યો." એ વિધાન સંબંધી પ્રશ્ન પૂછવો હોય તો, કોણે વાઘ માર્યો? રાજાએ રાજાએ શું માર્યું? વાઘ; આમ પૂછી શકાય. બન્ને પ્રશ્ન ઉપરથી મળતા જવાબો કોને ઉદ્દેશી છે? બન્ને જવાબોમાં કોને ઉદ્દેશીને વિધાન થયું છે? એમાં ઉદ્દેસ્ય શું? કર્તા કે કર્મ?

થોડાંએક વ્યાકરણમાંથી — ક્ષમા મળી રહેશે એ આશાએ-તેમાં આપેલા પૃથક્કરણના નમૂના ટાંકી બતાવું છું.

૧. તેણે દવાખાનાં કેમ સુધારવાં તે સંબંધી પુસ્તકો લખ્યાં છે.
૨. તેણે થોડા રથ અને ઘોડેસ્વારની ટુકડી મોકલી.
૩. મોગલોએ મરાઠી કિલ્લા લેવા માંડયા.
૪. તેમાં જગા ખરીદીને તેમણે બંગલો બધાવ્યો.
૫. માબાપની આજ્ઞા માનવી.

| | ઉદ્દેસ્ય | ક્રિયાપૂરક |
|---|---|---|
| ૧. | તેણે | દવાખાના સંબંધી પુસ્તકો |
| ૨. | તેણે | થોડાક રથ અને ઘોડેસ્વારની ટુકડી |
| ૩. | મોગલોએ | મરાઠી કિલ્લા. |
| ૪. | તેમણે | બંગલો |
| ૫. | (તેમણે) | માબાપની આજ્ઞા |

ઉપરનાં વાકયોમાં ક્રિયાપદથી શેનો બોધ થાય છે? કર્તાનો કે કર્મનો? તો કર્તાને ઉદ્દેસ્ય ગણવાનો હેતુ શો?

વ્યાકરણ માટે દશ જ માર્ક મુકરર થએલા છે એ દષ્ટિએ વાંચતા મેટ્રિકના વિદ્યાર્થીઓને આ બાબતમાં કેટલી ઊંડી ચર્ચામાં ઉતારી શકાય? જેને Standard authors ગણીએ તેનાથી ભિન્ન મત ધરાવીને તે પ્રમાણે શીખવવાનો બિચારા શિક્ષકોનો હક્ક કેટલો? કોઈ સુજ્ઞ આ પૃથક્કરણની ચર્ચાનો ખુલાસો કરશે એવી આશા છે.

તા. ૨૪-૪-૩૮ "અજ્ઞ"

# છાત્રાલય અને માબાપ

[૧]

## માબાપોને

— લેખાંક ત્રીજો —

ગર્ભાધાનથી બાળકના ઉપર અનેક પ્રકારના માનસિક સંસ્કારો પડે છે તેના એકાદ બે દૃષ્ટાંત તમને આપું.

એક સંસ્કારી અને ધનાઢ્ય માતપિતાનું બાળક ગમે તેટલા ઉપાયો કરવા છતાં વિષમધારણ મનોદશામાંથી સર્વાંશે મુક્ત થયું ન હતું. પિતા બૅરિસ્ટર હતા અને છેલ્લી ચાર પાંચ પેઢીથી બુદ્ધિ અને સંસ્કારમાં અગ્રણી ગણાય તેવા કુટુંબના વારસ હતા. માતાએ કૉલેજનું શિક્ષણ લીધું હતું અને પોતાના શિક્ષણ ઉપર ઓપ ચઢાવવા માટે પરદેશોમાં પણ ફરી આવેલા હતા. સમાજ-સુધારાનો બન્નેને ખૂબ શોખ હતો. બાળકોની કેળવણી માટે બંને હંમેશા ખૂબ ચિંતાતુર રહેતા. કેટલાયે અજ્ઞાન માતપિતાઓને તેઓ માર્ગદર્શન કરાવતા. આદર્શ માતપિતા કેમ થઈ શકાય અને પોતાનાં બાળકોને ઉત્તમમાં ઉત્તમ સંસ્કારી શિક્ષણ કેમ આપી શકાય તેના તેઓ પદાર્થપાઠ સમાન હતા. તેમનાં પહેલાં બે બાળકોને તેઓ પોતાના નમૂનેદાર પ્રમાણ તરીકે હંમેશા રજૂ કરતા અને આમ છતાંયે તેમનું ત્રીજું બાળક બચપણથી જ વિષમધારણ મનોદશાનું દેખાયું અને એના ઉપર શિક્ષણ અને સંસ્કારના ગમે તેટલા પ્રયોગો કર્યા છતાં એ સ્થિતિમાં બહુ ઝાઝો ફેર દેખાયો નહિ. બાળક પંદર વર્ષની ઉંમરનો થયો ત્યાં સુધી તેના ઉપર અનેક પ્રકારની વૈદકીય સારવારો કરવામાં આવી અને છેવટે માનસચિકિત્સક દાક્તરની પણ મદદ લેવી પડેલી. એની આવી વિકૃત મનોદશા માટે કશું જ કારણ ઠેઠ સુધી હાથ નહિ લાગેલું. માનસ ચિકિત્સકે મહા મહેનતે એ શોધી કાઢયું. બાળકની ગર્ભાવસ્થાન દરમિયાન કોઈ કૌટુંબિક કારણને લીધે માતાને હંમેશા ચીડાયેલું રહેવું પડતું અને ઊર્મિપ્રધાન પિતાને પોતાના સંસ્કારોને એક બાજુ મૂકીને માતા સાથે ઝઘડવું પડેલું અને ધણીપદું બજાવવું પડેલું. એ કાળ તેમના જીવનમાં વિકટ હતો, એ કાળ બહુ લાંબો યે ન હતો. એ કાળ દરમિયાન માતાની માનસિક વેદનાની અસર ગર્ભાશયમાં રહેલા બાળક ઉપર બહુ ભારે થઈ. ગર્ભમાં રહેલું બાળક વગર ઇચ્છેલું અને અભાગિયું છે એવા માતાના રોષભર્યા શબ્દોએ એ વિષમધારણ બાળકને પણ વિચિત્ર રીતે વિકૃત બનેલા માનસવાળું સર્જ્યું. એ વિષમધારણ તો હતું જ પણ તેમાં યે જીવન ઉપરનો એનો નિરાશાવાદ અને સંસારમાંથી જાણે કે લુપ્ત થઈ જતો હોય તેવા એના દેખાવો તે બધું ય માતાની મનોદશાને આભારી હતું. આ વિષમધારણ બાળક માટે પછી તો બીજા કશા ઉપાયોને અવકાશ જ ન હતો. શરીરને આનંદ પડે તેવા કામમાં પ્રવૃત્ત રાખવું, સંસ્કારી વાતાવરણમાં રહેવા દઈને મનને આડે માર્ગે જતું અટકાવવું, એ જ એને માટે એક રસ્તો હતો. આ ઉપાયોથી એનામાં કાયમ ટકી રહે તેવો કોઈ ફેરફાર નહોતો થતો, પરંતુ એવા ઉત્તેજક વાતાવરણમાં હમેંશા ઊંચા પ્રકારની ઉત્તેજના મળ્યા કરતી. આને પરિણામે માતપિતાને ચિંતા ઓછી થતી. પોતાના આ બાળકને માટે માતાપિતાને માથે જીવનભરની આવી શાળા-ચલાવવાની ફરજ આવી પડી.

એક બીજો દાખલો આપું. એ એક છોકરીનો છે. સામાન્ય શિક્ષિત કુટુંબોમાં જે રીતે છોકરાછોકરીઓને ઉછેરવામાં આવે છે તે રીતે જ એ છોકરી ઊછરેલી હતી. માતપિતા ન હતાં અભણ કે જડ અથવા તો ન હતાં વધારે શિક્ષિત અને શાસ્ત્રીય. પોતાનાં બાળકોને તેઓ ખૂબ ચાહતાં. તેમની કેળવણી પાછળ ઠીક ખર્ચ પણ કરતાં. પોતાની આ મોટી દીકરી તરફ પિતાને ઘણું વહાલું હતું. એના માટે કંઈ પણ કરવામાં એ બાકી નહોતો રાખતો. પિતાએ આ પોતાની લાડકી દીકરીને કોઈ દિવસ ઊંચે સાદે પણ બોલાવી ન હતી; અને આમ છતાં યે આ છોકરીને એના પિતા તરફ એક પ્રકારની ઘૃણા રહ્યા કરતી હતી. આટલા બધા સદ્‌ભાવ અને પ્રેમના બદલામાં આવી ઘૃણા કેમ મળતી હતી તે પિતાનો એક કોયડો હતો. પિતાને એક દાક્તર મિત્ર હતો. એ દાક્તરને મનના રોગોની ચિકિત્સા કરવાનો અને તેના ઉપચાર કરવાનો ઘણો ભારે શોખ હતો. માનસવિજ્ઞાન તો એમ કહે છે કે દીકરીને માતા કરતાં પિતા તરફ વધારે પડતો પક્ષપાત અને પ્રેમ હોય છે. આનાં મૂળ વિજાતીય વૃત્તિમાં અને તેના આકર્ષણમાં રહેલાં હોય છે. છતાં યે આ કિસ્સામાં વિપરિત પરિણામ કેમ હતું? માનસચિકિત્સાની કસોટીએ ચડાવતાં માલૂમ પડ્યું કે એ બાલિકાની ગર્ભાવસ્થા દરમિયાન એના પિતાના માતા તરફના સામાન્ય વહેવારો પુરુષસહજ સ્વભાવથી ઘૃણા ઉત્પન્ન કરાવે તેવા હતા. એની અતિશયતાએ ગર્ભકાળ દરમિયાન એ છોકરીના મન ઉપર વધારે ઊંડી છાપ પાડી. બહારથી સમજી પણ ન શકાય તેવાં કારણોએ એ છોકરીના મનમાં પિતા તરફ તિરસ્કાર જન્માવ્યો.

આ દૃષ્ટાંતો સમાજમાં બહુવિધ નથી હોતાં. સ્ત્રી-પુરુષના સામાન્ય વહેવારો સામાજિક બંધનોને કારણે કહો કે એક બીજા તરફના મોહને કારણે કહો કે ભાવિ બાળક તરફના પ્રેમના કારણે કહો પણ હંમેશા મર્યાદિત જ હોય છે. એ મર્યાદા બાળક ઉપર થતી ખરાબ અસરને અટકાવવામાં સહાયભૂત બને છે. સારી અસર થાય નહિ તો કંઈ નહિ પરંતુ ખરાબ અસર અટકે તો પણ માતપિતા પોતાનું કર્તવ્ય બજાવવાને પથે છે તેમ સમજવું. આપણા સમાજમાં મનના નિર્બળ અને વિકૃત બાળકો દેખાય છે તેનું કારણ માતાના મન ઉપર પડતી ખરાબ અસરો છે. આપણા સમાજમાં પ્રખર મનોબળવાળા અને તેજસ્વી માણસો નથી દેખાતા, તેના મૂળમાં માતાના મન ઉપર તેવી સુંદર અને સમૃદ્ધિ છાપ પાડવાના પ્રયત્નોનો અભાવ હોય છે. વિષમધારણતા મનનો દુર્ગુણ છે અને મનમાંથી જન્મે છે. અસાધારણતા મનનો સદ્‌ગુણ છે અને મનમાંથી જન્મે છે. માતાના ગર્ભકાળ દરમિયાન માતાને અસાધારણ કાળજીથી સાચવવી તેના દોહદને સમજવા અને પૂરા પાડવા એવી આર્યપ્રણાલિકા પાછળ પણ તે જ રહસ્ય રહેલું છે.

• હરભાઈ •

## [ ૨ ]

## વ્યક્તિત્વ

વ્યક્તિત્વવાળો માણસ જનસમૂહને હંમેશાં આકર્ષી શકે છે. વ્યક્તિત્વવાળો માણસ અન્યના કરતાં વધારે સારું કામ કરી શકે છે. વ્યક્તિત્વવાળા માણસને ફતેહ શોધતી આવે છે, તેમ કહીએ તો પણ ખોટું નથી.

શિક્ષણના ધંધામાં વ્યક્તિત્વવાળો માણસ ભળી જાય તો શિક્ષણનું કામ વધારે સંગીન રીતે થવાની શકાય. દરેક શિક્ષકનામાં વ્યક્તિત્વ હોવું જોઈએ તેમ જ દરેક ગૃહપતિમાં પણ વ્યક્તિત્વ

હોવું જોઈએ. જે ગૃહપતિ વ્યક્તિત્વ ધરાવતો હોય છે તે ગૃહપતિને સામાન્ય ગૃહપતિના જેટલા અંતરાયો નડતા હોતા નથી. તેવો ગૃહપતિ પોતાના કાર્યના પચાસ ટકા તો પોતાના વ્યક્તિત્વના પ્રભાવથી જ પાર ઉતારી શકે છે. સામાન્ય ગૃહપતિને ડગલે ને પગલે કોયડાઓ ઊભા થયા કરે છે તેવા કોયડાઓ વ્યક્તિત્વવાળા ગૃહપતિને મૂંઝવતા નથી. આનું કારણ એ કે એવા કોયડાઓ જેગ વિદ્યાર્થીઓમાંથી ઉદ્ભવેલા હોય છે તેમ જ તેમના હાથે જ ઊકેલી શકાય તેવા હોય છે. સામાન્ય ગૃહપતિ તેવા કોયડાઓનો એકલે હાથે ઊકેલ કરવા મથે છે; તેની મથામણ જેમ જેમ વધતી જાય તેમ તેમ તે કોયડાઓ વધારે અટપટા બનતા જાય છે. વ્યક્તિત્વવાળો ગૃહપતિ પોતાના વ્યક્તિત્વના પ્રભાવ માત્રથી તે કોયડાઓથી અલિપ્ત રહી શકે છે અને મૂંઝાયા વગર વિદ્યાર્થીઓના હાથે જ તેનો ઊકેલ આવવા દે છે. આમ વ્યક્તિત્વવાળા ગૃહપતિ માટે પોતાનુ સંસ્થાનું અને વિદ્યાર્થીઓનું કામ ઘણે અંશે સરળ બની જાય છે.

પણ આવું વ્યક્તિત્વ એટલે શું? અને તે આવે કેવી રીતે?

વ્યક્તિત્વ કેવળ બુદ્ધિની પ્રખરતાથી નથી જન્મતું; વ્યક્તિત્વનો આધાર હૃદયની કેળવણીઓ ઉપર નથી રહેતો. વ્યક્તિત્વ શારીરિક કે માનસિક એવા કોઈ પ્રબળ તત્ત્વમાંથી કેવળ નથી પેદા થતું; પણ વ્યક્તિત્વ માટે તો માણસનામાં એકાદ અજબ ધૂનની જરૂર હોય છે. માણસ પોતાના ધંધામાં પાવરધો હોય અથવા તો પોતાના ધંધાના શાસ્ત્રનો નિષ્ણાત હોય તેથી તે વ્યક્તિત્વ નથી જમાવી શકતો. માણસનામાં બુદ્ધિ ભલે ઓછી હોય, માણસનામાં ભલે શાસ્ત્રીયપણું ઓછું હોય પણ તેનામાં જો કોઈ પણ એક બાબતની ધૂન હોય તો તે વ્યક્તિત્વ કેળવી શકે છે અને જમાવી પણ શકે છે. આની એકલી ધૂનને પણ અધૂરી ગણી શકાય. જે વિષયની માણસનામાં ધૂન હોય તે ધૂન ખાતર જીવતરને ફના કરવાની તાકાત પણ તેનામાં હોવી જોઈએ. ખરી રીતે તો 'ધૂન' શબ્દમાં જ ફના થવાની તાકાત સમાઈ જાય છે. છતાંએ સ્પષ્ટતા ખાતર આપણે એમ કરી શકીએ કે જે માણસનામાં એક વસ્તુની અસાધારણ ધૂન હોય અને તે ધૂનમાં મચ્યા રહેવા માટે જાતને ન્યોચ્છાવર કરી નાખવાની તાકાત હોય તે માણસને આપણે વ્યક્તિત્વવાળો માણસ ગણી શકીએ.

છાત્રાલયના દરેક ગૃહપતિ પાસે ધૂનનો કોઈ એકાદ વિષય તો હોવો ઘટે. એ વિષય કાંઈ બુદ્ધિનો જ હોય તેમ નહિ; એ વિષય તો ગમે તે હોઈ શકે–માત્ર વિદ્યાર્થીના જીવનને સ્પર્શનારો હોવો જોઈએ. ગૃહપતિ કલાકાર હોય, ગૃહપતિ જબરો લેખક હોય, ગૃહપતિ વકતા હોય, ગૃહપતિ વૈજ્ઞાનિક હોય–એમ ગૃહપતિ ગમે તે એક બાબતનો અસાધારણ શોખીન હોય તો પોતાના વિદ્યાર્થીઓને પોતાની સાથે ખેંચી જઈ શકે છે. આવા ગૃહપતિના વિદ્યાર્થીઓ હંમેશાં તેના મિત્ર સમા થઈને રહે છે અને તેના કામમાં સહાયરૂપ બને છે.

[૩]

## ગૃહપતિને માર્ગદર્શન

### [ પત્ર દસમો ]

**છાત્રાલયમાં શિક્ષા**

બીજી કોઈ પણ સંસ્થા કરતાં છાત્રાલયમાં શિક્ષાના વધારે પ્રસંગો ઊભા થાય છે, અને શિક્ષાની વધુ રીતોનો અમલ થાય છે, તેનું કારણ છાત્રાલયની કૃત્રિમતા છે. જેટલે દરજ્જે કૃત્રિમતા વિશેષ હોય છે, તેટલે દરજ્જે શિક્ષાના પ્રસંગો પણ વિશેષ હોય છે.

### શિક્ષાના પ્રસંગો અને રીતો

છાત્રાલયમાં શિક્ષાના જે પ્રસંગો ઊભા થાય છે તેના મુખ્ય બે વર્ગ પાડી શકાય. એક વર્ગમાં છોકરાઓની અંદર અંદરની તકરારના પ્રસંગો આવે. આવા પ્રસંગોએ ઘણી વખત તકરાર કરનાર બન્ને વિદ્યાર્થીઓને શિક્ષા થાય છે. કોણ ગુનેગાર છે અને કોણ બિનગુનેગાર છે એ નક્કી કરવાની ભાંજગડમાં ગૃહપતિ ઊતરતો નથી, અથવા તો ઊતરવાની તેનામાં આવડત હોતી નથી. આથી કોઈને અન્યાય થાય નહિ માટે બન્નેને શિક્ષા કરી બન્નેને ન્યાય આપે છે. આવો ન્યાય લેવા માટે કોઈ છાત્રો ગૃહપતિ પાસે જતા નથી. પણ જો તેઓ ગૃહપતિની નજરે ચડી જાય તો જ તેમને આવો ન્યાય મળે છે. ન્યાય આપવાની આ રીત બહુ સરળ છે, પણ તેનાથી તકરારની આગ ઘડીભર દેખાતી બંધ થાય છે, પણ થોડા વખત પછી તે ફરીથી પાછી કોઈને કોઈ રૂપમાં ભભૂકી ઊઠે છે.

શિક્ષાના પ્રસંગોના બીજા વર્ગમાં ગૃહપતિના બનાવેલા આપખુદ નિયમોના ઉલ્લંઘનના પ્રસંગો આવે. આવા પ્રસંગોએ નિયમોનું ઉલ્લંઘન કરવાનું કારણ શું તે સંબંધી ગૃહપતિ વિચાર કરતો નથી. નિયમ યોગ્ય કે અયોગ્ય છે એ બાબતનો તે વિચાર કરતો નથી, પણ પોતે બનાવેલા ગમે તેવા નિયમો છાત્રોએ પાળવા જ જોઈએ એવો ગૃહપતિનો આગ્રહ હોય છે, અને એનું ઉલ્લંઘન કરનાર છાત્ર પોતાનો દુશ્મન છે એમ કેટલાક ગૃહપતિઓ માને છે. તેના પર તેઓ કરડી નજર રાખે છે અને તેને દબાવવા માટે તેના વાંકની શોધમાં ગૃહપતિ ફરે છે અને તેનો જરા પણ વાંક હાથ આવતાં તેને સાંડસામાં લે છે.

### શિક્ષાનો હેતુ

શિક્ષાનો હેતુ છોકરાઓને સુધારવાનો હોય છે, પણ એ બહાના નીચે ઘણી વખત પોતાના આપખુદ અમલમાં અંતરાય રૂપ થઈ પડેલા છોકરાઓને સીધા કરવાનો, દબાવી દેવાનો, અને તેમની પ્રત્યેનું વેર વાળવાનો હેતુ છુપાઈ રહેલો હોય છે. કેટલીક વખત શિક્ષાદ્વારા છોકરાઓને સુધારવાનો શુદ્ધ હેતુ હોય છે, પણ શિક્ષાથી તે હેતુ સધાય છે કે નહિ તે તરફ ગૃહપતિનું લક્ષ હોતું નથી. શિક્ષા કરીને છોકરાઓના મનમાં જે ખરાબ વૃત્તિઓ ઊભી કરે છે, જે નવાં અનિષ્ટો દાખલ કરે છે અને તેને પરિણામે છોકરાઓને જે નુકસાન કરે છે તે તરફ તેનું બિલકુલ ધ્યાન હોતું નથી.

### શિક્ષાની અસર

શિક્ષાની બીકથી છોકરો પોતાનો ગુનો છુપાવે છે, છુપાવવા માટે જૂઠું બોલે છે, અથવા તો તે ઉશ્કેરાય છે અને શિક્ષા કરનારની સામે બંડ ઉઠાવે છે અને તેનો દુશ્મન થાય છે. તે તેનું મુખ્ય કર્તવ્ય ભૂલી જાય છે અને પોતાનું વેર વાળવાના ઉપાય શોધવા લાગી જાય છે.

શિક્ષાથી ગુનો કરવાની વૃત્તિને દબાવી શકાય, પણ દૂર કરી શકાય નહિ. વખત મળતા તે ઉછાળો મારે. શિક્ષા એ ગુનો અટકાવવા માટે સાચો રસ્તો નથી.

### ચોર કોટવાલને દંડે

ગુનાના મૂળમાં ઊતરીને તપાસ કરીએ તો ઘણી વખત ગુનાને માટે ગુનો કરનારનો વાંક હોતો નથી પણ શિક્ષા કરનાર પોતેજ ખરો ગુનેગાર હોય છે. આમ ચોર કોટવાલને દંડે એવું બને છે.

ગૃહપતિ પૂછે છે: "તમે અંદર અંદર તકરાર કેમ કરી? અને ફરિયાદ કેમ કરી નહિ?" પણ જરા આગળ વધીને તપાસ કરીએ કે શા માટે છોકરાઓએ ગૃહપતિને ફરિયાદ ન કરી, તો

માલૂમ પડે છે કે છોકરાઓની ફરિયાદોને ગૃહપતિ દાદ આપતા નથી. તકરારને માટે જવાબદાર આ રીતે ગૃહપતિ પોતે જ હોય છે.

આપણે ફરજિયાત પ્રાર્થના દાખલ કરીને, વખતપત્રકનું ચોકઠું ગોઠવીને અને વિચિત્ર પ્રકારના નિયમો રચીને ગુના કરવાની નવી તકોનો લાભ લેનાર છાત્રોને શિક્ષા કરીએ છીએ, પણ એ તકો ઊભી કરી આપનાર આપણે–ગુનાનું મૂળ–ઊંચું માથું રાખી ફરીએ છીએ.

આપણે છાત્રોની પાસે તેમની મરજી વિરુદ્ધ પ્રાર્થના કરાવીને, તેમને વખતપત્રકના ચોકઠામાં જકડી નાખીને અને તેમના પર વિચિત્ર પ્રકારના નિયમો લાદીને તેમને ઉશ્કેરીએ છીએ અને એ ઉશ્કેરણીને પરિણામે છાત્રો તોફાન કરી બેસે છે. ત્યારે આપણે તેમને શિક્ષા કરીએ છીએ, પણ એ ઉશ્કેરણીનું મૂળ–આપણે શાહુકારની પેઠે ફરીએ છીએ.

## ગુનો કોને કહેવો ?

ખરું પૂછાવો તો ગુનો કોને કહેવો તે જ આપણે સમજતા નથી. અને તેને લીધે સદ્‌ગુણને આપણે દુર્ગુણ માનીએ છીએ અને શિક્ષાનો સોટો ચલાવવા તૈયાર થઈ જઈએ છીએ. આપણને જે વસ્તુ ઠીક ન લાગે તેને આપણે ગુનો ગણીએ છીએ. આપણા આપખુદ કાયદા અને હુકમો પ્રત્યે નિખાલસપણે જે કોઈ છાત્ર વાંધો ઉઠાવે તો તેને આપણે ગુનેગાર ગણીએ છીએ. આપણે આપણા છાત્રોને ગુલામીની તાલીમ આપવા માગીએ છીએ, એ તાલીમનો વિરોધ કરનારને આપણે ગુનેગાર ગણીએ છીએ.

સવારમાં ૪–૫ વાગે વહેલા ઊઠે એવા દુનિયામાં બહુ જ થોડા માણસો હોય છે. મોડા ઊઠનાર બધા લોકો ગુનેગાર ગણાતા નથી. પણ છાત્રાલયની દુનિયામાં મોડા ઊઠનાર ગુનેગાર ગણાય છે અને તેમને શિક્ષા થાય છે. પરમેશ્વરની નિયમિત પ્રાર્થના કરનારા ભક્ત લોકો બહુ થોડા હોય છે. પ્રાર્થના ન કરનારા બધા લોકો ગુનેગાર ગણાતા નથી. પણ છાત્રાલયની દુનિયામાં તો તેઓ ગુનેગાર ગણાય છે અને તેમને શિક્ષા થાય છે. ક્રોધ એ સર્વમાન્ય દુર્ગુણ છે, છતાં એ ક્રોધને વશ થઈ છાત્રોને શિક્ષા કરનાર ગૃહપતિ શિક્ષાથી મુક્ત રહે છે.

એકાદ છાત્ર કોઈ બીજા છાત્રને આવીને મારી બેસે તો ગૃહપતિ તેને શિક્ષા કરે છે પણ આવેશમાં આવીને ગૃહપતિ ઘણી વખત નિર્દોષ છાત્રને શિક્ષા કરી બેસે છે તો તે ગૃહપતિને કોઈ શિક્ષા કરતું નથી.

છાત્રોની ફરિયાદો શાંતિથી સાંભળવા માટે મગજનું સમતોલપણું ગૃહપતિ પાસે હોતું નથી. અને સાંભળ્યા પછી ઊંડાણમાં ઊતરી છાત્રોની વચમાં થએલી ગેરસમજ અને ભૂલોની પરંપરા શોધી તેમને તેમના નગ્ન સ્વરૂપમાં છાત્રોની આગળ રજૂ કરવાની આવડત ન હોવાને લીધે ગૃહપતિ ફરિયાદોથી કંટાળી જાય છે, અને તેથી તે જે છાત્ર વિરુદ્ધ ફરિયાદ આવે તેને સત્યતાની બરોબર ખાતરી કર્યા વગર શિક્ષા કરી દે છે.

ફરિયાદોથી ગૃહપતિ એટલો કંટાળી જાય છે કે જેથી ઘણી વખત ફરિયાદના મૂળ તરફ નહિ જતાં ફરિયાદ કરનારને જ ફરિયાદ કરવા બદલ શિક્ષા કરે છે.

જરા બુદ્ધિશાળી ગૃહપતિ હોય અને ફરિયાદ કરનારને આ પ્રમાણે ઉઘાડો અન્યાય કરી પોતાની નાલાયકાત ઊઘાડી પાડવા ઇચ્છતો ન હોય તો ફરિયાદ સાંભળે છે; પણ ફરિયાદમાંથી ફરિયાદ કરનારનો વાંક શોધી કાઢવાનો પ્રયત્ન કરે છે અને વાંક હાથ આવતાં તેને તે બદલ શિક્ષા કરી ફરીથી ફરિયાદ કરવા આવતાં આડકતરી રીતે અટકાવે છે.

ફરિયાદો સાંભળવાની ગૃહપતિની અગત્યની ફરજ છે એ ઘણા ગૃહપતિઓ સમજતા નથી. અને તેનો બંને પક્ષને સંતોષ આપે અને બંને પક્ષની તૂટી ગએલી મિત્રતા સાંધી આપે એવો નિકાલ કરવાની તેમનામાં આવડત ન હોવાથી છાત્રોને સુધારવાની અને તેમને સાચા નાગરિક બનાવવાની મોટી તક તેઓ ગુમાવે છે. મારા જુદા પત્રમાં આ વિષય વધારે વિગતે ચર્ચીશ.

છાત્રોના હિતની વાત જો તેમના હિતની વાત છે એમ કહેવામાં આવે અને તે તેમના વાત છે એમ તેમને સમજાવવામાં આવે તો તેઓ એવા મૂર્ખા નથી કે તેઓ ન માને. પરંતુ ગૃહપતિ સંચાલકોની નજરમાં અને દુનિયાની નજરમાં પોતાનું ખરાબ દેખાશે એવી બીકથી છાત્રો ઉપર વખતપત્રક અને ફરજિયાત પ્રાર્થના જેવા કૃત્રિમ અને આપખુદ નિયમો છોડે છે ત્યારે જ તેમનો વિરોધ થાય છે.

જ્યારે ગૃહપતિ ગૃહપતિ તરીકે લાયક હોય નહિ, જ્યારે તેનામાં ચારિત્રની મોટી ખામી હોય અને તેને લીધે અને તેને લીધે વિદ્યાર્થીઓમાં તેનું ભાન હોય નહિ, ત્યારે જ તેના હુકમોનો અનાદર થાય છે.

જો ગૃહપતિઓ પોતે જ સુધરી જાય, જો તેઓ ઊંડા ઊતરીને વિચારતા થઈ જાય, જો તેઓ પોતાની ફરજ સમજતા થઈ જાય, જો તેઓ અમલદારીપણું છોડી દઈ વિદ્યાર્થીઓના મિત્ર થઈને રહે, જો તેમને વિદ્યાર્થી ઓ પ્રત્યે સહાનુભૂતિ હોય, જો તેઓ વિદ્યાર્થીઓ માટે પોતાનો સ્વાર્થ તજવા તૈયાર હોય તો શિક્ષા કરવાની જરૂર રહે નહિ. શિક્ષા એ ગૃહપતિની નબળાઈ બતાવે છે. એ અનર્થમાંથી ગૃહપતિઓ જેટલા વહેલા છૂટે તેટલું સારું.

નાથાભાઈ મો. પટેલ

[૪]

## ભૂલ કેમ થાય છે ?

સાંજ પડી ગઈ હતી. રાત્રે થનારી પ્રાર્થનાને હજી થોડી વાર હતી. મારા મનને થયું કે ઘડીભર આમ તેમ આંટા મારી લઉં. વળી પ્રાર્થના પહેલાં વિદ્યાર્થીઓ પણ જરા લટાર મારતા હોય છે તેથી તેમને પણ અવલોકવાનો અવકાશ મળશે. આમ ધારી હું રસ્તા ઉપર ફરવા નીકળ્યો. તુરત જ એક મોટો વિદ્યાર્થી મળ્યો.

'સાહેબ, આજના ભોજનનો અસંતોષ સાંભળ્યો ?'

'ના મને તો આજના ભોજન સામે કશું જ કહેવાપણું નથી. મેં પણ ચાખ્યું હતું.'

'ભોજન બગાડયું છે તેમ નથી કહેતો. શાક ખૂટયું હતું.'

'હા, તે હું સમજી શકું છું. બપોરે બટાટા સુધારાતા હતા ત્યારે જ મેં જોયું હતું કે તેમાં ઘણો ભાગ સડેલા હતા અને તેથી તે ફેંકી દેવા પડતા હતા. શાક સુધારનારા તો તમે જ ને! શાક ખૂટવાનો વહેમ મને તો તેજ વખતે ગયો હતો.'

'તે સાચે જ ખૂટયું.'

'પછી ?'

'પછી શું ? આપણી હોહા કરનારી ટોળી તુરત જ ઊભી થઈ પડી ! કહે કે શાક ન હોય તો ગોળ કાઢો.'

'ભોજનના નેતાએ શું કર્યું?'

'તેણે ચોખ્ખી ના કહી.'

'કહેજને. તમારી જ કરકસર સમિતિએ જે રસ્તો સૂચવ્યો છે તે પ્રમાણે ભોજનના નેતા જો ન કરે તો તમારું જ કાર્યવાહક મંડળ તેને પીંખી ખાય! તેણે ના કહી તે વાજબી જ કર્યું.'

'પણ સાહેબ, એને તો અગાસ્તો જ પીંખી આપો!'

'શું કહો છો?'

'હા, હા, મોટી હોહા થઈ ગઈ. જોજોને, આખું ટોળું હમણાં જ તમારી પાસે આવશે.'

'આવવા દો.'

આટલી વાત થઈ ત્યાં તો થોડે દૂરથી અવાજો આવવા લાગ્યા. થોડી જ વારમાં એક ટોળું મોટેથી અવાજો કરતું મારા તરફ ધસી આવતું મેં જોયું. ટોળાની વચ્ચે જ મોટી ઉંમરના એક જવાબદાર વિદ્યાર્થીને ચાલ્યો આવતો જોઈ મારા મનને ભારે ખેદ થયો. ફરિયાદી વિદ્યાર્થીઓને શું કહેવાનું છે તે પૂછતા પહેલાં જ મેં તો પેલા મોટા વિદ્યાર્થીને ઊધડો લીધો!

'આ નાના અને અણસમજુ વિદ્યાર્થીઓના ટોળામાં ભળતાં તમને શરમ નથી આવતી?'

એ કંઈ બોલ્યો નહિ. મારી સામે જ જોઈ રહ્યો. મારો ઉશ્કેરાટ વધ્યો.

'સામું શું જોઈ રહ્યા છો? તમારે તો શરમાવું ઘટે. આ મંડળના નાયક થવામાં તમને આટલો બધો રસ જોઈ મને દુઃખ થાય છે. તમારું કામ તો ઊલટાનું આ અણસમજુઓને સમજાવવાનું અને યોગ્ય માર્ગે દોરવાનું હોય. એને બદલે......

'પણ સાહેબ, એ અમારી સાથે છે જ નહિ. એ તો અહિં રસ્તામાંથી હમણાં જ સાથે થયા છે. એને શા માટે વઢો છો?' પેલા ટોળામાંથી એક નાના વિદ્યાર્થીએ વચ્ચેજ કહ્યું.

મોટો વિદ્યાર્થી તો એકી ટશે મારા સામે જ જોઈ રહ્યો હતો. એના મોં ઉપર દુઃખ અને ગ્લાનિ સ્પષ્ટ હતાં. થોડી જ વારમાં આંખ નીચી કરી કંઈ પણ બોલ્યા વિના એ ટોળામાંથી ચાલી ગયો.

ટોળાના વિદ્યાર્થીઓને મેં પોતાના નિવાસગૃહમાં જવા કહ્યું. હું ત્યાં હમણાં જ આવું છું અને વાતો કરી ખુલાસો આપશું તેમ કહી તેમને વળાવ્યા. હું જરા અસ્વસ્થ થયો હતો. વિદ્યાર્થીઓને વળાવી હું પાછો આંટા મારવા લાગ્યો. આ વખતે ખૂબ જોરથી મારા મનમાંથી અનેક વિચારો પસાર થઈ રહ્યા હતા.

'આ મેં શું કર્યું? પૂછ્યા ગાછ્યા વિના શા માટે મેં એક વિદ્યાર્થીને અન્યાય કર્યો? એના મનમાં શું થતું હશે? હું એની જગ્યાએ હોઉં તો મારા મનમાં શું થાય? મને તો અપમાન થવા જેવું લાગે! ત્યારે એને પણ એમ જ થયું હશે ને?

ઉતાવળાં અનુમાનો તે આનું નામ? શિક્ષક કે ગૃહપતિ આટલો ઉતાવળો ન જ થઈ શકે. તેમ તેનાથી ન બનતું હોય તો તેણે શિક્ષક કે ગૃહપતિનું કામ છોડી દેવું. આનું નામ તો ભારે અન્યાય! જુવાનના મનમાંથી આવા વખતે કેવા કેવા ભાવો પસાર થયા કરતા હશે. તેની કલ્પના, મારી જાતને જ તેની જગ્યાએ મૂકીને કરી શકું છું. ગૃહપતિ માટે આવી ભૂલો ન શોભે.

આજે મને ઠીક ભાન થયું કે ભૂલો કેમ થાય છે?

- હરભાઈ ત્રિવેદી -



# સમાચારસંગ્રહ

## પ્રાથમિક શિક્ષણનો કાયદો

પ્રાથમિક શિક્ષણને લગતા ૧૯૨૩ ના કાયદામાં ફેરફાર કરતા નવા ખરડાને રજૂ કરતાં મુંબઈ ઇલાકાના મુખ્ય પ્રધાને આપેલા ભાષણમાંથી કેટલીક અગત્યની વિગતો આ રહી.

શરુઆતમાં, ૧૯૨૩ ના કાયદામાં રહેલ કેટલીક ખામીઓ બતાવવામાં આવી હતી. આ કાયદાથી ઇલાકાના દરેક જિલ્લામાં ફરજિયાત કેળવણી દાખલ થઈ શકી નહિ, તેમજ પ્રાથમિક શાળાઓ ચલાવતી સંસ્થાઓ પ્રાથમિક શિક્ષણની જવાબદારી ઉપાડી શકી નહિ.

કેટલાક તુલનાત્મક આંકડાઓ:

(૧) ૧૯૩૬–૩૭ માં મુંબઈ ઇલાકાની જિલ્લા બોર્ડોએ રૂા. ૧૨,૫૦,૦૦૦ નો ખર્ચ પ્રાથમિક શિક્ષણ માટે કર્યો છે.

(૨) મ્યુનિસિપાલિટીઓએ રૂા. ૧૨,૫૦,૦૦૦ નો ખર્ચ કર્યો છે.

(૩) ૧૯૨૫–૨૬ માં ૧૩,૪૮૦ પ્રાથમિક શાળાઓ હતી જ્યારે ૧૯૩૫–૩૬માં ૧૪,૯૨૨ થઈ.

(૪) ૧૯૨૫–૨૬ માં પ્રાથમિક શાળામાં ૯,૧૩,૧૬૮ વિદ્યાર્થીઓ અભ્યાસ કરતા હતા જ્યારે ૧૯૩૫–૩૬ માં વિદ્યાર્થીઓનો આંકડો વધીને ૧૨,૪૮,૦૦૦ થયો

ખરડાને લગતી કેટલીક વિગતો:

(૧) શિક્ષણને લગતા પ્રશ્નો પર સરકારને સલાહ આપવા એક 'પ્રોવિન્શિયલ બોર્ડ ઑવ એડ્યુકેશન' નીમવામાં આવશે.

(૨) સભ્યોની સંખ્યા ૧૨ રહેશે. આ પૈકીના ચાર સભ્યો, "સ્કૂલ બોર્ડો" તરફથી ચૂંટવામાં આવશે, જ્યારે બાકીના ૮ ની નિમણૂંક સરકાર કરશે.

(૪) દરેક 'સ્કૂલ બોર્ડ'માં ૧૨ સભ્યો રહેશે, અને તેમાનાં કેટલાક સભ્યો માટે કેળવણીની લાયકાતો નક્કી કરવામાં આવશે.

(૫) હવેથી 'એડ્મીનીસ્ટ્રેટીવ' અમલદારની નિમણૂંક પ્રાંતની સરકાર કરશે.

આ ખરડાને અંગે ખાસ નીમવામાં આવેલી સમિતિએ સૂચવેલા કેટલાક ફેરફાર આ રહ્યા:

(૧) "પ્રોવિન્શિયલ બોર્ડ ઑવ એડ્યુકેશન" ના ૧૨ સભ્યોમાંથી છની ચૂંટણી કરવામાં આવશે. બાકીના છની નિમણૂંક સરકાર જાતે કરશે. આ ૭ સભ્યોમાંનાં ત્રણ સરકારી અમલદાર રહેશે.

(૨) મૂળ ખરડા મુજબ "એડ્મીનીસ્ટ્રેટીવ" અમલદાર તરીકે કામ કરશે. તેની નિમણૂક, પગાર, સત્તા અને ફરજો સરકાર તરફથી જણાવવામાં આવશે.

આ બાબતમાં સમિતિએ વધુ એમ નક્કી કર્યું છે કે આ અમલદારની નિમણૂંક કરવાની સત્તા મ્યુનિસિપાલિટીને આપી શકાશે અને આ સોંપાયલી સત્તાની જાહેરાત 'સરકારી પત્ર'માં કરવામાં આવશે. આ પ્રમાણે નિમાયલા અમલદાર તે મ્યુનિસિપાલિટિને જવાબદાર રહેશે.

### ભૂગોળના અભ્યાસની અગત્ય

થોડાક દિવસો પર મુંબાઈમાં "બોમ્બે જ્યોગ્રોફીકલ એસોશીએશન" તરફથી 'ભૂગોળ દિન' ઊજવવામાં આવ્યો હતો.

આ મંડળના પ્રમુખ શ્રીયુત વી. ડી. ઘાટેએ આ વિષયને લગતી ઉત્સુકતા વિદ્યાર્થીઓમાં જાગૃત કરવામાં નડતી અડચણો બતાવી હતી.

(૧) ભૂગોળના સ્નાતકો નથી.

(૨) ભૂગોળને લગતાં યોગ્ય પાઠ્ય પુસ્તકો અને સાધનોની ઘણી ખોટ છે.

ઉદ્‌ઘાટન ક્રિયા કરતી વખતે માનવંતા શ્રીયુત બી. જી. ખેરે જણાવેલી કેટલીક બીના આ રહી.

મનુષ્યને માટે ભૂગોળ સિવાય બીજો કોઈ પણ વિષય વધુ રસવાળો નથી. એ વિષય શીખવનારે એ વિષયની અગત્ય ખાસ જાણવાની જરૂર છે. મુસાફરી અગત્યનું સાધન થઈ પડવું જોઈએ. તેમણે દેશનાં નાનાં નાનાં ગામડાંઓ અને ત્યાંના રહેવાસીઓના સમાગમમાં આવવા ખાસ સૂચવ્યું છે. હિંદની ભૂગોળ તથા આસપાસના વાતાવરણથી અજ્ઞાન અને બિનઅનુભવી હોય, ઘણાં હિંદીઓ હિંદની અદ્‌ભુત જગ્યાઓ જોવાને બદલે ઈંગ્લંડના પ્રવાસે જવાનું પસંદ કરે છે. એમના વિચાર મુજબ ભૂગોળના અભ્યાસક્રમમાં મુસાફરીને અગત્યનું સ્થાન મળવું જોઇએ.

### સ્ત્રીશિક્ષણ

મધ્યસ્થ કેળવણી સલાહકાર સમિતિએ નીમેલી 'સ્ત્રીશિક્ષણ સમિતિ' એ કરેલી કેટલીક ભલામણો :

જો બાલિકાઓને પ્રાથમિક શિક્ષણ આપવાની યોજનાનો બહોળો વિકાસ કરવામાં ન આવે તો અભણતા દૂર કરવાના દરેક પ્રયત્નો નિષ્ફળ નિવડશે. આથી શિક્ષણ માટે બાલિકાઓને પ્રથમ પદ આપવું જોઈએ.

એ સમિતિના હેવાલ મુજબ હિંદની વસ્તીના ૧૨ ટકા બાળકોમાંથી ફક્ત ૧૯.૫ ટકા જ બાલિકાઓ શાળામાં અભ્યાસ કરે છે જ્યારે ૫૦.૩ બાળકો શાળામાં દાખલ થયા છે.

જો પ્રાથમિક શાળામાં ૫૦ ટકા બાલિકાઓ દાખલ થાય તો આખાય હિંદમાં ૧૫૧,૧૮૮ શિક્ષકોની જરૂર પડશે.

કેટલીક પ્રાથમિક શાળાઓમાં બધાં ધોરણો રાખવામાં આવતાં નથી. આ કારણને લઈને ખાસ અપવ્યય (wastage) જોવામાં આવે છે. સમિતિ ખાસ સૂચન કરે છે કે દરેક પ્રાથમિક શાળાઓમાં બધા જ ધોરણો હોવા જોઈએ.

### વડોદરા શિક્ષકપરિષદ

વડોદરા રાજ્યની માધ્યમિક શિક્ષકપરિષદની નવમી બેઠક તા. ૧-૨-૩-૪ મે ૧૯૩૮ને દિને વડોદરા કૉલેજના તત્વજ્ઞાનના આધ્યાપક શ્રી. અતિસુખશંકર કમળાશંકર ત્રિવેદી, એમ. એ., એલ એલ. બી. ને પ્રમુખપદે નવસારીમાં મળશે. રાજ્યરત્ન શ્રી. એસ. વી. મુકરજી, એમ. એ., તા. ૧લીએ માંગલિક પ્રવચન કરશે. પરિષદને અંગે વ્યાખ્યાનો, ચર્ચા, નમૂનાના પાઠો, ઇત્યાદિનો વિવિધ કાર્યક્રમ રખાયો છે. વડોદરા રાજ્યના કેળવણી ખાતામાં બે દાયકાથી વધારે સમય સુધી એકનિષ્ઠાથી સેવા કરી, રાજ્યમાં કન્યાકેળવણી પગભર બનાવવામાં આગળ પડતો ભાગ ભજવનાર મિસ નીડહામ નોકરીમાંથી નિવૃત્ત થતા હોવાથી તેમને વિદાય આપવાનો સમારંભ તા. ૨જીએ યોજવામાં આવ્યો છે. પરિષદનો હેવાલ આવતા અંકમાં આપવામાં આવશે.

સૌન્દર્યધામ નર્મદાતીરે આ કેળવણી સંસ્થાનો જન્મ ઈ. સ. ૧૯૧૫ માં થયો હતો. દસ વર્ષના સતત પ્રયાસો પછી આખા ગૂજરાતમાં સંસ્થાએ સારી પ્રતિષ્ઠા પ્રાપ્ત કરેલી. પરંતુ વ્યવસ્થામાં થએલા ફેરફારથી સંસ્થાની સ્થિતિ બગડતી ગઈ ને ઈ. સ. ૧૯૩૬ માં તેના અસ્તિત્વ વિષે શંકા ઉદ્‌ભવવા લાગી. પરંતુ તેના સંચાલકોના આગ્રહથી ચરોતર એડ્યુકેશન સોસાયેટીના આજીવન સ્વયંસેવક શ્રી. ભીખાભાઈ પટેલે સોસાયેટીની સેવામાંથી નિવૃત્ત થઈને આ સંસ્થાનું સુકાન જૂન માસથી સંભાળી લીધું છે. હાલ તેઓ નર્મદા કેળવણી મંડળના નિયામક તરીકે અને નર્મદા હાઇસ્કૂલના આચાર્ય તરીકે કામ કરે છે. છેલ્લાં આઠ વર્ષથી તેઓ ગૂજરાતીની માધ્યમિક શાળાઓના પ્રતિનિધિ તરીકે મુંબઈ વિદ્યાપીઠની સેનેટના સભ્ય છે.

મંડળનો ઉદ્દેશ જમાનાને અનુકૂળ અને ઉપયોગી કેળવણીના અખતરા કરવાનો છે. તેના આશ્રય હેઠળ એક હાઇસ્કૂલ ચાલે છે. છેલ્લામાં છેલ્લી ઢબનાં સચોટ સાધનોની મદદથી વિદ્યાર્થીઓને કેળવણી આપવામાં આવે છે. વિદ્યાર્થીઓનો સર્વદેશીય વિકાસ થાય એવી વાગ્વર્ધિની સભા, હસ્તલિખિત માસિક, સંગીત, રમતગમત, વ્યાયામ, ઇત્યાદિ ઇતર પ્રવૃત્તિઓ તરફ ખાસ લક્ષ આપવામાં આવે છે.

શાળાની સાથે એક વિદ્યાર્થી આશ્રમ જોડવામાં આવ્યો છે. જવાબદારીપૂર્વક સ્વતંત્રતાથી કામ કરવાની તાલીમ મળે એ હેતુથી આશ્રમની વ્યવસ્થા મોટે ભાગે વિદ્યાર્થીઓને સોંપવામાં આવી છે. આશ્રમના ગૃહપતિ ને શાળાના આચાર્ય સંસ્થાનાં મકાનોમાં રહીને વિદ્યાર્થીઓની સઘળી શક્તિનો વિકાસ અને ચારિત્ર્યનું ઘડતર કરવાનો યોગ્ય પ્રબંધ કરે છે.

સર્જનજૂને ચીલે ચાલતી અનેક શાળાઓમાં પોતાની કેટલીક વિશિષ્ટતાઓથી ભાત પાડતી આ સંસ્થાનું સચિત્ર સૂચિપત્ર મંગાવી તેને વિષે વધુ માહિતી મેળવવા અમે સૌને ભલામણ કરીએ છીએ.




મુદ્રક - ઈશ્વરલાલ ઇચ્છારામ દેસાઈ 'લોકવાણી' મુદ્રણમંદિર ચોટાપુલ - સુરત
પ્રકાશક ચન્દ્રવદન ચૂનીલાલ શાહ • દેસાઈપોળ • સુરત

વર્ષ ૩જું

અંક ૧૧-૧૨ મો




જૂન – જુલાઈ · ૧૯૩૮

વર્ગની શિસ્ત જાળવવા માટે વર્ગશિક્ષકને, શાળાની શિસ્ત જાળવવા માટે શાળાના આચાર્યને રોજ રોજ પોતાની કેટલી ય શક્તિઓ ખર્ચવી પડે છે. આ શક્તિઓનો ખર્ચ પણ હમેશાં સમધારણ સ્થિતિ–સંયોગોમાં જ થતો હોય છે તેમ પણ નથી: શિક્ષક તેમ જ આચાર્યને પોતાનાં મન હમેશાં તંગ સ્થિતિમાં જ રાખવાં પડે છે. શાંતિ અને ધીરજથી વાતો કરવાનો અને પ્રેમથી સમજાવવાનો અવકાશ જ નથી! અને એ ઘટમાળ લગભગ કાયમી બની ગઈ છે.

આ માનસિક તેમ જ બૌદ્ધિક શક્તિઓનો વ્યય આપણે હવે અટકાવવો જ જોઈએ. શાળાના શિક્ષકે તેમ જ આચાર્યે શિસ્તને હવે નવા દૃષ્ટિબિંદુથી તપાસતાં તુરત જ શીખી લેવું ઘટે છે. શિસ્તનો જે ભંગ થઈ રહ્યો હોય છે તે ભંગ આ ઉપાયોથી મટવાનો નથી એ પહેલાં સમજી લેવું. એ સમજાય એટલે નકામો થતો શક્તિઓનો વ્યય અટકશે. પછીનો વિચાર શિસ્તભંગનાં કારણો શોધવાનો અને તેના શાસ્ત્રીય ઉપાયો યોજવાનો છે. શક્તિઓનો નકામો ખર્ચ અટકી પડશે એટલે એ જ શક્તિઓનો ઉપયોગ શિક્ષક તેવાં કારણો શોધી કાઢવામાં અને ઉપાયોની શોધ કરવામાં ઠીક પ્રમાણમાં કરી શકશે.

શિસ્ત ઊભી કરવા માટે આ માર્ગ સાચો છે, શાસ્ત્રીય છે.

# રાષ્ટ્રીય શિક્ષણ

શ્રી. હરભાઈ ત્રિવેદી

શિક્ષણને રાષ્ટ્રીય કહેવું કે અરાષ્ટ્રીય કહેવું એ તો કાળ અને સંયોગોના ભેદ અનુસાર હોય છે. હરેક પ્રકારનું સાચું શિક્ષણ તે જ રાષ્ટ્રીય શિક્ષણ હોઈ શકે. જે શિક્ષણ રાષ્ટ્રને વિરોધી હોય તે રાષ્ટ્ર માટે સાચું શિક્ષણ નથી. જે શિક્ષણ શાસ્ત્રીય અને સિદ્ધાંતને અનુસરતું હોય તે રાષ્ટ્રને અવિરોધી હોય જ. આજે આપણે રાષ્ટ્રીય શિક્ષણને સરકારી શિક્ષણથી જુદું પાડવું પડે છે, કારણ કે પરદેશી સરકારે ઊભું કરેલું શિક્ષણ આપણા રાષ્ટ્ર માટે હિતાવહ ન નીવડ્યું. રાષ્ટ્રહિતને લક્ષમાં રાખીને એટલા જ માટે રાષ્ટ્રીય શિક્ષણનું સ્વરૂપ ઘડવાના પ્રયત્નો આપણે ત્યાં થયા અને તેનો અમલ કરનારી રાષ્ટ્રીય શિક્ષણસંસ્થાઓ ઊભી થઈ. આવા રાષ્ટ્રીય શિક્ષણનો અને ખરી રીતે કહીએ તો સાચા શિક્ષણનો થોડોએક વિચાર આપણે કરીએ.

રાષ્ટ્રીય શિક્ષણની વ્યાખ્યા બાંધવી સહેલી છે અને સહેલી નથી. સહેલી એટલા માટે કે જે કોઈ શિક્ષણ રાષ્ટ્રના હિત માટે હોય તે રાષ્ટ્રીય શિક્ષણ. સહેલી નથી એટલા માટે કે આજના અટપટા યુગમાં કયું શિક્ષણ રાષ્ટ્ર માટે હિતાવહ છે અને કયું નથી તે નક્કી કરવું ઘણું મુશ્કેલ છે. રાષ્ટ્રીય શિક્ષણ રાષ્ટ્રહિતની દૃષ્ટિએ હાથ-ઉદ્યોગમાં જ સમાઈ રહેલું છે, તેવી માન્યતાને અતિશયતાની હદ સુધી લઈ જઈને કાંતવા-વણવાના કામને જ રાષ્ટ્રીય શિક્ષણનું મુખ્ય અને ઘણી વખત તો એકમાત્ર અંગ ગણવાની ભૂલ તેટલા જ સારુ આપણે ત્યાં થઈ હતી. આજે આપણી શાળાઓમાં જે વિષયો શીખવાઈ રહ્યા છે તેમાંના મોટાભાગના વિષયો અને તેની શિક્ષણપદ્ધતિઓ થોડા ફેરફાર સાથે પણ રાષ્ટ્રહિત માટે જરૂરી છે, તેની માન્યતા નીચે ઉદ્યોગ અને કળાને અવગણીને કેવળ બુદ્ધિના જ વિષયોનું શિક્ષણ આપનારી સંસ્થાઓ આપણી વચ્ચે આજે પણ છે, અને પોતાની જાતને રાષ્ટ્રીય શિક્ષણસંસ્થાઓ કહેવડાવે છે.

ચારેક દાયકા પહેલાં આપણા દેશના નાયકોને પહેલવહેલું જ્યારે ભાન થયું કે પરદેશીઓ અહીં આવીને આપણા દેશને હરેક રીતે ચૂસી રહ્યા છે અને પોતાના લાભ માટે ઊભી કરેલી શિક્ષણ-પ્રણાલિકાદ્વારા અનર્થકારી શિક્ષણ આપી રહ્યા છે, ત્યારે રાષ્ટ્રીય શિક્ષણનાં બીજ નખાયાં. ચાલુ શિક્ષણથી જુદું કરીને રાષ્ટ્રીય શિક્ષણ કેવી રીતે આપવું એની ગમ શરૂઆતમાં ન પડે એ સ્વાભાવિક છે. વળી જેમને એ વિચારો આવ્યા હતા તે લોકો મોટે ભાગે રાજદ્વારી પુરુષો હતા. પરિણામે તેમની રાષ્ટ્રીય શિક્ષણની કલ્પના તો રાજકારણ ઉપર નિર્ભર હતી. આજે પણ આ સ્થિતિમાં બહુ ફેર પડ્યો છે તેમ કહી શકાય એમ નથી. આજના કેળવણીપ્રધાનો ધીમે ધીમે કેળવણીની કેળવણીગત પુનર્ઘટનાના વિચારો કરવા લાગ્યા છે તે વાત સાચી છે. શરૂઆતનાં વર્ષોમાં તેથી જ રાષ્ટ્રીય શિક્ષણનો એકમાત્ર હેતુ પરદેશી સરકારની ગુલામીમાંથી મુક્તિ મેળવવાનો રહ્યો હતો અને તે યથાર્થ જ હતો. રાજકારણના ઉગ્ર સિદ્ધાંતો ઉપર રચાયેલી રાષ્ટ્રીય શિક્ષણની વ્યાખ્યા અનુસાર કોઈ શિક્ષણસંસ્થા જાહેર રીતે અસ્તિત્વમાં આવે તે શક્ય ન હતું. ચાલુ સરકારની સામે ભયંકર અસંતોષ ઊભો કરવો, તે સરકારને આપણી દુશ્મન ગણવી અને હરકોઈ ઉપાયે તેનો નાશ કરે તેવું જ્ઞાન શિક્ષણદ્વારા આપવું અનિવાર્ય ગણાયું. આવી સંસ્થાઓ ખાનગીમાં અને છૂટીછવાઈ ઊભી થઈ, મોટા પાયા ઉપર દેશાભિમાન કેળવાવા લાગ્યું અને રાષ્ટ્ર ખાતર દેહનું બલિદાન આપવામાં જ શિક્ષણની સાર્થકતા સમજવા લાગી. આવા બલિદાન માટે જે સાધનોનો ઉપયોગ થતો તે હિંસાત્મક હોય તો પણ ન્યાય્ય ગણાવાં લાગ્યાં.

જેમ જેમ લોકમાં જાગૃતિ વધવા માંડી અને શિક્ષણના વિચારો થોડા વધારે વ્યાપક બનવા લાગ્યા, તેમ તેમ સ્વદેશાભિમાન સાથે જરૂરી એવા વિષયોનું પદ્ધતિસરનું જ્ઞાન આપવું પણ આવશ્યક ગણાવા માંડયું. બંગાળ અને પંજાબમાં તે વિચારને અનુરૂપ એવી રાષ્ટ્રીય શિક્ષણસંસ્થાઓ ઊભી થવા લાગી. સ્વ-ભાષા અને સ્વ-દેશના આગ્રહને હરકોઈ શિક્ષણના કેન્દ્રમાં મૂકવામાં આવ્યાં. સ્વામી દયાનંદ સરસ્વતીના વિચારો રાષ્ટ્રીય શિક્ષણની આ વ્યાખ્યાને અનુકૂળ થઈ પડયા અને તેથી આર્યસમાજની સંસ્થાદ્વારા ઠેકઠેકાણે ગુરુકુળો ઊભાં થવા માંડયાં. આવાં ગુરુકુળોમાં સરકારી શિક્ષણક્રમથી જુદો જ એવો એક શિક્ષણક્રમ નક્કી કરવામાં આવ્યો. તેમાં માત્ર રાષ્ટ્રાભિમાનની નકારાત્મક બાજુ જ નહિ. પરંતુ વિધેયાત્મક લક્ષણોનો પણ સમાવેશ કરવામાં આવ્યો. રાષ્ટ્રના બાળકોની માનસિક કેળવણી રાષ્ટ્રહિતને અનુકૂળ રહે અને તેમનાં શરીરો તેમને મદદકર્તા થઈ પડે તેવા પ્રકારના શિક્ષણનો આગ્રહ આવાં ગુરુકુળોમાં ઊભો થયો. પરિણામે આપણી પાસે શિક્ષિત અને સંસ્કારી સ્વદેશાભિમાની સ્ત્રી-પુરુષો નજર આગળ દેખાવાં લાગ્યાં. ગુરુકુળ પ્રવૃત્તિ એટલી બધી જોશભેર ચાલી કે રાષ્ટ્રીય શિક્ષણની બીજી અનેક પ્રવૃત્તિઓ એના પ્રકાશ પાસે ઝાંખી દેખાવા લાગી.

એની સાથે સમાન્તર પ્રવાહમાં વહી જતી અને કામની દૃષ્ટિએ બહુ દૂર નહિ એવી પ્રવૃત્તિ બનારસમાં ડૉ. એની બેસન્ટના નેતૃત્વ નીચે શરૂ થઈ. એનું મુખ્ય કેન્દ્ર 'બનારસ સેન્ટ્રલ હિંદુ કોલેજ' બન્યું. જે પ્રકારની રાષ્ટ્રીય શિક્ષણની ચળવળ શરૂ થઈ હતી તે ચળવળમાં સંસ્કારિતા થોડેઘણે અંશે ખૂટશે એવો ભય એમની મંડળીને જણાયો. એ ભયને નિવારવા માટે રાષ્ટ્રહિતને અનુકૂળ એવા વિષયો ઉપરાંત સંસ્કારી ઉદ્યોગો અને કળાઓને પણ સ્થાન મળ્યું વિશ્વબંધુત્વના સિદ્ધાંતમાં અખૂટ શ્રદ્ધા હોવાથી રાષ્ટ્રીયતાનો જરૂરજોગો આગ્રહ પણ આ પ્રણાલિકામાં શિથિલ દેખાય અને મનની મક્કમતા માટે જે પ્રકારનું શિક્ષણ જોઈએ તે ન મળવા લાગ્યું. રાષ્ટ્રીય શિક્ષણના વિરોધી તત્ત્વો તેમાંથી નાબૂદ થવા લાગ્યાં, પરંતુ અવિરોધી તત્ત્વોનો સમાવેશ જોઈએ તેટલો ન થયો. આમ છતાં ય ગુરુકુળ સંસ્થાઓએ જેમ એક બાજુથી રાષ્ટ્રપ્રેમ વધાર્યો અને તેની સાથે જ અનુકૂળ એવું મન અને શરીર તૈયાર કરાવ્યું, તેવી જ રીતે આ થિયોસોફિકલ રાષ્ટ્ર સંસ્થાઓએ રાષ્ટ્રહિતને ઉપયોગી એવો બુદ્ધિવાદ અને જ્ઞાન સંપડાવ્યાં. પ્રજાનાં બાળકોને બુદ્ધિથી સમજાવા લાગ્યું, તર્કથી ગળે ઊતરવા માંડયું કે દેશમાં જે શિક્ષણ અપાઈ રહ્યું છે તે રાષ્ટ્રનાં બાળકો માટે હિતાવહ નથી.

આ મોટી ચળવળોને પરિણામે રાષ્ટ્રીય શિક્ષણની દિશામાં નાના નાના ઘણા પ્રયત્નો થવા લાગ્યા. સરકારી શિક્ષણની સાથે લેવાદેવા ન હોય તેવી સ્વતંત્ર સંસ્થાઓ દેશભરમાં ઊભી થવા માંડી. આવી સંસ્થાઓમાં કોમી સંસ્થાઓ પણ હતી અને સાર્વજનિક પણ હતી. જૈન ગુરુકુળો અથવા તો હિંદુ સનાતનીઓનાં ગુરુકુળો, આર્યવિદ્યા માટેની સંસ્થાઓ અને આપણી શ્રી દક્ષિણામૂર્તિ પણ આની અંદર સમાઈ જાય. આવી બધી સંસ્થાઓનું મુખ્ય કામ રાષ્ટ્રહિતને વિરોધી શિક્ષણ નાબૂદ કરવાનું અને તેની સાથે જ રાષ્ટ્રહિત માટે આવશ્યક તેવા શિક્ષણને અગ્રસ્થાન આપવાનું હતું. આવી નાની નાની સંસ્થાઓ સમય વીતતાં વધારે બળવાન અને પ્રાણવાન બનવા લાગી. તેમાંની કેટલીકે પોતાનું વૈશિષ્ટ્ય જાળવીને આવશ્યક એટલો સરકારી સંબંધ બાંધ્યો અને કેટલીકે પોતાનું સ્વતંત્ર વ્યક્તિત્વ જાળવી રાખ્યું.

પછીના દોઢ-બે દાયકાની વિગતોમાં આપણે નહિ ઊતરીએ. છેલ્લા લગભગ બે દાયકાનો ઇતિહાસ રાષ્ટ્રીય શિક્ષણની દૃષ્ટિએ ઉજ્જવળ અને મહત્ત્વનો છે. ઈ. સ. ૧૯૧૯ માં અસહકારની રાજકીય હિલચાલને પરિણામે રાષ્ટ્રીય શિક્ષણની બાબતમાં પણ એક મોટું મોજું આવ્યું અને

૧૯૨૦ માં આપણા પ્રાંતમાં ગૂજરાત વિદ્યાપીઠની સ્થાપના થઈ. આ વિદ્યાપીઠની લગભગ સાથે જ મહારાષ્ટ્ર વિદ્યાપીઠ, કાશી વિદ્યાપીઠ, બિહાર વિદ્યાપીઠ, અને દિલ્હીની જામિયા મીલિયા જેવી અનેક પ્રખર સંસ્થાઓ અસ્તિત્વમાં આવી. આ બધી વિદ્યાપીઠોએ રાષ્ટ્રીય શિક્ષણની દિશામાં જે કામ કર્યું છે તે આજે કોઈથી અજાણ્યું નથી. રાજકારણની ઉહાપોહમાંથી એમનો જન્મ થયેલો હોવાથી માતૃભૂમિની રાજકીય મુક્તિ માટે એમાંથી નીકળતા વિદ્યાર્થીઓએ કેટલો ભોગ આપવો એની જે કલ્પના કરવામાં આવેલી એ તો લગભગ સર્વાંશે સફળ થઈ છે તેમ કહ્યા વિના ચાલે નહિ. પરંતુ એ વિદ્યાપીઠોનો આદર્શ માત્ર રાજકીય ન હતો. રાષ્ટ્રનાં બાળકોનાં મનમાં સાચી સ્વતંત્રતાની તમન્ના પ્રગટે અને એ પ્રાપ્ત કરવા માટે જરૂરી એવું શિક્ષણ એમને મળી રહે એ આ બધી વિદ્યાપીઠોનો મુખ્ય ઉદ્દેશ હતો. એ ઉદ્દેશને પાર પાડવા માટે એમણે પોતપોતાના શિક્ષણક્રમો રચેલાં અને અનુકૂળ અધ્યાપકોની ભરતી કરીને આવશ્યક વાતાવરણ પેદા કરેલું. બીજી વિદ્યાપીઠોનો વિચાર છોડીને આપણે આપણા પ્રાંતની ગૂજરાત વિદ્યાપીઠે રાષ્ટ્રીય શિક્ષણની દિશામાં જે મહત્ત્વનું કામ કર્યું છે તેનો વિચાર કરીએ.

ગૂજરાત વિદ્યાપીઠે બે મહાનમાં મહાન તત્ત્વોનો સ્વીકાર પોતાદ્વારા પ્રજા પાસે કરાવ્યો અને તેનો સફળ પ્રચાર પણ કર્યો. આ બે મહાન તત્ત્વો આ છે: એક અભ્યાસક્રમમાં ધરમૂળથી ફેરફાર, અને બીજો, અહિંસાનો સિદ્ધાંતિક દૃષ્ટિએ સ્વીકાર. ગૂજરાત વિદ્યાપીઠને માન્ય થયેલી અનેક શાળા–મહાશાળાઓમાં આપણે બીજી અનેક ખામીઓ શોધી કાઢી શકીશું, પરંતુ આ બે તત્ત્વોનો સ્વીકાર અચૂકપણે જોઈ શકીશું. હા, આપણી પ્રજા અભ્યાસક્રમના આવા અચાનક ફેરફારથી ટેવાઈ ગયેલી નહિ હોવાથી તે પ્રમાણેનું શિક્ષણ આપવામાં તુલા જાળવી શકી નહિ. ઉદ્યોગોનું શિક્ષણ વેઠ જેવું થઈ પડયું, બુદ્ધિના શિક્ષણમાં શિથિલતા આવી, હાથપગની તાલીમ અને બુદ્ધિના શિક્ષણનો સાચો સમન્વય ન કરી શકાયો, પરંતુ એ દોષ તો આપણો – એટલે કે એ સિદ્ધાંતનો અમલ કરનારાઓનો હતો. શિક્ષણના આદર્શ તરીકે એ સિદ્ધાંત પોતે સાચો જ હતો અને છે, એમ આજે પણ આપણે કહી શકીએ છીએ. વર્ધાયોજનાના પરિણામરૂપ જે સમિતિ નીમાઈ અને જેણે તાજેતરમાં જ આ સિદ્ધાંતને લક્ષમાં રાખીને પોતાનો અભ્યાસક્રમ દેશ માટે રચ્યો છે તે ક્રમ જોતાં આપણને આ સત્યની પ્રતીતિ થાય છે. એ સમિતિની પ્રસ્તાવના આપણી દિશાભૂલનું સૂચન કરે છે. ફરીથી આપણે તેવી ભૂલ ન કરીએ તેનો આગ્રહ સેવે છે.

અહિંસાનું તત્ત્વ ધર્મમાં અને તત્ત્વજ્ઞાનમાં ચર્ચાતું હતું ખરું, કુટુંબોમાંથી, રાષ્ટ્રીય શિક્ષણ સંસ્થાઓમાંથી અને સમગ્ર રાષ્ટ્રજીવનમાંથી એ તત્ત્વનો લોપ થયો હતો. બહુ મોટી વાત ન કરીએ તો પણ આપણે કહી શકીએ છીએ કે બાળકોને સુધારવાના બહાના હેઠળ માબાપો ખોટી રીતે હિંસાનો આશરો લેતા હતા, વિદ્યાર્થીઓના વિકાસના ઓઠા હેઠળ શાળાના શિક્ષકો પણ એ જ માર્ગે જઈ રહ્યા હતા અને રાષ્ટ્રની મુક્તિ સારુ એ જ તત્ત્વનું અનુકરણ કરવામાં આવતું હતું. મહાત્મા ગાંધીએ ગૂજરાત વિદ્યાપીઠની સ્થાપના કરતી વખતે અહિંસાના તત્ત્વ ઉપર જ પોતાનો બધો ભાર મૂકયો હતો, અને શિક્ષણદ્વારા પ્રજાના જીવનમાં અહિંસાનો પ્રવેશ કરાવવા સારુ એ વિદ્યાપીઠનું અસ્તિત્વ હો એવી આશા વ્યક્ત કરી હતી. રાષ્ટ્રના શિક્ષણના ઇતિહાસમાં શાળાના શિક્ષકને પહેલી જ વાર કહેવામાં આવ્યું કે એનાથી પોતાના વિદ્યાર્થીને શારીરિક સજા ન કરાય. દુનિયાની સમર્થમાં સમર્થ વિદ્યાપીઠોમાં ગૂજરાત વિદ્યાપીઠે ત્યારે જ પોતાનું ગૌરવભર્યું સ્થાન પ્રાપ્ત કર્યું જ્યારે એણે દુનિયાભરમાં ઘોષણા કરી કે શારીરિક સજા એ ગુનો છે. કેળવણીના ક્ષેત્રમાં સમર્થ વિચારકોએ આ વાત તો ક્યારનીયે કરી નાખી હતી પરંતુ એણે સમૂહગત સ્વરૂપ નહોતું

પકડયું. શિક્ષણ સંસ્થાઓમાં અહિંસાનો સમૂહગત ઉપયોગ કરાવવાનું પહેલું માન દુનિયાભરની વિદ્યાપીઠોની અપેક્ષાએ ગૂજરાત વિદ્યાપીઠને ઘટે છે. હા, ગૂજરાત વિદ્યાપીઠને માન્ય એવી શાળાઓમાં કોઈ ઠેકાણે શારીરિક સજા અવશ્ય થતી હશે, પરંતુ એ સજા શિક્ષકોની નિર્બળતાની સૂચક હતી. અહિંસાના ભવ્ય આદર્શને વળગી રહેવા માટે શિક્ષકોને તાલીમ આપવાનું કામ ગૂજરાત વિદ્યાપીઠે તરત જ હાથ ધર્યું હતું. રાષ્ટ્રીય શિક્ષણનું એ મહત્ત્વનું અંગ હતું. નિરીક્ષકોદ્વારા શિક્ષકોને યોગ્ય સલાહ-સૂચનાઓ આપવામાં આવતી; હિંસાને મન, વાણી, કર્મથી ત્યજીને તેને સ્થાને અહિંસાને બેસાડવા સારુ ભગીરથ પ્રયત્નો થયા હતા.

દશકાઓથી ચોક્કસ ધરેડ પ્રમાણેના અભ્યાસક્રમને વળગી રહેવાની ટેવવાળા આપણા શિક્ષણકારો અને કેળવણીકારો માટે આપણી ગૂજરાત વિદ્યાપીઠનો અભ્યાસક્રમનો ફેરફાર જરા ચોંકાવનારો હતો. આજે તો આપણને હવે ઘણે અંશે સમજાઈ ગયું છે કે આજના અભ્યાસક્રમની પ્રણાલિકાને તોડીને નવો જ અભ્યાસક્રમ રચવામાં રાષ્ટ્રીય શિક્ષણની સાચી ચાવી રહેલી છે. આપણું મન પાઠયપુસ્તકોમાં થોડાએક ફેરફારો માટે માંડ તૈયાર હતું. અભ્યાસક્રમ ઉપરથી નકામા વિષયોનો બોજો નીકળી જાય, આવશ્યક બીજા વિષયો ઉમેરાય અને વિષયબાહુલ્ય ન થઈ જાય એટલા માટે અનેક પ્રકારના વિકલ્પો ઊભા કરવામાં આવે એ હકીકત સૌ માટે નવી હતી. ગૂજરાત વિદ્યાપીઠે ધીરજ અને બહાદુરીથી એ કામ કર્યું. અભ્યાસક્રમના એ ફેરફારો ઉપર ટીકાઓ તો ગમે તેટલી થઈ શકે, પરંતુ તાત્ત્વિક દૃષ્ટિએ ધરમૂળથી આવો ફેરફાર કરવાનું પ્રથમ માન ગૂજરાત વિદ્યાપીઠને જ ઘટે. આજે પણ આપણે જોઈ શકીએ છીએ કે અભ્યાસક્રમના ફેરફારનું તત્ત્વ સ્વીકારવાનું યોગ્ય હોવા છતાં અને ગૂજરાત વિદ્યાપીઠનો સમર્થ પ્રયોગ આપણી નજર સમક્ષ હોવા છતાં, મુંબઈ વિદ્યાપીઠ જેવી શિક્ષિત અને સંસ્કારી સજ્જનોથી ચાલતી સંસ્થા પણ તે દિશામાં ઓછું — ઘણું જ ઓછું કરી શકી છે. તેમ કરવા માટે મુંબઈ વિદ્યાપીઠ પાસે સાધનો નથી એમ નહિ, પરંતુ એ જાતની વૃત્તિ સતેજ થવા સારુ જે પ્રકારનો સમગ્ર દૃષ્ટિબિંદુમાં ફેરફાર થવો આવશ્યક છે, તે દૃષ્ટિફેરફાર હજી સુધી થયો નથી એમ દુઃખ સાથે પણ કહેવું જ પડે.

અહિંસાનું તત્ત્વ વ્યક્તિગત પાળવું મુશ્કેલ તો છે જ, પરંતુ એનો સમૂહગત અમલ અતિ દુર્ઘટ છે. એ તત્ત્વના એક સામાન્ય સૂચક તરીકે શાળાઓમાંથી શારીરિક સજાનો બહિષ્કાર કરવાનું કોઈને સૂઝયું ન હતું, એટલું જ નહિ પણ ગૂજરાત વિદ્યાપીઠના અખતરા પછી પણ મોટી મોટી વિદ્યાપીઠોને હજી સુધી એનો પૂરેપૂરો અમલ કરાવવાનો માર્ગ સૂઝયો નથી. શારીરિક સજાનો બહિષ્કાર પોકારાયો છે ખરો, પરંતુ એ તત્ત્વની અંદરની શ્રદ્ધા હજી શિથિલ છે. શિક્ષકોને શારીરિક સજા કરવાની મના છે, પરંતુ એવી શિક્ષણસંસ્થાઓ ઘણી છે કે જ્યાં આચાર્યને શારીરિક સજા કરવાની સત્તા આપવામાં આવી હોય. આ હકીકત એ બતાવે છે કે અહિંસાના તત્ત્વમાં નૈતિક દૃષ્ટિએ શ્રદ્ધા બેઠી નથી.

રાષ્ટ્રીય શિક્ષણના ઇતિહાસમાં આપણે ગૌરવ લઈ શકીએ તેવા તો અનેક બનાવો બની ગયા છે અને હજી પણ બનતા રહેશે. પરંતુ ગૂજરાત વિદ્યાપીઠે ઉપર જણાવેલા બે સિદ્ધાંતોનો સાર્વત્રિક અમલ કરાવીને રાષ્ટ્રીય શિક્ષણના એ ઇતિહાસમાં તદ્દન નવી જ ભાત પાડી છે. આપણા રાષ્ટ્રના શિક્ષણની પુનર્ઘટના થઈ રહી છે તે વખતે આ હકીકત પુનર્ઘટના કરનારાઓની નજર આગળથી સરી ન પડે તે અત્યંત જરૂરનું છે.

# સોવીયેટ શિક્ષણપદ્ધતિ*

શ્રી. ચૂનીલાલ નારણજી શાહ

આજે મહાસભાના હાથમાં કેળવણીનું નાવ કેટલાયે પ્રાંતમાં આવેલું છે. ગાંધીજીની પ્રેરણાને વશ થઈને તે પ્રાંતોમાં શિક્ષણમાં પરિવર્તન થવાનાં ચિહ્નો દેખાય છે. એમાં હસ્તઉદ્યોગ એક આવશ્યક અંગ થવાનું છે એ સમયે રશિયાએ શિક્ષણમાં એવો નહિ પરંતુ કેટલાક અંશોમાં એને મળતો પ્રયોગ કર્યો છે, તે આપણે સહુએ વિચારવા જેવો છે.

વર્ષો પહેલાં માર્ક્સે લખ્યું હતું કે સમાજવાદી તંત્રમાં શિક્ષણ પલટાવું જોઈએ. મૂડીવાદી તંત્રમાં શેઠ-વ્યવસ્થાપકનો એક વર્ગ અને કેવળ વૈતરું કરનાર મજૂરોનો બીજો વર્ગ આપણે જોઈએ છીએ. આ બે વર્ગની વચ્ચે તદ્દન ન્હાનો એવો બુદ્ધિશાળી, સુશિક્ષિત જનોનો વર્ગ હોય છે. માર્ક્સના અભિપ્રાય મુજબ આ સર્વ વર્ગો અદૃશ્ય થઈ જવા જોઈએ. અને એને સ્થાને ઉદ્યોગમાત્રના પાયામાં રહેલાં વૈજ્ઞાનિક સિદ્ધાંતોનું જ્ઞાન ધરાવનાર અને સર્વ પ્રકારના હથિયારોનો થોડો ઘણો વ્યવહારુ ઉપયોગ જાણનારાઓનો વર્ગ આવવો જોઈએ. પોતે જે કાર્ય વર્ષોથી કરે છે તે કાર્યનું સમાજમાં શું સ્થાન છે, બીજા હુન્નરો સાથે તેને શું સંબંધ છે એ સર્વથી અજ્ઞાન કોઈ પણ મજૂર ન રહેવો જોઈએ. આજે સુતાર, લુહાર, દરજી અથવા એવા કોઈ ધંધાદારીઓ નાનપણથી તેમના ધંધામાં પ્રવીણતા મેળવે છે તેમને તેમના કાર્ય પૂરતું જ્ઞાન હોય છે, પરંતુ તેમને તેમના ધંધા વિષે સર્વદેશીય માહિતી હોતી નથી. દૃષ્ટાંત તરીકે અત્યારે મજૂરોને સામાન્ય દાખલો પણ નથી આવડતો; કડિયાને ભૂમિતિ અને પદાર્થવિજ્ઞાનનું સામાન્ય જ્ઞાન પણ હોતું નથી. અત્યારે ઘણે સ્થળે ડબગરો અથવા એવા કોઈ બીજા ધંધાદારીઓ દિલરૂબા જેવા સરસ વાદ્યો બનાવી જાણે છે, પરંતુ તેમને તે વાદ્યના બનાવટમાં રહેલું પદાર્થવિજ્ઞાનનું જ્ઞાન હોતું નથી; અને એથી ઊલટું આપણી કૉલેજમાં શિક્ષણ આપતા પદાર્થવિજ્ઞાનના પ્રોફેસરોને ભાગ્યે જ હુન્નરોનું વ્યવહારિક જ્ઞાન હોય છે. એટલે આજે શિક્ષણ અને જીવન વચ્ચે મોટું અંતર પડી ગયું છે. અમદાવાદમાં અત્યારે કાપડ બનાવવાનો ધીકતો ધંધો ચાલે છે; પરંતુ કેટલા અમદાવાદવાસીઓ કે અન્ય કોઈ ગુજરાતીઓ એ ધંધા વિશેનું સામાન્ય જ્ઞાન ધરાવે છે? એ ધંધાને અંગે રહેલા કાયદાઓનો કેટલાકને ખ્યાલ હોય છે? એ જ પ્રમાણે આપણા ખેતીપ્રધાન દેશમાં કેટલા નગરવાસીઓને ખેતી વિશે માહિતી હોય છે? એટલે આ અજ્ઞાન ટાળવા માટે નૂતનશિક્ષણ એક મહત્ત્વની યોજના રજૂ કરે છે. એ કેવળ બૌદ્ધિક નહિ તેમ જ કેવળ ઔદ્યોગિક નહિ, પરંતુ બન્નેનો સમન્વય સાધનાર સર્વદેશીય શિક્ષણ[all round education]ને અગત્યનું સ્થાન આપે છે.

જેને ઉદ્યોગ પ્રત્યે અભિમુખતા હશે તેને પંદર-સોળ વર્ષની ઉમ્મર પછી તેણે સ્વેચ્છાથી સ્વીકારેલ હુન્નરનું શિક્ષણ અપાશે. પરંતુ તે પહેલાં સર્વ બાળકોને વૈજ્ઞાનિક સિદ્ધાંતો અને જુદા જુદા ઉદ્યમોમાં પ્રકટ થતો તેનો આચાર એ બન્નેનું જ્ઞાન આપવામાં આવશે. આથી આ સર્વ બાળકો બૌદ્ધિક ક્ષેત્રોમાં વિહાર કરશે પરંતુ તેમના હાથપગ અપંગ નહિ બની ગયા હોય, તેમ જ તે સર્વ પોતાના હાથપગને વાપરશે અને સાથે સાથે તે પોતાની બુદ્ધિનો વિકાસ પણ

* શ્રી. ભાવનગર મહિલાવિદ્યાલયના હસ્તલિખિત પત્ર 'સાધના'માંથી.

પૂરેપૂરો કરશે. જીવનના વિવિધ ક્ષેત્રોમાં તેમણે વિદ્યાર્થી અવસ્થામાં પ્રાપ્ત કરેલ જ્ઞાન અને શક્તિ વાપરવાનું સામર્થ્ય તેમને પ્રાપ્ત થશે. માનવજીવનમાં હુન્નરનું શું સ્થાન છે તે સર્વે બાળકો સમજશે; મનુષ્ય, પ્રકૃતિ અને તે બન્નેનો સંબંધ સમજતાં તે થઈ જશે. આજે શહેરો અને ગામડાં વચ્ચે અંતર વધી ગયેલું છે; બુદ્ધિઉપજીવી વર્ગ અને હસ્તઉદ્યોગ ઉપજીવી વર્ગ વચ્ચે અંતર વધી ગયું છે. સમાજમાં જેમ જેમ યંત્રોનો વપરાશ વધતો જાય છે તેમ તેમ આ બે વર્ગો વચ્ચેનો ભેદ વધતો જાય છે; અને તેનો ઉપાય માત્ર આજ છે કે એ બન્નેને નજીક લાવવા; પ્રત્યેક વર્ગને બીજા વર્ગની વિશેષતાથી પરિચિત કરવો. આ ફેરફાર કદાચ કોઈને નજીવો લાગશે, પરંતુ તેનાં પરિણામો જીવનનાં અનેક ક્ષેત્રો ઉપર અસર પાડે છે. આ પ્રકારના શિક્ષણથી સામાજિક ક્રાન્તિ થાય છે. લેનીને આ નૂતનશિક્ષણ વિશે એક વાર કહ્યું હતું કે તે માત્ર શિક્ષણનો પ્રશ્ન નથી; તે રાજકીય પ્રશ્ન પણ છે. શિક્ષણ, રાજકારણ, અર્થશાસ્ત્ર અને ઉદ્યોગ—એ સર્વ એક બીજા સાથે સંકળાયલા છે; એ સર્વનો પડઘો શાળામાં પડવો જોઈએ અને અનેક ઉદ્યમનાં મૂળતત્ત્વોનું સિદ્ધાંતિક અને વ્યવહારિક જ્ઞાન પ્રાપ્ત કરાવનાર શિક્ષણ આ કોયડો ઉકેલે છે. જે પ્રદેશમાં વિદ્યાર્થી વસતો હોય છે તે પ્રદેશના મુંઝવતા ઔદ્યોગિક પ્રશ્નો, તે પ્રદેશની ઉદ્યમને લગતી મુશ્કેલીઓ સર્વ વિદ્યાર્થીઓ સમજતા થઈ જશે, અને એ પ્રશ્નો અને મુશ્કેલીઓ દૂર કરવામાં તે મોટી ઉમ્મરે સહાય કરશે.

એટલું એકવાર ફરીથી સ્પષ્ટ કરવાની જરૂર છે કે આથી દરેક વિદ્યાર્થીને એક હુન્નરનું શિક્ષણ આપવાની યોજના વ્યવહારમાં મૂકાતી નથી. નાના વિદ્યાર્થીને ઔદ્યોગિક કેળવણી [ Technical education ] આપવાની વ્યવસ્થા વિશે આમાં વિચારણા નથી. આ યોજનામાં સર્વદેશીય શિક્ષણ એટલે સર્વ હુન્નરોના મૂળભૂત સિદ્ધાંતોનું જ્ઞાન તથા દરેક પ્રકારના ઓજારો વાપરવાની સામાન્ય શક્તિ પ્રાપ્ત કરવાનો અભ્યાસક્રમ હોય છે. આ યોજના સિદ્ધ કરતા રશિયામાં અસાધારણ સમય ગાળવામાં આવતો નથી. અઠવાડિયામાં જેટલા કલાક અભ્યાસ કરવાનો હોય છે તેના છઠ્ઠા કે સાતમા ભાગનો સમય આ જ્ઞાન પ્રાપ્ત કરવા પાછળ ગાળવામાં આવે છે; એટલે અઠવાડિયામાં ચાર-પાંચ કલાક આવું શિક્ષણ આપવામાં આવે છે.

## શિક્ષણની યોજના

છેલ્લાં પાંચ-છ વર્ષથી રશિયામાં એવો કાયદો થયો છે કે દરેક શાળા કોઈ કારખાના અથવા ખેતર સાથે જોડાયલી હોવી જોઈએ. પ્રાથમિક શાળાથી માંડીને હાઈસ્કૂલ સુધીની દરેક શાળા આ રીતે કોઈ ઔદ્યોગિક સ્થળ સાથે જીવંત સંબંધ ધરાવતી હોય છે. કારખાનામાંથી આ શાળાને સાધનો, ઓજારો મળે છે; અને આનો ઉપયોગ કરવા વાસ્તે શિક્ષકનો બંદોબસ્ત પણ કારખાના તરફથી કરવામાં આવે છે. કારખાનું પણ શાળામાં સક્રિય રસ લે છે. તેનો પ્રતિનિધિ શાળાની વ્યવસ્થામાં ભાગ ભજવે છે. શાળામાં મુલાકાત લેવા આવનાર મહેમાનોનો સત્કાર કરતી વખતે હાજરી આપવાનું તે પોતાનું કર્તવ્ય સમજે છે. આ અભ્યાસક્રમ દશેક વર્ષ સુધી શીખવાય છે. તેમાં દેશની આર્થિક વ્યવસ્થાનું જ્ઞાન, સર્વ પ્રકારના મુખ્ય ઉદ્યમોની વ્યવસ્થા, યોજના, planning કરવાની શક્તિ — આંકડાઓ તૈયાર કરવા, ઉદ્યોગની સામાન્ય ક્રિયા-પ્રક્રિયા [ Processes ]થી માહિતગાર રહેવું, વિવિધ હથિયારો અને યંત્રો વાપરવાનું કૌશલ્ય પ્રાપ્ત કરવું, આ અને આ ઉપરાંત બીજી કેટલીક બાબતોનો સમાવેશ થાય છે. લેનીનનો ખાસ આગ્રહ હતો કે વિજળીના ઉપયોગ વિના સામ્યવાદી વ્યવસ્થા આચારમાં મૂકી શકાય જ

નહિ.* આથી વિજળીના જ્ઞાન અને ઉપયોગ ઉપર અભ્યાસક્રમમાં બહુ ભાર મૂકાય છે. એટલે આ યોજના પ્રમાણે વિજળી શું છે એનું માત્ર સિદ્ધાંતની દૃષ્ટિએ જ્ઞાન પ્રાપ્ત કરવું એ પૂરતું નથી. વિદ્યાર્થીઓએ વિવિધ ઉદ્યમોમાં અને ખેતીવાડીની અંદર થતી અનેક પ્રકારની ક્રિયાઓમાં થતો વિજળીને ઉપયોગ શીખી લેવો જોઈએ.

**અભ્યાસક્રમ**

૭ થી આઠ વર્ષનાં બાળકો લાકડા, માટી અને કાગળમાંથી વિવિધ પ્રકારની વસ્તુઓ બનાવે છે. રસોઈને પણ તેમના અભ્યાસક્રમમાં સ્થાન આપવામાં આવ્યું છે. સર્વ વિદ્યાર્થીઓ ભેગા મળીને કાર્ય કરે છે; તેઓ આ ક્રિયાઓ કરતાં કરતાં રોમાંચ અનુભવે છે.

આઠથી બાર વર્ષના વિદ્યાર્થીઓ, કુમારો અને કન્યાઓ કાગળના જાડા પુંઠા, કાગળ, કલાઈ, વાળો, લાકડું, માટી, લુગડાંમાંથી અનેક પ્રકારની વસ્તુઓ બનાવે છે. આ વસ્તુઓ એવી સુંદર અને ઉપયોગી હોવી જોઈએ કે શાળામાં અથવા ઘરમાં તેનો ઉપયોગ થઈ શકે. કન્યાઓ અને કુમારો બન્નેને શીવણ શિખવવામાં આવે છે. શીવણમાં વેતરવું, થીગડું દેવું, ગુણવું, સંચાનો ઉપયોગ કરતાં શીખવું—એ સર્વનો સમાવેશ થાય છે.

**૧૨ વર્ષથી ૧૫ કે વધારે વર્ષની ઉપરના વિદ્યાર્થીઓ માટેનો અભ્યાસક્રમ**

મોટી ઉમ્મરના વિદ્યાર્થીઓના શિક્ષણનો નિર્દેશ અગાઉ કરવામાં આવ્યો છે. દેશની આર્થિક અને ઔદ્યોગિક વ્યવસ્થાનું જ્ઞાન, તેના પ્રશ્નો, મુસ્કેલીઓ, ઊકેલ, યોજનાઓ બનાવવી, જુદા જુદા યંત્રો તથા હથિયારો વાપરવાનું જ્ઞાન: આ સર્વ તેમના અભ્યાસક્રમમાં સ્થાન પામે છે.

આ સર્વ વિદ્યાર્થીઓ માટે ખેતરોની અને કારખાનાઓની મુલાકાત આવસ્યક છે. મુલાકાત એ અભ્યાસક્રમનું અનિવાર્ય અંગ છે. ઘણીવાર વિદ્યાર્થીઓ કોઈ કારખાનાની મુલાકાત લઈ આવ્યા પછી તેમણે મેળવેલી માહિતી તે દૈનિકમાં પ્રસિદ્ધ કરે છે. ઘણીવાર આ દૈનિક 'જીવતું વર્તમાનપત્ર' ['A Living Newspaper'] એ નામથી પ્રસિદ્ધ થાય છે.

વિદ્યાર્થીઓ અભ્યાસ કરી રહ્યા પછી જે કારખાનામાં પોતે શીખવા માટે જતા હોય છે તેજ કારખાનામાં જ કાર્ય કરવા જાય છે એમ બનતું નથી. સામાન્ય રીતે ૪૦ ટકા વિદ્યાર્થીઓ તે કારખાનામાં કાર્ય કરવા જોડાય છે, અને બાકીના ૬૦ ટકા બહાર જાય છે.

આવી મોટી ઉમ્મરના વિદ્યાર્થીઓની શાળામાં અનેક પ્રકારની સામગ્રીઓ હોય છે. અતિશય સમૃદ્ધ નહિ તેમજ તદ્દન સાધનરહિત નહિ એવી એક શાળામાં સુતારી કામનાં સાધનો, વીજળીથી ચાલતું કરવત, લુહારી કામનાં સાધનો, વીજળીથી ચાલતી ભઠ્ઠી, વિવિધ વસ્તુઓ બનાવવા માટેનાં ઢાળાં હતાં, અને આ સર્વની વ્યવસ્થા કરનાર તથા આ સર્વ શીખવનાર એક ઈજનેર હતો.

આ શિક્ષણમાં વિદ્યાર્થીઓને ચાર પ્રકારના પાઠ આપવામાં આવે છે.

(૧) વ્યવહારિક યંત્રકામ [ Practical technology ] આ સમયે વિદ્યાર્થીઓ જાતે કાર્ય કરે છે અને યંત્ર અથવા સાધનો વિશે જ્ઞાન મેળવે છે.

(૨) હુન્નરો અને યંત્રોના સિદ્ધાંતોનું જ્ઞાન [ Theoretical technology ]

---

* *"Communism is Soviet power plus electrification of the whole country, for without electrification production cannot be increased."*

(૩) હસ્તકાર્ય: આમાં (૧) અને (૨) કાર્ય કરતાં મેળવેલી શક્તિ અને જ્ઞાનનો ઉપયોગ કરવાનો હોય છે.

(૪) ઉદ્યોગવિષયક પ્રવાસ, મુલાકાતો.

સારા ય દેશભરમાં ચાલી રહેલું આ કાર્ય વ્યવસ્થિત તથા શાસ્ત્રીય રીતે ચાલે તે વાસ્તે એક સંશોધનશાળા[ Research Institute ]ની યોજના કરવામાં આવેલી છે. શાળામાં વપરાતાં સાધનો વિદ્યાર્થીઓને યોગ્ય કેવી રીતે બનાવવાં, શિક્ષકોએ કયા પ્રકારની તાલીમ લેવાની જરૂર છે, એ વિશે વિચારણા કરવી, જુદજુદા ઉદ્યમો વિશે પુસ્તિકાઓ પ્રસિદ્ધ કરવી, વિદ્યાર્થીઓનો અભ્યાસક્રમ કઇ જાતનો હોવો જોઈએ એ વિશે પ્રયોગો કરવા; આ સર્વ આ સંસ્થાનું કાર્ય હોય છે.

હિંદમાં જે પરિવર્તન થવાનું છે તેમાં અને રશિયન અખતરામાં કેટલોક મહત્ત્વનો ફેર છે. હિંદમાં માત્ર એક જ ધંધાનું, અને તેમાં સુતર કાંતવાનું જ્ઞાન આપવાનો પ્રબંધ થશે; અને તેનો ઉદ્દેશ અર્થપ્રાપ્તિ છે. આથી જે પૈસા મળશે તેનો ઉપયોગ કેળવણીનો વિસ્તાર કરવામાં વપરાશે. હિંદમાં દાખલ થવાના અખતરા વિશે એટલું કહેવું જોઈએ કે માત્ર રેંટીઓ ગંતતા શીખવું એટલો જ આશય એમાં રાખવામાં નથી આવ્યો, પરંતુ એની આસપાસ જોડાયલી સર્વ ક્રિયાઓ, પ્રક્રિયાઓનું જ્ઞાન મેળવવાનો પણ છે; એટલે કે એમાંથી અર્થશાસ્ત્ર, ગણિત, પદાર્થવિજ્ઞાન, કપાસની ખેતી, મીલ ઉદ્યોગની સ્થિતિ આદિનું જ્ઞાન પણ આપવાનો આશય છે. આ છેલ્લો ઉદ્દેશ ભુલાઈ જાય એવો સંભવ છે; પરંતુ તેમ ન બને તે માટે એક આદર્શ શાળા સ્થાપવી જોઈએ, અને વારંવાર પત્રિકાઓ પ્રસિદ્ધ કરીને તેમાં થતાં કાર્યથી શિક્ષકોને માહિતગાર રાખવા જોઈએ.

શિક્ષણની દૃષ્ટિએ રશિયાનો અખતરો વધારે શાસ્ત્રીય, વધારે ફળદાયક લાગે છે. હિંદમાં ચાલતો અખતરો હિંદની આર્થિક સ્થિતિમાં કેટલેક અંશે વધારે અનુકૂળ થઈ જાય. હિંદના પ્રયોગ સામે અત્યારે બે વાંધા રજૂ કરી શકાય. પ્રાથમિક શાળામાં તે અખતરો આર્થિક દૃષ્ટિએ કેટલે અંશે સફળ થાય એ પ્રશ્ન છે; અને આ પ્રયોગ પ્રમાણે સર્વ બાળકોને એક જ ચીલામાં ચાલવું પડે છે. સર્વને ઔદ્યોગિક તાલીમમાં માત્ર રેંટીઆ વિશેનું જ્ઞાન અને તેમાં આવતી કારીગરીની તાલીમ માત્ર જ મળશે. પ્રાથમિક શાળા કરતાં મોટી ઉમ્મરમાં આ પ્રયોગ દાખલ કરવાથી વધારે સફળતા મળે એવો સંભવ છે.

આ લેખ પૂરો કરતાં પહેલાં એક વસ્તુનો ફરીથી નિર્દેશ કરી જઈએ. રશિયાની શાળાઓમાં માત્ર ઉદ્યોગની કેળવણી ઉપર જ લક્ષ અપાતું નથી. ઔદ્યોગિક કેળવણી ઉપરાંત લલિતકલાઓ – સંગીત, ચિત્ર આદિ ઉપર પણ ત્યાં ધ્યાન અપાય છે. અનેક ઉદ્યમના સિદ્ધાંતો શિખવવા અને તેમાં વપરાતા સાધનોનું સામાન્ય વ્યવહારિક જ્ઞાન એ રશીઆની શાળાઓની વિશેષતા છે. આઉંડલના સેંડરસનની શાળામાં રશીઆની શાળાઓમાં જે શિખવાય છે તેને મળતું વાતાવરણ ઊભું કરવાનો સફળ પ્રયત્ન થયો હતો.

હિંદમાં જે પ્રયોગ થવાનો છે તેમાંથી ત્વરિત ફળની આપણે આશા ન રાખતાં તેના પ્રત્યે સમભાવથી આપણે જોઈશું તો હિંદમાં એક ઈષ્ટ છતાં વિપ્લવકારી પ્રયોગ જોવાનું આપણને ભાગ્ય પ્રાપ્ત થશે.

❁

# આમ કેમ?

શ્રી. સતીશચંદ્ર મ. જોષી

ટીચર્સ કૉલેજનું બીજું સત્ર પૂરું થવા આવ્યું હતું. આધુનિક પરીક્ષાઓની આખી ય પ્રણાલિકા ઉપર તેને વખોડી કાઢતું કેટલુ ય લખાણ લખી કાઢેલું અને તે ઉપર કેટલી ય ચર્ચા કરેલી, છતાં ય, એ કેળવણીકારો પરીક્ષાની તૈયારીમાં મશગુલ થઈ રહ્યા હતા. પ્રેક્ટીકલ અને લેખિત પરીક્ષા મોટો હાઉ બની વધારે ડરાવી રહી હતી. અત્યાર સુધીમાં કેટલી ય પરીક્ષાને પસાર કરી હોવા છતાં, કેટલી ય લઈ નાખ્યા છતાં પરીક્ષાનો હાઉ તો. એ શિક્ષકસમાજને પણ ડરાવી રહ્યો હતો. ડીગ્રી-ઉત્સુક શિક્ષકો તડામાર તૈયારી કરી રહ્યા હતા.

પ્રેક્ટીકલ શરૂ થઈ ગઈ. ખૂબ મહેનત કરી તૈયાર કરેલા પાઠ એક પછી એક એમ અપાતા જતા હતા. પરીક્ષકોએ શું લખ્યું હશે? કેટલા માર્ક મૂક્યા હશે? વગેરે સંદેહોથી સંદિગ્ધ એવા ઉમેદવારો શાળાની બહાર આવતા હતા. એ કટોકટીના કલાક પસાર થયા પછી કેટલી રાહત મળતી હતી? પરીક્ષકો ગમે તેમ લખે પણ લાજ આબરુ જેમના હાથમાં છે એવા શિશુજનો-વિદ્યાર્થીઓ પીરિયડ પૂરો થતાં પોકારી ઊઠતા: 'A good lesson, Sir' અને જે જે સાધનો હોય તેમને જોવા વિંટળાઈ વળીને યથાશક્તિ ચાક, પીન, બીજાં ચિત્રો વગેરે બહાદુરીથી માગીને ખુશ થતા બહાર ચાલી જતા. પાંચ મિનીટ પછી વળી ટન ટન...અને બીજો વર્ગ શરૂ થાય. એ પરીક્ષા...જેને સૌ કોઈ Evil—એક આફત તરીકે સ્વીકારે છે, પછી Necessary કે Unnecessary ચાલતી જતી હતી.

પરીક્ષા પછી? પછી તો B. T. ની ડીગ્રી મળશે—અનુભવથી જાણે પીઢ થયા હોઈએ તેમ પક્કા શિક્ષક તરીકે ગણાઈશું અને શિક્ષણશાસ્ત્રમાં કાંઈ ને કાંઈ અવનવું કરી નાખીશું એવી મનોવૃત્તિ હું અનુભવતો હતો. શિક્ષણશાસ્ત્રની પદ્ધતિઓ – નૂતનશિક્ષણના આદર્શો વગેરે તો ખૂબ જ વાંચેલું, ચર્ચેલું અને સાંભળેલું. પણ એ બધું શાળામાં ચાલશે કે કેમ તેને વિષે મંતવ્ય જુદું જ છે. મને પણ અન્ય ધંધાદારી મિત્રો તરફથી ચેતવણી મળેલી કે તમારા બધા આદર્શ – પદ્ધતિઓ — બધું બહુ બહુ તો થોડાં વર્ષ જ ચાલવાનું. પછી બધાં બણગાં રૂપે ખલાસ થઈ જવાનાં અને તમે પણ રૂઢીમાં – જૂની ઘરેડમાં સપડાઈ જશો. મને આમાં ઘણું ઘણું સત્ય હોય તેમ લાગ્યું. કૉલેજમાંથી ગયેલા ઘણાનો એ અનુભવ છે એમ મને કહેવામાં આવ્યું. મને શ્રદ્ધા ન બેઠી.

છેવટે પરીક્ષા પૂરી થઈ. લેખિત પેપરોની તૈયારી કરવાની હતી. પાછલી સાલના પ્રશ્નપત્રો લઈને તેના ઉત્તર સમજવાની પ્રવૃત્તિ ચાલતી હતી. બપોરના ચાર વાગતાં પરીક્ષકો અને પરીક્ષા આપનારાઓની એક સભા ગોઠવાએલી. આવી સભાઓના ઉદ્દેશ ઘણા સારા હોય છે, પણ પરીક્ષાના બોજાથી દબાઈ ગયેલાં હૃદયો ખુલ્લી રીતે ચર્ચામાં સામેલ થઈ શકતાં જ નથી. છેવટે આવી સભાઓ પરસ્પર આભારમાં જ વિસર્જન થાય છે.

સભાહોલ ભરાઈ ગયેલો છે. હોલના ખૂણાના એક બેંચ ઉપર હાથમાં જૂના પ્રશ્નપત્રોના કાગળીઆં જોતો હું બેઠો હતો. સભામાં બહુ ઓછો રસ હતો. એકદમ આંખ એક પ્રશ્ન ઉપર સ્થિર થઈ. "ટ્રેનિંગ કૉલેજમાંથી પાછા ફરીને શિક્ષક નવી નવી શીખેલી પદ્ધતિઓ અને આધુનિક શિક્ષણશૈલીઓ વિસારી દે છે. કારણ આપી સમજાવો." વગેરે...

અરે! અહીં પણ એ જ પ્રશ્ન? માનસશાસ્ત્રીઓ આ પ્રશ્નનો યથોચિત જવાબ આપે છે. માનસશાસ્ત્રનો એ પ્રશ્ન બને હોય. પણ તેથી શિક્ષણ વિદ્યાપીઠો – અને આખી ય એ પ્રણાલિકા પરત્વે

વિરોધાભાસ ઉત્પન્ન થતો નથી ? આ બધા ભેગા મળેલા સર્જનોના આ બધા પ્રયાસ, દેખાવો–બધું શું પાંગળું હતું ? ઉચ્ચ આદર્શ સેવતા શિક્ષકો છેવટે રૂઢીશાયી જ થવાના ? આ પ્રશ્નની કેટલીય ગડભાંજમાં હું અટવાઈ ગયો. આગ્રહથી કામ કરનાર ઘણાય શિક્ષકો હશે. નૂતનશિક્ષણ શાસ્ત્ર ફક્ત પુસ્તકમાં નથી, પણ શાળાઓમાં જીવતુંજાગતું છે એમ હું માનું છું. જીવનને આરે પહોંચી ગયેલી છતાં ય ખૂબ અદ્યતન વિચારો અને પદ્ધતિઓ સેવતી વિભુતિઓ મેં શિક્ષણના ક્ષેત્રમાં જોઈ છે; છતાં ય લોકાપવાદ શું સત્ય છે ? કદાચ હોય પણ ! ઘણા કહે છે તે દિવસે સાંભળેલા પેલા બુઢ્ઢા પ્રોફેસરના શબ્દો શું ખરા ન હતા ? Dedication – બધું જ અર્પણ કરવાનો આ ધંધો છે. સમાજને માટે બધું જ અર્પી દઈ આ ધંધાનો સ્વીકાર કરવો એવો એમનો આગ્રહ હતો. તે દિવસે કેટલા જણ છંછેડાઈ ગયા હતા ? એ પછી 'શિક્ષકનું સમાજમાં સ્થાન' – એ ચર્ચા જ્યારે ગોઠવાયેલી ત્યારે કેટલો વાદવિવાદ થયેલો ? છેવટે પ્રમુખશ્રીએ પણ જવાબદારી શિક્ષક પર ઢોળી પાડી અને ચર્ચા પૂરી થઈ હતી. શિક્ષકે બધું જ જાણવું જોઈએ. તેણે બધાંને નમતું જોઈએ. એવી સ્થિતિ કરી મૂકનાર કોણ ? શિક્ષક કે સમાજ ? બન્ને બાજુ ઘણું બોલાયેલું. શિક્ષકની જવાબદારી જરૂર મોટી છે. પણ તેની સ્થિતિ ઉપર સમાજ કઈ દૃષ્ટિએ જુએ છે ? મહાત્માજીની વર્ધાયોજના, મધ્યપ્રાંતની વિદ્યામંદિર યોજના વગેરેમાં પણ શિક્ષક એટલે સ્વાર્પણ કરનારી સાધુ વ્યક્તિ. હિંદની પ્રાચીન શિક્ષણપ્રથા અને આજની આપણી શિક્ષણપ્રથા અને રચના. મોટો તફાવત કેમ પડી ગયો ? ગુરુનું બિરુદ પંતુજીમાં કેમ પલટી ગયું ? જપાનની શિક્ષણરચના કહે છે: અમારા શિક્ષક એટલે જ ભાવી જપાનના સર્જનહાર. જર્મની કહે છે: અમારે ત્યાં શિક્ષકો સુખી છે. જર્મનીની આબાદી અને શિક્ષકોની આબાદી સાથે નિકટનો સંબંધ છે. બધાં જ દેશોમાંથી આ જાતના જ સૂર ઊઠે છે. પણ હિંદના ખૂણે ખૂણામાંથી પોકાર પડે છે: 'અમે રિબાઈએ છીએ; અમારું કોઈ નથી.' પ્રાથમિક શિક્ષણના કાયદાનું બિલ, બીજી એવી અસંખ્ય કમિટિઓ ! શિક્ષકોનો આ પોકાર એસેમ્બલીમાં પહોંચશે ?

સેંકડો B. T. અને એવા ટ્રેન્ડ પ્રાથમિક શિક્ષકો દર વર્ષે એ ધંધામાં જોડાતા હશે અને બેકારીના ભયંકર ખપ્પરમાં અલોપ થઈ જતા હશે. કેટલા ય ધંધો માંડી બેઠેલા ગીધ જેવા મેનેજરો અને માલીકોની તદ્દન લલચામણી જાહેરખબરોના ભોગ બની સપડાઈ પડતાં આદર્શ જીવનો વેડફાઈ જાય છે. જબરજસ્ત આર્થિક મુંઝવણમાં એ બિચારું જીવન અકાળે કરમાઈ જાય છે. કૉલેજમાં શીખેલાં સર્વ સૂત્રો ભુલાઈ જાય છે. મોંટેસોરી, ફ્રબલ બધાં સ્વપ્નસમ થઈ જાય છે. શાળાનું સાતથી આઠ પીરિયડોનું કામ, ટૂંકો સ્ટાફ, દર વર્ષે બદલાતા શિક્ષકો અને જરા ય સ્થિરતા વગરનું એ જીવન ! નોટોના ચોકડા, પેટનો ખાડો પૂરવા માટે ટ્યૂશનોની દોડ, ઉપરીઓના મસ્કા, અંદર અંદરની ખટપટો, ઇન્સ્પેક્શન માટેની તૈયારીઓ વગેરે વગેરે; વધારામાં સૌ કોઈની લાત સ્વીકારવા જેટલું દૌર્બલ્ય, વગેરેની તૈયારી—કોઈ પણ જીવનને અસ્પ બનાવી દેવા માટે શું પૂરતાં નથી ?

શિક્ષકને નથી તેનો સ્વતંત્ર મત જાહેર કરવાની તક કે છૂટ. ધીમે ધીમે શક્તિ ગુમાવતો જતો એ રૂઢ બની જાય છે. નથી તેના કામની કોઈ કદર કરતું. છેવટે એ પણ બેદરકાર બને જ ને ! પરિણામ; શિક્ષણ જેવો પવિત્ર ધંધો પણ કલુષિત બની જાય છે અને સમાજ 'પંતુજી'નું સર્જન કરે છે. સમાજ આપણા પર આરોપ કરી શકે છે કે ધંધાદારી સુજનતા તમારામાં ક્યાં છે ? જરૂર એ Professional etiquette ની આપણામાં કોઈ કોઈ સ્થળે ખામી હશે, પણ એ રોગનાં જંતુનું ઉત્પાદક સ્થાન પણ તેના તરફ બતાવાતી બેદરકારીમાં જ છે.

એક પછી એક સભાના વક્તાઓ ઘણી વખત બોલી જાય છે : 'United we stand.' વસ્તુ ઘણી જ સુંદર છે, પણ ક્યાં છે એ ઐક્ય—એ સંગઠન ? તે સૂત્રને વધાવતી તાળીઓ પાછી મૂક બની જાય છે ! 'પંજાબમેં દેખિયે, હમારે સબ ટ્રેન્ડ ટીચરોંકે એસોસીએશનને અચ્છા સંગઠન કિયા હૈ. કોઈ ભી કમ તનખ્વાહ નહીં પાતા. ઇધર બંબઈમેં તો પ્રાઈવેટ શાલાઓમેં આપ સબ લોગ ચક્કીમેં પિસે જાતે હૈં.' મારા કાશ્મીરી મિત્રના શબ્દો યાદ આવ્યા.

આપણે ત્યાં શિક્ષણયોજનાઓનો પુનરુદ્ધાર થાય ત્યારે સરકાર અને યુનિવર્સિટી ખાનગી સંસ્થાઓ તરફ શા માટે ખૂબ સખત ન થાય ? શિક્ષણનો પુનરુદ્ધાર શિક્ષકોના જીવનના અભ્યાસ અને તેના ઉદ્ધારની અંદર જ રહેલો છે, એ સત્ય સમજ્યા છતાં ય તેને કેમ દૂર મુકાય છે ?

હું પણ બોલી ઊઠ્યો : 'સંગઠન કરો'. ત્યાં તો તાળીઓના ગડગડાટથી હોલ ગાજી ઊઠ્યો : એક પરીક્ષક શિક્ષકે પણ એ જ સૂચન કર્યું હતું કે 'એક થાઓ અને લડો.'

એકત્ર થયેલા શિક્ષણ વિધાયકોએ—સૌએ એ બોલ વધાવ્યા. સૌ કોઈ દૂર દૂર એ સંદેશ લઈ જઈ પોતાનો સ્વાર્થ સુધારે એ બોધ પછી. બાજુના હોલમાં ચા બિસ્કીટને ન્યાય આપવા સભા વિસર્જન થઈ.

હું પણ પ્રશ્નપત્રોના કાગળીઆં બગલમાં મારી, જો આવતી કાલે શરૂ થનારી પરીક્ષામાં આ પ્રશ્ન પૂછાય તો શું લખવું તેના વમળમાં ગોથાં ખાતો આ દેવીના સ્વાગતમાં ઘસડાયો.

# નૂતન રશિયામાં બાળકનું સ્થાન*

શ્રી. પ્રભુલાલ જશવંતરાય ધોળકીઆ

નૂતન રશિયાના કોઈ શહેર કે ગામના સરિયામ રસ્તા પરથી તમે જતા હો તો સ્વચ્છ સફાઈબંધ કપડાં પહેરેલાં, સુખ અને આનંદની મસ્તીમાં ગેલ કરતાં, સ્વાતંત્ર્ય અને સ્વયંસ્ફૂર્તિના વાતાવરણમાં અદમ્ય ઉત્સાહથી થનગનતાં સ્વતંત્ર બાળકોને શાળા તરફ જતાં તમે જોશો. તેમના સુખી ચહેરાપર સંતોષ, આત્મશ્રદ્ધા અને બુદ્ધિનું તેજ તરવરતું તમે જોશો. આવાં સુખી, સંતોષી અને મસ્તીભર્યાં બાલજીવનનું દર્શન ભાગ્યે જ તમને જગતના બીજા કોઈ સ્થળે થશે.

રશિયાનાં ધમાલિયાં અર્થકારણ અને રાજકારણમાં રશિયા પોતાની ભાવિ પેઢીની ખીલવણી માટે કેળવણીની કેવી જબ્બર શાસ્ત્રીય યોજનાઓનો અમલ કરી રહ્યું છે એનો સ્પષ્ટ ખ્યાલ તો ત્યાંની શાળાઓનું તંત્ર જોવાથી જ આવી શકે. અને આ બધું દોઢ દાયકામાં જ રાજપ્રકરણીય અને આર્થિક ઉથલપાથલો વચ્ચે નૂતન રશિયાના સર્જકોએ સર્જ્યું છે એ ખ્યાલથી જ્યારે જોઈએ છીએ ત્યારે મોંમાં આંગળાં નાખી દેવાય છે.

નૂતન રશિયાની સામાજિક ક્રાન્તિમાં રાષ્ટ્રના વિધાયકો એ નથી ભૂલ્યા, કે આજનાં બાળકો એ આવતી કાલના નાગરિકો છે, આજનાં બાળકો પર રાષ્ટ્રની ઉન્નતિનો આધાર છે. રશિયાના નવઘડતરમાં પ્રત્યેક માનવીના અધિકારોની ગણના વિચારતાં રાષ્ટ્રનાયકોએ બાળકોના અધિકારોને ધારાપોથીને પહેલે પાને મૂક્યા હતા. રાષ્ટ્રની માતા – સ્ત્રી, અને રાષ્ટ્રના પિતા – બાળકનાં હિતની યોજનાઓ એ સોવિયેટ તંત્રનું મંગળાચરણ હતું. સોવિયેટના વિધાયકોને એ વાતનું પૂરું ભાન હતું, કે નૂતન સામાજિક ઘટનાના જ્યોતિર્ધર બનવાની અપેક્ષા જો આવતી કાલની પેઢીપર રાખવામાં આવે તો એ પ્રજાના ઘડતરની વાત રાષ્ટ્રે સૌથી પહેલી વિચારવી જોઈએ. ઝારશાહીના સમયની પ્રજામાં આ આદેશને સફળ કરવાની તાકાત નથી એ સત્ય તેમને સમજાયું હતું. ઝારશાહી અમલમાં ઘડાયલું રૈયતનું ખુશામતી માનસ આ આદેશને સમજી જ ન શકે. એટલે નવી સરજાતી પ્રજા, જેણે ઝારશાહીનું પરતંત્રતાભર્યું વાતાવરણ અનુભવ્યું નથી, તેમના પર જ આ આદેશોની સફળતાનો મદાર બાંધી શકાય. 'આપણા રાષ્ટ્રનું ભવિ બાળક પર નિર્ભર છે', આ વિચારસરણી પર નૂતન રશિયાના આદ્ય વિધાયક લેનીન અને તેના ઉત્તરાધિકારી સહચારીઓ ખૂબ ભાર મૂકતા.

આ સોવિયેટ વિધાયકો એવો સમાજ સર્જવા માગતા હતા કે જેમાં ધનદોલત કરતાં માનવતાનાં મૂલ પ્રથમ હોય. આ ઉદ્દેશને દૃષ્ટિ સામે રાખીને તેમની મુરાદ જગતે ન જાણેલી, ન જોયેલી એવી ઓલાદ સર્જવાની હતી.

આમ સોવિયેટ રાષ્ટ્રનાયકોએ પ્રજાજીવનના પુનરુત્થાનનું કાર્ય ભાવિ પેઢી–બાળકોની ઉન્નતિની પ્રવૃત્તિઓ હાથ ધરીને શરૂ કર્યું. અખબાર, ચલચિત્ર, રંગભૂમિ અને બીજા આવા પ્રચારને આંદોલનનાં સાધનોદ્વારા પ્રજાજીવનનાં આરોગ્યને વધારવા અને સામાજિક જીવનને ઉન્નત કરવાના પ્રયોગો શરૂ કર્યા કે જેથી ઉચ્ચતર બનતા સમાજજીવનમાં બાળકનો વિકાસ સહજ બને. માતૃત્વનો

---

* Scott Nearing ના The Child in Soviet Russia નામક લેખનો ભાવાનુવાદ

અધિકાર અને માતૃત્વની જવાબદારી વહી શકે તેવી યોગ્યતા પ્રાપ્ત કરવા માટે માતાઓને સંતતિનિયમન અને કામ-મીમાંસાના પાઠો આપતી શાળાઓ ચાલુ કરી.

માતૃત્વના રક્ષણ કાજે રશિયન નારીની ઉન્નતિ અને સ્વાતંત્ર્યની વાત પહેલી વિચારવામાં આવી. ક્રાન્તિ પહેલાં રશિયન માતા અભણ હતી, અજ્ઞાન હતી, સામાજિક દરજ્જે ગુલામ હતી. ખેડૂત સ્ત્રી, ગૃહસ્થ ઘરની ધૂંબા ખાતી ગુલામ બૈરી કરતાં ભાગ્યે જ સુખી હતી. દુઃખ, અજ્ઞાન અને નિરક્ષરતા તેનામાં ય એટલાં જ હતાં. આજે સોવિયેટ તંત્રમાં આ દશા પલટાઈ ગઈ છે. નૂતન રશિયાની ધારાપોથીનું પહેલું ફરમાન સ્ત્રી-પુરુષના સમાન અધિકારની ઘોષણાનું હતું. આ ફરમાનનો અમલ માત્ર શાબ્દિક ન હતો, પરન્તુ નૂતન રશિયાની નારી સામાજિક ક્ષેત્રમાં, રાજકારણમાં અને આર્થિક હાલતમાં સમાનતા ભોગવતી થઈ છે. માત્ર ચૂલો સંભાળવા અને છોકરાં ઉછેરવાના સ્ત્રીને મળેલા સામાજિક અધિકારમાં સ્ત્રીની સાંકડી બનેલી મનોદશા પુરુષનું પારતંત્ર્ય વેઠવામાં સલામતી સમજતી હતી તે આજે નવીન અધિકારો અને જવાબદારીઓના બળે કરીને સ્ત્રીઓમાં અસીમ જાગૃતિ આવેલી જોવામાં આવે છે. નૂતન રશિયાની નારી આજે સાચી માતા બની છે. રશિયન રાજ્યક્રાન્તિએ સ્ત્રીત્વને પુરુષત્વ જેટલા જ સમાન દરજ્જે મૂકી સ્ત્રીને ગૃહ શોભાવતી ગૃહિણી, સાચી માતા અને નાગરિક બનાવી રશિયન ગૃહજીવનને અજવાળ્યું છે. રશિયન બાળકોનું નવજીવન એ રશિયન માતાનું નવજીવન બન્યું છે, રશિયન નારીને તેણે એક શહેરી તરીકે જીવતી અને સમાજમાં પ્રાણ પૂરતી બનાવી છે.

કોઈ એક માતા સગર્ભા છે એ વાત રશિયાની 'પ્રજા-આરોગ્ય કચેરી' માટે રસનો વિષય થઈ પડે છે. સગર્ભાને નિયમિત અને મફત વૈદકીય સલાહ-તપાસ મળે છે. સગર્ભાઓ માટે નિયત કરેલા બાળઉછેરનું જ્ઞાન આપતા વર્ગોમાં તેને જોડાવાનું કહેવામાં આવે છે. સગર્ભાવસ્થામાં તેના આરોગ્યને જોઈતી માવજત, દવાદારૂ અને ખાસ ખાદ્ય વસ્તુઓની જરૂર હોય તો તેને 'પ્રજા-આરોગ્ય કચેરી' આ બધું પૂરું પાડે છે. સગર્ભા સ્ત્રી કોઈ ધંધામાં જોડાયલી હોય તેમાંથી તેને પ્રસુતિ પહેલાં આઠ સપ્તાહની રજા આગતર પગારે મળી શકે છે, જેથી માતા પોતાનાં જન્મનાર બાળક માટે જોઈતી સગવડો ઊભી કરી શકે છે બાળકના જન્મ પછી પણ તેને આઠ સપ્તાહની ચડતે પગારે રજા મળી શકે છે. આ આઠ સપ્તાહ દરમિયાન તે પોતાનાં બાળકની ખાસ સંભાળ લઈ શકે છે. આમ સોળ સપ્તાહના આરામ પછી માતા પોતાને સ્થાને કામે ચડવા માટેનો રિપોર્ટ મોકલે છે અને પછી પોતાના સ્થાને પૂર્વવત્ કામ કરતી થાય છે.

ઝારશાહીના અમલ દરમિયાનમાં સંતતિનિયમનના કાનૂનોના અજ્ઞાનના કારણે જન્મપ્રમાણ ખૂબ વધી ગયેલું હતું. અને આ વધેલા જન્મપ્રમાણ સાથે ગરીબોમાં મરણપ્રમાણ પણ તેટલું જ થઈ ગયું હતું. પ્રથમ વર્ષે જ ૧૦૦ બાળકોમાંથી ૨૭ મરણ પામતાં અને કોઈ કોઈ અપવાદોમાં તો આ પ્રમાણ ૫૦ કે ૭૫ સુધી પણ પહોંચેલું હતું, અને પ્રસૂતાઓનું મરણપ્રમાણ પણ ચોંકાવે તેવું હતું. ગ્રામપ્રજામાં વૈદકીય મદદ નહિ જેવી પહોંચી શકતી અને કામના અતિ બોજા હેઠળ દબાયલી ગામડિયણ અણઘડ દાઈઓ ભાગ્યે જ ગણનાર સંખ્યામાં પ્રસુતિઓને પહોંચી શકતી. અને જોગાનુજોગે આવી કોઈ દાઈ મળી જાય તો પણ ચેપવાળા હાથોએ થતી પ્રસુતિઓથી થતાં મરણો એ રોજના બનાવો ગણાતા.

વિશેષે કરીને સોવિયેટ ઔદ્યોગિક કેન્દ્રોમાં અને ગામડાઓમાં પણ આ દિશામાં જબ્બર પરિવર્તન થયું છે. આધુનિક વિજ્ઞાનનાં સંપૂર્ણ સાધનોવાળાં પ્રસુતિગૃહો અને આરોગ્યાશ્રમો, છેક

નાનાં ગામોમાં પણ સ્ત્રીઓને જોઈતી તબીબી રાહત અને આરોગ્યવિષયક સગવડો પૂરી પાડે છે.

આનાં પરિણામો ધ્યાન ખેંચે તેવાં આવવા લાગ્યાં છે. ક્રાન્તિ પહેલાના કાળનું ૨૭.૬ ટકા મરણપ્રમાણ ક્રાન્તિ પછીના સમયમાં કેવળ મોસ્કો શહેરમાં જ ૧૩.૭ ટકામાં આવી ઊભું છે. અને લેનીનગ્રેડમાં ૨૩માંથી લગભગ ૧૩ થયું છે. તેમ જ સમગ્ર રશિયામાં ૧૯૧૩માં ૨૭ ટકા હતું તે ૧૯૨૩માં ૧૭ ટકા થઈ ગયું હતું.

આ પ્રગતિ માતૃત્વ અને બાલસંરક્ષક મંડળ નામે ઓળખાતી આરોગ્યરક્ષક ખાતાના અધ્યક્ષપણા હેઠળ થઈ છે. આ ખાતાનાં વડા ડૉ. વેરે લેબેડેવા હતાં, જેમણે આ સંસ્થાને વિકસાવી છે. આ સંસ્થા નીચેના ઉદ્દેશોથી કાર્ય કરે છે:

૧. માતૃત્વના સંરક્ષણમાં જ બાલોન્નતિ હોઈ માતાનું જતન કરવું. માતાનાં હેત ઝરતાં સ્તનપાનને બાળક સારુ સંભાળવું.

૨. નૂતનસમાજના નાગરિકનું સ્થાન બાળક લઈ શકે એવી વિશાળ ભાવના વડે બાળકનો વિકાસ કરવો.

૩. બાળકના શરીર અને મનોવિકાસના પાયા દૃઢ કરીને તેની જીવનદૃષ્ટિ વિકસાવે તેવું વાતાવરણ સર્જવું.

બાળક ત્રણ વર્ષની વયનું થાય ત્યાં સુધી તેના આરોગ્યને લગતી જવાબદારી 'માતૃત્વ અને બાલ-આરોગ્યસંરક્ષક સમિતિ પર હોય છે. અને આ સમય પછી બાળકની સંપૂર્ણ વૈદકીય તપાસને અંતે બાળકની તંદુરસ્તીનાં નિવેદનો [Health records] બાલ-આરોગ્ય સંરક્ષક સમિતિને સ્વાધીન કરવામાં આવે છે. આ સમિતિ બાળક આઠ વર્ષનું થાય ત્યાં સુધી તેના આરોગ્યની તપાસ રાખે છે.

બાલઆરોગ્યસંરક્ષક સમિતિના કાર્યપ્રદેશમાં — જે શાળામાં બાળકો ભણતાં હોય તે શાળાની તંદુરસ્તીવિષયક સ્થિતિ [Sanitation] અને શાળાએ જતાં બાળકોનાં સ્વાસ્થ્યની સંભાળ, બાળ જગત માટે તબીબી સારવારની સગવડ, કિશોરો અને તરુણોનાં મન અને કાયાને અતિશ્રમથી ઘસી નાખવા સામે પ્રતિકાર, ઘરબાર વગરનાં નિરાશ્રિત, જેમને વિશિષ્ટ તબીબી સારસંભાળની આવશ્યકતા હોય તેમને માટે ખાસ અનુકૂળતા, અઢાર વર્ષની અંદરના પ્રત્યેક શ્રમજીવીની નિયમિત શારીરિક તપાસ અને તેમની રોગમુક્તિ માટેના પ્રબંધો, કિશોરો અને તરુણોની શારીરિક કેળવણી પર તબીબી અંકુશ — આવા કાર્યક્રમો મૂકવામાં આવ્યા છે.

સોવિયેટ તંત્ર દરદની સારવાર કરવાના પ્રબંધો કરતાં શરીર સાચવણી – રોગમુક્તિ માટેનાં પ્રબંધો પરત્વે વધુ ધ્યાન આપે છે. દાકતરો, પરિચારિકાઓ અને બીજા આરોગ્ય પ્રચારકો આ કામ માટે જનતામાં ભ્રમણ કરીને શરીરસ્વાસ્થ્યની જાળવણીના જ્ઞાનનો પ્રચાર કરે છે. આ પરિવ્રાજકોનું કામ લોકોનાં દર્દો દૂર કરવાનું નહિ પણ લોકોને સ્વાસ્થ્ય સાચવણીના રાજમાર્ગે વાળવાનું છે. આ કાર્યથી સમસ્ત રાષ્ટ્રનાં પ્રજા-આરોગ્યમાં ભારે પરિવર્તન થવા પામ્યું છે અને આ પ્રજા સ્વાસ્થ્યની સાચવણીની પ્રખર યોજનામાં આહાર, તાજી હવા અને સૂર્યપ્રકાશ, વ્યાયામ કાર્યસ્થિતિની નિયમિતતા, વિશિષ્ટ દરદો સામે પ્રતિકાર જંગ [Campaign]; શાળાઓની

તંદુરસ્તીની જાળવણી વગેરે પ્રજા આરોગ્યના પ્રત્યેક વિષય પર પ્રચારપત્રો ફેલાવીને, રેડિયોદ્વારા આરોગ્ય વાર્તાલાપો ગોઠવીને, ચલચિત્રોમાં આરોગ્ય ચિત્રો મૂકીને પ્રજામાં શરીરધર્મ પ્રત્યેની ફરજ વિષે આંદોલનો ફેલાવવામાં આવે છે. પ્રજા આરોગ્યના ફેલાવા સાથે આવતી કાલની પ્રજાનાં સુદૃઢ શરીરો અને વિકસિત મન જોવાના રાષ્ટ્રના અભિલાષ છે.

હવે શાળાના સંસર્ગમાં બાળક આવે છે. રશિયા પોતાના બાળકનું જીવન ઘડવા પ્રયત્ન કરે છે, તેમના અભ્યાસના વિષયો કેવળ વ્યાકરણ, ગણિત કે ભૂગોળ નથી, પણ નિસર્ગ અને શરીરશ્રમ છે.

આથી ચૌદ વર્ષની વયમાં બાળક પોતે ભાવિ જીવનમાં જે વાતાવરણમાં જીવવાનું છે તેના મુખ્ય અંગો-નિસર્ગ અને શરીરશ્રમને પોતાના ધ્યાનમાં કેન્દ્ર બનાવે છે. આ પ્રાથમિક શાળાનો અભ્યાસ પૂરો કરવામાં તો તેનામાં આ બે પ્રદેશોમાં કામ કરતાં બળો વિષેનો ઠીક ઠીક ખ્યાલ પેદા થયેલો હોય છે. બાળકને કોઈ પણ એક વિષયનું સર્વાંગી જ્ઞાન આમ સહજમાં થઈ જાય એવી અપેક્ષા (પ્રાથમિક શાળામાં) નથી રાખવામાં આવી. વિદ્યાધિકારી કચેરી તરફથી આ શાળાના અભ્યાસના વર્ષો દરમિયાનમાં બાળકે કરવાના કામની ક્રમિક અભ્યાસક્રમની યોજના પ્રગટ કરવામાં આવી છે. આમાંથી એક દૃષ્ટાંત લઈએ. તૃતીય વર્ષમાં અભ્યાસ કરતાં બાળકોને ઓકટોબર માસમાં દેખાતાં પક્ષીઓનો અભ્યાસ કરી લાવવાનું કહેવામાં આવે છે. આવા પક્ષી-અભ્યાસ માટે પક્ષી-જીવન વિષેના કેટલાય પ્રશ્નોના ઉત્તરો તેમણે જાતે શોધી લાવવાના હોય છે. વળી અભ્યાસના આવા કોઈ બીજા મુદ્દા તરીકે બાળકોને તેમની સ્થાનિક તંદુરસ્તીની યોજનાનો અભ્યાસ કરવાનો નિર્દેશ કરવામાં આવે અને વિદ્યાર્થીઓ આવી તપાસ માટે કેટલાંય કારખાના, ખાણો અને મીલો ઘૂમી વળશે. અભ્યાસના આવા પ્રત્યેક મુદ્દાને રશિયન કેળવણીકારો કાર્યયોજના [Complex] કહે છે.

કોઈ પ્રશ્ન કરશે કે ત્યારે વાચન, લેખન, ગણિતનું શું? આ કાર્યયોજનાનું ખરું રહસ્ય જ એ છે, કે આ શિક્ષણયોજના જીવન સાથે જોડાયલી છે. એ પોતે જ જીવંત સ્થિતિ [Life Situation] છે. આ યોજના કેવળ વાચન નથી, કે નથી કેવળ લેખન કે ગણિત. શિક્ષણની આ ત્રણે ક્રિયાઓ તેમાં અંતર્ગત છે. તે નિસર્ગ અને ઉત્પાદક શ્રમનો એક પૃષ્ટ ભાગ [Segment] છે. અને જે સ્વાભાવિક રીતે જ એક અનોખા અભ્યાસ તરફ રુચી પેદા કરે છે. શિક્ષણવિષયક જરૂરિયાતની આવી ક્રિયાને પ્રેરક એવો સહેજ પ્રાણવાળો આવિર્ભાવ પણ રશિયન કેળવણીકારોને મન તેમનાં શિક્ષણકાર્યમાં આવશ્યક સામગ્રી પૂરી પાડનાર લાગે છે.

ઉપરોક્ત પક્ષી-અભ્યાસનું દૃષ્ટાંત આપણે તપાસીએ આ સ્વાધ્યાય પૂરો કરવા માટે બાળકોએ પક્ષીઓનાં નામો શોધવાં પડે, તેમનાં વર્ણનો લખવાં જોઈએ, તેમની સંખ્યા જાણવી રહે, તેમનું વર્ગીકરણ કરવું જોઈએ, તેમની માહિતી જોવા સંદર્ભગ્રંથો વાપરવા પડે, તેમની પ્રવૃત્તિઓની નોંધ રાખવી પડે, વાચન, લેખન અને ગણિતને સ્વાભાવિક રીતે આવરી લેતી નિસર્ગ અભ્યાસ [ Nature study ] નિબંધલેખન, સંખ્યાલેખન અને અન્ય બધી અભ્યાસની વિગતો આવા સ્વાધ્યાયમાં અંતર્ગત રહેલી છે. બાળક સ્વાધ્યાયમાં પક્ષી-અભ્યાસ [ Nature study ] માં પોતાનું ધ્યાન કેન્દ્રિત કરતો છતો આ સ્વાધ્યાયમાં [ Complex ] માં લેખન, વાચન જોડણી અને ગણિતને પોતાના અભ્યાસનાં ઉપકરણો તરીકે વાપરે છે જ. બાળક જે વાસ્તવિક જીવન

જુએ-જાણે છે તેને જ તત્ત્વવિષય [ Subject matter ] રશિયાની કેળવણી માને છે. કુદરત અને કલાનાં મુખ્ય સ્વરૂપો સાથે તેનો પરિચય જીવંત બને એ માટે બાળકના વાતાવરણનો અભ્યાસ કરવામાં આવે છે.

રશિયા અને અન્ય દેશોના કેવળ શિક્ષણનાં વિષયો વચ્ચે જ નહિ પણ શિક્ષણપદ્ધતિઓ વચ્ચે પણ ભારે મોટા તફાવત જોવામાં આવે છે. શાળાના એક વિદ્યાર્થીને કોઈ પુસ્તકનું પ્રકરણ વાંચી જઈ તેણે શું વાંચ્યું તેનું વિવેચન લખવાનું કહેવામાં આવે છે; જ્યારે રશિયન બાળકને તેની આસપાસના વાતાવરણના કોઈ ભાગનું અવલોકન કરવાનું કહેવામાં આવે અને આ અવલોકનનું વિવરણ લખી લાવવાનું કહેવામાં આવે. બે પદ્ધતિઓ વચ્ચેનો આ ભેદ. એક પદ્ધતિ આધારદોહન [ Authoritarian ] છે અને બીજી શાસ્ત્રીય છે. આપણે ત્યાં પાઠ્યપુસ્તકના પાઠના વિષયોમાં શું છે, કે શા માટે તેમ લખવામાં આવ્યું છે એ સંબંધે કોઈ બાળક પૂછશે એવી અપેક્ષા જ શાને હોય? પૂછે એવું ઉત્તેજન તો કોણ જ આપે! પુસ્તકમાં જે લખ્યું છે તે સાચું છે, એમ 'બાબા વાક્યં પ્રમાણમ્' પેઠે બાળક અને શિક્ષકે સ્વીકારી લેવું!

રશિયાની શિક્ષણપદ્ધતિમાં સ્વાનુભવનું તત્ત્વ પ્રધાનપણે છે. બાળક પોતાના જાત-અનુભવથી પોતાની અંતઃશક્તિ વડે કોઈ પણ વિષયનું જ્ઞાન લે એ સિદ્ધાંત તેની પાછળ રહેલો છે. આથી બાળક પોતાને જોઈતી માહિતી, કોઈનાં વિધાનો ઝટ સ્વીકારીને નહિ, પણ જાત-અવલોકનથી સંગ્રહી લેતું થાય છે. તેમની આ પ્રણાલિ વૈજ્ઞાનિક પ્રયોગશાળાની પ્રણાલિ કહી શકાય.

સોવિયેટ શિક્ષણ રીતિઓમાં બીજી એક મહત્ત્વની વાતનો તફાવત છે. ત્યાંની શાળામાં બાળકોના સમૂહો રચાઈને કામ ચાલે છે. 'તું તારી જગાએ, જગો જગાની જગાએ, તુ તારી ચોપડીમાં જો, જગો જગાનીમાં જુએ, કોઈ કોઈનામાં ન જુએ'-શિક્ષકની આ આજ્ઞા લગભગ સાર્વત્રિક છે. સોવિયેટ શાળાનું સંચાલન 'પ્રયોગશાળા યોજના [ Laboratory plan ]' પ્રમાણે થાય છે. શાળાઓમાં પ્રચલિત ઢબે વિદ્યાર્થીઓને બેસવાના હારબંધ બાંકડાઓ ત્યાં નથી. ખુરશી ટેબલની બેઠક અને સંદર્ભ ગ્રંથો [ Reference books ] માટે અભરાઈઓની ગોઠવણ શાળાના ઓરડામાં કરવામાં આવેલી હોય છે. બાળક આ ઓરડામાં દાખલ થાય છે, ખુરશી ટેબલ પર પોતાનું સ્થાન લે છે અને પોતાના ભેરુઓના સમૂહ સાથે મળીને કામે મંડી પડે છે. આવા સમૂહો, પ્રત્યેક સમૂહ પાસે મૂકવામાં આવેલા સામુદાયિક કોયડાઓ, સમૂહગત વિચારણા અને અભ્યાસથી ઉકેલવા મંડી પડ્યા હોય છે. શિક્ષક આવા કાર્યરત સમૂહો વચ્ચે ફરતો હોય છે અને તેમને જોઈતાં સલાહ-સૂચનો આપતો રહે છે. આમ પૂર્વકાળની વર્ગવ્યવસ્થા અદૃશ્ય થઈ છે. આજે તો નિસર્ગ અને ઉત્પાદક શ્રમવિષયક પ્રવૃત્તિઓ વિદ્યાર્થીઓ અને શિક્ષકો સાથે મળીને કરતા હોય છે.

સોવિયેટ કેળવણી તંત્રમાં શિક્ષણનું કામ થોડાએક અપવાદ બાદ કરતાં, પ્રયોગશાળા યોજનાથી ચાલે છે. સોવિયેટ યુનિયનના દૂર દૂર પડેલા કોઈ ભાગોમાં હજી આ યોજના પ્રાથમિક દશામાં હશે એ ખરું છે પણ યોજનાની શરૂઆત તો લગભગ દરેક જગાએ થઈ ગઈ છે.

સોવિયેટ શાળાઓનો મુખ્ય હેતુ ભાવિ પેઢીને સમાજવાદી સમાજનું સંચાલન કરવામાં શક્તિશાળી બનાવવાનો છે. આ હેતુ સફળતાથી પાર પાડી શકે માટે તેમણે સમાજબંધારણના સિદ્ધાંતો સમજવા જોઈએ. આ માટે તેમને શાળાઓમાં સમાજશાસ્ત્ર [ Civics & Sociology ] શિખવવામાં આવે છે. આવી સામાજિક તાલીમ આપવા માટે શાળામાં વિદ્યાર્થીમંડળો રચાય છે.

વળતર મળે છે, જેમાંનો અર્ધો ભાગ તો તેણે શિક્ષણ-વર્ગમાં ગાળ્યો હોય છે. આ શાળામાં તેને ઉત્પાદન ક્રિયાના સિદ્ધાંતો શીખવા મળે છે, અને ઘણીવાર તો બાળકો કારખાનામાં જે કામ કરતાં હોય છે તેની દોરવણી જ કારખાનાની શાળાના સત્તાવાળાઓ કરતા હોય છે.

કેળવણી અને જીવનનો સંબંધ જોડવાના બીજા માર્ગો પણ નક્કી કરેલા છે. હાઇસ્કૂલનું [ Professional ] શિક્ષણ પૂરું કરી લીધા પછી બાળક પોતાના મનપસંદ ધંધાના શિક્ષણ અર્થે કૉલેજ [ Higher Technical Schools ] માં જાય તે પહેલાં ઘણીવાર એકાદ બે વર્ષ સુધી તેને કોઈ પણ ધંધામાં જોડાઈ જવું પડે છે. અને જો તે ઇલેક્ટ્રીસિયન થવા માગતો હોય તો તે વીજળીક ઉદ્યોગને લગતાં કોઈ ખાતામાં જાય છે. અહીં તે પોતાના મુકરર સમયના અંત સુધી કામ કરે છે અને પછી આગળ અભ્યાસ માટે કૉલેજને પ્રવેશક માટે વિનંતિપત્ર મોકલે છે. આ વિનંતિપત્ર સાથે, આ સમય દરમિયાન તે જે સ્થાનિક ઔદ્યોગિક મંડળનો કાગદાર સભ્ય હોય તેનું પ્રમાણપત્ર મોકલવું જોઈએ. જો આમ સ્થાનિક ઔદ્યોગિક મંડળ તેની ભલામણ કરવાની ઇચ્છા ન બતાવે તો તેને કૉલેજમાં પ્રવેશ મળી શકે નહિ. આથી કરીને સામાન્ય પ્રકારની સામાજિક લાયકાત ઉપરાંત જે વ્યવસાય માટે તે તૈયારી કરતો હોય તે માટે તેણે મેળવવો જોઈતો અનુભવ તેને સારુ ઉચ્ચ ઔદ્યોગિક સંસ્થામાં જોડવા વાસ્તે પૂર્વ તૈયારીરૂપ બને છે.

રશિયાનાં નિરાશ્રિત બનેલાં બાળકો સંબંધમાં જાતજાતની અતિશયોક્તિભરી વાતો પશ્ચિમ યૂરોપમાં અને અમેરિકામાં ફેલાયલી છે. મહાયુદ્ધને કારણે, આંતરવિગ્રહથી, અને ૧૯૨૧ ના ભયંકર દુષ્કાળથી સોવિયેટ યુનિયનમાં લગભગ ૧,૨૫૦,૦૦૦ જેટલાં બાળકો ઘરબાર વગરનાં થઈ ગયાં હતાં. આટલી મોટી સંખ્યાની સંભાળ લેવાનો સવાલ રશિયા માટે એક જબરો સામાજિક પ્રશ્ન થઈ પડ્યો હતો. આ પ્રશ્નનો નિવેડો લાવવા માટે જુદા જુદા પ્રબંધો કરવા પડ્યા હતા. અનાથાશ્રમો અને નિરાશ્રિત વસતિગૃહો ખોલવામાં આવ્યાં હતાં અને અનેક બાળકોને ગૃહસ્થ ઘરોમાં લેવામાં [ Adopted ] આવ્યાં હતાં બે વર્ષ સુધી તો સત્તાવાળાઓને આવા પ્રત્યેક બાળકને કોઈને કોઈ સંસ્થામાં પ્રવેશ કરાવવાના પ્રયત્નો કરવા પડ્યા. આવાં બાળકોને વ્યવસ્થિત કરવાં એ એક ભારે કપરો સવાલ થઈ પડેલો. ઘણાં તો રખડવાનું જ પસંદ કરે. આવા ઘરબાર વગરનાં બાળકોની સંભાળ લેવાનો ખર્ચ ઉપાડવાનું સ્થાનિક સત્તા પર આવી પડેલું અને કેટલાક કેસોમાં તો શાળાના બજેટનો અર્ધો અર્ધ ભાગ તેમને માટે વપરાતો.

હજી પ સોવિયેટ યુનિયનમાં નિરાશ્રિત બાળકો છે ખરાં. તેઓ દેશમાં ભમતાં ભીખ માગતા ફરે છે. જો કે હવે ઘણાંખરાં તો સંસ્થાઓમાં તેમ જ ગૃહસ્થ ઘરોમાં પ્રવેશ પામી ચૂક્યાં છે. મોસ્કો અને લેનીનગ્રેડની શેરીઓમાં ભૂખે રઝળતાં નોધારાં બાળકોનાં ટોળેટોળાં ફરતાં હોય છે. પ્રચારવામાં આવેલી આવી વાતો છેલ્લા દાયકામાં જેઓ આ શહેરની મુલાકાતે ગયેલ હશે તેમને તદ્દન કાલ્પનિક લાગી હશે.

સોવિયેટમાં કૌટુંબિક જીવનની શી હાલત છે? સર્વભક્ષી સામ્યવાદની કામઝાળમાં સ્ત્રીઓ અને બાળકોનાં શરીર અને આત્માનો ભોગ તો નથી ચડતો ને? હરગીઝ નહિ. આવાં હડહડતાં જુઠાણાં રિગાના [ Riga ] ખબરપત્રીઓનાં ફળદ્રુપ ભેજાંમાંથી અને પશ્ચિમ યૂરોપના સામયિકોની કટારોમાં જ દેખા દે છે. વાસ્તવિક રીતે સોવિયેટ તંત્રમાં પુરુષો જેટલા જ અધિકારો સ્ત્રીઓ ભોગવે છે. જમાના-જૂનાં આર્થિક તેમ જ રાજકીય બંધનોમાંથી તેમણે મુક્તિ મેળવી છે. અને બાળકો? અમેરિકન કે જરમન કુટુંબોમાં જેમ તેઓ રહેતા હોય છે તેમ અહીં રહેતા હોય છે.

પણ તેમાં કેટલાક અગત્યના તફાવત જોવામાં આવે છે. સોવિયેટ આરોગ્યખાતું કુટુંબને પ્રસૂતિગૃહ, બાલદવાખાનાં, બાલગૃહો, જેવી કેટલાય પ્રકારની સગવડો વિના મૂલ્યે આપે છે. સોવિયેટ શિક્ષણતંત્ર બાળકને માટે અનોખો શિક્ષણ પ્રબંધ કરી આપે છે. વૃદ્ધાવસ્થા, અકસ્માત અને માંદગી જેવા અણધાર્યા પ્રસંગો માટે જોઈતા રક્ષણ અર્થે વીમાની અનુકૂળતા મળે છે. અને સાપ્તાહિક કામના નિયત થયેલા દિવસોની ચોકકસ યોજના કુટુંબોને સંસ્કારી પ્રવૃત્તિઓનો લાભ લેવાની તક આપે છે. આવા સાંસ્કારિક વાતાવરણમાં સ્ત્રીઓ ખરે જ વધુ સ્વતંત્ર છે, સામાજિક દરજ્જે ઉચ્ચ માનપાન મેળવે છે. આથી રશિયાની મુલાકાતે આવનારાઓ પર રશિયન કુટુંબો ભારે ઊંડી છાપ મૂકે છે.

રશિયાની આ પાંત્રીસ લાખ જેટલી ઊગતી પ્રજા નૂતન રશિયાના ઘડતરમાં પ્રાણ મૂકનાર બનશે. પંદર અને એકવીશ વર્ષ વચ્ચેના વીશ લાખ જેટલાં કુમાર-કુમારીઓ ઊગતા સામ્યવાદીઓ છે. આ ઊગતી પ્રજાને ક્રાન્તિની તાલીમ સતત મળ્યા કરતી હોય છે. માત્ર સોવિયેટ યુનિયનમાં જ નહિ પણ સારાય જગતમાં કામદાર વર્ગને ઉચ્ચ સત્તાએ ચડેલો તેઓ ચાહે છે; અને નવીન સમાજઘટના સર્વત્ર અસ્તિત્વમાં આવે તે માટે પોતાથી બનતું બધું કરી છૂટવા માગે છે.

રશિયાના બાળકનો ઉછેર એ દૃષ્ટિએ કરવામાં આવે છે કે નવી દુનિયાના સર્જનની શકયતાઓ તે જોઈ શકે અને આ જવાબદારીની સમજ, વ્યવસ્થિત વર્ગના જાગ્રત કામદારો પર નિર્ભર છે. રશિયાની શાળાઓમાં ભણતાં બાળકોએ ઝાર અને ઝારશાહી વિષે સાંભળ્યું હશે પણ તેમનું જીવતર તો રશિયન પ્રજાસત્તાક તંત્રમાં ઘડાયું છે, અને એ પ્રજાસત્તાકમાં જગતની પ્રજાઓના સંયુક્ત સામ્રાજ્યના કર્ણધારો તરીકે તેઓ માને છે, કે આવું પ્રજાસત્તાક પ્રજા-કામદાર જગતનું મહારાજ્ય જન્મવાનું છે તેને ખાતર પોતાની બધી શક્તિઓ ખર્ચી નાખવા તેઓ તૈયાર થઈ રહ્યા છે.

# દક્ષિણામૂર્તિ
# ગ્રામવિદ્યાલય, આંબલા

[ સંચાલકોનું નિવેદન ]

**શ્રીમાન દરબાર સાહેબ, બહેનો અને ભાઈઓ,**

આજે અમારી દક્ષિણામૂર્તિ સંસ્થા પોતાની આજ સુધીની રીત પ્રમાણે કેળવણીના ક્ષેત્રમાં એક નવું પગલું ભરે છે. અમારા આ પગલાના મોંઘામૂલા સાક્ષી તરીકે તેને આશીર્વાદ આપવા આપ સૌ પધાર્યા છો; આપ સૌને અમે અંતઃકરણપૂર્વક આવકાર આપીએ છીએ.

દરબાર સાહેબ! અમને બોલવાની છૂટ હોય તો અમે કહેવા માગીએ છીએ કે આપ અમારા ગુજરાત–કાઠિયાવાડના તાજ વગરના રાજા છો. આજથી વર્ષો ઉપર આપણા દેશનો રાજા વસ્તુતઃ કેવો હોવો જોઈએ તેનો આદર્શ આપે કેવળ શબ્દોથી નહિ પણ આપના જીવનથી પૂરો પાડ્યો છે. આજે આંબલા જેવા નાના ગામમાં એક નાની શી પ્રાથમિક શાળાને ખુલ્લી જાહેર કરવા માટે આપ આટલે દૂરથી આવ્યા છો એ માટે અમે આપના આભારી છીએ. આજ સુધી આપણા દેશમાં માધ્યમિક કેળવણી તરફ તેમ જ ઉચ્ચ કેળવણી તરફ આપણે જેટલું ધ્યાન આપ્યું છે તેના સોળમા ભાગનું ધ્યાન પણ આપણે આ પાયાની કેળવણી તરફ આપ્યું નથી એ દેખીતી વાત છે, અને તેનાં પરિણામો આપણે આજે ભોગવીએ છીએ. અમને જણાવતાં હર્ષ થાય છે કે ભાવનગરના નામદાર મહારાજા સાહેબ આજે અહીં હાજર હોત તો તેમને પોતાને આ પાયાની કેળવણી તરફ કેટલો બધો પક્ષપાત છે તે આપ પણ જોઈ શકત. અમારો આજનો આ પ્રયત્ન તે દક્ષિણામૂર્તિ અને નામદાર મહારાજા સાહેબ બન્નેની મહેચ્છાઓનું પરિણામ છે એમ કહીએ તો જરાય ખોટું નથી.

કોઈને સહેજે પ્રશ્ન થશે, “ભાવનગર રાજ્યમાં તેમ જ કાઠિયાવાડ–ગુજરાતમાં આવી તો અનેક શાળાઓ ઊઘડયે જાય છે, તેમાં આજે આવો મોટો પડારો શા માટે ?” આવો પ્રશ્ન જરૂર યથાર્થ છે. અમારું પોતાનું તો એવું માનવું છે કે કોઈ પણ ગામમાં આવી શાળા શરૂ થાય ત્યારે એ ગામને માટે એ ઉત્સવ હોવો જોઈએ. શાળા એટલે માત્ર થોડાંએક થોથાં શીખવી દેવાનું સ્થાન નહિ, પણ આખા ય ગામડાને જેમાંથી જીવનની પ્રેરણા મળે એવું પવિત્ર સ્થાન હોય તો એવી શાળાની શરૂઆત આવી જ રીતે થવી જોઈએ એમ અમને લાગે છે. એ રીતે તો આ શાળા કોઈ પણ પ્રાથમિક શાળા જેવી જ છે, અને આવી પ્રાથમિક શાળા એ ગામડાના જીવનમાં નાનીસૂની વસ્તુ નથી એમ અમે માનીએ છીએ અને સૌને મનાવવા માગીએ છીએ.

પણ આજનો અમારો પ્રયત્ન જરા જુદી જાતનો છે. આજે આ શાળા ચાલુ ઢબની પ્રાથમિક શાળા નથી, પણ વર્ધા યોજના પ્રમાણે પાયાની કેળવણીની જે નવી શાળાની કલ્પના કરવામાં આવી છે તે કલ્પનાની અમારી સમજણ પ્રમાણેની આ શાળા છે. એટલે આ આંબલાની શાળામાં ખેતી–બાગાયત, ગોપાલન અને કાંતણ–વણાટ એ મુખ્ય ઉદ્યોગો રહેશે, અને આ ઉદ્યોગોને

કેન્દ્રમાં રાખીને તેમ જ આંબલાના જીવનને ધ્યાનમાં લઈને ગૂજરાતી, ગણિત, ઇતિહાસ, ભૂગોળ અને વિજ્ઞાન વગેરેનું શિક્ષણ આપવામાં આવશે. અમારી ઉમેદ તો એવી છે કે આજ સુધી આપણે જે પ્રાથમિક શિક્ષણ આપ્યું છે તે શિક્ષણ આપણા લોકજીવનને સ્પર્શ કરી શક્યું નથી, અને જ્યાં જાણ્યે-અજાણ્યે સ્પર્શ થઈ ગયો છે ત્યાં એ સ્પર્શથી લોકજીવન સમૃદ્ધ બનવાને બદલે ઊલટું વિકૃત બન્યું છે. આ નવી ઢબની શાળાનો ઊગમ જે હૃદયમાં થયો છે તે હૃદય આપણા લોકજીવનને બરાબર પારખે છે એ આપણે સૌ જાણીએ છીએ. આજે અમારી સંસ્થાનું સદ્‌ભાગ્ય છે કે આ પ્રકારની નવી શાળા અમે શરૂ કરીએ છીએ, અને આ શરૂઆતનો યશ અમે જાણીએ છીએ ત્યાં સુધી કાઠિયાવાડમાં તો સૌથી પહેલો ભાવનગર રાજ્યને ભાગે આવે છે. ભાવનગરના નામદાર દરબારશ્રીએ આજ સુધી દક્ષિણામૂર્તિ જેવી સ્વતંત્ર પ્રયોગ કરતી શાળાને અનેક સદ્‌ભાવોથી પોષી છે તેમાં આજે વધારો થાય છે, અને આપની સૌની સાક્ષીએ અમે કહી શકીએ છીએ કે આ સદ્‌ભાવને લાયક થવા અમે આજ સુધી પાછા પડયા નથી તેમ હવે પણ પાછા નહિ પડીએ.

અમે છેલ્લાં અઠ્ઠાવીશ વર્ષ સુધી શહેરમાં કામ કર્યું છે એટલે અમારી જીવવાની ધાટી શહેરની થઈ ગઈ છે. આજ સુધી કાઠિયાવાડ-ગૂજરાતના શ્રીમંતોએ અમને છૂટથી પૈસા આપ્યા છે એટલે ગામડાની ગરીબાઈ અમે જાતે અનુભવી નથી, માત્ર કલ્પનાથી જાણી છે. ઉપરાંત ગામડાના લોકોમાં કામ કરવું એ કેટલું કઠણ છે તેનો અમને હજી પૂરો ખ્યાલ નથી. કવિની કવિતામાં ગામડાનો અને ગ્રામજીવનનો ગમે તેવો મોહક ખ્યાલ અપાયો હોય પણ ગામડાની વસ્તુસ્થિતિ તદ્દન જુદી જ છે, અને આ વસ્તુસ્થિતિને પહોંચી વળવા માટે કેટલી અખૂટ ધીરજ, કેટલી ઉગ્ર સેવાવૃત્તિ અને કેટલી ઉચ્ચ નિષ્ઠા જોઈએ તેનો વિચાર કરીએ છીએ ત્યારે મન સહેજ પાછું હઠી જાય છે.

આંબલાની અમારી આ શાળા દક્ષિણામૂર્તિના સ્વાતંત્ર્ય અને સ્વયંસ્ફૂર્તિના સિદ્ધાંતોને ધોરણે જ ચાલશે. દક્ષિણામૂર્તિએ કેળવણીના ક્ષેત્રમાં જે જે વસ્તુઓને સિદ્ધ કરી છે તે બધી ય આપ આંબલામાં પણ દેખશો અને વધારામાં આંબલાના અમારા તમામ વિદ્યાર્થીઓ વધારે સંસ્કારી, વધારે કામઢા અને વધારે સ્વતંત્ર કેમ થાય તે અમારું ધ્યેય રહેશે. ઉપરાંત, અમારો એક વિચાર એવો છે કે રોજ સાંજે ચોરે નાનાભાઈ કથા વાંચે. આંબલાની પ્રૌઢ કેળવણીનો પ્રશ્ન આવી કથાથી ઊકલી જાય તો આખા ય ગૂજરાતને એમાંથી ઘણું શીખવાનું મળશે, એમ અમારું માનવું છે.

પણ અમારો મનોરથ અહીં અટકતો નથી. દક્ષિણામૂર્તિની એવી મુરાદ છે કે પાયાની આ કેળવણી બરાબર સિદ્ધ કર્યા પછી આંબલામાં જ એક નવી ઢબનું અધ્યાપનમંદિર ખોલવું, અને નામદાર દરબારશ્રીને યોગ્ય જણાય તો આવા અધ્યાપનમંદિરને સમગ્ર કાઠિયાવાડ-ગુજરાતવ્યાપી સ્વરૂપ આપવું. અમારો એવો પણ મનોરથ છે કે પાયાની આ કેળવણી પૂરી થયા પછી આ શાળાના જ અનુસંધાનમાં આવી જ કેળવણીનું નવી ઢબનું વિનયમંદિર કાઢવું અને મોટી ઉંમરના ગામડાના વિદ્યાર્થીઓને તેનો લાભ આપવો. પણ આ તો બધા મનોરથો. અને મનોરથોને તે વળી હદ જાણી છે?

પણ આ સ્થળે અમારે એક બે વાતોનો ઉલ્લેખ કરી દેવો જોઈએ. દક્ષિણામૂર્તિ એ કેળવણીની સંસ્થા છે, અને આજે અઠ્ઠાવીશ વર્ષના અનુભવ પછી તો કેળવણી ઉપરની અમારી શ્રદ્ધા હતી તેથી પણ ઘણી વધી છે. અમે ગામડામાં જઈને ગામડાના જીવનમાં પરિવર્તન કરશું-

અમારી સમજણ પ્રમાણેની વર્ધા યોજનાનુસાર કેળવણી આપીને. આજે ગ્રામોદ્ધારનો યુગ બેઠો છે અને તેના પવનો વાવા લાગ્યા છે. જુદા જુદા લોકોના ગ્રામોદ્ધારના ખ્યાલો જુદા જુદા હોય છે. કેટલાક લોકો ખાદીકાર્ય મારફત ગ્રામોદ્ધાર સાધે, કેટલાક લોકો ગ્રામોદ્યોગોને સજીવન કરીને ગ્રામોદ્ધાર સાધે, કેટલાક ખેડૂતોને જ્ઞાન આપીને ગ્રામોદ્ધાર સાધે, અમે ગામડાના બાલદેવોને કેળવણી આપીને આંબલામાં જે થઈ શકે તે કરવા માગીએ છીએ. આ વાતને વધારે યથાર્થ સ્વરૂપમાં કહેવી હોય તો કહી શકાય કે અમે અમારી શાળાદ્વારા અને અમારાં પોતાના જીવનદ્વારા ગામડાના લોકોએ કેમ જીવવું એ શિખવવા માગીએ છીએ. આનો અર્થ કોઈ એમ ન કરે કે અમારે અમારાં પોતાનાં ચોક્કસ સામાજિક, આર્થિક, રાજકીય, ધાર્મિક તેમ જ આધ્યાત્મિક મંતવ્યો નથી. જીવનમાં અનેક ક્ષેત્રોમાં પોતાનાં ચોક્કસ અને બુદ્ધિઅંકિત મંતવ્યો વિનાનો માણસ શિક્ષક તરીકે શોભે જ નહિ. પણ અમારાં મંતવ્યો એટલે અમારા ચોક્કસ વિચારો. એ વિચારો પ્રમાણે જાતે જીવવું એ અમારો પહેલો ધર્મ. અમને લાગે છે કે સમાજ આપણે પોતે બાંધેલી અમુક માન્યતાઓને સ્વીકારતો થાય એમ ઇચ્છવું કોઈ પણ ખરા શિક્ષકને ન શોભે એવું છે. સમાજજીવનના દરેકે દરેક પ્રશ્ન પર સ્વતંત્ર રીતે વિચાર કરવાની શક્તિ મેળવે અને એ વિચાર પ્રમાણે જીવવાનો આગ્રહ રાખે એટલે શિક્ષકનું કામ પૂરું થાય છે. જે શિક્ષક આટલું કરી શક્યો તેણે શું ન કર્યું એ જ અમારી સમજણમાં નથી આવતું. આ અમારું કાર્યક્ષેત્ર છે. અમારી પાસેથી આથી વધારે આશા રાખનારને પણ અમારે નિરાશ કરવા પડશે, અને આથી ઓછી આશા રાખનારને પણ નિરાશ કરવા પડશે. અમને લાગે છે કે દક્ષિણામૂર્તિની આટલી સ્પષ્ટ ઓળખ આપવાનો આજે વખત આવ્યો છે, માટે આટલી સ્પષ્ટતા બસ માની છે.

ગામડાંનાં ભાઈબેનો, અમે તમારા ગામમાં નવા છીએ; હજી તો તમારી ભાષામાં બોલતાં પણ અમને નથી આવડતું; તમે જે મહેનતુ જીવન જીવો છો તે અમારે તમારી પાસે શીખવાનું છે; તમારા હૃદયમાં પ્રવેશ કરતાં તો અમને કેટલીય વાર લાગશે. છતાં તમને એક વાત કહેવા માગીએ છીએ. અમે અહીં તમારા થઈને રહેવા આવ્યા છીએ માટે અમે ગમે તેવા હોઈએ તો પણ અમને નભાવી લેજો. અમે આટલાં વર્ષો શહેરનાં બાળકોની સેવા કરી છે; આજે અમે હવે તમારાં બાળકોની સેવા કરવા આવ્યા છીએ. નાનાભાઈ અમારામાં મોટા છે; તેમને અહીં મોકલવા અમે સૌ રાજી છીએ એમ ન માનતા; આજે નવા સાથીઓની સાથે અને નવા લોકોની વચ્ચે તેમને મૂકતી વખતે અમારું મન કચવાય છે. માટે તમને સૌને અમારી વિનતિ છે કે નાનાભાઈને સાચવજો. અમે આંબલામાં આવીએ છીએ એટલે આખા ય કાઠિયાવાડ-ગૂજરાતની આંખ આંબલા પર મંડાશે. મહાત્મા ગાંધીજીથી માંડીને નાનામાં નાનો માણસ પણ આંબલામાં શું થાય છે તેના પર મીટ માંડી રહેશે. આપણા નામદાર મહારાજા સાહેબ પણ આંબલા સામી નજર રાખી રહ્યા છે અને આપણા અનંતરાયભાઈ, નટવરલાલભાઈ, ભાસ્કરરાવભાઈ, ગજાનનભાઈ વગેરેની નજર તો મહારાજા સાહેબની નજરમાં આવી ગઈ સમજો. માટે તમો સૌ અમારા કામમાં તમારો સૌ ટકા સાથ આપજો; ગામડાંના કજિયા-કંકાસમાં અમને ન પાડતા; તમારા કજીયા-કંકાસ પતાવવામાં અમારી મદદ લેશો અને આખુંય આંબલા ભાવનગર રાજ્યનું નમૂનેદાર ગામ થાય એવું કરી દેજો.

એક છેલ્લી વાત. અમારા આ નવા પ્રયત્નમાં જે ગૃહસ્થો તરફથી અમને નાણાં વગેરેની મદદ મળી ચૂકી છે તેનો આભાર માનવાનું કેમ ભૂલાય ! તમે માનશો ! આપણા જ શહેરના એક ડોક્ટરે આંબલાની વાત માત્ર સાંભળતાં અમને રૂ. ૧૦૧)

મોકલી આપ્યા છે. એ ડૉક્ટર તે શ્રી. કેશવલાલ વિઠ્ઠલદાસ ઠક્કર. અમે માત્ર મિત્રદાવે આંબલા વિષે એક કાગળ લખ્યો તેના જવાબમાં દિલ્હીવાળા શેઠ રતિલાલ નારણદાસ ગાંધીએ અમને રૂ. ૫૦૦૦) નો ચેક મોકલી આપ્યો છે. અમારા મિત્ર શેઠ જીવણલાલની મદદ તો નોંધી ન નોંધાય એવી ચાલુ જ છે. અકયાબવાળા શેઠ મણિભાઈ પારેખે અમને કૂવા માટે રૂ. ૫૦૦) મોકલી આપ્યા છે; અમદાવાદવાળા શ્રી. માણેકભાઈ ચીમનલાલે આ કામ માટે અમને રૂ. ૧૦૧) આપ્યા છે; વલસાડવાળા નાગરદાસભાઈએ વળીઓ વગેરે માટે રૂ. ૨૫) આપ્યા છે; મહાલક્ષ્મી ટ્રંકવાળા ભાઈએ અમને ૨૪ બાલદીઓ ભેટ આપી છે; અમારા મિત્ર હરિલાલ ભાયાણીએ મેમાનો માટે ગાદલાનાં પડ આપ્યાં છે અને રૂના વેપારી ભાઈઓએ અમને ગાદલાં માટે રૂ આપ્યું છે, તેમ જ વકીલ શ્રી. મૂળજીભાઈ જેઠાભાઈએ અહીં જમીન અપાવવામાં અમને સારી મદદ કરી છે. આ તમામ મિત્રોનો આજે અમે જાહેર આભાર માનીએ છીએ. પણ આ બધાયની પાછળ એક મોટો આભાર તો માનવાનો રહે છે ભાવનગરના નામદાર મહારાજા સાહેબનો. ભાવનગરના નામદાર મહારાજા સાહેબે આ નવા પ્રયોગ માટે રૂ. ૪૦૦૦) તથા વાર્ષિક રૂ. ૧૧૦૦) આપીને અમને આભારી કર્યા છે એમ કહેવાની જરૂર નથી. એઓશ્રીએ તો અમને જમીન આપી, શાળાનું મકાન આપ્યું, શિક્ષકને સોંપ્યા અને સૌથી વધારે આ પ્રયત્ન માટે પોતાના હૃદયનો સાથ આપ્યો. આ બધાય માટે આજે એમનો આભાર માનીએ છીએ.

હવે રહ્યા એક અંગત મિત્ર; આ મિત્રે અમને ગાયો આપી છે, બાર ભરોટાં જેટલું ઘાસ આપ્યું છે, દોઢ ખાંડી કપાસિયા આપ્યા છે, અને ઉપરાંત ઢોરના છપ્પર માટે રૂ. ૨૫૧) રોકડા આપ્યા છે. આ મિત્ર તે પાસેના ગામ વળાવડના રહીશ શ્રી. વાલજી દેવશંકર મહેતા. તેમને માટે આભારના શબ્દ બોલીએ તો તેમને માઠું લાગે માટે મૌન રાખીએ છીએ.

અમારી કથા હવે પૂરી થઈ.

શ્રીમાન દરબાર સાહેબ! અમારા આ પ્રયોગને આપના આશીર્વાદ આપી અમને આભારી કરશો. ભાવનગર રાજ્યના જે સૂત્રધારો અહીં હાજર છે અને જેઓ ગેરહાજર હોવા છતાં હાજર જેવા છે, તે સૌનો અમે અમારા આ પ્રયોગમાં સહકાર અનુભવી રહ્યા છીએ.

આપણા સૌના પર પ્રભુના આશીર્વાદ હો.

ગ્રામદક્ષિણામૂર્તિ, આંબલા,
તા. ૧૨-૬-'૩૮

નાનાભાઈ ભટ્ટ
હરભાઈ ત્રિવેદી

# ચર્ચાવિભાગ

[ ૧ ]

## ‘શાળામાં પ્રાર્થના’

‘નૂતનશિક્ષણ’ના મે ૧૯૩૮ ના અંકમાં પૃષ્ટ ૩૫૮ ઉપર શ્રી. ર. જે. વેપારીએ ( ૧ ) ‘શાળામાં પ્રાર્થના’ કરવાથી વિદ્યાર્થીઓને ‘કોરસ સંગીતની તાલીમ મળે’, ( ૨ ) ‘ઘણા સંસ્કૃત શ્લોકોનું સારું સરખું જ્ઞાન મળી રહે’ અને ( ૩ ) ‘વિદ્યાર્થી અને આચાર્ય......બેઉમાં એક સામાન્ય તન્મયતા જન્મ પામે,’ વગેરે કેટલાક લાભ ગણાવ્યા છે.

ત્યારે પ્રશ્ન ઊઠે છે કે આવા બધા પરોક્ષ લાભો મેળવવા માટે શાળામાં પ્રાર્થના કરાવાય છે કે પ્રાર્થનાનો કોઈ વિશિષ્ટ હેતુ છે?

અને આમ પરોક્ષ પરિણામ ઉપરથી હેતુ સિદ્ધ કરવા જતાં તેવા હાસ્યાસ્પદ પ્રસંગો બની જાય છે તેનું એક જ ઉદાહરણ આપું: એક ગુરુ પોતાના શિષ્ય સાથે મળસ્કે ફરવા જતા હતા. રસ્તામાં એક રૂપિયો પડેલો શિષ્યે જોયો ને તે ઉપાડી લીધો. મળસ્કે વહેલા ઊઠી ફરવા જવાના લાભ ઉપર ગુરુ પ્રવચન કરવા મંડી પડ્યા : “જો ભાઈ, મળસ્કે વહેલા ફરવા ગયાથી કેવો લાભ થયો? રૂપિયો જડયો!” ચાલાક શિષ્યે તુરત જ પ્રશ્ન કર્યો: “પણ ગુરુદેવ, જેણે આ રૂપિયો ખોયો હશે, તે તો આપણા કરતાં વહેલો ઊઠીને ગયો હશે ને? નહિ?” ગુરુદેવ શું બોલે?

આજકાલ અનેક શાળાઓમાં ને છાત્રાલયોમાં અમુક અમુક કાર્યને આરંભે કે અંતે પ્રાર્થના કરાવવાનો રિવાજ પડી ગયો છે. ‘અમે વિદ્યાર્થીઓને તેદ્વારા ધાર્મિક કેળવણી આપીએ છીએ’ એમ સમાજને બનાવવાનો પણ કેટલીક શાળાઓનો હેતુ હોય છે, કેટલીક શાળાઓ માત્ર દેખાદેખીથી એમ પ્રાર્થના કરાવે છે. પણ પ્રાર્થના એ શી વસ્તુ છે એ સંબંધે બહુ ઓછી શાળાઓ વિચાર કરે છે એમ માનું છું.

પ્રાર્થના એ તો આત્માનો વિષય છે. જેને જ્યારે હૃદયમાં પ્રાર્થના ઊગી નીકળે ત્યારે તે એકાન્તમાં તન્મય થઈને પ્રાર્થના કરે. શાળાના અમુક કાર્યને આરંભે કે અંતે સૌ કોઈને હૃદયમાં પ્રાર્થના જાગવી જ જોઈએ એ તો અશક્ય જ છે; અને એટલા માટે સમૂહપ્રાર્થના તો માનસશાસ્ત્રની દૃષ્ટિએ છેક જ અશક્ય છે. છતાં નાના મોટા સર્વ વિદ્યાર્થીઓ પાસે, જે પ્રાર્થનાનો પૂરો અર્થ પણ ન સમજે, એ પ્રાર્થના નિયમરૂપે ફોનોગ્રાફની પેઠે બોલવાની ફરજ પાડવામાં આવે ત્યારે પરિણામ શું આવે? માનસશાસ્ત્રના દૃષ્ટિએ વિદ્યાર્થીમાં પ્રાર્થના પ્રત્યે જડતા જ આવે.

શાન્તિનિકેતનમાં હું ૧૯૨૦–૨૩ માં હતો, ત્યારે ત્યાં સંધ્યાકાળે સર્વ વિદ્યાર્થી પાસે ઉપાસના કરાવવામાં આવતી, એટલે કે મેદાનમાં સૌ વિદ્યાર્થી છૂટાછવાયાં બેસી જાય ને પાએક કલાક મૌન સેવી દશાકની ઉપાસના (?) કરે. નિયમ તરીકે ફરજ પાડવાથી પરિણામ એ આવતું કે વિદ્યાર્થીઓ એક બીજા સામે કાંકરા ચારી કરતાં, કોઈ દેખી ન જાય એટલી ઉપાસના તો જરૂર કરતા, પણ ‘એટલું મૌન સેવવાની ય સાધના તો સધાય છે ને,’ એ પ્રકારે આ જડતામાં આશ્વાસન લેવાતું.

૧૯૨૨માં શાંતિનિકેતનથી અમે પ્રવાસે ગએલા અને નવદ્વીપ (નદ્યા) નામે જાત્રાસ્થળે ગએલા. એ મહાત્મા ચૈતન્ય દેવનું જન્મસ્થાન. ત્યાં કલકત્તાના કોઈ મારવાડીએ ‘ભજનાશ્રમ’ બંધાવ્યો છે. આશરે આઠસોએક વૈષ્ણવીઓ ત્યાં સવારના ૪ થી ૮ સુધી ને સાંજના પણ ૪ થી ૮ સુધી

હેરેરામ નો જપ કર્યા કરે છે. કેટલીક મુખ્ય વૈષ્ણવીઓ ચૈતન્યદેવનું અનુકરણ કરીને ભજનો ગાય છે. પાસે એક ઘંટ હોય છે. તે ઘંટ અમુક માણસ વગાડે તે પ્રમાણે પેલી વૈષ્ણવીઓ અમુક ભજન ગાય. ચૈતન્યદેવની પેઠે નૃત્ય કરે ને અમુક ઘંટ થયે મુર્ચ્છા પામે. આમ હૃદયમાં જાગ્યા વિના ઘંટ વાગ્યા પ્રમાણે જ અમુક ક્રિયાઓ–આત્માની ક્રિયાઓ પણ–કરવી પડે ત્યારે પરિણામ શું આવે? એ વૈષ્ણવીઓમાં આવેલી જડતા અને બીજાં કારણોએ તેમનામાં વિસ્તરેલો અનાચાર જોઈને ગમે તેવું હૃદય કંપી ઊઠે. અને આપણી શાળાઓમાં પણ નિયમબદ્ધ પ્રાર્થનાઓ કરાવવાની વિદ્યાર્થીઓને ફરજ પાડવામાં આવે છે તેને પરિણામે તેમનામાં એ વિષે જડતા આવી જ છે, માનસશાસ્ત્ર કહે છે કે આવવી જ જોઈએ.

'નૂતનશિક્ષણ'ના એ જ અંકમાં ૩૫૯ મે પૃષ્ઠે 'પ્રશ્નોત્તરવિભાગ'માં કોઈએ પ્રશ્ન કર્યો છે કે "વિદ્યાર્થીઓ સવારે પ્રાર્થનામાં આવે છે ખરા, પણ પાછા જઈ પથારીમાં સૂઈ જાય છે; તો જાગ્યા પછી ઊંઘે ત્યારે શું કરવું?" આ પ્રશ્ન જ સૂચવે છે કે પરાણે પ્રાર્થના કરવાની ફરજ પાડવાથી, શિક્ષકોને મનમાં ગાળો ભાંડતા ઊઠે, જેમ તેમ પ્રાર્થનાની વેઠ ઉતારી પાછા જઈને સૂઈ જાય. આમ જ થાય એ છેક જ સ્વાભાવિક છે એમ માનસશાસ્ત્ર કહે છે.

ઉપરના પ્રશ્નનો નીચે જે ઉત્તર આપવામાં આવ્યો છે તેની શરૂઆત કંઈક ઠીક થઈ છે, પણ પછી પ્રાર્થનાને "વ્યવહારુ સ્વરૂપ આપવું હોય તો તેને વધારે સ્વરૂપમાં સંગીતની સાથે જોડી દેવી એવી અમારી સલાહ છે." આમ કરવાથી પ્રાર્થનાનો ઉત્સાહ વધશે કે સંગીતપ્રિયતાનો ઉત્સાહ વધશે? એવી પાંચ-દશ મિનિટ સંગીતવર્ગને વધારે મળશે એ જ એવી પ્રાર્થનાનું પરિણામ આવશે. રસ્તે રખડતા અનેક છોકરા નાટકના ઇષ્ટ કે અનિષ્ટ ભાવનાનાં ગાન, તેની ભાવના સમજ્યા વિના, ગાન સુંદર રાગનું હોય છે માટે ગાતા ફરે છે, એ જ પરિણામ એવી પ્રાર્થનાનું છે.

અને પછી તો છાત્રાલયના છાત્રો શાથી પથારીમાં જઈ પડે છે, શું કરવાથી કયો છાત્ર જાગે, વગેરે સંબંધે, કંઈક માનસશાસ્ત્રની દૃષ્ટિએ પણ ચર્ચા કરી છે; પણ એવી રીતે કે જાણે એને ને પ્રાર્થનાને કંઈ લેવાદેવા ન હોય.

એ બધી ચર્ચાથી પણ સ્પષ્ટ થશે કે પ્રાર્થના વૈયક્તિક વિષય છે, એને સમૂહગત કરી ન શકાય અને વળી એને માટે શાળામાં રખાય છે એવું ટાઇમટેબલ ન રાખી શકાય. એમ કરવાથી પ્રાર્થના કરવામાં જડતા જ આવે એમ માનસશાસ્ત્રની દૃષ્ટિએ વિચારનારને સમજાયા વિના નહિ રહે, એ દૃષ્ટિએ વિચાર્યા વિના પ્રાર્થનાનો આગ્રહ રાખનારને એ નહિ પણ સમજાય.

માટે મારો સ્પષ્ટ અભિપ્રાય છે કે શાળાના ટાઇમટેબલમાંથી "પ્રાર્થના બાતલ કરવી, તેને બદલે વિદ્યાર્થીઓ સમક્ષ કોઈ ભાવનાશાળી શિક્ષક કંઈક વિષય ઉપર ટૂંકું પ્રવચન કરે તો લાભ થાય." પણ ત્યારે ટાઇમટેબલમાં 'પ્રાર્થના' બદલે 'પ્રવચન' શબ્દ મૂકવો. જે તે વસ્તુને સ્પષ્ટ ને સાચાં નામ આપવાં.

હું નાસ્તિક હોવાને કારણે આ બધું પ્રાર્થના વિરુદ્ધ લખું છું એમ કોઈ ન માને. નાસ્તિક થતા પહેલાંથી કેળવણી સાથેના પંદર વર્ષના પ્રત્યક્ષ સંબંધ ને અનુભવથી ઉપરની વાતો હું માનતો થયો છું. મેં ઉપર પ્રાર્થના વિરુદ્ધ કંઈ પણ નથી લખ્યું, પણ એટલું જ લખ્યું છે કે પ્રાર્થનાને નામે વિદ્યાર્થીઓમાં જડતા દાખલ થાય છે ને પ્રાર્થનાનો સાચો ભાવ મરી જાય છે; એમ ન થાય તો સારું.

મારી વાતો ભ્રમજનક છે એમ મને કોઈ સમજાવશે તો સમજવા તૈયાર છું.

'પાટીદાર' મંદિર, આણંદ
તા. ૨૧–૫–૧૯૩૮

નરસિંહભાઈ પટેલ

[ ૨ ]

## વિજ્ઞાનકોષ

[ ઑક્ટોબર ૧૯૩૭ ના પાના ૮૫ સાથે સંબંધ ]

મહેરબાન તંત્રી સાહેબ,

નીચેનું છાપવા કૃપા કરશો.

Hard glass: સંગીન કાચ. અહીં સંગીન જો મૂકીએ તો તેનો અર્થ મજબૂત થાય. Hard નો અર્થ તો 'કઠણ' થાય છે. Hard glass કઠણ કાચ કહીએ તો શું?

Glaze: એનો એ જ શબ્દ રાખવાને બદલે તેનો અર્થ **ઓપ ચઢાવવો** એમ કરી શકાય.

Graphite: નો અર્થ કરવાનો પ્રયત્ન ન કરતાં તેનો તે શબ્દ ઠીક પડશે.

Gravel: નાના પત્થરો. આ અર્થ કરતાં **મરડીયા** ઠીક પડશે. અથવા તે બન્ને અર્થ રાખવા.

Ground glass: આના ત્રણ અર્થ કર્યા છે. પહેલા બે તો ઠીક છે, પણ ત્રીજો **દૂધીઓ** કાચ એ બરાબર નથી. દીવાની આસપાસ દૂધ જેવા સફેત રંગના ગોળા હોય છે તેને દૂધિયો કાચ કહેવાય; માટે એ અર્થ છોડી દેવા જેવો છે.

Impurities: કસ્તર. આ અર્થ વ્યાજબી નથી. કસ્તર નરી આંખે દેખાય છે. બધી Impurities દેખાય નહિ. તેથી તેને **મેલ** કહીએ તો ઠીક.

Incandescent: તાપદિપ્ત—આ અર્થ ઘણો ભારે છે. at ઈંગ્રેજી શબ્દ રૂઢ છે તો તે જ રાખવો.

Irritating: પજવે એવી. પજવવામાં તો એક વ્યક્તિ બીજીને પજવે છે. અહીં તે અર્થમાં Irritating નથી, તેથી તેનો અર્થ **અગન બળે એવો** થઈ શકે.

Iron Sulphide: ને બદલે Iron sulphate સુધારશો. તેનો અર્થ હીરાકસી છે.

Quick lime: તાજો ચૂનો તેને બદલે **કળી ચૂનો** જોઈએ.

Mercury Oxide: નો **પારદ ભસ્મ** અર્થ થઈ શકે.

Phosphorus: શબ્દ રૂઢ છે તો તેનો અર્થ કરવાની જરૂર નથી.

Porous: છિદ્રમય; આના કરતાં **છિદ્રાળુ** અર્થ ટૂંકો છે.

Sublime: વરાળરૂપે ઊડી ફરી જવું. આ અર્થ લાંબો છે પણ કોષમાં આપેલા અર્થ કરતાં સહેલો છે.

Un-burnt: અપક્લિષ્ટ કરતાં, **કાચો** અર્થ સહેલો ને સારો થઈ પડશે.

Undissolved: અદ્રાવ્ય—આ અર્થ વ્યાજબી નથી. અદ્રાવ્ય એટલે તો ઓગળી ન શકે તે. દ્રવ્ય: That can be dissolved. માટે તેને બદલે **નહિ ઓગળેલો**—આ અર્થ રખાય તો ઠીક

**હરરાય અમુલખરાય દેસાઈ**

## [ ૩ ]

## છાત્રાલયમાં શિક્ષા

મહેરબાન સાહેબ,

નીચેની થોડીક લીટીઓ આપના પત્રમાં છાપી આભારી કરશોજી.

'નૂતનશિક્ષણ'ના મે માસના અંકમાં ૩૬૭ મે પાને ગૃહપતિને માર્ગદર્શનના દસમા પત્રમાં **છાત્રાલયમાં શિક્ષા** એ મથાળાવાળા લેખમાં લેખક મહાશયે ગૃહપતિઓ મૂરખ અથવા બુદ્ધિશાળી લુચ્ચા એમ માનીને લખ્યું હોય એમ ભાસે છે. તેમણે તે લેખમાં શિક્ષાનો પ્રસંગ ઊભા કરનારા બે જ કારણો આપ્યાં છે અને તે પણ આખા લેખમાં એવી રીતે ગુંચવ્યા છે કે વાંચનારને જરાક વિચાર કરવો પડે કે તે **ગૃહપતિના બનાવેલા આપખુદ નિયમોથી** ઉત્પન્ન થતા શિક્ષાના પ્રસંગોની વાત કરે છે કે છોકરાઓની અંદર અંદરની તકરારની વાત કરે છે. જો આ બે બાબતોને સારુ જુદા જુદા લેખ લખ્યા હોત તો સારું થાત. ગૃહપતિના નિયમો બાબત જે કંઈ તારવી શકાય તે તારવીને તે ઉપર અત્રે લખું છું, કારણકે તેમાં આપેલા બન્ને મુદ્દાઓ સાથે તેમના મતને હું તદ્દન મળતો નથી આવી શકતો. ગુનેગાર અને ફરિયાદી એ બેની વચ્ચે ગુનેગારને પકડવો અને તેને જ શિક્ષા કરવી એ વાત પર બે મત હોઈ શકે જ નહિ તેથી તે ઉપર કંઈ લખતો નથી.

નિયમો બાંધતી વખતે ગૃહપતિને આખા છાત્રાલયનું કામ સરળતાથી ચાલે તે જોવાનું છે. લેખક મહાશયે ઊઠવાના વખતની વાત અને પ્રાર્થનાની વાત કરી છે. તે કહે છે કે **નિયમોનો ભંગ કરનારને ગૃહપતિ પોતાના દુશ્મન ગણીને અને તેને દબાવવા તેના વાંકની શોધમાં ફરે છે.** આ કહેવું ભૂલભરેલું છે. આવડો આક્ષેપ એ ગૃહપતિઓને અન્યાય રૂપ છે વખતપત્રક પ્રમાણે ન વર્તનાર છાત્રને પ્રથમ વાંકે એકલો બોલાવી ઠપકો આપવામાં આવે, બીજી વખતે તેને ચેતવણી અપાય અને તેમ છતાં ય તે ન સુધરે અને નિયમોનું પાલન ન જ કરે તો તે નિયમને તોડવો કે રદ્દ કરવો ? લેખક મહાશયે વહેલા ઊઠવાના નિયમને પહેલો લીધો છે. જો તે પોતે ગૃહપતિ હોય તો આ નિયમ વગર કેવી રીતે કામ કરવું તે તે સમજાવવા પ્રયત્ન કરે તો મહેરબાની. છોકરાઓને અગીઆર વાગ્યે કે તે પહેલાં સૂઈ જવાનું હોય અને છ વાગ્યે જાગવાનું હોય તો તેને સાત કલાકની ઊંઘ મળી રહે. હાઇસ્કૂલમાં અને કૉલેજોમાં જનાર મોટી ઉમ્મરના છોકરાઓને આટલી ઊંઘ બસ છે. નાના છોકરાઓ હોય તો તે વહેલા ઊંઘી શકે. છાત્રાલયમાં રહેનાર બધા છોકરાઓને શાળામાં કે કૉલેજમાં વખતસર જવાનું હોય છે. શાળાનો સમય ૧૧ વાગ્યાનો હોય તો સાડાદસ વાગ્યા પહેલાં ભોજન લઈ બધાંએ તૈયાર થવું જ જોઈએ, એટલે દસ વાગ્યે બધાએ મોડામાં મોડું જમવાને આવવું જ જોઈએ. દસ વાગ્યે રસોઈ તૈયાર કરવા સારુ બ્રાહ્મણો અને શાકભાજી સમારનાર તેમ જ પાણી–છાણી કરનાર નોકરોએ વખતસર ચાહ દૂધના કામથી પરવારી લેવું જ જોઈએ. એટલે તેમણે મોડામાં મોડું સાત વાગ્યે રસોડાનું કામ શરૂ કરવું જ જોઈએ. તેઓ સાત વાગ્યે આ કામ સારુ નવરા થઈ શકે તે સારુ તે તે વખતે છોકરાઓને દૂધ ચાહ પી તેમને છૂટ્ટા કરવા જ જોઈએ અને તેમ કરી શકાય માટે છોકરાઓએ છ વાગ્યે ઊઠવું જ જોઈએ. હવે જે છોકરાઓ ૭ વાગ્યે ઊઠવાના નિયમનો ભંગ કરે તે બીજા બધા કામમાં અંતરાય નાખે છે એ વાત લેખક મહાશય ભૂલી જાય છે અને એવા અંતરાય નાખનાર છાત્રને શિક્ષા કરવી પડે તો તેમાં ગૃહપતિ કયો અન્યાય કરે છે તે સમજાતું

નથી. ૪ કે ૫ વાગ્યે ઊઠવાનો નિયમ કરનાર ગૃહપતિઓ હોય તો તેમની તે ભૂલ છે, પણ કેટલીક સંસ્થાઓ છેક ગરીબ વિદ્યાર્થીઓની હોય છે, જ્યાં છોકરા કે છોકરીઓને વાસીદું વગેરે કામ પોતાને હાથે કરવાનું હોય છે અને રસોઈના કામમાં ઉપલક મદદ કરવાની હોય છે. અહીં છાત્રોને પાંચ વાગ્યે ઊઠવું પડે છે. તે તેમ ન કરે તો છાત્રનો ખર્ચ વધારે આવે ને તે વિદ્યાર્થીઓથી પોષાય નહિ. અહીં તે નિયમસર કામ કરાવવા સારુ છેવટે શિક્ષા કરવી પડે, તેમાં ગૃહપતિ આપખુદ અને જુલમગાર કેવી રીતે થઈ ગયો? જો એવા વહેલા ઊઠવાનો નિયમ છાત્રને અનુકૂળ ન આવે તો તે છાત્ર બીજા છાત્રાલયમાં કે બીજે જઈ શકે છે, પણ તે છાત્રાલયમાં રહી તે નિયમને તોડવાનું સાહસ તો ન જ કરી શકે.

હવે ફરજિયાત પ્રાર્થનાની વાત આવી. સવારના વખતમાં ચાહ દૂધ થયા પછી છોકરાઓ નહાવાના, પોતાનાં કપડાં ધોવાના અને વાંચવાના કામમાં ગુંથાય છે. એ વખતે તેમની સાથે ગાળવાનો વખત ગૃહપતિને હોતો નથી. કદાચ કોઈ કંઈ કહેવા આવે તો જ વાત થાય. વળી ગૃહપતિને બજારનું પણ કામ હોય, તેને તેનો હિસાબ વગેરે પણ કરવાનું હોય. બપોરે છોકરાઓ શાળામાં જાય ને સાંજે પાછા આવે. શાળાના કામથી થાકેલા છોકરા રમે, ફરે અને સાત વાગ્યા સુધી માનસિક થાક ઉતારવાના પગલાં ભરે. તેમાં ગૃહપતિ તેમની સાથે બીજી વાત ન કરી શકે. સાત સાડાસાતથી આઠ સાડાઆઠ સુધી વાળુ સમય રહ્યો. હવે ત્યારબાદ જો ગૃહપતિ અને છાત્રો એક ઓરડામાં મળે, એક બીજાને જે કહેવાનું હોય તે કહે અને છેવટે સામાન્ય પ્રાર્થના કરી છૂટા પડે તેમાં લેખક મહાશયને શો વાંધો છે તે સમજાતું નથી. આમાં કયો આપખુદ નિયમ છે? આવી પ્રાર્થના વખતે ફક્ત ન જોડાવા ખાતર જ ન જોડાવાનો દુરાગ્રહ કરનાર છાત્રને નીભાવી લેવો એવી સલાહ કેમ ગળે ઉતારી શકાય? અમુક અમુક છાત્રાલયમાં આ નિયમ છે, વખનપત્રકમાં એને સ્થાન છે એ જાણ્યા પછી એ છાત્રાલયમાં જોડાનાર છોકરો એ નિયમો તોડે કે તોડવા પ્રયત્ન કરે તો એને નીભાવી લેવો એ સલાહ કયો ગૃહપતિ માન્ય કરી શકે? આમ એક નિયમ તોડવા દેનાર ગૃહપતિ તેના સ્થાનને લાયક નથી. એક નિયમનો ભંગ થવા દીધો કે બીજા નિયમો પણ તૂટવાના, એટલે તે છાત્રાલયનું કામ સરળતાથી ચલાવાય જ કેમ? આ આખા લેખમાં ગૃહપતિને જ ગુનેગાર ચીતર્યો છે એ તેના તરફ અન્યાય જેવું છે. આશા છે કે લેખક મહાશય છાત્રાલયોના નિયમો અને તેનો ભંગ ને શિક્ષા ઉપર. એક સ્વતંત્ર લેખ લખવાની કૃપા કરશે.

લિ. સેવક,
દુ. અ. દેસાઈ

# સામયિકોમાંથી

## ઉદ્યોગ વાટે કેળવણી

કેળવણીમાં નવો ચીલો પાડવાની જરૂર મને ઘણો વખત થયાં સમજાઈ હતી, કેમકે હું દક્ષિણ આફ્રિકાથી પાછો ફર્યો ત્યારે મને જે અનેક વિદ્યાર્થીઓ મળવા આવતા તેમની મારફતે હું જાણી શક્યો હતો કે આધુનિક કેળવણી છેક જ નિષ્ફળ નીવડી છે. એટલે મેં આશ્રમની શાળામાં હાથઉદ્યોગનું શિક્ષણ દાખલ કર્યું. હકીકતમાં ત્યાં ઉદ્યોગશિક્ષણ પર વધારે ભાર દેવામાં આવેલો; એનું પરિણામ એ આવ્યું કે બાળકો ઉદ્યોગશિક્ષણથી થોડા વખતમાં કંટાળી ગયાં અને એમને થયું કે એમને અક્ષરજ્ઞાન કંઈજ આપવામાં આવતું નથી. એ એમની માન્યતા ખોટી હતી, કેમકે એમને જે થોડુંક અક્ષરજ્ઞાન અપાતું હતું તે પણ જૂની ઢબની નિશાળોમાં બાળકોને સામાન્યપણે મળે છે તેનાં કરતાં વધારે હતું. પણ એ વસ્તુએ મને વિચાર કરતો કરી મૂક્યો, અને હું એ નિર્ણય પર આવ્યો કે ઉદ્યોગની સાથે અક્ષરજ્ઞાન નહીં પણ ઉદ્યોગ વાટે અક્ષરજ્ઞાન આપવું એ જ ખરો રસ્તો છે. તો ઉદ્યોગશિક્ષણ વૈતરું લાગતું મટી જશે, અને અક્ષરજ્ઞાન સંગીન અને નવી જ રીતે ઉપયોગી બનશે. મહાસભાએ હોદ્દા સ્વીકાર્યા એટલે મને મારો વિચાર દેશ આગળ મૂકવાનું સૂઝ્યું, અને એનો ઘણી જગાએથી સત્કાર થયો છે એ જોઈને મને આનંદ થાય છે.

અંગ્રેજીને આ અભ્યાસક્રમમાંથી કાઢી નાખવાનો નિશ્ચય અમે એટલા માટે કર્યો છે કે બાળકોનો ઘણોખરો વખત અંગ્રેજી શબ્દો ને પ્રયોગો ગોખવામાં ચાલ્યો જાય છે; અને તે છતાં તેઓ જે શીખ્યાં હોય છે તે પોતાની ભાષામાં મૂકી શકતાં નથી, તેમ જ શિક્ષક જે શીખવે તે બરાબર સમજી શકતાં નથી. ઊલટું તેઓ પોતાની ભાષા કેવળ ઉપેક્ષાને લીધે જ ભૂલી જાય છે. આ બંને અનિષ્ટો ટાળવાનો એક જ રસ્તો તે ઉદ્યોગશિક્ષણ વાટે કેળવણી આપવાનો છે એમ મને દેખાયું.

હું પહેલે દિવસ શરૂઆત કરું તેમાં એ જાણી લઉં કે વિદ્યાર્થીઓની માનસિક શક્તિ કેવી છે — એમને લખતાં વાંચતાં આવડે છે કે નહીં, ભૂગોળ આવડે છે કે નહીં; અને પછી તકલી દાખલ કરીને એમની એ આવડતમાં વધારો કરવાના પ્રયત્નથી શરૂઆત કરું.

"હવે તમે મને પૂછી શકો છો કે બીજા ઘણા હાથઉદ્યોગો છે તેમાંથી મેં તકલી જ શા માટે પસંદ કરી? કેમકે તકલી પર કાંતવું એ આપણે માણસોએ શોધી કાઢેલા હાથઉદ્યોગોમાંનો એક પ્રથમ ઉદ્યોગ છે ને તે યુગો થયાં ટકી રહેલો છે. છેક પ્રાચીન યુગમાં આપણું બધું કાપડ તકલી પર કાંતેલા સૂતરમાંથી બનતું, રેંટિયો તો પછી આવ્યો; અને ઝીણામાં ઝીણા આંકનું સૂતર રેંટિયા પર કાંતી શકાતું નહીં, એને માટે તો તકલી જ લેવી પડતી. તકલીની ખોળ કરવામાં માણસની શોધકબુદ્ધિ પહેલાં કદી પહોંચી નહોતી એટલી ઊંચાઈએ પહોંચી. આંગળીઓની કુશળતાનો સારામાં સારો ઉપયોગ એ કામમાં કરવામાં આવ્યો. પણ તકલી કેવળ અશિક્ષિત કારીગરોના હાથમાં રહી એટલે એનો વાપર બંધ થઈ ગયો. આજે જો આપણે એની કીર્તિ સજીવન કરવી હોય, ગ્રામજીવનને સજીવન ને પગભર કરવું હોય તો આપણે બાળકોની કેળવણીનો આરંભ તકલીથી કરવો જોઈએ.

એટલે બીજા પાઠમાં હું છોકરાઓને એ શીખવું કે તકલીનું આપણા નિત્ય જીવનમાં કેવું સ્થાન હતું. તે પછી હું તેમને થોડોક ઇતિહાસ શીખવું ને તકલીનો અસ્ત કેવી રીતે થયો તેની વાત કહું. તે પછી હિંદુસ્તાનના ઇતિહાસનો થોડોક ક્રમ આવે — તેમાં ઈસ્ટ ઈંડિયા કંપનીથી, કે તેથી પણ અગાઉના મુસલમાન સમયથી શરૂઆત થાય; અને ઈસ્ટ ઈંડિયા કંપનીએ આપણા દેશનું શોષણ કેવી રીતે કર્યું. આપણા મુખ્ય હાથઉદ્યોગને ઇરાદાપૂર્વક કેવી રીતે ગુંગળાવી નાંખવામાં ને છેવટે મારી નાંખવામાં આવ્યો, એનું વિગતવાર વર્ણન આવે. તે પછી યંત્રશાસ્ત્રની — તકલીની રચનાની થોડીક સમજ અપાય. તકલી એ શરૂઆતમાં તો માટીનો કે ભીંજવીને સૂકવેલા લોટનો નાનો ગોળો ને તેમાં વચ્ચે કાણું પાડીને ઘાલેલી વાંસની સળી એટલું જ હશે. બિહાર અને બંગાળના કેટલાક ભાગમાં આવી તકલી હજુ ચાલે છે. પછી માટીના ગોળાની જગા ઈંટના ચકતાએ લીધી હશે; અને હવે આપણા યુગમાં ઈંટના ચકતાની જગા લોખંડ કે પોલાદ કે પીતળના ચકતાએ અને વાંસની સળીની જગા લોખંડના તારે લીધી છે. આમાં પણ, ચકતું ને તાર અમુક કદનાં જ શા માટે છે, વધારે ઓછા કદનાં કેમ નથી, એ સમજાવીને બાળકને ઘણું જ્ઞાન આપી શકાય. તે પછી રૂ વિષે — તે ક્યાં ઊગે છે, તેની કઈ કઈ જાતો છે, તે અત્યારે દુનિયાના કયા કયા દેશોમાં ને હિંદુસ્તાનના કયા કયા પ્રાંતોમાં ઊગે છે, વગેરે — વિષે થોડાંક વ્યાખ્યાનો અપાય. વળી એની ખેતીને વિષે, એને માટે કેવી જમીન સારામાં સારી ગણાય, વગેરે પણ સમજાવવામાં આવે. એને અંગે થોડુંક ખેતીનું જ્ઞાન પણ આપવું પડે.

તમે જોશો કે આ જ્ઞાન શિક્ષક એના વિદ્યાર્થીઓને આપી શકે તે પહેલાં તેણે પોતે તે પચાવેલું હોવું જોઈએ, કાંતેલા તાર ગણવા, સૂતરનો આંક કાઢવો, આંટી બનાવવી, સૂતરને વણકરને ત્યાં મોકલવા તૈયાર કરવું. અમુક વીસીના કાપડમાં આડા ઊભા ધાગા કેટલા જોઈએ વગેરે શીખવતાં આખું પ્રાથમિક ગણિત શીખવી શકાય. કપાસ ઊગાડવાથી માંડીને કાપડ તૈયાર થતા સુધીની દરેક ક્રિયા — કપાસ વીણવો, લોઢવો, રૂ પીંજવું, કાંતવું, પત્તાયત કરવી, વણવું — બધામાં રહેલાં યંત્રશાસ્ત્રનાં મૂળતત્ત્વો, અને એ વિષયને અંગેનાં ઇતિહાસ અને ગણિત એ બધું શીખવી શકાય.

આમાં મુખ્ય વિચાર એ રહેલો છે કે બાળકને જે હાથઉદ્યોગ શિખવાય તેની મારફતે તેને શરીર, મન અને આત્માની બધી કેળવણી આપી દેવી. હાથઉદ્યોગની બધી ક્રિયાઓ શિખવતાં શિખવતાં બાળકની અંદર જે હીર રહેલું હોય તે બહાર ખેંચી આણવાનું છે; અને ઇતિહાસ ભૂગોળ, ગણિત વગેરેના પાઠ એ ઉદ્યોગના અનુસંધાનમાં શિખવવાના છે.

આવી કેળવણી અપાય તો તેનું સીધું પરિણામ એ આવે કે તે સ્વાવલંબી બને. પણ એની સફળતાની કસોટી એ નથી કે તે સ્વાવલંબી બને; પણ શાસ્ત્રીય રીતે હાથઉદ્યોગનું શિક્ષણ આપતાં આપતાં બાળકની અંદર રહેલો સર્વાંગી મનુષ્ય બહાર આણેલો હોય એ એની સફળતાની કસોટી છે. વસ્તુતઃ જે શિક્ષક, એને ગમે તેમ કરીને સ્વાવલંબી બનાવવાનું વચન આપે તેને તો હું રાખું જ નહીં. શિક્ષણ સ્વાવલંબી નીવડે એ તો વિદ્યાર્થી પોતાની દરેક શક્તિનો ઉપયોગ કરતાં શીખ્યો હોય તેમાંથી ગૌણ રૂપે ફલિત થાય. જે છોકરો રોજના ત્રણ કલાક હાથઉદ્યોગનું કામ કરે તે જો પોતાની આજીવિકા જેટલું કમાઈ શકે, તો જે છોકરો કામની સાથેસાથે મન અને આત્માનો વિકાસ પણ સાધે તે તો કેટલું વધારે મેળવે!

'હરિજનબંધુ'માંથી ] [ ગાંધીજી

# સંસ્કૃતનું શિક્ષણ

શ્રી. ધીરજલાલ લલ્લુભાઈ ઉપાધ્યાય

સંસ્કૃત મૃતભાષા છે, એ જીવનવ્યવહારમાં નકામી છે, એમ કહેનારા કેટલાક એને માધ્યમિક શાળાઓના ભાષાશિક્ષણમાં સ્થાન આપવાને તૈયાર નથી. તો શા માટે સંસ્કૃતને એ શાળાઓમાં સ્થાન હોઈ શકે એનાં કારણો ટુંકામાં આપણે જોઈએ.

( ૧ ) ગૂજરાતી ભાષાના સારા પરિચય માટે સંસ્કૃતનું જ્ઞાન ઘણું મદદગાર થઈ પડે છે.

( ૨ ) આપણા ( હિંદુઓના ) ધર્મગ્રન્થો સંસ્કૃતમાં લખાયા છે; હિંદુ બાળકોના ધર્મ–શિક્ષણમાં સંસ્કૃત ઉપયોગી થઈ પડે છે.

( ૩ ) સંસ્કૃતનું સાહિત્ય વિશાળ છે. કાલિદાસ, ભવભૂતિ, બાણ, જગન્નાથ વિ. અમર કવિઓ સંસ્કૃતમાં વાંચવાની ઓર લિજ્જત આવે છે. ( જે ભાષાંતરમાં માણી ન શકાય ).

( ૪ ) બાળકને સંસ્કારિક [ Cultural ] બનાવવામાં સંસ્કૃતનો ફાળો નાનો નથી.

( ૫ ) આપણા ભવિષ્યના – ઇતિહાસ, તત્ત્વજ્ઞાન, કાયદા, ભાષાશાસ્ત્ર, વૈદક – વિ. ના વિદ્યાર્થીઓને સંસ્કૃતના તે વિષયોના ગ્રન્થોનું વાચન ઘણું જ મદદગાર થઈ પડે છે.

આ તો સંસ્કૃતના શિક્ષણની અગત્ય સ્વીકારનારા કેટલાક વિશાળ મુદ્દાઓ જોયા પણ માધ્યમિક શાળાઓના વિદ્યાર્થીઓને સંસ્કૃત ભણાવવામાં આપણા શા હેતુઓ છે તે વિચારવું જરૂરી છે. શું આપણે બાળકોને સંસ્કૃતમાં બોલતા કરવા માગીએ છીએ ? બાળકો સંસ્કૃતમાં વાતચીત કરતા થઈ જાય એ શું આપણું લક્ષ્ય છે ? સંસ્કૃતમાં તેઓ લખતા થઈ જાય, કાગળો લખે, નિબન્ધો લખે એ શું આપણે ઇચ્છીએ છીએ ? આ બધાનો જવાબ ચોખ્ખો ' ના ' છે. સંસ્કૃત હવે તો ' મૃત ' છે, સંસ્કૃતમાં બોલવા લખવાના – રોજના કામકાજ માટેના હવે તો તે हि नो दिवसा गता:। ભવિષ્યમાં પણ એ જ સ્થિતિ રહેશે એ નિઃસંશય. ત્યારે સંસ્કૃતના શિક્ષણનો આપણો હેતુ શો છે ? વિદ્યાર્થીઓ સંસ્કૃત શુદ્ધ રીતે વાંચે, બહુ અઘરું નહિ એવું સંસ્કૃત સાહિત્ય સમજે, તે આપણી માધ્યમિક શાળાના વિદ્યાર્થીઓના સંસ્કૃતના ભણતરનો હેતુ. અહીં કોઈ પૂછે કે તો તમે શા માટે સંસ્કૃતના અભ્યાસની પદ્ધતિમાં વિદ્યાર્થીઓને સંસ્કૃતમાં બોલવાનો, સંસ્કૃતમાં લખવાનો આગ્રહ રાખો છો ? આનો જવાબ એ જ છે કે સંસ્કૃત ભાષાના અભ્યાસ માટે મૌખિક કામ [ The oral work ] અને સ્વતંત્ર લેખન [ Composition ], ભાષા ઉપર પ્રભુત્વ આણવા માટે એક સરસ આનુષંગિક પદ્ધતિ તરીકે જ સ્વીકારવામાં આવે છે; લક્ષ્ય તરીકે નહીં.

આ આપણો હેતુ ત્યારે જ સધાય જ્યારે સંસ્કૃતના શિક્ષણ માટે સ્વીકારવામાં આવેલી પદ્ધતિ સર્વાંગસંપૂર્ણ હોય. પણ માધ્યમિક શાળાઓમાં સીત્તેર પંચોતેર વર્ષોથી કઈ પદ્ધતિથી સંસ્કૃત શિખવવામાં આવે છે ? એ પદ્ધતિથી સંસ્કૃત એક વિષય તરીકે કેવી દુર્દશા પામ્યો છે તે વિચારવા જેવું છે. સંસ્કૃતનો વિષય કઠિન, નિરસ, ગોખણીઓ અને અપ્રિય થઈ પડયો છે. ડૉ. ભાણ્ડારકર પ્રત્યે આપણને અત્યંત માન છે છતાં ય આપણે સખેદ કબૂલ કરવું પડે છે કે એમના બન્ને પુસ્તકોની સંસ્કૃત શિક્ષણની પદ્ધતિથી સંસ્કૃતના વિષયની, વિષય તરીકે વિદ્યાર્થીઓના માનસમાં ખરાબ છાપ પડી છે. બિચારો બાર–તેર વરસનો બાળક માર્ગોપદેશિકા શરૂ કરે અને એને પહેલા જ પાઠમાં ઝઅુક રૂપ કેમ બન્યું તે સમજાવતા ગુણવૃદ્ધિસંધિના નિયમો એના મોઢા આગળ

ખડકાવવામાં આવે એ કેટલું બેહૂદું છે ? ખરું પૂછો તો આ નિયમો-ફૂટનોટ નીચે આપેલા-શરૂઆતમાં વિદ્યાર્થીઓને શિખવવાના જ નથી. ડૉ. ભાણ્ડારકરે ચોખ્ખું લખ્યું છે કે: "For the benefit of young men whose minds have already undergone some culture, a great deal of matter is added in foot-notes." પણ આપણા કેટલાક અત્યંત ઉત્સાહી પણ અજ્ઞ શિક્ષક બંધુઓ એ જ ફૂટ-નોટ નીચેના નિયમો શરૂઆતમાં જ ઘણી જ ચીવટથી વિદ્યાર્થીઓને શિખવાડે છે! પણ બાળકોના ઉપયોગ માટેના પુસ્તકમાં ફૂટ-નોટમાં પણ આ નિયમો મૂકવાની જરૂર ન હતી જ. ડૉ. ભાણ્ડારકારના પુસ્તક સામે મુખ્ય વાંધો જો હોઈ શકે તો તે એ જ છે કે એ વ્યાકરણનું પુસ્તક છે. (જે થોડાઘણાં વાક્યો મૂકવામાં આવ્યાં છે તે અસંબદ્ધ અને શિખવેલાં વ્યાકરણનાં રૂપોનાં વિશેષ ઉદાહરણ તરીકે જ મૂકવામાં આવ્યાં છે.) હવે તો ભાષાશિક્ષણની સર્વસ્વીકૃત પદ્ધતિઓ કહે છે કે પ્રથમ તો મૌખિક પદ્ધતિથી જ બાળકોને ભાષા શિખવાય, વ્યાકરણના અટપટા નિયમોથી નહીં જ. વળી બાળકો સંસ્કૃત સારી રીતે વાંચતા થાય તે આ પુસ્તકોથી કેમ સધાય ? નથી એમાં સળંગ વાર્તાઓ, વર્ણનો, કે સાદાં કાવ્યો. હા, છેડે જે આપવામાં આવ્યાં છે તે તો છેવટના માર્ગોપદેશિકામાં પાઠ તરીકે અને મન્દિરાન્ત: પ્રવેશિકામાં પાઠ્યપુસ્તકના અભ્યાસક્રમથી બહારના ભાગ તરીકે ગણવામાં આવે છે. છૂટાં છૂટાં વાક્યોનું વાચન, વાચન ન કહી શકાય અને એ વાક્યો પણ સળંગ વંચાતાં નથી. વળી ડૉ. વેસ્ટની સ્કૂલ સિવાયના અગ્રણી શિક્ષણશાસ્ત્રીઓ [ પ્રત્યક્ષ પદ્ધતિવાળા ] ભાષાંતરને ભાષાશિક્ષણમાં વિદ્યાર્થીના જ્ઞાનની કસોટી માટે જ સ્થાન આપે છે, પદ્ધતિ તરીકે નહીં. અહીં તો આ પુસ્તકમાં ભાષાંતર પદ્ધતિ જ ભાષાના અભ્યાસ માટે જ મૂકવામાં આવી છે. વળી સમાસ; સંખ્યાવાચક શબ્દો, અધિકતા અને ન્યૂનતાદર્શક રૂપો બીજા પુસ્તકમાં છઠ્ઠા ધોરણ માટે મૂકવામાં આવ્યાં છે. એઓનું તો શરૂઆતમાં જ સ્થાન હોઈ શકે. સર્વનામો તો બીજા વર્ષના અભ્યાસક્રમમાં મૂકવામાં આવ્યાં છે. પણ પ્રથમથી જ સર્વનામો ઉપયોગી માલૂમ થઈ પડે છે. સંધિનિયમો જે શરૂઆતમાં દરેક પાઠમાં વિદ્યાર્થીને શિખવવામાં આવે છે તે ઘણા કઠિન પડે છે. અહીં સંસ્કૃત એટલે ફક્ત ગોખવાનું, ગોખવાનું અને ગોખવાનું, એમ જ સંસ્કૃતના વિદ્યાર્થીના મનમાં ઠસાય છે. વિદ્યાર્થી નિયમો ગોખે, રૂપો ગોખે, વાક્યો ગોખે, એ ખરેખર અનિષ્ટ જ છે. આપણે તો જોઈએ છે બાલમાનસને અનુરૂપ એવી પદ્ધતિ. ડૉ. પાર્કર કહે છે તેમ બાળકોમાં-આપણા બધામાં ભાષાના અભ્યાસ માટે સ્વયંભૂ વલણો હોય છે. શરૂઆતમાં આંખ કરતાં કાનના ઉપયોગથી ભાષા સારી રીતે શિખાય છે. બાળક જે કાંઈ નવો શબ્દ સાંભળે તે તેને બોલવાનું કહેતાં પહેલાં શિક્ષકથી પોતાના વડે અને વર્ગમાં સમૂહમાં તેમ જ વ્યક્તિગત તે શબ્દ બોલાવડાવવો જોઈએ. વારંવાર નવી રચનાનું પુનરાવર્તન થયા પછી જ બાળકને તે રચના વાંચવા માટે કહેવું જોઈએ. છૂટું છૂટું બોલવાનું કહેતાં પહેલાં સમૂહમાં શબ્દનું પુનરાવર્તન થવું જોઈએ. આવી રીતે મૌખિક પદ્ધતિથી જ ભાષાનો અભ્યાસ શરૂ કરાવડાવવો જોઈએ, વ્યાકરણના શુષ્ક નિયમો ને ભાષાંતર માટેનાં વાક્યોથી નહીં. વળી ભાષાના અભ્યાસમાં બાળકને રસ પડે, આનંદ આવે, નવું નવું જાણવાનો ઉત્સાહ થાય એવી રીત અપનાવવી જોઈએ. શરૂઆતમાં બાળકને હતોત્સાહ કરે એવું કદી ન મુકાવું જોઈએ. પણ રમત-ગમત લાગે એવા મનોયત્નો મૂકવાં જોઈએ.

પણ આમ પ્રત્યક્ષ પદ્ધતિથી [ Direct Method ] અથવા મૌખિક પદ્ધતિથી ગુરુમુખથી સંસ્કૃત શીખતા વિદ્યાર્થીના ગુરુ થવાની લાયકાતની સંસ્કૃત-શિક્ષકમાં સંપૂર્ણતા હોવી જોઈએ. કમનસીબે એવું બને છે કે કેટલાક શાળાના મુખ્ય શિક્ષકો મેટ્રિક અથવા ઇન્ટર સુધી સંસ્કૃત શીખેલા

શિક્ષકોને સંસ્કૃતનાં પહેલા વર્ષના વિદ્યાર્થીઓ સોંપે છે! તેઓ એમ માને છે કે ઇન્ટર સુધી સંસ્કૃતનું ભણેલો માણસ ઘણી સહેલાઈથી સંસ્કૃતનું પહેલું વર્ષ લઈ શકે! પણ આવો શિક્ષક સંસ્કૃત શિખવાડતાં સહેલું સંસ્કૃત છૂટથી બોલી શકે કે કેમ એ વિવાદાસ્પદ છે. અરે! 'બી. એ.' અથવા 'એમ. એ.'માં સંસ્કૃત લેનાર શિક્ષક પણ ભાગ્યું તૂટ્યું સંસ્કૃત બોલતાં પણ ગભરાય છે તો આની શી દશા? સંસ્કૃતનું પહેલું વર્ગ તો ભાષા-શિક્ષણના અભિનવ સિદ્ધાંતોથી અપરિચિત એવા શિક્ષકને તો ન જ સોંપવું જોઈએ. જો સોંપવામાં આવે તો વિદ્યાર્થીઓને તેની તે જ ભાષાંતર પદ્ધતિ અને વ્યાકરણના નિયમો ક્પાળે ચોંટે જ. બીજું, સંસ્કૃત-શિક્ષકના ઉચ્ચાર સોએ સો ટકા શુદ્ધ હોવા જોઈએ. જેની જીભ જ અશુદ્ધ વર્ણોચ્ચાર કરતી હોય તે સંસ્કૃત-શિક્ષક તરીકે કદાપિ ન નીમાવો જોઈએ; કારણ કે તે બાળકોને પારાવાર નુકસાન કરે છે. ત્રીજું, સંસ્કૃત-શિક્ષક સહેલાઈથી સંસ્કૃત બોલી શકે એવો હોવો જોઈએ. ચોથું, તે સંસ્કૃત સાહિત્યના સર્વ કાલની મુખ્ય સાહિત્ય-કૃતિઓથી પરિચિત હોવો જોઈએ, જેથી વિદ્યાર્થીઓ સાહિત્યના જુદા જુદા રસક્ષેત્રોમાં (ન્હાનાલાલની ભાષામાં) રસ-પાન કરાવી શકે. પાંચમું, વ્યાકરણનું એનું જ્ઞાન સદોષ અથવા અપૂર્ણ ન હોવું જોઈએ. (શરૂઆતના વર્ષમાં ખોટાં વ્યાકરણનાં રૂપો વાક્યોમાં વાપરતો અથવા વિદ્યાર્થીને શિખવતો સંસ્કૃત-શિક્ષક વિદ્યાર્થીનો મદદગાર ન બનતાં અહિતકારી બને છે). છઠ્ઠું, સંસ્કૃત પદ્ય મધુર રીતે બોલી વર્ગમાં બોલાવડાવી શકે એવો હોય તો વધારે રસ સંસ્કૃત માટે વિદ્યાર્થીઓમાં લાવી શકાય. જૂના વખતના કેટલાક શાસ્ત્રીઓ સંસ્કૃત પદ્ય કેટલું મનોહર ગાય છે તે આપણે ભૂલી શકીએ નહીં. છેવટે સંસ્કૃત-શિક્ષકમાં સંસ્કૃત શિખવવાનો ઉત્સાહ અને રસ હોય એ જરૂરી છે.

હવે આપણે સંસ્કૃતના શિક્ષણમાં કેટલાક મહત્ત્વના મુદ્દાઓ તરફ વળીએ. પ્રથમ મુદ્દો પાઠ્ય-પુસ્તકનો અને અભ્યાસક્રમનો વિચારીએ. અંગ્રેજી ચોથા ધોરણથી તે સાતમા ધોરણ સુધીના ચાર વર્ષોમાં વિદ્યાર્થી સંસ્કૃતનું જ્ઞાન ઠીક ઠીક મેળવી શકે. પણ જો ત્રીજા ધોરણમાંથી જ સંસ્કૃતનું પહેલું વર્ષ શરૂ કરવામાં આવે તો તે વર્ષમાં મૌખિક પદ્ધતિથી [Oral method] થી સંસ્કૃત-શિક્ષણનો સારો પાયો ચણી શકાય. આ પહેલા વર્ષમાં વ્યાકરણનું જ્ઞાન આપવાનું સદંતર બંધ રાખવું જોઈએ. જે પાઠો યોજાયલા હોય તેમાં નવા વિચારો કે વસ્તુ ન આવે એ ખાસ સંભાળ રાખવી જોઈએ: બાળકો જેઓના નિત્ય સંપર્કમાં આવતા હોય, જેઓને એ પૂરેપૂરા જાણતા હોય અને જેમાં એમને રસ આવતો હોય તેવા વિષયો ઉપર જ પાઠો લખાયલા હોવા જોઈએ. દા. ત. વર્ગ, પાઠશાળા, ઘોડો, ગાય, પક્ષીઓ, નદી, પર્વત વિ. વિષેના પાઠો તેમ જ સાદા સુભાષિતો આવકારદાયક છે. અભિનવ પાઠાવલિ પહેલા વર્ષ માટે યોગ્ય છે, કારણ કે પાઠોમાં ક્રમ-નવા શબ્દોનો તેમ જ નવી વાક્યરચનાનો-ઠીક જળવાયો છે. જે નવા શબ્દો વિદ્યાર્થી શીખે તે પછીના પાઠમાં પુનરાવર્તન તરીકે તેઓ વાક્યરચનામાં વાપરે છે તે શિક્ષકે જોવું જોઈએ. નવાં નવાં રૂપો ને વાક્યરચનાઓ વિદ્યાર્થીના મગજમાં ઠરતાં જાય તેમ તેમ ધીમે ધીમે વિદ્યાર્થીને વધારે કઠિન ને નવતર વાક્ય-રચનામાં શિક્ષકે દોરવો જોઈએ. શિક્ષકમુખેથી વર્ગમાં નવો પાઠ શીખ્યા પછી ઘેર તેમ જ વર્ગમાં વાચન માટે આવા પાઠો છાપેલા કે પછી સાઇક્લોસ્ટાઇલથી છાપેલા વિદ્યાર્થી પાસે હોવા જોઈએ. એક-બે મહિના પછી માતૃભાષામાં જે વાર્તાઓ ઇસપનીતિ, હિતોપદેશ કે પંચતંત્રમાંની વિદ્યાર્થીએ વાંચી હોય કે સાંભળી હોય તેવી વાર્તાઓ સંસ્કૃતમાં પાઠ તરીકે આવવી જોઈએ. આપણો હેતુ સંસ્કૃત શિખવવાનો છે; જેથી વિચારો ને વસ્તુ બાળકોને પરિચિત હોય તો ભાષા શિખવાડતાં સુગમતા થઈ પડે છે. અવારનવાર સંવાદો પણ પાઠમાં મૂકાવા જોઈએ. આમ

પહેલા વર્ષમાં વિદ્યાર્થી સાહિત્યદ્વારા ઘણાં રૂપો ને શબ્દો શીખશે. ચોથા ધોરણમાં-સંસ્કૃતના અભ્યાસના બીજા વર્ષમાં-વધારે કઠિન વાર્તાઓ, વર્ણનો, સંવાદો અને સુભાષિતો વિદ્યાર્થીને આપવાં જોઈએ. હવે આ પદ્ધતિસર વ્યાકરણનો અભ્યાસ શરૂ કરાવડાવવો જોઈએ. વ્યાકરણના અભ્યાસક્રમ માટે સર્વનામોનાં રૂપો વિદ્યાર્થી અને ડૉ. ભાણ્ડારકરની માર્ગોપદેશિકામાં ૧ થી ૨૪ પાઠ સુધીના વ્યાકરણનો ભાગ પૂરતો થઈ પડે. આમાં अ, इ, उ, ऋ, आ, ई, ऊ, કારાંત નામો તેમ જ ૧, ૪, ६, ૧૦ ગણના ધાતુઓનાં વર્તમાન, ભૂત, આજ્ઞાર્થ ને વિધ્યર્થનાં રૂપોનો સમાવેશ થઈ શકે. વ્યાકરણ શિખવવામાં પહેલાં તો સુસંબદ્ધ સંસ્કૃત પૅરેગ્રાફનો-જેમાં જે નવાં વ્યાકરણનાં રૂપો શિખવવાના હોય તે દર્શાવી શકાયાં હોય એવો-અથવા જુદાં જુદાં વાકયોનો ઉપયોગ કરવો ઘટે-સાહિત્યદ્વારા જ વ્યાકરણ શિખવવું જોઈએ. વ્યાકરણનું શિક્ષણ અંતિમ લક્ષ્ય તરીકે નહીં પણ સાધન તરીકે ગણવું જોઈએ પાંચમા ધોરણમાં-સંસ્કૃતના ત્રીજા ધોરણમાં-સમાસ, સંખ્યા, અધિકતા ને શ્રેષ્ઠતાદર્શક રૂપો, વ્યંજનાંત નામોનાં રૂપો અને ૨, ૩, ૫, ૭, ૮, ૯ મા ગણના રૂપો વ્યાકરણના શિક્ષણમાં દાખલ કરવાં જોઈએ. ગદ્યમાં વધારે મોટી વાર્તાઓ, જીવનચરિત્રો, સંવાદો મૂકાવાં જોઈએ. પદ્યમાં વિદ્યાર્થીઓ મોઢે કરી શકે એવાં સાદાં નાનાં કાવ્યો અભ્યાસક્રમમાં સ્થાન પામવાં જોઈએ. પહેલા, બીજા અને ત્રીજા વર્ષમાં વાકયરચના અને શબ્દભંડોળ માટે વિદ્યાર્થીઓને દરેક પાઠને અંતે મનોયત્નો આપવાં જોઈએ. છઠ્ઠા ધોરણમાં-સંસ્કૃતના અભ્યાસના ચોથા વર્ષમાં-સાહિત્યની શિષ્ટ કૃતિઓમાંથી જ સીધી વાનગી પીરસાવવી જોઈએ. કાદંબરી, દશકુમારચરિત, પંચતંત્રમાંથી ગદ્યના ઉત્કૃષ્ટ નમૂના વિદ્યાર્થીઓ શીખી શકે. રઘુવંશ, રામાયણ, મહાભારતમાંથી પદ્યના ઉત્કૃષ્ટ પાઠો મળી શકે. ભાષાંતર માટે પણ માતૃભાષામાંથી ફકરાઓ મનોયત્ન માટે મુકાવા જોઈએ, જેથી વિદ્યાર્થીના સંસ્કૃતના વિષય ઉપરના પ્રભુત્વની કસોટી થઈ શકે. વ્યાકરણમાં પરોક્ષભૂત, ભવિષ્ય, ક્રિયાતિપત્યર્થ, પ્રેરક અને ઇચ્છાદર્શકનાં રૂપો સમાવી શકાય. મેટ્રિક્યુલેશનમાં અદ્યતન ભૂતકાળ ને નામોનાં અનિયમિત રૂપો ફક્ત રહેવાં જોઈએ. સાહિત્ય તો યુનિવર્સિટિ પસંદ કરી નીમે છે.

અહીં એક વાત ખાસ ભાર મૂકીને કહેવાની છે કે વ્યાકરણનાં જે રૂપો વિદ્યાર્થીઓ મોઢે કરે છે તેનાં વાકયોમાં વિશેષ ઉદાહરણ માટે પાઠને અંતે છૂટાં છૂટાં જે વાકયો ભાષાંતર માટે મૂકવામાં આવે છે તે વાકયોને આપણા પાઠ્ય-પુસ્તકમાં સ્થાન ન હોવું જોઈએ. નથી આવાં વાકયોથી વાચન સધાતું કે નથી એથી સાહિત્ય મળતું. એનું ભાષાંતર વિદ્યાર્થીઓ મોઢે કરે છે, જે અનિષ્ટ છે. આવાં વાકયોની જગાએ ખાલી જગા પૂરવાની, બંધબેસતાં રૂપો ગોઠવવાની વિ. એકસર્સાઈઝો આપવામાં આવે તો વધારે સારું; જેથી બાળક નવા શીખેલા જ્ઞાનનો અને મગજનો ઉપયોગ કરી શકે.

આપણા સંસ્કૃત-શિક્ષકે આવું પાઠ્ય-પુસ્તક પસંદ કરવું રહ્યું. પ્રો. ઓઝીલની અભિનવ પાઠાવલિ આ ઉદ્દેશ ધ્યાનમાં રાખીને લખાયલી હોવાથી પાઠ્યપુસ્તક તરીકે વાપરી શકાય. શિક્ષકે ડૉ. ભાણ્ડારકરનાં બન્ને પુસ્તકો વિદ્યાર્થી માટેના ફક્ત વ્યાકરણના અભ્યાસક્રમ માટે માર્ગદર્શન તરીકે વાપરવાં.

બીજો એક મહત્ત્વનો મુદ્દો તે વાચનનો છે. સંસ્કૃતના વર્ગમાં અત્યાર સુધી વાચનના વિષયમાં ઘણી જ બેદરકારી બતાવવામાં આવી છે. એનું ખરું કારણ એ છે કે માર્ગોપદેશિકા કે મન્દિરાન્તઃ પ્રવેશિકા કે એનાં જેવાં બીજાં વ્યાકરણપુસ્તકો, સંબંધ વગરનાં વાકયો પાઠને છેડે આપે છે, જેનો ઉપયોગ ફક્ત ભાષાંતર કરાવવા માટે જ થાય છે, વાચન માટે નહીં. વળી આવાં વ્યાકરણનાં પુસ્તકો જોઈ

જોડે જે જે સાહિત્ય માટે પુસ્તકો વપરાય છે તેમાનું સંસ્કૃત પણ વિદ્યાર્થીઓને સારી રીતે વંચાવવામાં આવતું નથી. પરિણામે સંસ્કૃત વાચનની કલાનો અભાવ ઘણામાં જોવામાં આવે છે. આ ખામી દૂર કરવા માટે સંસ્કૃતના પહેલા વર્ષથી જ સંસ્કૃત-શિક્ષકે ખાસ ધ્યાન આપવું જોઈએ. મૌખિક કામ થઈ રહ્યા પછી શિક્ષકે જાતે વર્ણનનાં, વાર્તાનાં, કે સંવાદનાં વાક્યો બોલવાં જોઈએ, જુદા જુદા વિદ્યાર્થીઓ પાસે બોલાવવાં જોઈએ અને આખા વર્ગને પોતાની પાછળ વંચાવવાં જોઈએ. વર્ગમાં સમૂહવાચન સારું થાય તો પછી વૈયક્તિક વાચન સરળ થઈ પડે. દરેકે દરેક વિદ્યાર્થી સંસ્કૃત શુદ્ધ રીતે અને સરસ રીતે વાંચી શકતો થાય એ સંસ્કૃત-શિક્ષકે ખાસ જોવું જોઈએ. તે માટે વર્ગમાં દરેકે દરેક વિદ્યાર્થીને વાચન કરાવવું જોઈએ.

હવે આ લાંબા થએલા લેખમાં એક મુદ્દો ચર્ચી લેખ સમાપ્ત કરીશું. સંસ્કૃતના વર્ગમાં માતૃભાષાનો ઉપયોગ કરવો કે નહીં? સંસ્કૃતના વર્ગમાં ચાલતા સુધી સંસ્કૃતમાં જ બોલાય એ સ્થિતિ સંસ્કૃત વાતાવરણ જમાવવામાં મદદગાર થઈ પડે; પણ જ્યારે શિક્ષક નવા શબ્દો શિખવતો હોય ને જો શબ્દોનો અર્થ વર્નાક્યુલર પર્યાય આપવાથી વિદ્યાર્થી વધારે સહેલાઈથી ને સરળતાથી સમજી શકતો હોય તો દ્રાવિડી પ્રાણાયમની પદ્ધતિથી લાંબા લાંબા સંસ્કૃતમાં વિવરણો ત્યારે નકામાં જ લાગે. બને ત્યાં સુધી પ્રત્યક્ષ પદ્ધતિ પ્રમાણે શબ્દોનું વિવરણ આપવુ સારું; જયાં જરૂરી લાગે ત્યાં માતૃભાષાના શબ્દો અપાય તો વાંધો નથી. ત્યારે આપણે જોયું કે આપણા સંસ્કૃત-શિક્ષકે (૧) વ્યાકરણ એક સાહિત્યના સાધન તરીકે અને સાહિત્યદ્વારા શિખવાડવું; (૨) ભાષાંતર-સંસ્કૃતમાંથી માતૃભાષામાં અને માતૃભાષામાંથી સંસ્કૃતમાં-શરૂઆતમાં શિક્ષણપદ્ધતિ તરીકે ન કરાવવું પણ વિદ્યાર્થીના જ્ઞાનની કસોટી માટે, અને કલા તરીકે ઉપયોગ કરાવવો; (૩) માતૃભાષાનો ઉપયોગ સંસ્કૃત-પાઠશિક્ષણમાં બને તેમ ઓછો કરવો; અને (૪) સંસ્કૃત વાચન તરફ વિશેષ લક્ષ આપવું.

હવે પછીના લેખમાં સંસ્કૃતના પહેલા, બીજા, ત્રીજા અને ચોથા વર્ષમાં સંસ્કૃત વર્ણન, કથા, સંવાદ, લાંબા ફકરાઓ વિ. ની મૌખિક પદ્ધતિથી તેમ જ પ્રત્યક્ષ પદ્ધતિથી કેમ પાઠ આપી શકાય તે વિષે વિચાર કરીશું.

❁

# સૂચક સંખ્યા:

શ્રી. મોહનલાલ પંચોળી

## [ગણતરીનો વિકાસ: મહત્ત્વ, સ્થિતિ અને દિશા]

[ ગતાંકના પાના ૩૫૭થી ચાલુ ]

· ૪ ·

– ગુણાકાર: –

અંકગણિતમાં આપણે જાણી ગયા છીએ કે માઈલમાં અંતર = દર કલાકે માઈલમાં ગતિ × કલાકમાં સમય આ નિયમમાં હવે સૂચક સંખ્યાનો ઉપયોગ કરીએ.

૧. ઉત્તર દક્ષિણ દિશામાં આવેલા એક રસ્તા ઉપર કોઈ પણ મુસાફર દર કલાકે ૪ માઈલની ગતિથી મુસાફરી કરે છે. એક દિવસ બપોરે બાર વાગે જે સ્થાને તે હતો તે સ્થાન અને તે સમયને આપણી ગણતરીના આરંભ તરીકે સ્વીકારીએ, તો તેથી,

(૧) તે સ્થાનથી ઉત્તર તરફનું અંતર ધન સંખ્યા ગણાય, અને દક્ષિણ તરફનું અંતર ઋણ સંખ્યા ગણાય.

(૨) ઉત્તર તરફની ગતિનો દર ધન સંખ્યા ગણાય, અને દક્ષિણ તરફની ગતિનો દર ઋણ સંખ્યા ગણાય.

(૩) બપોરના બાર પછીનો સમય ધન સંખ્યા ગણાય, અને તે પહેલાંનો સમય ઋણ સંખ્યા ગણાય.

૧. એટલી રૂઢિનો સ્વીકાર કરીને નીચેની ગણતરીઓ કરીએ: બપોર પછી બે વાગે દર કલાકે ૪ માઈલની ગતિથી દક્ષિણથી ઉત્તર તરફ જતો મુસાફર બાર વાગ્યે જ્યાં હતો ત્યાંથી કઈ દિશા તરફ કેટલે દૂર હશે?

ધારો કે બપોરે ૧૨ વાગે ૦ માઈલ ઉપર હતો.

બપોરના બે વાગે (+૨) કલાક ગણાય, તેમ જ ગતિ ઉત્તર તરફની છે, માટે તે તરફનું અંતર ધનપદ ગણાય, તેમ જ ગતિનો દર (+૪) માઈલનો ગણાય.

∴ અંતરના (+માઈલ) = (+૪ માઈલ) × (+૨)
= ૮ માઈલ
= ૮ માઈલ ઉત્તર તરફ

ટૂંકામાં (+૪) × (+૨) = (+૮)
અર્થાત્ (+અ) × (+બ) = (+અ બ)

૨. સવારના ૯ વાગે દક્ષિણથી ઉત્તર તરફ દર કલાકે ૪ માઈલની ગતિથી જતો મુસાફર બાર વાગ્યે જ્યાં હોય, ત્યાંથી કઈ દિશા તરફ કેટલે દૂર હશે?

મુસાફરીનો માર્ગ બાર વાગ્યાના સ્થાનથી દક્ષિણ તરફ છે, માટે તે અંતર ઋણ સંખ્યા ગણાય.

∴ (− ૧૨) = (− ૩૨) + (− ૪) (− ૫) બંને બાજુએ + ૩૨ ઉમેરીએ તો

(− ૧૨) + (+ ૩૨) = (− ૩૨) + (+ ૩૨) + (− ૪) (− ૫)

∴ (+ ૨૦) = (− ૪) (− ૫)

અર્થાત્ (− ક્ષ) (− ય) = (+ ક્ષ ય) થાય.

આ ચારેય નિયમો શબ્દોમાં કહીએ, તો આમ કહેવાય:

**બે ધન કે ઋણ સંખ્યાઓનો ગુણાકાર, તેમનો સાદી રીતે ગુણાકાર કરીને (૧) જો એ બંને અવયવોનાં એકસરખાં ચિહ્નો [ એટલે બંનેનાં + કે બંનેના − ] હોય તો તેમની પહેલાં + નું ચિહ્ન મૂકવું, પણ (૨) જો એ બંને અવયવોનાં ચિહ્નો અસમાન હોય [ એટલે એક + અને બીજું − ] હોય તો એમના ગુણાકારની પહેલાં − ચિહ્ન મૂકવું.**

આ નિયમો રૂઢ કરાવવા માટે નીચેના સ્વરૂપના ઉદાહરણનો મૌખિક મહાવરો કરાવવો જોઈએ:

(૧) (+ ૪) × (+ ૭) = ?  (+ ૩) × (− ૧) = ?
(૨) (− ૭) × (− ૧) = ?  (− ૭) × (+ ૪) = ?
(૩) (+ ૩) × (+ ૪) × (− ૨) = ?  (+ ૪) × (− ૨) × (− ૩) = ?
(૪) (+ ૨)$^{૨}$ × (− ૧) = ?  (+ ૩) × (− ૩)$^{૨}$ = ?
(૫) (+ ૪) × (− ૩ક્ષ) = ?  (− ૨અ) × (− ૫) = ?
(૬) (− ૨બ) × (− બ) = ?  (− અ) × (+ ૩અ) = ?
(૭) (− અ) × (− અબ) × (− બ) = ?

આટલો મહાવરો થયા પછી લેખી હિસાબો શરૂ કરવા જોઈએ:

(૮) ૩ અ − (+ ૫) { (− ૨ બ) − (+ ૩ અ) } નું સાદું રૂપ આપો.

ફળ ≡ ૩ અ − { (+ ૫) (− ૨ બ) − (+ ૫) (+ ૩ અ) }
≡ ૩ અ − { (− ૧૦ બ) − (+ ૧૫ અ) }
≡ ૩ અ − (− ૧૦ બ) + (+ ૧૫ અ)
≡ ૩ અ + ૧૦ બ + ૧૫ અ
≡ ૧૮અ + ૧૦ બ: જવાબ

(૯) ૩ ક્ષ (ક્ષ + ય) − ૨ ય (ક્ષ − ય) નું સાદું રૂપ આપો.

ફળ ≡ (૩ ક્ષ$^{૨}$ + ૩ ક્ષય) − (૨ ક્ષય − ૨ય$^{૨}$)
≡ ૩ ક્ષ$^{૨}$ + ૩ ક્ષય − ૨ ક્ષય + ૨ ય$^{૨}$
≡ ૩ ક્ષ$^{૨}$ + ક્ષય + ૨ય$^{૨}$

૨. સૂચક સંખ્યાના ગુણાકારનાં જે ચાર પરિણામો ઉપર મેળવ્યાં છે તે નીચે આપેલાં એવાં જ બીજાં ઉદાહરણો ઉપરથી પણ મેળવી શકાય. શિક્ષકોએ પદ્ધતિની વિવિધતા જાણવી જોઈએ, તેટલા સારુ તે સર્વે આ નીચે રજૂ કરું છું:

ગુણાકારના બે અવયવોમાંથી એક અવયવ સમયના પરિમાણના યોજવાથી એ હેતુ સરળતાથી પાર પડી શકે છે, જેમકે:

[અ] એક માણસ પાસે અત્યારે કાંઈજ મૂડી નથી.

(૧) જો તે દર માસે રૂ. ૨૫ બચાવવાનો નિશ્ચય કરે તો હવે પછીના ૩ માસમાં કેટલા પૈસા બચાવી શકશે ?

(૨) જો તેને દર માસે રૂ. ૨૦ ગુમાવવા પડે તો એ રીતે આવતા ૪ માસમાં કેટલા પૈસા ગુમાવવા પડશે ?

(૩) જો તેણે દર માસે રૂ. ૨૫ બચાવવાનો નિશ્ચય આજથી ત્રણ માસ પહેલાં કરવો જોઈતો હતો, તેને બદલે અત્યારે કર્યો તેથી કેટલો બધો ઓછો બચાવ થયો ગણાય ?

(૪) તેને દર માસે રૂ. ૨૦ ગુમાવવાના સંયોગો આજથી ૪ માસ પહેલાં ઊભા થવાના હતા, તેને બદલે અત્યારથી થયા, એને લીધે એને કેટલો ફાયદો થયો ?

[બ] (૧) પાણીનું ઉષ્ણતામાન અત્યારે ક્ષ° છે. દર મિનિટે તેમાં ૫° જેટલી ગરમી વધારતા જઈએ તો ૩ મિનિટ પછી તેની ગરમી કેટલી ગણાય ? (૨) ત્રણ મિનિટ પહેલાં તેની ગરમી કેટલી ગણાય ?

(૩) પાણીનું ઉષ્ણતામાન અત્યારે ક્ષ° છે. તેમાં દર મિનિટે ૫° જેટલી ઘટતી જાય છે, તો ૩ મિનિટ પછી તેનું ઉષ્ણતામાન કેટલું રહેશે ? (૪) ૩ મિનિટ પહેલાં તેનું ઉષ્ણતામાન કેટલુ હોવું જોઈએ ?

૩. અત્યાર સુધીની બધી ગણતરીઓ વિશેષ સંખ્યાના સ્વરૂપમાં કરી છે. પણ નીચેના બે કોઠાઓમાં તદ્દન સાદી સંખ્યાના સ્વરૂપમાં એ ગણતરીઓ ક્રમે ક્રમે વિકસિત સ્વરૂપમાં કરી છે. એવા મહાવરાથી એ નિયમો વધારે દૃઢ થશે.

નીચેના અંકના કોઠા સૂચક સંખ્યાની દૃષ્ટિએ લખેલા છે. એથી એવી સંખ્યાના ગુણાકારના સ્વરૂપનો નિર્ણય–સંખ્યાના સાદા સ્વરૂપમાં પણ–સરળતાથી કરી શકે છે :

| | −૩ | −૨ | −૧ | ૦ | ૧ | ૨ | ૩ |
|---|---|---|---|---|---|---|---|
| ૩ | | | | ૦ | ૩ | ૬ | ૯ |
| ૨ | | | | ૦ | ૨ | ૪ | ૬ |
| ૧ | | | | ૦ | ૧ | ૨ | ૩ |
| ૦ | | | | | | | |
| −૧ | | | | | | | |
| −૨ | | | | | | | |
| −૩ | | | | | | | |

જો ૩ થી શરૂ કરીને ગુણાકાર મૂકીએ તો ઉપર પ્રમાણે ક્રમ સરળતાથી કરી શકાશે. પણ કોઈક −૩ થી ગુણાકાર −૯, −૮, −૭ ... −૧, ૦, ૧, ૨ ... ૯ એવો ક્રમ ખ્યાલમાં રાખીને એ જ કોઠા નીચે પ્રમાણે ભરી દેશે.

| | —૩ | —૨ | —૧ | ૦ | ૧ | ૨ | ૩ |
|---|---|---|---|---|---|---|---|
| ૩ | —૯ | —૬ | —૩ | ૦ | ૩ | ૬ | ૯ |
| ૨ | —૬ | —૪ | —૨ | ૦ | ૨ | ૪ | ૬ |
| ૧ | —૩ | —૨ | —૧ | ૦ | ૧ | ૨ | ૩ |
| ૦ | | | | ૦ | ૦ | ૦ | ૦ |
| —૧ | | | | | —૧ | —૨ | —૩ |
| —૨ | | | | | —૨ | —૪ | —૬ |
| —૩ | | | | | —૩ | —૬ | —૯ |

આટલી પૂરણી થયા પછી ખાલી રહેલાં સ્થાને ઊભા ખાનામાં કે આડી હારમાં એ જ ક્રમે સૂચક સંખ્યાઓ લખી શકાય એ દૃષ્ટિએ બાકીના ગુણાકાર મૂકવાનું સૂઝી આવે એ સહજ છે.

૪. આ બધો જ વિચાર સચિહ્ન સંખ્યાના સ્વરૂપે કર્યો. વિચિહ્ન સંખ્યામાં પણ એ જ રીતે નિયમો પ્રવર્તે છે એ ભૌમિતિક આકૃતિથી બતાવી શકાય :




જુદા જુદા રંગના કાગળના બતાવ્યા મુજબ આકૃતિ રચના થાય તેવા કાટખૂણ ચોખૂણ એક બીજા ઉપર આવે તેમ ગોઠવી ને પાસે બતાવેલી આકૃતિ બનાવવાથી આમાં સમાએલ તત્વ સરળતાથી સમજાવી શકાશે.

જો કે (અ − બ) (ક − ડ) નો ગુણાકાર શરૂઆતનાં બાળકોને ન આવડે તેટલા માટે જ ઉપર સૂચવેલ જુદા જુદા કાટખૂણ ચોખૂણની રચના કરવાથી એ નિયમ રજૂ કરી શકાશે.

આખો કા. ચો. અ ક ચો. એકમ છે.

તેમાંથી બ ક અને અ ડ ચો. એકમના માપના બે કા. ચો. ને કાપી કાઢીએ તો બાકીનો રેખાંકિત નહિ કરેલો ભાગ (અ − બ) (ક − ડ) ચો. એકમના માપનો કા. ચો. રહે છે, પણ તેમ કરવામાં બ ડ ચો. એકમ બે વાર લેવા પડે છે. તેથી તેમાં તે એક વાર ઉમેરવાથી ઉપરની ક્રિયા સંપૂર્ણ રીતે કરી શકાય, એટલે ટૂંકમાં (અ − બ) (ક − ડ) = અ ક − બ ક − અ ડ + બ ડ થાય. તેમાં + બ ડ એ (− બ) (− ક) ના ગુણાકાર શી મળે છે. તેથી બે ઋણ સંખ્યાનો ગુણાકાર ધન સંખ્યા આવે છે. એવો નિયમ સ્થાપિત કરી શકાય.

શિક્ષકો આ સંબંધે જેમ જેમ વધારે ને વધારે વિચાર કરતા થાય તેમ તેમ આ મુશ્કેલ જણાતું સત્ય વધારે ને વધારે સરળ રીતે રજૂ કરવાની પદ્ધતિઓ શોધી કાઢવાની તક મળ્યા વિના ન જ રહે.

એટલું જ પણ ગતિની દિશા દક્ષિણથી ઉત્તર તરફ છે, માટે તેની ગતિનો દર (+૪) માઈલનો ગણાય, તેમ જ સમય સવારના ૯ નો છે, એટલે તે (−૩) કલાક ગણાય.

∴ અંતર (−માઈલ) = (+ ૪ માઈલ) × (−૩)
= (−૧૨ માઈલ)
= ૧૨ માઈલ દક્ષિણ દિશામાં.

ટૂંકમાં (+૪) × (−૩) = (−૧૨)
અર્થાત્ (+અ) × (−બ) = (−અબ)

૩. બપોરના બે વાગ્યે દર કલાકે ૪ માઈલની ગતિથી ઉત્તરથી દક્ષિણ તરફ જતો મુસાફર બાર વાગ્યે જ્યાં હોય ત્યાંથી કઈ દિશા તરફ કેટલે દૂર હશે?

મુસાફરીનો માર્ગ બાર વાગ્યાના સ્થાનથી દક્ષિણ તરફ આવેલો છે, માટે તે અંતર ઋણ સંખ્યા ગણાય. પણ ગતિની દિશા ઉત્તરથી દક્ષિણ તરફ છે, માટે તેની ગતિનો દર (−૪) માઈલનો ગણાય, તેમ જ સમય બપોરના બે વાગ્યાનો છે, તેથી (+૨) કલાક ગણાય.

∴ અંતર (−માઈલ) = (−૪ માઈલ) × (+૨)
= (−૮ માઈલ)
= ૮ માઈલ દક્ષિણ દિશામાં.

ટૂંકમાં (−૪) × (+૨) = (−૮)
અર્થાત્ (−અ) × (+બ) = (−અબ)

૪. (અ) સવારના ૯ વાગે ઉત્તરથી દક્ષિણ દિશામાં દર કલાકે ૪ માઈલની ગતિથી જતો મુસાફર બાર વાગે જ્યાં હોય ત્યાંથી કઈ દિશા તરફ કેટલે દૂર હશે?

મુસાફરીનો માર્ગ બાર વાગ્યાના સ્થાનથી ઉત્તર તરફ આવેલો છે, માટે તે અંતર ધન સંખ્યા ગણાય. પણ ગતિની દિશા ઉત્તરથી દક્ષિણ તરફ છે, માટે તેની ગતિનો દર (−૪) માઈલનો ગણાય, તેમ જ સમય સવારના ૯ નો એટલે (−૩) કલાકનો ગણાય.

∴ અંતર (+માઈલ) = (− ૪ માઈલ) × (−૩)
= (+૧૨ માઈલ)
= ૧૨ માઈલ ઉત્તર દિશામાં.

ટૂંકમાં (−૪) (−૩) = (+૧૨)
અર્થાત્ (−અ) (−બ) = (+અબ)
આજ નિયમ જરા જુદી જ રીતે સાબિત કરીએ:
(બ) જો (+૩) = (+૮) + (−૫) લઈએ;
અને (−૪) × (+૩) = (−૪) { (+૮) + (−૫) }
= (−૪) (+૮) + (−૪) (−૫)
પણ (−૪) × (+૩) = (−૧૨) થાય છે.

આ નિયમો દઢ કરાવવા માટે નીચેના સ્વરૂપનાં ઉદાહરણોનો મૌખિક મહાવરો કરાવવો જોઈએ:

(૧) $\frac{+૬}{(-૨)} = ?$ $\frac{(-૧૨)}{(-૨)} = ?$

(૨) $\frac{(+૨)\times(-૬)}{(-૩)} = ?$ $\frac{(-૫)\times(-૮)}{(-૪)} = ?$

(૩) $\frac{(-૮)}{(+૨)\times(-૪)} = ?$ $\frac{(-૨)\times(-૩)\times(-૪)}{(-૧)} = ?$

(૪) $\frac{(+૫)+(-૩)}{-૧} = ?$ $\frac{(-૩)+(-૯)}{(-૨)+(-૧)} = ?$

(૫) $\frac{(-૩\ અ)}{(-\ અ)} = ?$ $\frac{(-૫\ અ^{૩})}{(-\ અ^{૨})} = ?$

(૬) $\frac{(-૩અબ)}{(-૧)} = ?$ $\frac{(-ક્ષ)\times(-ક્ષ^{૩})}{(+ક્ષ^{૨})} = ?$ વગેરે.

એ પછી લેખી ઉદાહરણ શરૂ કરવાં જોઈએ ?

(૭) $૨૪\ અ^{૩}\ બ - ૧૮\ અ^{૨}\ બ^{૨} + ૧૨\ અ\ બ^{૩}$ ને $-૬$ અબ થી ભાગો.

$-૬\ અ\ બ)\ ૨૪\ અ^{૩}\ બ - ૧૮\ અ^{૨}\ બ^{૨} + ૧૨\ અ\ બ^{૩}$

ભાગાકાર : $-૪\ અ^{૨} + ૩\ અ\ બ - ૨\ બ^{૨}$ જવાબ

સૂચક સંખ્યાના સિદ્ધાંતો જાણ્યા પછી એનો ઉપયોગ થાય તેવાં સમીકરણો તેમ જ તેનો ઉપયોગ થાય તેવા વ્યવહારિક હિસાબો પણ શીખવવા જોઈએ. જેમ કે

(૮) $૩ - ૨\frac{૧}{૨}\ ક્ષ = ૧૮$ એ સમીકરણને શુદ્ધ કરો.

બંને બાજુના દરેક પદને $(-૨)$ વડે ગુણીએ, તો

$-૬ + ૫\ ક્ષ = -૩૬$ થાય.

$\therefore\ ૫\ ક્ષ = -૩૬ + ૬$

$= -૩૦$

એટલે $ક્ષ = -૬$ જવાબ

(૯) અમદાવાદથી એક ટ્રેન સવારના ૧૦ વાગે દર કલાકે ૫૦ માઈલની ઝડપે સુરત જવા ઉપડે છે, તે જ દિવસે સુરતથી બીજી ટ્રેન સવારના ૯-૩૦ વાગે દર કલાકે ૪૫ માઈલની ઝડપે જવા ઉપડે છે. તે બે શહેરો વચ્ચેનું અંતર જો ૧૬૫ માઈલ હોય, તો બંને ટ્રેન એક બીજાને કેટલા વાગે પસાર કરી જશે ?

<—— ૫૦ (૨ + વ) ——> પ <—— ૪૫ (૨½ + વ) ——>

અ ——————————— | ——————————— સુ

<—————————— ૧૬૫ માઈલ ——————————>

ધારો કે તે ટ્રેનો એક બીજાને બપોરના વ કલાકે પસાર કરી જશે.

તેથી પહેલી ટ્રેન (૨ + વ) કલાક પછી બીજી ટ્રેનને મળશે.

અને બીજી ટ્રેન (૨½ + વ) કલાક પછી પહેલી ટ્રેનને મળશે.

અર્થાત્ પહેલી ટ્રેન ૫૦ (૨ + વ) માઇલ દોડ્યા પછી, અને બીજી ટ્રેન ૪૫ ($૨\frac{૧}{૨}$ + વ) માઇલ દોડ્યા પછી એક બીજાને મળશે.

એ બન્નેએ કાપેલું એકંદર અંતર તે બે સ્થળ વચ્ચેના અંતર જેટલું છે.

$\therefore$ ૫૦ (૨ + વ) + ૪૫ ($૨\frac{૧}{૨}$ + વ) = ૧૬૫

દરેકને ૫ વડે ભાગ્યા પછી કૌંસ છોડીએ, તો

૨૦ + ૧૦ વ + $૨૨\frac{૧}{૨}$ + ૯ વ = ૩૩

૧૯ વ = ૩૩ − $૪૨\frac{૧}{૨}$

= −$૯\frac{૧}{૨}$

$\therefore$ વ = −$\frac{૧}{૨}$ કલાક

$\therefore$ એ બને ટ્રેનો એક બીજાને બપોર પહેલા અડધા કલાકે અર્થાત્ ૧૧–૩૦ કલાકે એક બીજાને પસાર કરી જશે.

· ૫ ·

## — ભાગાકાર —

ભાગાકારની ક્રિયા ગુણાકારની ક્રિયાથી ઊલટી છે, માટે ભાગાકારના બધા જ નિયમો ગુણાકારના પરિણામો ઉપરથી, સમીકરણના સિદ્ધાંતોને આધારે આપણે સરળતાથી સાબિત કરી શકશું.

(૧) $\because$ (+૪) × (+૩) = (+૧૨) છે, માટે $\frac{(+૪) \times (+૩)}{(+૩)} = \frac{(+૧૨)}{(+૩)}$ થાય,
એટલે ટુંકામાં (+૧૨) ÷ (+૩) = (+૪) થાય.

(૨) $\because$ (+૪) × (−૩) = (−૧૨) છે. માટે $\frac{(+૪) \times (+૩)}{-૩} = \frac{(-૧૨)}{-૩}$ થાય.
એટલે ટુંકામાં (−૧૨) ÷ (−૩) = (+૪) થાય.

(૩) $\because$ (+૪) × (−૩) = − ૧૨ છે, માટે $\frac{(+૪) \times (-૩)}{(+૪)} = \frac{(-૧૨)}{(+૪)}$ થાય,
એટલે ટુંકમાં (−૧૨) ÷ (+૪) = (−૩) થાય.

(૪) $\because$ (−૪) × (−૩) = (+૧૨) છે, માટે $\frac{(-૪) \times (-૩)}{(-૪)} = \frac{(+૧૨)}{(-૪)}$ થાય,
એટલે ટુંકામાં (+૧૨) ÷ (−૪) = − ૩ થાય.

એ જ સત્યો બીજસંખ્યાને લાગુ પાડીએ, તો

$$\left.\begin{array}{l} (\text{અ}) \quad (+\text{અ}) \div (+\text{બ}) \equiv \left(+\frac{\text{અ}}{\text{બ}}\right) \equiv \frac{\text{અ}}{\text{બ}} \\ \qquad (-\text{અ}) \div (-\text{બ}) \equiv \left(+\frac{\text{અ}}{\text{બ}}\right) \equiv \frac{\text{અ}}{\text{બ}} \end{array}\right\} \text{ગણાય.}$$

$$\left.\begin{array}{l} (\text{બ}) \quad (+\text{અ}) \div (-\text{બ}) \equiv \left(-\frac{\text{અ}}{\text{બ}}\right) \equiv \frac{\text{અ}}{\text{બ}} \\ \qquad (-\text{અ}) \div (+\text{બ}) \equiv \left(-\frac{\text{અ}}{\text{બ}}\right) \equiv \frac{\text{અ}}{\text{બ}} \end{array}\right\} \text{ગણાય.}$$

આ જ નિયમ શબ્દોમાં કહીએ તો આમ કહી શકાય.

**( ૧ ) એકસરખાં ચિહ્નવાળી બે સૂચક સંખ્યાના ભાગાકારનું ચિહ્ન તેમનો સાદી રીતે ભાગાકાર કરીને તેમની પહેલાં + નું ચિહ્ન મૂકવું.**

**( ૨ ) અસમાન ચિહ્નવાળી બે સૂચક સંખ્યાના ભાગાકારનું ચિહ્ન તેમનો સાદી રીતે ભાગાકાર કરીને તેમની પહેલાં – નું ચિહ્ન મૂકવું.**

ગુણાકાર તેમ જ ભાગાકારના આ નિયમો એક સરખા જ હોવાથી એક સાથે આપી શકાય.

**( ૧ ) સમાન ચિહ્નવાળી બે સૂચક સંખ્યાના ગુણાકાર કે ભાગાકારનું ચિહ્ન, [ તેમનો સાદી રીતે ગુણાકાર કે ભાગાકાર કરીને તેમની પહેલાં ] + નું મૂકવું.**

**( ૨ ) અસમાન ચિહ્નવાળી બે સૂચક સંખ્યાના ગુણાકાર કે ભાગાકારનું ચિહ્ન [ તેમનો સાદી રીતે ગુણાકાર કે ભાગાકાર કરીને તેમની પહેલાં ] – નું મૂકવું.**

નોંધ : + અને – એ બંને ચિહ્નો ગુણ અને ક્રિયા એ બંને દર્શાવે છે ત્યારે × અને ÷ એ બંને ચિહ્નો માત્ર ક્રિયા જ દર્શાવે છે.

• ૬ •

## શૂન્યનું સ્વરૂપ અને તેની ગણતરીની રીતો

(૧) ૨,૦૦૭ એમ અંક સંખ્યામાં જે સ્થાને ગણતરીનું ફળ જણાવવાનું ન હોય, ત્યાં તેની ગેરહાજરી દર્શાવવા માટે શૂન્ય મુકાય છે. અંક સંખ્યામાં શૂન્ય કોઈ પણ અંકની ગેરહાજરી સૂચવે છે.

(૨) ૭ – ૭ = ૦ ; ૫અ – ૫અ ≡ ૦, એટલે કોઈ પણ સંખ્યામાંથી તેની તે જ સંખ્યા બાદ કરવામાં આવે, ત્યારે કાંઈ બાકી રહે નહિ એટલે ત્યાં શૂન્ય કાંઈ નહિ એમ સૂચવે છે.

(૩) – ૩ – ૨ – ૧ ૦ + ૧ + ૨ + ૩



સૂચક સંખ્યાનાં બે સ્વરૂપ છે : ધન અને ઋણ; એ બંને પ્રકારની સંખ્યાનો આરંભ ૦ થી બંને તરફ થાય છે. જો કે શૂન્ય એ ધન કે ઋણ કાંઈ પણ નથી. છતાં + ૧ થી – ૧ સુધીની ગણતરી કરવામાં વચલી સંખ્યા ૦ છે, એટલે એ દૃષ્ટિએ ૦ નું સ્થાન સૂચક સંખ્યામાં સ્વીકારવામાં આવે તો ૦ ને કાંઈક કિંમત છે, અને તે ઘણી જ ઓછામાં ઓછી ન કલ્પી શકાય તેટલી ઓછી છે. છતાં એની કિંમત એક તરફના સિમાડે ધન છે, તો બીજી તરફના સિમાડે ઋણ છે. એ રીતે એની કિંમત ધન કે ઋણ એ બેય છે, તેમ જ એ બેય નથી એમ પણ કહી શકાય.

ટુંકામાં કોઈ પણ ધન સંખ્યા > ૦ છે.

તેમ જ કોઈ પણ ઋણ સંખ્યા < ૦ છે.

(૪) સૂચક સંખ્યામાં શૂન્યનું સ્થાન હોવાથી એની ગણતરીની ક્રિયાના નિયમો જાણવા જોઈએ.

[અ] + અ + ૦ ≡ અ		તેમ જ અ – ૦ ≡ અ
અને + ૦ + ૦ = ૦		તેમ જ ૦ – ૦ = ૦
જો + ૦ + અ ≡ અ છે,		તો + ૦ – અ ≡ – અ થાય.

[બ] ૦ + ૦ + ૦ + ૦ + ૦ = ૦ ને ૫ વાર લીધા એટલે ૦ × ૫ = ૦, અથવા ૫ ને એકેય વાર ન લઈએ, તો કાંઈ પણ પરિણામ મળે નહિ, તેથી ૫ × ૦ = ૦ થાય.

તેમ જ $-૫ \times ૦ = -૦ = ૦$ થાય. કારણ કે $+૦$ કે $-૦$ એ બંનેની કિંમત એક સરખી જ છે.

ટુંકામાં $અ \times ૦ = ૦$ કે $૦ \times અ = ૦$

તેમ જ $-અ \times ૦ = ૦$ કે $૦ \times -અ = ૦$ થ.ય.

**અર્થાત્ કોઈ પણ ધન કે ઋણ સંખ્યાને ૦ વડે ગુણવાથી ગુણાકાર ૦ આવે છે.**

વળી $૫ \times ૦ \times ૭ = ૦$, એટલે ૫ ને ૦ વડે ગુણીએ, તો ગુણાકાર ૦ આવે, અને તે ગુણાકારને ૭ વડે ગુણીએ તો છેવટે ૦ આવે. ટુંકામાં ગમે તેટલા અવયવોમાંથી કોઈ પણ એકની કિંમત ૦ હોય, તો આખાય અવયવની કિંમત ૦ થાય છે.

[ક] ∵ કોઈ પણ સંખ્યા $\times ૦ = ૦$ છે, ટુંકામાં $સ \times ૦ = ૦$ છે.

∴ $\frac{સ \times ૦}{સ} = \frac{૦}{સ}$ થાય.

અર્થાત્ $૦ \div સ \equiv ૦$ ......... (૧)

તેમજ $\frac{સ \times ૦}{૦} = \frac{૦}{૦}$

અર્થાત્ $૦ \div ૦ = સ$ ......... (૨)

**એટલે (૧) ૦ ને કોઈ પણ સંખ્યા વડે ભાગો તો ભાગાકાર શૂન્ય આવે છે, પણ (૨) ૦ ને ૦ વડે ભાગો તો ભાગાકાર કોઈ પણ સંખ્યા આવે એ અર્થહીન છે.**

$૮ \div ૨ = ૪$ $૮ \div \frac{૧}{૨} = ૧૬$ એટલે જેમ ભાજક નાનો ને નાનો થતો જાય,
$૮ \div ૪ = ૨$ $૮ \div \frac{૧}{૪} = ૩૨$ તેમ તેમ ભાગાકાર મોટો ને મોટો આવતો
$૮ \div ૮ = ૧$ $૮ \div \frac{૧}{૧૦} = ૮૦$ જાય છે, હવે જો ૦ ને નાનામાં નાની સંખ્યા તરીકે સ્વીકારીએ, તો કોઈ પણ સખ્યાને નાનામાં નાની સંખ્યા ૦ વડે ભાગવાથી ભાગાકાર મોટામાં મોટી સંખ્યા આવે.

∴ $અ \div ૦ =$ મોટામાં મોટી સંખ્યા (અનંત) $= ૦$. આ નિયમો દૃઢ કરાવવા માટે નીચેના સ્વરૂપના મોઢેના હિસાબો ગણાવવા જોઈએ.

(૧) $(-૫) + ૦ = ?$ $\qquad ૦ - (-૬) = ?$

(૨) $૦ \times (+૨) = ?$ $\qquad ૦ \div (-૩) = ?$

(૩) $૦ \times (-૩ક્ષ^{૨}) = ?$ $\qquad \frac{૦}{(-અ) \times (-અ)} = ?$

(૪) $(-૫) + (+૫) = ?$ $\qquad (-૭) - (-૭) = ?$

(૫) $\frac{+(-૩ક્ષ)}{ક્ષ(-૩)} = ?$ $\qquad \frac{૪(-૩ક્ષ) - ૬(-૨ક્ષ)}{ક્ષ} = ?$

સૂચક સંખ્યા અને સ્વાભાવિક સંખ્યા એક બીજાથી ભિન્ન ભિન્ન છે. છતાં + ના સ્વરૂપમાં એક સચિહ્ન સંખ્યા છે, ત્યારે બીજી વિચિહ્ન છે. પણ કિંમતની દૃષ્ટિએ એ બંને સમાન સ્વીકારવી પડે છે. એ સ્વીકાર અને પરિણામમાં જણાતી ભિન્નતા એ સૂચક સંખ્યા અને સ્વાભાવિક સંખ્યા વચ્ચેનો હેત્વાભાસ [ Fallacy ] છે. એ બધી ચર્ચા સૂચક સંખ્યાનું તત્ત્વજ્ઞાન કહી શકાય, તેથી એ વિગતો હાલ તુરત મુલતવી રાખવી યોગ્ય છે. [સંપૂર્ણ]

# બાળકોની સંભાળ*

શ્રી. હરભાઈ ત્રિવેદી

[ એપ્રિલ ૧૯૩૮ ના અંકના પાના ૩૨૦ સાથે અનુસંધાન ]

ત્રીજી વાત તમ સૌ માતાઓને આગ્રહભરી રીતે મારે કહેવાની છે તે તમારાં બાળકોનું સન્માન કરવાની છે. હું હમણાં જ કહી ગયો કે બાળકને પોતાને પોતાનું વ્યક્તિત્વ પણ હોય છે. આ વ્યક્તિત્વ નાનપણની અંદર જુદી જુદી રીતે વિકસવાના પ્રયત્નો કરતું હોય છે. એવો વિકાસ સાધવાનો અવકાશ બાળકને આપવામાં ન આવે તો એ છેક જ વ્યક્તિત્વવિહોણું બને છે. જે જે બાળકોને આવો અવકાશ મળ્યો હોય છે તેઓ મોટી ઉંમરે પ્રખર વ્યક્તિત્વવાળા સ્ત્રીપુરુષો બને છે. તમારું બાળક પ્રતિષ્ઠિત શહેરી થાય અથવા તો અગ્રણી વેપારી થાય અથવા તો પ્રજાના માનીતા સામાજિક યા રાજનૈતિક નેતા થાય એમ તો તમે સૌ કોઈ જરૂર ઇચ્છો. તમારા મનમાં તેવા મનોરથો પણ થયા હોય છે. બીજાંના બાળકોને મોટપણે તેવા થયેલા તમે દેખો છો ત્યારે તમારાં બાળકો સંબંધે પણ તેવી હોંશ તમારા મનમાં પેદા થાય છે. અને આમ છતાં ય મારે તમને કડવી વાત કહેવાની ફરજ પડે છે કે તમારાં બાળકો સાથેનો તમારો વર્તાવ મહાપુરુષ બનાવવામાં મદદ કરનારો નથી હોતો, બલ્કે તેને અલ્પ મનુષ્ય બનાવવામાં સહાય કરનારો હોય છે. તમે સૌ કોઈ સમજો છો કે આપણે પણ એક કાળે નાના બાળક જ હતા આજની આપણી મોટાઈ બાલવય વટાવ્યા પછીના આપણા પ્રયત્નોને આભારી છે. આપણી બાલવયમાં આપણને સાચી રીતે ઓળખનાર માતપિતા મળ્યા હોત તો આજે આપણે છીએ તેનાથી અનેકગણા મહાન હોત. તમે સૌ કોઈ સમજો છો કે જ્યારે જ્યારે અને જ્યાં જ્યાં આપણા વ્યક્તિત્વને માન મળતું નથી હોતું ત્યારે ત્યારે તે સંયોગોમાંથી આપણે દૂર નાસીએ છીએ. આપણા વ્યક્તિત્વનું ચોક્કસપણે અપમાન થાય છે ત્યાં મનથી આપણે ક્રોધિત થઈએ છીએ અને તે અપમાનનો બદલો વાળવાના તરંગો પણ સેવીએ છીએ જેવું આપણું તેવું જ બાળકનું પણ સમજો માતાઓ, મને માફ કરજો, પરંતુ હું તમને એ યાદ દેવડાવવા માગું છું કે તમારાં બાળકને તમે રોજ રોજ કેટલા અપમાનિત કરી રહ્યા છો એની તમને ઓછી ખબર છે. તમે ઘરનું કોઈ કામ કરતા હો અથવા તો તમારી મિત્રમંડળીમાં બેઠા હો તેવે વખતે પોતાની જ પ્રવૃત્તિઓમાં મસ્ત બનેલું બાળક તમારા વ્યવસાયમાં દખલગીરી કરનારું તમને જણાય કે તરત જ તમે તેને વારો છો અને અપમાનો છો. એ ન માને તો તમે એને ધાક પણ દો છો, મારવાની હદ સુધી પણ ઘણી વખત ઘણી માતાઓ જાય છે. બાળક બિચારું ઉંમરે અને બુદ્ધિએ નાનું છે તેથી શરીરથી કે બુદ્ધિથી સામનો કરી શકતું નથી. એ નાસી જાય છે અથવા તો રડે છે અથવા તો છેક જ નિર્ભર બનીને બેસી રહે છે. આનું પરિણામ એના વ્યક્તિત્વના હ્રાસમાં આવે છે. આવા પ્રસંગો તો રોજ અનેક બન્યા કરતા હોય છે. માતા સાથે બને છે, પિતા સાથે બને છે, કુટુંબના વડીલો સાથે બને છે અને દેખાદેખીથી નાના મોટા ભાંડરડાંઓ વચ્ચે પણ બને છે. આની સાચી અસર તો દીર્ઘદૃષ્ટિવાળા માબાપ જ જોઈ શકે. તેવી દીર્ઘદૃષ્ટિ તમારા સૌ કોઈમાં પેદા થાઓ એવી મારી વિનતિ છે.

આપણામાં જેમ એક પ્રકારની અહંવૃત્તિ રહેલી હોય છે તેવી જ રીતે બાળકમાં પણ એ રહેલી છે. માનસવિજ્ઞાન તો એમ કહે છે કે આ વૃત્તિને જો યોગ્ય માર્ગે વાળવામાં આવી ન હોય

* કોબે-જપાનમાં હિંદી સ્ત્રીઓની સભા સમક્ષ કરેલું વ્યાખ્યાન

તો એમાંથી ઘણાં ભયંકર પરિણામો આવે છે. એ વૃત્તિ મૂળ પ્રાથમિક દશામાં પડી રહે તો પણું માણુસ પોતાનું કે પરનું કશું જ ભલું સાધી શકે નહિ. જેની અહંકારવૃત્તિ - જડ પ્રાથમિક દશામાં જ પડી હોય તે માણુસ મિથ્યા અભિમાનનું પૂતળું બની જાય, જે માણુસની અહંકારવૃત્તિ ઉપર વારે વારે હથોડા જ પડયા કરતા હોય તે માણુસ વાતમાં ચિડાઈ પડનારો અને બાધણીઓ બની રહે. જેની અહંકારવૃત્તિ આડે માર્ગે વહી ગઈ હોય તે માણુસ બીજાને ભોગે મોજ લૂટનારો અને બીજાનાં સુખે દુઃખી થનારો બની રહે. તમ સૌ માતાઓને આપણી સમાજ તરફ નજર કરવાની હું વિનતિ કરું છું. ત્યાં તમને આજે કેવા માણુસો દેખાય છે તે જુઓ. પુરુષવર્ગમાં નજર કરો કે સ્ત્રીવર્ગમાં નજર કરો. તમને દેખાશે કે ઉપર ગણાવેલા ત્રણુ વર્ગના જ માણુસો મોટે ભાગે આપણા સમાજમાં વસતા હોય છે. સ્ત્રી યા પુરુષ કાં તો મિથ્યાભિમાની હોય છે અથવા તો સાચી ખોટી તકરાર કરનારો કે કરાવનારો હોય છે અથવા તો બીજાઓને ફોલી ખાનારો અને અનેકોને ભોગે એકલો જ આનંદ લૂટનારો બની રહ્યો હોય છે. આને બહુ જ ઓછા અપવાદો છે તેમ જરૂર સમજો. આજની આ પરિસ્થિતિ આપણુને કોઈને માન્ય નથી. તેમાંથી મુક્ત થવા માટે બહારના બીજા પ્રયત્નો આપણુને બહુ ઓછી મદદ કરશે. સાચી અને મૌલિક મદદ તો માતાઓની બાળઉછેરની રીત આપણુને કરી શકવાની છે, એટલા જ માટે તમારું સૌનું ધ્યાન આપણામાં રહેલ આ અહંકારવૃત્તિને યોગ્ય માર્ગે વિકાસ કરવા દેવા તરફ ખેંચાવું જોઈએ. એના યોગ્ય વિકાસમાંથી જ સાચું વ્યક્તિત્વ પ્રગટ થાય છે. દરેક બાળક એવા વ્યક્તિત્વનું ભૂખ્યું હોય છે માટે તમે બાળકને સાચા અર્થમાં સન્માનજો અને કદી પણુ અપમાનશો નહિ.

. . .

છેલ્લી અને અગત્યની વાત આપણા ભવિષ્યનાં સ્ત્રી-પુરુષો સાચા અર્થમાં પરમાર્થી બને તેનો વિચાર કરવાનો રહે છે. આજે તો આપણે જ્યાં જ્યાં નજર નાખીએ છીએ ત્યાં ત્યાં સ્વાર્થમાં જ લદબદ થયેલા સ્ત્રીપુરુષો જોવા મળે છે. સમાજ હિતચિંતકો માણુસને પરમાર્થી બનાવવા માટે અનેક પ્રયત્નો કરે છે. નીતિવિચારકો અને ફિલસૂફો માણુસને સ્વાર્થમાંથી છૂટો થવા માટે અનેક સિદ્ધાંતોના વ્યવહારોનું પ્રતિપાદન કરે છે; પરંતુ પરિણામ લગભગ શૂન્ય જેવું દેખાય છે. હું તમને થોડા વખત પહેલાં એ પણુ કહી ગયો કે બાલ્યવયમાં બાળકના મન ઉપર જે સંસ્કારો પડે છે તે જીવનપર્યંત ટકી રહે છે. એ સંસ્કારો શુભ હોય તો બાળક ભવિષ્યમાં શુભ રસ્તે જનારું બને. એ સંસ્કારો અશુભ હોય તો ભવિષ્યમાં એ અશુભ માર્ગે પ્રયાણ કરે. મારે તમને જણાવવું જોઈએ કે સ્વાર્થ અને પરમાર્થની બાબતમાં આપણા ઘરોમાં બાળકો ઉપર જે પ્રકારના સંસ્કારો રોજ રેડવામાં આવે છે એ સંસ્કારો તો બાળકને કદી પરમાર્થી બનવા ન જ દે. પોતાની અંતઃસ્ફુરણાથી પરમાર્થ દિશા તરફ વળતું બાળક હંમેશાં માબાપની ટોકણીનું ભોગ બન્યા કરે છે. એને એવી ક્રિયાઓમાંથી અટકાવવામાં આવે છે. કોઈ પણુ નાના બાળકને ઘરમાંથી સારી એવી ચીજ ખાવા મળી હોય અને પોતાની સહજ પ્રેરણાથી કુટુંબના કે શેરીના ઇતર બાળક સાથે એ ભાગ પાડવા બેસે ત્યારે મોટા ભાગની માતાઓ એને એમ કરતા અટકાવતી હોય છે. આ તો એક સામાન્ય દૃષ્ટાંત છે. આપણા આજના ઘરોમાં નાનામોટા પ્રસંગોએ માતાઓ તરફથી આ જાતનું જ સ્વાર્થી માર્ગદર્શન બાળકોને કરાવવામાં આવતું હોય છે. જ્યાં અવિભક્ત કુટુંબપ્રથા હોય અથવા તો ગરીબાઈને કારણે જ્યાં ઘીચ વસ્તીમાં રહેવાનું હોય ત્યાં તો આવું અનિવાર્યપણે બન્યા જ કરતું હોય છે. સ્વાર્થ શું કે પરમાર્થ શું એની પણુ બાળકને ગતાગમ નથી હોતી. તેવે ટાણે નર્યા સ્વાર્થના પાઠો એને મળવા માંડે છે. પોતે શા માટે અમુક જ પ્રકારનું વર્તન

રાખવું જોઈએ એની બાળકને સૂઝ પડતી નથી હોતી તેથી ઘણી ય વખત બાળક માતાપિતાના કથનનો કે વર્તનનો સામનો કરતું દેખાય છે, માતાપિતા તેથી તો વધારે ચીડાય છે અને બાળકને મૂર્ખ અને બેવકૂફનું અભિધાન આપવા લાગે છે. નાદાન બાળક બહુ લાંબો વખત આનો સામનો કરી શકતું નથી અને વખત જતાં તો એને પણ સ્વાર્થમાં જ વધારે લાભ દેખાય છે અને સ્વાર્થી બનવામાં જ સંતોષ માનતું થઈ જાય છે. આ પરિસ્થિતિનો ઊકેલ કેવી રીતે લાવવો એની કોઈ વિગત અહીં આપવાની જરૂર નથી. હું તો માત્ર એટલું જ કહેવા માગું છું કે આ પરિસ્થિતિને દરેક માતા સમજી લ્યે અને, બાળકની વૃત્તિને સહજ મળતી પરમાર્થની દિશા આપે તથા સ્વાર્થ સાધવા જેવી હલકી દિશામાંથી નિવારે.

બહેનો, મેં તમારો ઠીક વખત લીધો છે અને હજી તો આ વ્યાખ્યાનમાંથી ઉપસ્થિત થતા નાના મોટા અનેક મુદ્દાઓ ઉપર આપણે ચર્ચા પણ કરવાની રહે છે. જે મુદ્દાઓ તમારી સૌની સમક્ષ મેં રજૂ કર્યા છે તે મુદ્દાઓ પરત્વે તમારામાંના ઘણા ભૂલો નહિ કરતા હોય અને સાચે માર્ગે જ ચાલતા હશે એવું બનવાનો પણ સંભવ છે ખરો. અપવાદ રૂપે એવી માતા અહીં કદાચ હશે કે જે બાળકને બીવડાવતી નહિ હોય તેમ જ મારતી પણ નહિ હોય. અપવાદ રૂપે અહીં સભામાં એવી માતાઓ બેઠી હશે કે જે બાળકને અપમાનતી નહિ હોય પરંતુ સન્માનતી હશે. અપવાદ રૂપે એવી માતા પણ હશે કે જે બાળકની પરમાર્થ વૃત્તિને પોષે અને સ્વાર્થવૃત્તિને અવકાશ ન આપે. હું તો ઘડીભર એમ પણ માનવા તૈયાર છું કે અહીં બેઠેલી તમામ માતાઓ આવા અપવાદ જ હો. પરંતુ બ્હેનો, આટલી સંખ્યામાં જ આપણો દેશ પર્યાપ્ત નથી થતો તે આપણે ભૂલવું ન ઘટે. આપણા દેશમાં તો ભાગ્યે જ આઠ ટકા માણસો લખી વાંચી શકે છે. જેને આપણે કેળવાયેલા કહીએ એવા તો એથી પણ ઓછા ટકા. સ્ત્રીઓનું કેળવાયેલાનું પ્રમાણ તો એક ટકાથી પણ ઘણું ઓછું નીકળે. આપણે એવી ભૂલ હરગીઝ ન કરીએ કે કેળવણીનું માપ આપણા નાનકડા વર્તુલ ઉપર નજર નાખીને આપણે કાઢીએ. આપણી પાસે અજ્ઞાનતામાં સડતો સ્ત્રી વર્ગનો અફાટ સાગર પડેલો છે. લાખો અને કરોડો સ્ત્રીઓ અજ્ઞાનતાના કૂપમાં જ સડે છે.

ગઈ કાલે જ ટોકીઓ શહેરમાં ભરાયેલી કેળવણીની પરિષદમાં માતા અને બાળકના શિક્ષણ વિભાગમાં આપણા જ એક હિંદી ભાઈએ આ પ્રકારની ભૂલ કરેલી. જે ચાર પાંચ શિક્ષિત બ્હેનો જાપાનની શિક્ષણ પરિષદમાં ભાગ લેવા આવ્યાં છે તેના ઉપરથી શિક્ષિત સ્ત્રીવર્ગના ટકાનું નિર્માણ કરવા બેસવું એ નરી મૂર્ખાઈ જ કહેવાય. બીજા દેશના પ્રતિનિધિઓ એથી તો ભ્રમણામાં પડે. મારે જાહેરમાં એ ભૂલ ભાંગવી પડેલી. આપણે પણ એવી ભૂલ ન કરીએ. આપણા દેશની સો, બસો કે હજાર પાંચ હજાર એવી બ્હેનો તો મોટા સાગરમાં બિંદુ સમાન ગણાય. એટલા માટે જ મારી તમને સૌને પ્રાર્થના છે કે મેં કહેલી બાબતોનો, આપણા દેશની કરોડો અજ્ઞાન માતાઓના દૃષ્ટિબિંદુથી વિચાર કરજો અને તે દિશામાં તમારા પોતાના અંગત જીવનમાં તેમજ વ્યાપક સમાજ જીવનમાં જેટલું થઈ શકે તેટલું જરૂર કરજો.

❁

# છાત્રાલય અને માબાપ

## [ ૧ ]

## મન જખ મારે ત્યારે

સ્વાતંત્ર્યનો સિદ્ધાંત હવે અનેક ક્ષેત્રોમાં પ્રવેશ પામવા લાગ્યો છે. જીવનના કોઈ પણ એક ક્ષેત્રના કરતાં કેળવણીના ક્ષેત્રમાં એ તત્ત્વનો સ્વીકાર અને વ્યવહાર વધારે આગ્રહથી કરવા-કરાવવામાં આવે છે. ભણનારાઓને સ્વાતંત્ર્ય આપો એવી બૂમો અત્યારે ચારે કોરથી સંભળાય છે. વિચાર-સ્વાતંત્ર્ય અને વાણીસ્વાતંત્ર્યનો સમાજે એકસામટો સ્વીકાર કર્યો છે તેથી એ તત્ત્વો કેળવણીની સંસ્થાઓમાં પ્રવેશી શકયાં છે.

આપણાં છાત્રાલયોમાં પણ આ સ્વાતંત્ર્યનો સિદ્ધાંત ઠીક ઠીક સ્થાન મેળવી ચૂકયો છે એમાં શંકા નથી. આપણો વિદ્યાર્થી છાત્રાલયના નાના મોટા વ્યવહારોમાં સારું એવું સ્વાતંત્ર્ય ભોગવે છે. તેને વિચારનું સ્વાતંત્ર્ય પણ છે, અને કેટલેક અંશે વ્યવહારનું સ્વાતંત્ર્ય પણ છે. આપણા વિદ્યાર્થીનું વિચારસ્વાતંત્ર્ય કે વાણીસ્વાતંત્ર્ય આપણને નથી ખૂંચતું; પરંતુ વ્યવહારસ્વાતંત્ર્ય કયારેક મુઝવી દે છે ખરું. વિદ્યાર્થી અમુક પ્રકારના વિચારો કરે છે તેવી આપણને ખબર પડે ત્યારે આપણે તેને બાળક ગણી મનથી જ માફ કરી શકીએ છીએ. વિદ્યાર્થી અમુક પ્રકારનું બોલે ત્યારે વાણીસ્વાતંત્ર્યના જમાનામાં એટલી છૂટ તો હોવી જ જોઈએ તેમ માનીને આપણે તેને હસી કાઢીએ છીએ. પરતુ વિદ્યાર્થી અમુક પ્રકારનું વર્તન ચલાવે ત્યારે તેને હસી કાઢવું કે બાળક ગણીને માફ કરવું એ જરા અઘરું પડે છે. આપણને ન રૂચે તેવા વર્તનની છૂટ લેતો આપણે વિદ્યાર્થીને નીરખીએ ત્યારે એ સ્વાતંત્ર્ય આપણાથી ઘણી વખત નથી જીરવી શકાતું. આવે વખતે આપણું મન જરા જખ મારવા માંડે છે. વિદ્યાર્થીને તેવા વ્યવહારમાંથી તો અવસ્ય રોકવો જોઈએ એમ આપણું મન આપણને આગ્રહથી કહે છે. બધી જાતનું સ્વાતંત્ર્ય ચલાવી લઈ શકાય પણ વર્તનનું આવું સ્વાતંત્ર્ય ન જ ચલાવી શકાય એમ આપણને લાગ્યા જ કરે છે. વિચારસ્વાતંત્ર્ય કે વાણીસ્વાતંત્ર્ય, વર્તનસ્વાતંત્ર્યના પ્રમાણમાં જીરવવા સહેલાં લાગે છે.

આવે વખતે આપણે શું કરીએ? મન જખ મારતું દેખાય ત્યારે આપણે કેમ વર્તીએ?

આપણું પહેલું કામ તે ખામોશ પકડવાનું હોવું જોઈએ. વિદ્યાર્થીનું વર્તન સારું હોય કે ખોટું, તેના વર્તનથી આપણને સંતોષ થતો હોય કે અસંતોષ, તેનું વર્તન સામાન્ય રીતે રુચિકર હોય કે અરુચિકર તેનો ઊંડો ખ્યાલ કર્યા વિના તાત્કાલિક તો આપણે ખામોશ ધરવા તરફ જવું જોઈએ. કોઈ પણ વર્તનની તાત્કાલિક અસર હમેશાં સારી કે સાચી જ હોય છે તેમ નથી હોતું. તેવા વર્તન સંબંધમાં તુરત જ ન્યાય અન્યાય તોળવા બેસી જવાની આપણી ટેવ હોય છે. આ ટેવ બૂરી ગણાય. ધારો કે આપણી તુલનાશક્તિ એટલી બધી ઉગ્ર છે કે આપણે તાત્કાલિક નિર્ણય બાંધીએ તે ખોટો પડતો જ નથી તો પણ તેવા નિર્ણયો બાંધવામાં જોખમ રહેલું છે. આપણા નિર્ણયોની આપણા વર્તન ઉપર ચોક્કસ અસર થાય છે અને તેથી થોડોએક કાળ વીત્યા બાદ આપણે જે રીતે વર્તવાના હોઈએ તેથી જુદી જ રીતે આપણાથી વર્તી જવાય છે. વિદ્યાર્થીની સાથેના આપણા સંબંધોમાં આવું ન બનવા પામે તેની ખૂબ કાળજી લેવી ઘટે છે, અને એટલા માટે વિદ્યાર્થીના વર્તનસ્વાતંત્ર્ય ઉપર કશો જ નિર્ણય બાંધતા પહેલાં આપણે ખામોશ

પકડી લેવાની અત્યંત જરૂર રહે છે. દરેક ગૃહપતિએ પોતાના જીવનનો એ એક અનિવાર્ય નિયમ બનાવી દેવો ઘટે કે વિદ્યાર્થીના વર્તનસ્વાતંત્ર્ય ઉપર પોતાને જે નિર્ણય બાંધવો હોય અથવા ન્યાય તોળવો હોય તે ચોવીસ કલાક પછી જ કરે.

આપણે માટેનું બીજું પગથિયું તે તેના વર્તનસ્વાતંત્ર્યનાં પ્રેરક કારણો શોધી કાઢવાનું છે. વિદ્યાર્થી જે રીતે પોતાના વર્તનમાં સ્વતંત્ર બને છે તે જોતાં તેની પાછળનો ઇરાદો આપણે જે માની લઈએ છીએ તે નથી હોતો. તેના વર્તનસ્વાતંત્ર્યનું આપણને જે કારણ ઉઘાડી રીતે દેખાય છે ને તે માત્ર દેખાવનું જ હોય છે, તેના તેવા વર્તનના મૂળમાં ખરી રીતે તો અગોચર કારણો પડેલાં હોય છે. પોતાના વર્તનથી પોતાને નુકસાન થાય અથવા તો સામાને નુકસાન થાય તેમ કરવા માટે વિદ્યાર્થી વર્તનસ્વાતંત્ર્ય નથી અજમાવતો. વાણીસ્વાતંત્ર્ય કે વિચારસ્વાતંત્ર્યમાં તે જેટલો મુક્ત છે તેટલો જ મુક્ત વર્તનસ્વાતંત્ર્યમાં પણ બનવા ચાહે છે. વિચાર, વાણી અને વર્તનની એકતા તેના જીવનમાં હજી સુધી તે સાધી શક્યો હોતો નથી, તેથી બન્નેની વચ્ચે જે સંવાદ ઊભો થવો જોઈએ તેનો અભાવ રહે છે. વિચાર-સ્વાતંત્ર્ય કે વાણીસ્વાતંત્ર્યને ગળી જતાં શીખી જવું અને પછી તેનાં કારણોના ઊંડાણમાં ઊતરી પડવું આપણે માટે વ્યાજબી ગણાય. તેનાં કારણો આપણને તાત્કાલિક મળવાં જ જોઈએ એવો આગ્રહ પણ નકામો છે. વિદ્યાર્થીના વર્તનને માનસિક નોંધપોથીમાં નોંધી રાખી જ્યારે જ્યારે પણ તે પુનરાવર્તન પામે ત્યારે ત્યારે તેનાં પ્રેરક બળોને પકડી લેતાં આપણને આવડવું જોઈએ. એકથી વધારે વખતમાં તેના વર્તનસ્વાતંત્ર્યમાંથી જેટલાં જેટલાં સામાન્ય પ્રેરક બળો આપણને હાથ લાગી જાય તેનો લઘુતમ કાઢી લેતાં પછી આપણને મુશ્કેલ નથી પડવાનું. એવું સર્વસામાન્ય કારણ આપણા હાથમાં આવ્યું એટલે વિદ્યાર્થીનું વર્તનસ્વાતંત્ર્ય આપણી હાજરીમાં નિર્ભય બન્યું સમજવું. નિર્ભયતામાંથી પછી વર્તનશુદ્ધિ આણવી એ તદ્દન સહેલું કામ થઈ પડે છે.

આપણું ત્રીજું પગથિયું આપણાં સાધનોનો સંભાળપૂર્વક ઉપયોગ કરવો તે છે. વિદ્યાર્થીના વર્તનસ્વાતંત્ર્યના આપણા અનુભવ પછી આપણને તેની સાથે કામ લેવાની જરૂર રહે તો આપણાં સાધનો નિર્મળ અને શુદ્ધ હોવાં ઘટે. આપણામાં ખામોશ હોય, વિદ્યાર્થીમાં આપણને કે સમાજને અચિરુકર કે અહિતકર એના વર્તનસ્વાતંત્ર્યના મૂળમાં ઊતરી જઈ તેનાં પ્રેરક કારણો શોધી કાઢવાની આપણામાં શક્તિ હોય તો પછી વિદ્યાર્થીના તેવા વર્તન માટે આપણે જે કંઈ ઉપાયો કરવાની જરૂર જણાય તે ઘણે અંશે શુદ્ધ અને નિર્મળ જ હોવાનો સંભવ છે. છતાં ય તે બાબતમાં આપણે ખૂબ કાળજી રાખવાની જરૂર રહે છે. તેનાં સાધનો આપણે મહેનત અને અભ્યાસપૂર્વક શોધવાં પડે છે અને પછી તેનો ઉપયોગ કરવાની શક્તિ પણ કેળવવી પડે છે.

સ્વાતંત્ર્ય આપ્યા પછી આપણું મન જખ મારે તો આપણે ઉપર પ્રમાણે વર્તન રાખવું તે આપણો ધર્મ થઈ પડે છે.

• હરભાઈ ત્રિવેદી •

[ ૨ ]

## વિદ્યાર્થીના પત્રો

છાત્રાલયના ગૃહપતિને અત્યંત વિચારપૂર્વક હાથ ધરવા જેવો કોઈ વિષય હોય તો તે વિદ્યાર્થીઓના પત્રોનો પ્રશ્ન છે. પત્રવ્યવહાર એ વિદ્યાર્થીને પારખવાનું એક ઉત્તમ સાધન છે. વિદ્યાર્થી પોતાના માબાપને પત્ર લખતો હોય કે પોતાના મિત્રને પત્ર લખતો હોય, પરિણિત હોય તો પોતાની પત્નીને પત્ર લખતો હોય અને વેવિશાળ થયું હોય તો પોતાની ભાવી પત્નીને પ્રેમપત્રો લખતો

હોય-આવા બધા પત્રોમાંથી અને તેના પત્રોના આવતા ઉત્તરોમાંથી વિદ્યાર્થીને ઓળખી લેવાનું સાચું સાધન આપણને સાંપડે છે. વિદ્યાર્થીની સાથે ઊંડો પરિચય કર્યા વિના તેને ઓળખી લેવા માટે તેનો અનેકવિધ પત્રવ્યવહાર આપણને ખૂબ ઉપકારક થઈ પડે છે. છાત્રાલય જેવી સંસ્થામાં આજે હવે વિદ્યાર્થીની સંખ્યા વધતી જ જાય છે. ગૃહપતિને એક શિક્ષકના જેવું સ્થાન જ્યાં સુધી નથી મળી શક્યું ત્યાં સુધી સો-દોઢસો છોકરાઓ વચ્ચે ત્રણ-ચાર કલાક કામ આપનાર ગૃહપતિથી પણ ચલાવી લેવાય છે. આવી પરિસ્થિતિમાં એક ગૃહપતિ અનેક વિદ્યાર્થીઓના ગાઢ પરિચયમાં આવી શકે એ સંભવિત નથી. વિદ્યાર્થીઓના સાચા સ્વભાવનું દર્શન જ્યાં સુધી આપણને ન થયું હોય ત્યાં સુધી આપણે તેને સાચે માર્ગે દોરી શકવાના નથી. આવા સંયોગોમાં વિદ્યાર્થીના પત્રવ્યવહારનો આપણને પરિચય થાય તેવી સ્થિતિ જો ઊભી થઈ શકે તો ગૃહપતિનું કામ ઘણું સહેલું અને સરળ થઈ જાય.

પરંતુ વિદ્યાર્થીનો પત્રવ્યવહાર હાથ કરવો શી રીતે? કેટલાંક છાત્રાલયોએ એવો નિયમ બનાવ્યો હોય છે કે વિદ્યાર્થી ઉપર જે પત્રો આવે અને તેઓ જે જવાબો લખે તે બંને ઉપર ગૃહપતિની નજર રહે. જતા પત્રો ઉપર ગૃહપતિનો કાબૂ ન હોય તો પણ ટપાલની અનુકૂળતાને કારણે આવતા પત્રો ઉપર તો ગૃહપતિ પોતાનો કાબૂ રાખી શકે છે. પત્રવ્યવહાર ઉપર રખાતી આ દેખરેખ જો વિદ્યાર્થી ઉપરના પ્રેમ અને વિશ્વાસથી પ્રેરાયેલી હોત તો તો છાત્રાલયમાં પત્રવ્યવહારની આજે આપણી નજર આગળ દેખાતી મૂંઝવણ હયાતીમાં જ ન હોત. આજે તો એક તરફથી છાત્રો એવી ફરિયાદ કરે છે કે અમારા પત્રવ્યવહાર ઉપર અમારો જ હક હોવો જોઈએ; અમારી રજા સિવાય તે કોઈથી ફોડાય કે વંચાય નહિ. બીજી તરફથી ગૃહપતિઓ પોતાનો એવો હક સ્થાપિત કરતા દેખાય છે કે વિદ્યાર્થીના જ હિત ખાતર વિદ્યાર્થીના પત્રવ્યવહાર ઉપર અમારી કડક નજર રહેવાની જરૂર છે. આજની આ સ્થિતિ કોઈ પણ રીતે ઇષ્ટ નથી. વિદ્યાર્થીઓને પત્રવ્યવહારનું સ્વાતંત્ર્ય હોવું જ જોઈએ; અને છતાં ગૃહપતિની દેખરેખ અને સલાહ-સૂચના અત્યંત જરૂરનાં છે એ પણ ચોક્કસ.

આ કોયડો એક જ રીતે ઉકેલી શકાય. ગૃહપતિએ પોતાના વિદ્યાર્થીના પ્રેમ અને વિશ્વાસ એટલી હદ સુધી સંપાદન કરવા કે જેથી વિદ્યાર્થીઓ પોતાના પત્રવ્યવહાર તો શું પરંતુ પોતાનું સર્વસ્વ પોતાના ગૃહપતિ પાસે ખુલ્લેખુલ્લું મૂકી દે. આ વાત લખવી જેટલી સહેલી છે તેટલી જ આચરવી મુશ્કેલ છે. ગૃહપતિ જો પોતાના જીવન પૂરતો વિદ્યાર્થીની નજર આગળ છેક જ નિખાલસ અને ખુલ્લો હોય તો જ તે વિદ્યાર્થીના પ્રેમ અને વિશ્વાસ મેળવી શકવાનો છે. ગૃહપતિના સમગ્ર જીવનનાં દર્શનથી વિદ્યાર્થી એમ સમજી જાય કે ભલે પોતે ગૃહપતિનું સમગ્ર જીવન જાણતો નથી, પરંતુ ગૃહપતિ પોતાના જીવનને વિદ્યાર્થીથી ચોરી છૂપીથી દૂર રાખતો નથી. ગૃહપતિના એવા ઉઘાડા જીવનની અસર વિદ્યાર્થી ઉપર જલદી થાય છે. વિદ્યાર્થીના મનમાં ગૃહપતિથી છૂપા રહેવાના વિચારો ગૃહપતિના આવા સાક્ષાત જીવનથી અલોપ થઈ જાય છે. ગૃહપતિ-વિદ્યાર્થીનો એવો સંબંધ બંધાય તો પછી વિદ્યાર્થીના પત્રવ્યવહારની બાબતમાં જે અવિશ્વાસ અને ચોરી-છૂપીનું વાતાવરણ છાત્રાલયોમાં પ્રવર્તી રહેલું છે તે આપોઆપ બંધ થઈ જાય.

• હરભાઈ ત્રિવેદી •

[૩]

## એક પત્રના જવાબમાંથી

"......એ તમારી મુશ્કેલી કંઈ ઓછી નથી! છાત્રાલયમાં સો જેટલા વિદ્યાર્થીઓ હોય અને તમારે એકલે હાથે કામ કરવાનું, તેમાં ભારે અડચણો આવે એટલે તે વાત સાચી છે. પણ આવી પરિસ્થિતિ

તો ત્યારે જ સુધરશે, જ્યારે આપણા સમાજને કેળવણીનો સાચો અર્થ સમજાશે અને છાત્રાલયમાં મળતી કેળવણીની અગત્ય ગળે ઊતરશે. ત્યાં સુધી આપણે તો આપણી મર્યાદાઓ સ્વીકારીને જ આગળ ધપવાનું રહે છે. જે દિવસે સમાજને એ વસ્તુ સમજાઈ જશે ત્યારે તો તમારી સાથે બીજા પણ બે-ત્રણ ગૃહપતિઓ કામ કરતા હશે અને તમારે કોઈને કમાવા માટે બીજું કશું જ કામ કરવાનું પણ નહિ હોય. એ દિવસો આવશે. આપણે તેની રાહ જોવાને બદલે આપણા જ પ્રયત્નોથી એને વહેલામાં વહેલા લાવવાના પ્રયત્નો આદરીએ તેમાં જ આપણી શોભા અને આપણું ગૌરવ છે.

" ......હું દૃષ્ટિ ફરવાની વાત કરું છું. તમારો પોતાનો જ દાખલો લ્યો ને! તમે લખ્યું હતું કે વિદ્યાર્થીઓ હાજરી પૂરવાને વખતે પણ ગેરહાજર હોય છે. અને વખતસર હાજર રહેવાનો નિયમ સૌએ સ્વેચ્છાથી સ્વીકાર્યા છતાં ય તેનો છડેચોક ભંગ કરે છે. આમ કેમ, અને ક્યાં સુધી ચલાવી લેવાય? નિયમભંગ માટે કંઈક તો સજા હોવી જ જોઈએ અને નહીંતર પછી નિયમનો કશો અર્થ રહેતો નથી. હા, શારીરિક સજા ન કરીએ પણ બીજી અનેક પ્રકારની સજાઓ થઈ શકે છે. એક વખત ચેતવણી આપ્યા છતાં પણ કરે તો પછી તેને દૂધ કે શાક કે એવું જ કંઈ શા માટે ન દંડવું?

"તમારા કોયડાનો તમારો એ ઊકેલ છે મારો ઊકેલ તદ્દન જુદો જ અને તમારાથી ઊલટો જ છે! જે નિયમના પાલન માટે એક યા બીજા પ્રકારની સજા કરવી પડે તે નિયમ કોઈ પણ પ્રગતિ કરાવી શકે નહિ, અને શાક કે દૂધનો દંડ એ તો વળી શારીરિક સજા કરતાં ય બૂરો છે, એમાં તો સજા સાથે અપમાન પણ ભળે છે. તે તો આપણે માટે વર્જ્ય જ હોય.

" દૃષ્ટિફેરની હું જે વાત કરું છું તે અહીં આવે. વિદ્યાર્થી નિયમ કરવામાં સામેલ હોય, તેના પાલન માટે આગ્રહી હોય, તેના ભંગથી શરમાતો હોય, છતાં ય તે નિયમભંગ કર્યા જ કરે તેનું શું કારણ? આપણે તેને તપાસવું ઘટે છે. બહારથી નિયમનો આગ્રહ રાખવો અને તેના પાલન માટે સખ્તાઈ કરવી તેમાં આપણે બહુ ન રાચીએ.

" મને એમ લાગે છે કે તમારી હાજરીના પ્રશ્ન પૂરતો આ વિચાર કરીએ તો તો એમાં કદાચ ગૃહપતિની થોડી ઘણી શિથિલતા પણ કારણભૂત હોય. હાજરી હો કે પ્રાર્થના હો કે કોઈ પણ સમૂહપ્રવૃત્તિ હો, તેના પાલન માટે આપણો એટલે કે ગૃહપતિઓનો પોતા પૂરતો કડક આગ્રહ રાખવાથી ઘણી વખત કામ સરળ બની જાય છે. વિદ્યાર્થીઓનાં મન જરા અનુકરણશીલ અને ઘણી ય વખત વાદીલાં હોય છે! જાણે-અજાણે તેમના મનમાં એવા તર્કો ચાલતા હોય છે કે મોટેરાંઓ નિયમિત નહિ તો આપણે શા માટે? આ વિચારસરણી સાચી નથી; વિદ્યાર્થીને તો લાભદાયી પણ નથી. પરંતુ વિદ્યાર્થી ઘડતર દશામાં છે તે આપણે ન ભૂલીએ. એ વિચારસરણીનો દુરાગ્રહ કે મતાગ્રહ જો આ ઉંમરે વાદવામાં આવે તો પરિણામ સારું ન આવે. વિદ્યાર્થીના મનમાં પૂર્વગ્રહો બંધાતા જાય અને સરવાળે તેને નુકસાન જ થાય. આવા પ્રસંગોએ આપણું કામ તો થંભી જઈને વિચાર કરવાનું, કારણો શોધવાનું અને તે પ્રમાણે આપણે પોતે વર્તવાનું રહે છે. આ દૃષ્ટિને હું દૃષ્ટિપરિવર્તન કહું છું. તમે તે વિચારી જોજો. શક્ય હોય તો આચરી જોજો અને મને પરિણામો જણાવજો. "

• હરભાઈ ત્રિવેદી •

[ ૪ ]

## રતિલાલ રખડતો કેમ અટકયો ?

રતિલાલને એના પિતા અહીં મૂકવા આવ્યા ત્યારે એમણે કહેલું કે રતિલાલ સારો બુદ્ધિશાળી વિદ્યાર્થી છે. એની ઉંમર તેર વર્ષની છે અને છતાં એ પ્રથમ વર્ષમાં કામ કરે છે. એના પિતાને પૂછતાં જણાવ્યું કે એની બુદ્ધિનો ઉપયોગ એ કરતો જ નહતો. ભણવાને કે કંઈ પણ કામ કરવાને પ્રસંગે એક અથવા બીજું બહાનું કાઢીને એ છટકી જતો. ગૂજરાતી ચાર ધોરણો તો એની પાસે મહામહેનતે પૂરા કરાવ્યા. દેખીતી રીતે એનામાં કોઈ કુટેવ પણ નહતી. એ રમતિયાળ હતો, હસમુખો હતો અને કોઈ કોઈ વખત ટીખળની ખાતર નાના વિદ્યાર્થીઓને ચીડવવાની ટેવવાળો હતો. આટલી વાત એના પિતા પાસેથી મેં જાણી લીધી હતી આ શાળામાં આવ્યાને એને આજે છ મહિના થયા છે. કામમાંથી છટકી જવાની ટેવ ધીમે ધીમે ઘસાવા લાગી છે; જો કે એ કામ પર ચડયો છે એમ કહી શકાય નહિ.

શરૂઆતમાં તે નિશાળે આવતો ત્યારે કોઈ પણ વિષય તરફ એને અભિરુચિ થતી જ નહિ. પંદરેક દિવસ સુધી તો એની નાની-મોટી ક્રિયાઓ મેં જોયા જ કરી. શરૂઆતમાં મને ભય લાગેલો કે એ અલ્પધારણ વિદ્યાર્થી હશે. પરંતુ એનો રોજનો વ્યવહાર તથા જુદી જુદી ક્રિયાઓની જે જે પ્રતિક્રિયાઓ એ આચરતો હતો તે ઉપરથી મારો એ ભય મને ખોટો જણાયો. સમધારણ વિદ્યાર્થીની પેઠે જ એ પણ સામાન્ય ક્રિયાઓ કર્યે જતો હતો. કોઈ વિષયના વર્ગમાં ભણવા જવાનું એને ફાવતું નહતું તેથી એની પાસે પુષ્કળ વખત વધી પડતો. આને પરિણામે ઘણી ય વખત એ શુન્ય-મનસ્ક બેસી રહે. ઘણી વખત કલાકો સુધી માસિકોના પાનાં ફેરવ્યા કરે અને ઘણી વખત હેતુ વિના આંટા જ માર્યા કરે. એની બુદ્ધિ એની ઉંમરના પ્રમાણમાં બીજા વિદ્યાર્થીઓની અપેક્ષાએ કદાચ ઓછી હશે તેવો મને એક બીજો ભય લાગેલો. એટલે પંદર દિવસ વિત્યા બાદ મેં એના ઉપર બુદ્ધિમાપનના થોડાએક પ્રયોગો પણ કરી જોયા. એ પ્રયોગોને પરિણામે પણ જણાયું કે એની ઉંમરના પ્રમાણમાં એની બુદ્ધિ સાપેક્ષ રીતે તપાસીએ તો જરા પણ ઓછી વિકસેલી ન હતી. એને અવલોકવામાં આમ ને આમ બીજા પંદર દિવસ મેં પસાર કરી દીધા.

હવે એની ઓળખાણો વધતી જતી હતી અને કેટલાક વિદ્યાર્થીઓ સાથે તો મૈત્રીની ગાંઠથી પણ બંધાતો જતો હતો. બહારથી દેખી શકાય એવાં તોફાનમસ્તી ઓછાં થયાં હતાં પરંતુ એ વધારે ઊંડા ઊતરવા મંડયા હતા. હવે એણે ટોળી જમાવવા માંડી, અર્ધદગ્ધ અને કાચાપોચા વિદ્યાર્થીઓને એણે પોતાની પાંખમાં લીધા અને ભણવાનું કામ છોડાવીને રખડવા તરફ ધીમે ધીમે ઘસડવા માંડયું. શિક્ષકમંડળમાં હવે આ વિષય ચિંતાનો બન્યો. એક વિષયના શિક્ષકે એક સારા વિદ્યાર્થીને એનાથી ઘસડાતો જોયો ત્યારે એને એણે ઠપકો આપ્યો. એ ઠપકાના જવાબમાં શરમાવાને બદલે કે બીવાને બદલે એણે શિક્ષકને જાણે કે પડકાર કરતો હોય તેમ પોતાનું કામ ચાલુ રાખ્યું. આ કિસ્સો બન્યા પછી શિક્ષકમંડળમાં રોજ ને રોજ એની જ ચર્ચા થવા માંડી. જે બનાવ ભાગ્યે જ બનતો હતો તેવા બનાવો રતિલાલને હાથે હવે વારંવાર બનવા લાગ્યા. શિક્ષકોની ચિંતા વધી. ઘણી વખત તો રતિલાલ કોઈ એક શિક્ષકને રૂબરૂ મળતો અને શિક્ષકમંડળમાં પોતાના ઉપર કેવા ખોટા આપેક્ષો કર્યા હતા અને પોતે બધું છૂપા રહીને સાંભળ્યું હતું એની વાત કરી જતો અને માઠું લગાડતો હતો. રતિલાલને વધારે વખત અવલોકન જ કર્યા કરવું હવે શક્ય નહતું.

એક શનિવારના ચર્ચાસંબંધમાં થોડીક ક્ષણ સુધી સારું એવું બોલ્યા પછી મેં એને મારી પાસે બોલાવ્યો. એની પાસે વિચારો હતા અને વિચારોને વ્યક્ત કરવા માટે ભાષા હતી તે બદલ મેં એને ધન્યવાદ આપ્યા, અને ગૂજરાતી અથવા તો અંગ્રેજીના વિષયો ભણવા જવા માટે પ્રેમપૂર્વક આગ્રહ કર્યો. આવી રીતે પોતાની સાથે વડીલ ગણાતો કોઈ માણસ વાતો કરે એ એના જીવનમાં પહેલો જ પ્રસંગ હતો એમ જ્યારે એણે જાહેર કર્યું ત્યારે હું સમજી ગયો કે રતિલાલને માર્ગે વાળવા માટે એક સબળ અને સાચું સાધન મને સાંપડ્યું હતું.

પછી તો એની સાથે રોજ કંઈ ને કંઈ વાતો કરવાનો મેં ક્રમ જ ગોઠવી દીધો. પોતે શા માટે રખડતો હતો અને ભણવા તરફ શા માટે મન ચોંટતું ન હતું એનાં કારણોનો રસિક ઇતિહાસ એણે પોતાને મોઢેથી જ મને કહેવા માંડ્યો. એની ભાષા બાલિશ હતી, પોતે સાચાં કારણો રજૂ કરે છે એવું એને ભાન ન હતું, પરંતુ એકાદ સૂચક પ્રશ્ન હું પૂછું કે તુરત જ એના જવાબે પોતાની આખી કથની એ કહી જતો અને મારી પાસે સાચી હકીકત ને સાચો ઊકેલ આપોઆપ રજૂ થતાં. તારા પિતા કોઈ દિવસ માસ્તરને કંઈ સૂચના કરતા કે નહિ એના જવાબમાં એણે એક કરુણ કિસ્સો મારી પાસે વર્ણવ્યો હતો. ઘરમાં માંદગીને કારણે આગલી રાતે થયેલા ઉજાગરાને પરિણામે બીજે દિવસે ગણિતનો પાઠ કરતી વખતે એને એક વખત ઝોકાં આવેલાં. એ ઝોકાંના કારણમાં એના પિતાએ જણાવેલું કે એને ગણિતમાં બિલકુલ રસ નથી, ગણિતમાં એની બુદ્ધિ ચાલતી નથી અને તેથી જ્યારે જ્યારે ગણિતનું કામ કરવાનું હોય છે ત્યારે ત્યારે એને અનિવાર્યપણે ઝોકાં જ આવે છે. રતિલાલને મન પોતા ઉપરનો આ એક જુઠ્ઠો આક્ષેપ હતો. એણે પોતાની વાત સ્પષ્ટ કરવાના પ્રયત્નો કર્યા પરંતુ એના પિતા કશું જ સાંભળ્યા વિના એની સામે ચીડાયા. રતિલાલ જેમ જેમ બોલવાનો પ્રયત્ન કરે તેમ તેમ એના પિતાની ચીડ વધે. આખરે એણે રડી દીધું અને બાલવયને સહજ જ એ રીતે પોતાના પિતાની સામે બે આકરાં વેણ પણ કહી દીધાં. પિતાએ એને ધમકાવ્યો અને માર્યો, એના શિક્ષકને ઘેર બોલાવી ટ્યૂશન અપાવવાનું નક્કી કર્યું અને સાથે સાથે જ કડક સૂચન કર્યું કે ગણિતના સમયમાં એને ઝોકાં ખાવાની ટેવ હોવાથી ઊભાં રાખીને જ એની પાસેથી કામ લેવું. રતિલાલ કહે છે કે દિવસોના દિવસો સુધી વગર વાંકે ગણિતના સમયમાં એને ઊભા રહેવું પડેલું. શાળાના સમયપત્રકમાં શિક્ષણની વિચિત્ર ફિલસુફીને પરિણામે અઘરા વિષયને પહેલું સ્થાન આપવાનું હોઈ શાળા શરૂ થતાંની સાથે જ એના વર્ગનો ગણિતનો સમય શરૂ થતો. સવારમાં પિતાનો ધાક, જમવા ટાણે માતાની ઉતાવળ, ઘરથી શાળાનું અંતર ઘણું, વખતસર ન પહોંચે તો શિક્ષક અને પિતાની ખફગી વહોરી લેવાનો ભય—આ બધાં ય કારણોને લીધે રતિલાલ લુશલુશ ખાઈ દોડાદોડ કરી નિશાળે પહોંચતો અને વર્ગમાં જતાં જ પીસ્તાલીશ મિનિટ સુધી ઊભા રહેવાની એને સજા મળતી. આ પરિસ્થિતિમાંથી નીકળવાનો એની પાસે એક જ ઉપાય હતો. જમીને ઊલટી કરવી અથવા તો રસ્તામાં ઠેસ વગડાવવી અથવા તો કોઈ મિત્રને ત્યાં ખોટી થવું, અને કશું જ ન બને તો છેવટે બધું જ જોખમ ખેડીને ઘેરથી બહાર નીકળ્યા પછી ગમે ત્યાં ભટકવા ચાલ્યા જવું અને શાળામાં ગેરહાજર રહેવું. રખડવાની એની ટેવની શરૂઆત આ રીતે થઈ. પછી તો એક સમયમાં ગેરહાજર રહેવાથી મનમાં જે ભય અને સંકોચ પેદા થતા એને પરિણામે એ આખો દહાડો નિશાળમાંથી ગેરહાજર રહેતો અને શહેરમાં ગમે તે ઠેકાણે રખડી-રવડી સાંજે ઘરભેગો થતો. આ કિસ્સો અને એમાંથી જન્મેલાં અનેક માઠાં પરિણામો એણે અત્યંત કારુણ્યથી મારી પાસે વર્ણવ્યાં. શરૂઆતમાં બનેલો પ્રસંગ છેક જ

મામૂલી હતો. દેખીતી રીતે રતિલાલને થયેલો અન્યાય અવગણવા જેવો હતો પરંતુ રતિલાલનાં બાલમન ઉપર એની ઘણી ઊંડી છાપ પડી અને માબાપ તથા શિક્ષકના અજ્ઞાનજન્ય ખોટાં વર્તાવે એ છાપને વિકૃત સ્વરૂપ આપ્યું અને ઘણી ઊંડી ઉતારી. એક નાનકડા પ્રસંગમાંથી રતિલાલનું જીવન બગડવા માંડયું અને એક અનર્થ જેમ અનેક અનર્થોને ખેંચી લાવે છે તેમ અનેક નાના મોટા દોષોમાં એ સપડાવા લાગ્યો.

મારી એની સાથેની વાતો ત્રણેક અઠવાડિયા સુધી ચાલ્યા કરી. કોઈ કોઈ વખત હું એને મારી ખુરશી પાસે બેસાડતો અને અંગ્રેજી કે ગૂજરાતી વાંચવાને આગ્રહ કરતો. એને ન સમજાય તે મને પૂછવાની એને છૂટ હતી. હું કંઈક કામ ઉપર ગયો હોઉં ત્યારે એ મારી ખુરશી ઉપર પણ બેસી જતો અને લહેરથી કંઈ ને કંઈ વાંચતો. એક દિવસ કોઈ એક ગૂજરાતી કવિતા વાંચવામાં મશગૂલ થઈ મારી ખુરશી ઉપર એ પડયો હતો. હું અચાનક આવી ચડયો. એ ક્ષોભ પામ્યો. ઊઠવા જતો હતો ત્યારે મેં એને રોકયો. એની પડખેની જ ખુરશી ઉપર બેસીને એ શું કરતો હતો એ મેં એને પૂછયું. એક કવિતા સમજવાના એ પ્રયત્ન કરતો હતો. કવિતા ગૂજરાતના એક શ્રેષ્ઠ કવિની હતી. મેં એ કવિતા આખી એની સાથે વાંચી. પહેલાં એનો સારભાગ કહ્યો. અઘરા શબ્દોના અર્થ સમજાવ્યા અને પછી કવિતાની ખૂબીના ઊંડાણમાં એને લઈ ગયો. અર્ધો કલાક કયાં ગયો તેનું એને કે મને કશું ભાન રહ્યું નહિ. કામને અંતે એના મોંઢા ઉપર આહ્લાદ અને સંતોષ હતા. જતાં જતાં એ બોલતો ગયો કે આવું તો મેં કયાં ય દીઠું નથી.

રતિલાલનો કિસ્સો તદ્દન સાદો છે. વાંચનારને આથી વિશેષ ઊંડાણમાં લઈ જવાની જરૂર નથી. એ રખડુ ન હતો. શા માટે રખડવા તરફ ઢળ્યો હતો તેનાં કારણો એના જીવનના એક પ્રસંગના ઉપર કરેલા વર્ણનથી સહેજે સમજી શકાય તેવાં છે. માબાપ અને શિક્ષક સંબંધેની એની બેહૂદી કલ્પના અહીંના પ્રેમભર્યા વાતાવરણમાં અને સદ્ભાવભર્યા વર્તાવમાં ધીમે ધીમે ઓસરી ગઈ. માણસ માત્ર એને અન્યાય જ કરે છે એ ખ્યાલ ભૂંસાવા માંડયો અને હેતુશૂન્ય રખડવા કરતાં પોતાને રુચિકર અભ્યાસમાં વખત ગાળવો એ વધારે હિતાવહ છે એમ એને સ્પષ્ટ દેખાવા લાગ્યું. હજી તો છ જ મહિના પૂરા થયા છે. રતિલાલ ધીમે ધીમે અભ્યાસ તરફ ઢળતો જાય છે. પાછળ રહી ગયેલો હોવાથી મનમાં એક પ્રકારનું એને દુઃખ થાય છે. શિક્ષકોની મદદથી વરસ આખરે બધાં કામને પહોંચી વળવાના એના મનમાં મનોરથો જાગ્યા છે. રતિલાલ સુખી છે. કામ ઉપર ચડેલો રહે છે.

શ્રી. હરભાઈ

# સમાચારસંગ્રહ

નૂતનશિક્ષણ સંઘ [ કચ્છ વિભાગ ] છ માસિક નિવેદન

**પ્રાસ્તાવિક :** ન્યૂ એજ્યુકેશન ફેલોશીપ એ નૂતનશિક્ષણનો જગતભરમાં ફેલાવો કરતો આંતર રાષ્ટ્રીય ખ્યાતિ ધરાવતો નૂતનશિક્ષણ સંઘ છે. દુનિયાના બધા દેશોમાં તેની શાખાઓ પ્રસરેલી છે. હમણાં જ એ સંઘનું પ્રતિનિધિમંડળ હિંદુસ્તાનની મુલાકાતે આવેલું એટલે તેનો પરિચય કેટલેક અંશે શિક્ષણપ્રેમી જનતાને થઈ ગયો છે. હિંદમાં તેની એક શાખા છે. તે આપણા દેશમાં નૂતનશિક્ષણનું જબ્બર આંદોલન કરે છે. તેના પ્રમુખ મહર્ષિ રવીન્દ્રનાથ ટાગોર છે. હિંદવ્યાપી આ સંઘની ગૂજરાત શાખા આજ લગભગ ત્રણેક વર્ષ થયા ગૂજરાતનાં ધરેધર નૂતનશિક્ષણનો ફેલાવો કરી રહી છે. તેનું મુખપત્ર 'નૂતનશિક્ષણ' હવે તો ગૂજરાતની સંસ્થાઓ અને ઘરોમાં ખૂબ જાણીતું છે ગૂજરાત શાખાના મંત્રી આપણા પ્રાન્તના પ્રખર કેળવણીકાર શ્રીયુત હરભાઈ ત્રિવેદી છે. આ ગૂજરાત શાખા સાથે જોડાયલો આપણો કચ્છ વિભાગનો નૂતનશિક્ષણ સંઘ પણ કચ્છ સહજ ગતિએ આજ બે વર્ષ થયાં પોતાથી શક્ય તેટલી શિક્ષણજગતની સેવા કરવા પ્રયત્ન કરી રહ્યો છે. તેના કાયમી પ્રમુખ શ્રી. દક્ષિણામૂર્તિના નિયામક શ્રી. હરભાઈ ત્રિવેદી છે. નૂતનશિક્ષણ સંઘની છેલ્લા છ માસની કાર્યવાહી શિક્ષણપ્રેમી જનતા પાસે મૂકતાં હું આનંદ અનુભવું છું.

**સભ્યો :** આજે સંઘને દફતરે ૫૪ સભ્યો નોંધાયલા છે. તેમાં ૩૧ સભ્યો તો શ્રી કચ્છ લોહાણા કેળવણીખાતાના શિક્ષકમંડળમાંથી છે. ૧૭ સભ્યો કચ્છની અને કચ્છ બહારની શિક્ષણસંસ્થાઓના શિક્ષકો છે. ૬ સભ્યો કચ્છના શિક્ષણપ્રેમીઓમાંથી છે. આરસો જેટલી શિક્ષણસંસ્થાઓ અને હજારો શિક્ષણપ્રેમીઓ ધરાવતા કચ્છમાં આટલી ગણતર સંખ્યા શોભારૂપ નથી. કચ્છની એકેએક સંસ્થા અને સંચાલક શિક્ષણસંઘનો સભ્ય કેમ ન હોય? આ માટે આગ્રહ હોય ખરો?

**ભેટ :** જખૌના શ્રી. કૃપાળ સ્વામજી જીવણી તથા શ્રી. લધાભાઈ ચાંપશી ઉત્તમી એ બન્ને ભાઈઓ તરફથી કોરા સવા-પાંચ સવા-પાંચ ભેટ તરીકે મળેલા છે.

**મુલાકાતો :** સંઘના મંત્રી શ્રી. પ્રભુલાલ ધોળકીઆએ હરિજન બોર્ડિંગ સ્કૂલ, ભુજ, શ્રી સાર્વજનિક કન્યાશાળા, ભુજ, શ્રી ઈશ્વિર રામજી ગુરુકુલ વિદ્યાલય, વાંઢાય, વગેરે શિક્ષણસંસ્થાઓની મુલાકાત લીધી હતી.

**મંત્રીનો પ્રવાસ :** ૧. નૂતન બાળકેળવણીના ગૂજરાતના આદ્યપ્રેરકસમા શ્રી. ગિજુભાઈ બધેકાના સન્માન સમારંભની ઝોળી લઈને મંત્રી કરાંચીને પ્રવાસે ગયેલા. ત્યાં ફાળાના કામ સાથે તેમણે જાણીતી અનેક શિક્ષણસંસ્થાઓની મુલાકાત લીધી હતી. કરાંચી મ્યુનિસિપાલીટી અને લોકલ બોર્ડની ગૂજરાતી શાળાઓનાં શિક્ષક-શિક્ષિકાઓ પાસે એડમિનિસ્ટ્રેટિવ ઑફિસર શ્રી. લાલુ સાહેબના પ્રમુખપણા હેઠળ બાળકેળવણી પર વ્યાખ્યાન આપ્યું. લોહાણા યુવક મંડળના આશરા હેઠળ મળેલી સભામાં શિક્ષણ અને માબાપો એ વિષય પર ભાષણ આપ્યું. શ્રી ગૂજરાત વિદ્યાલયના શિક્ષકમંડળ સાથે વાર્તાલાપ કર્યો.

૨. શ્રી. કચ્છ લોહાણા કેળવણીખાતાએ શ્રી. ગિજુભાઈના અધ્યક્ષપણા હેઠળ યોજેલા શિક્ષણવર્ગમાં 'પ્રાથમિક શાળામાં શિક્ષણની નવીન યોજના' એ વિષય પર વ્યાખ્યાન આપ્યું.

૩. ભુજના પોલીસ હેડક્વાર્ટર્સમાં ખોલવામાં આવેલી સિપાઈઓની અક્ષરશાળાની ઉદ્‌ઘાટન ક્રિયામાં હાજરી આપી પુખ્ત વયના લોકોના શિક્ષણ પર ભાષણ આપ્યું.

૪. કચ્છ રાજ્યના એજ્યુકેશન ઇન્સ્પેક્ટર સાહેબ તથા ભુજહાઈસ્કૂલના હેડમાસ્તર સાહેબ સાથે કચ્છના પ્રાથમિક શિક્ષણની પુનર્ઘટનાની યોજના વિચારી.

૫. મહાત્મા ગાંધીજીના અધ્યક્ષપણા હેઠળ વર્ધામાં મળેલી શિક્ષણ પરિષદમાં સંઘના બે સભ્યો શ્રી. મગનભાઈ સોની અને શ્રી. મોતીભાઈ સંઘવી સાથે હાજરી આપી.

૬. સંઘના પ્રમુખ શ્રી હરભાઈ ત્રિવેદી સાથે અભ્યાસક્રમની પુનર્રચના અને કચ્છના શિક્ષક તાલીમવર્ગની યોજના વિચારવા ભાવનગર ગયા.

**સંઘનો ઉદ્દેશ:** નવીન કેળવણીના વિચારોને શિક્ષણસંસ્થાઓમાં તેમ જ ઘરોમાં પ્રચાર કરવો-કરાવવો; અને શક્ય હોય તેટલો અમલ કરવો-કરાવવો.

**સભ્ય:** શિક્ષણનું સીધું કામ કરનાર કોઈ પણ ભાઈ બ્હેન, તેમ જ જેમના પુત્ર-પુત્રીઓ શિક્ષણ ન લેતાં હોય તેનાં માબાપો, તેમ જ શિક્ષણ લઈ રહેલાં બાળકોના વાલીઓ, છાત્રાલયના ગૃહપતિઓ, આ સંઘના સભ્યો થઈ શકે. દરેક સભ્ય માટે વાર્ષિક લવાજમ માત્ર આના ૪ રાખવામાં આવેલ છે.

**વિનતિ:** દરેક સંસ્થાના ચાલક, શિક્ષક ભાઈ કે બ્હેન, વિદ્યાર્થીના માબાપ અને વાલી આ સંઘના સભ્ય બનશે એવી વિનતિ છે. શિક્ષણપ્રેમીઓ સંઘને મદદ મોકલીને નૂતનશિક્ષણના ફેલાવામાં સહાય કરે. આ સંઘનું બળ વધશે તેમ તેની કાર્યશક્તિ અને કાર્યપ્રદેશ વધશે. સાહસીક કચ્છીઓને વધુ શું કહું!

**પ્રભુલાલ ધોળકીઆ**

મંત્રી, નૂતનશિક્ષણ સંઘ [ કચ્છ વિભાગ ].

×

મુંબઈ ઇલાકા માધ્યમિક શિક્ષકસંઘની કાઉન્સીલની સામાન્ય સભા તા. ૨૬ મી જૂન ૧૯૩૮ ને દિને મુંબઈમાં મળી હતી. સુરતના નૂતનશિક્ષણ સંઘ તરફથી માધ્યમિક શિક્ષક પરિષદનું આ વર્ષનું અધિવેશન સુરતમાં ભરવા નિમંત્રણ આપવામાં આવ્યું હતું, તેનો સંઘે સ્વીકાર કર્યો હતો. દિવાળીની રજાઓમાં પરિષદની આ વર્ષની બેઠક સુરતમાં મળશે. મુંબઈ ઇલાકા માધ્યમિક શિક્ષકસંઘ સાથે તાજેતરમાં ખાનદેશ ટીચર્સ એસોશીએશન અને સુરતનો નૂતનશિક્ષણ સંઘ જોડાયાં છે. બોમ્બે નોર્થ ઍન્ડ સધર્ન ટીચર્સ એસોશીએશને ઇલાકા સંઘ સાથે જોડાવા ઇચ્છા દર્શાવી છે. એ સંબંધી વાટાઘાટ ચાલે છે.

×

ખેડા જિલ્લા માધ્યમિક શિક્ષકોનો એક સંઘ થોડા વખત પર સ્થાપવામાં આવ્યો હતો. એમાં અત્યાર સુધીમાં લગભગ ૮૦ સભ્યો જોડાયા છે.

×

મુંબઈના પ્રધાનમંડળે પૂનામાં સેકન્ડરી ટીચર્સ ટ્રેઇનીંગ કોલેજ અને મુંબઈમાં શારીરિક કેળવણીની તાલીમ આપનારી સંસ્થા જૂન માસથી ખોલવાની જાહેરાત કરી હતી. પહેલી સંસ્થા મુંબઈ વિદ્યાપીઠ તરફથી સમય અને પૂરતી માહિતીને અભાવે માન્ય થઈ શકી નહીં હોવાથી હાલ તુરત માટે મોકુફ રાખવામાં આવી છે. બીજી સંસ્થા ઑક્ટોબર માસથી ચાલુ થશે. દાખલ થવા ઇચ્છનાર વ્યક્તિએ તા. ૧ લી ઑગસ્ટ પહેલાં અરજી કરવી.

×

શ્રીમતી નાથીબાઈ દામોદર ઠાકરસી સ્ત્રી વિદ્યાલય ( કર્વે યુનીવર્સીટી )ના પદવીદાન સમારંભ વખતે માંગલિક વ્યાખ્યાન આપતાં મુંબઈના ગૃહસચીવ શ્રી. કનૈયાલાલ માણેકલાલ મુનશીએ સહશિક્ષણ વિષે તેમ જ આંતરરાષ્ટ્રીય વ્યવહારમાં અંગ્રેજી ભાષાની અગત્ય વિષે પોતાના વિચારો વ્યક્ત કર્યા હતા.

અમદાવાદની પ્રોપ્રાયેટરી હાઈસ્કૂલના સંચાલકોએ કાંકરીઆ તળાવ પાસે પોતાની શાળા માટે જે ભવ્ય મકાન બંધાવ્યું છે તેની ઉદ્દઘાટન ક્રિયા મુંબઈના મુખ્ય સચીવ અને કેળવણી પ્રધાન શ્રી. બાળ ગંગાધર ખેરે તા ૧૪મી જૂનને રોજ લગભગ ૫,૦૦૦ સ્ત્રીપુરુષોની હાજરીમાં કરી હતી. થોડા જ સમય પર શાળાને પચીસ વર્ષ પૂરાં થવાથી તેનો રૌપ્ય મહોત્સવ ઊજવવામાં આવ્યો હતો. આ વર્ષે શાળાને પોતાનું સ્વતંત્ર ને સંપૂર્ણ સગવડવાળું મકાન મળે છે તે ખુશ થવા જેવું છે. અમદાવાદ જેવા ખીચોખીચ વસ્તીવાળા શહેરમાં આવાં મકાનો દુર્લભ છે. શાળાના સ્થાપકો શ્રી. બળવંતરાય પ્રમોદરાય ઠાકોર અને શ્રી. જીવણલાલ હરિપ્રસાદ દિવાનને જીવનભરના પ્રયત્નો પછી સારી સ્થિતિએ આણેલી આ સંસ્થામાંથી પોતાનો માલિકી હક ઉઠાવી લઈ તેનું ટ્રસ્ટ બનાવવા બદલ તેમ જ એને આવા સુંદર મકાનની નવાજેશ કરવા બદલ અમે હાર્દિક ધન્યવાદ આપીએ છીએ. એમની અનેકવિધ, અમૂલ્ય સેવાઓમાં આ શાળા અંગે તેમણે ખર્ચેલાં ધન, સમય ને શક્તિનું યોગ્ય મૂલ્યાંકન કરવામાં ગૂજરાત પાછું નહીં પડે એની અમને ખાતરી છે. ગૂજરાતીની આ સ્વતંત્ર શાળા જમાનાનુસાર યોગ્ય વિકાસ પામતી જાઓ અને ભાવિ સ્વતંત્ર હિન્દના ઘડતરમાં હોંસભેર ચણાઈ જવા તત્પર થાય એવા નાગરિકો ઉત્પન્ન કરવામાં પોતાનો યોગ્ય ફાળો આપો એજ અભ્યર્થના.

×

ગયા અંકમાં છેલ્લા પાના પર જે સંસ્થાની માહિતી આપી હતી તે **નર્મદા હાઈસ્કૂલ** શુક્લતીર્થની હતી. પ્રેસની શરતચૂકથી મથાળું છાપવાનું રહી ગયું હતું તે માટે અમે અત્યંત દિલગીર છીએ. તે સંસ્થાના સંચાલકોની તેમ જ વાચકોની અમે માફી ચાહીએ છીએ.



# — ગ્રાહકોને —

આ અંક સાથે 'નૂતનશિક્ષણ'નું ત્રીજું વર્ષ પૂરું થાય છે. આ વર્ષ દરમિયાન સૌથી મહત્ત્વનો બનાવ તે તાજેતરમાં શરૂ કરવામાં આવેલો 'છાત્રાલય અને માબાપ'નો વિભાગ. આ સાહસ કરવા માટે અમે ભારે આર્થિક જવાબદારી વહોરી લીધી છે; છતાં સેવાનું ક્ષેત્ર વિસ્તૃત થતું હોવાથી અમે વિના આનાકાનીએ આઠ પાનાં વધારવાની જોખમદારી માથે ચડાવી છે. આ નવીન વિભાગ સાથે માસિક દર મહિને લગભગ ૪૦ પાનાનું વાચન પૂરું પાડે છે. અર્થાત માત્ર બે રૂપિયામાં ગ્રાહકોને રૉયલ સાઈઝના ૫૦૦ પાનાનું વાચન, તથા તે ઉપરાંત ક્રાઉન સાઈઝનું ૧૦૦–૧૨૫ પાનાનું ભેટ પુસ્તક આપવામાં આવે છે. છેલ્લાં ત્રણ વર્ષમાં ગ્રાહકોની સંખ્યામાં વધારો થયો છે; છતાં હજી તેમાં વધારો થવાનો અવકાશ છે. જો ગ્રાહક સંખ્યા ૧૦૦૦ સુધી પહોંચે તો આ માસિકમાં હજી વધારે વૈવિધ્યવાળી સામગ્રી પૂરી પાડી શકાય. આ બધી બાબતો ધ્યાનમાં લઈ, ગુર્જર પ્રાન્તના શિક્ષકસમાજના આ મુખપત્રનો વિકાસ કરવા માટે આપ આપનું લવાજમ મોકલી આપશો અને આપના મિત્રોને ગ્રાહક થવા સમજાવશો એવી આશા રાખવી એ વધારે પડતું ન કહેવાય.

આ વેળા નવા વર્ષનું લવાજમ વસુલ કરવા માટે અમે ત્રીજા વર્ષનું ભેટપુસ્તક તા. ૨૦ મી જુલાઈએ વી. પી. થી રવાના કરવાનું નક્કી કર્યું છે. એને અંગે નીચેની સૂચનાઓ પર ધ્યાન આપવા સૌને આગ્રહપૂર્વક વિનંતિ છે.

૧. વી. પી. થી થતું વધારાનું ખર્ચ બચાવવાને જો શકય હોય તો ચોથા વર્ષના લવાજમના રૂપિયા બે મનીઑર્ડરથી તા. ૨૦ મી જુલાઈ સુધીમાં મોકલી આપવા.
૨. લવાજમ મોકલવામાં ઢીલ થાય એમ હોય તો તે મુજબની ખબર મળવાથી વી. પી. કરવામાં નહીં આવે અને ભેટપુસ્તક તથા અંકો મોકલવાનું ચાલુ રહેશે.
૩. જે ભાઈબેનો ગ્રાહક તરીકે ચાલું રહેવા માગતા ન હોય તેમણે તે મુજબની ખબર મોડામાં મોડી તા. ૧૫ મી જુલાઈ સુધીમાં આપવી, કે જેથી ભેટપુસ્તક તેમને સાદા બુકપોસ્ટથી મોકલવામાં આવે ને વી. પી. ના ખર્ચમાંથી કાર્યાલય ઊગરી જાય.
૪. જે જે ભાઈબેનો તરફથી ઉપર મુજબની ખબર નહીં મળે તેમને તા. ૨૦ મીએ ભેટપુસ્તક વી. પી. થી રવાના કરવામાં આવશે. જો તેનો અસ્વીકાર થશે તો ત્રણ આનાની ટિકિટ મળ્યા પછી જ તેમને ભેટ પુસ્તકની નકલ મોકલવામાં આવશે.

**આપની ઇચ્છા સ્પષ્ટપણે વ્યક્ત કરીને અમારા**
**કાર્યમાં સહાયભૂત થશો એવી અમને ઉમેદ છે.**

• વાર્ષિક લવાજમ •

હિન્દમાં • રૂપિયા બે
પરદેશમાં • પાંચ શિલિંગ

વ્યવસ્થાપક

## 'નૂતનશિક્ષણ' કાર્યાલય

દેસાઈપોળ • • સૂરત

મુદ્રક • ઈશ્વરલાલ ઇચ્છારામ દેસાઈ 'લોકવાણી' મુદ્રણમંદિર • ચૌટાપુલ સૂરત
પ્રકાશક • ચન્દ્રવદન ચૂનીલાલ શાહ • દેસાઈપોળ • સૂરત

વર્ષ ૨ જું

અંક ૪–૫ મો



નવેમ્બર - ડિસેમ્બર - ૧૯૩૬

શુદ્ધ શિક્ષણ સ્વાતંત્ર્યને સન્માનતું હોય છે, વ્યક્તિત્વને વિકસાવતું હોય છે અને સહકારને પોષતું હોય છે. અશુદ્ધ શિક્ષણ જ પરતંત્રતાનો વિચાર સેવી શકે, ભણનારના વિચારને દબાવી શકે, હરિફાઈના ધોરણને ઉત્તેજી શકે અને શિક્ષા તથા દંડને ન્યાય્ય ઠરાવી શકે. રાષ્ટ્રીય શિક્ષણમાં પણ આ દુષિત તત્ત્વો રહી ગયાં હોય તો તે સાચું રાષ્ટ્રીય શિક્ષણ નથી. જેમ શાસ્ત્રીય શિક્ષણ મનુષ્યને ઉત્તમ મનુષ્ય બનાવીને સમસ્ત જગતનું એક અનિવાર્ય અંગ બનાવવામાં પોતાની સફળતા માને છે તેવી જ રીતે રાષ્ટ્રીય શિક્ષણ પણ ભણનારને સ્વાતંત્ર્યપ્રેમી, સહકાર બુદ્ધિવાળો, અરસપરસ સન્માનની ભાવના સેવતો, સમાન જીવતરનો હિમાયતી માણસ બનાવવામાં પોતાને સફળ થયું ગણી શકે. આજની આપણી રાષ્ટ્રીય શિક્ષણ સંસ્થાઓમાં આ વસ્તુનો અભાવ હોય તો એનું વહેલી તકે નિવારણ કરવું ઘટે છે. રાષ્ટ્રીય શિક્ષણનો વિચાર કરતાં પહેલાં શિક્ષણની શાસ્ત્રીયતાનો વિચાર અનિવાર્ય થઈ પડે છે. એટલે શાસ્ત્રીય શિક્ષણ રાષ્ટ્રીય શિક્ષણનું વિરોધી નહિ પણ પુરોગામી આવશ્યક અંગ છે. રાષ્ટ્રીય શિક્ષણના વિધાયકો શિક્ષણની શાસ્ત્રીયતાની હાંસી કરે તો તેમાં પોતાના જ અજ્ઞાનનું પ્રદર્શન થયું સમજવું. રાષ્ટ્રીય શિક્ષણકાર શાસ્ત્રીય શિક્ષણકાર પહેલો હોવો જોઈએ અને શાસ્ત્રીય શિક્ષણ એટલે જ ઉપર ગણાવેલા તત્ત્વોનો સ્વીકાર કરનારું અને વ્યવહાર કરનારું શિક્ષણ.

# વિનાયક વઢકણો કેમ મટયો?

હરભાઈ ત્રિવેદી

વિનાયક આજે પંદર વરસનો છે. એ દશ વર્ષની ઉમ્મરે આ શાળામાં આવ્યો હતો. એ આવ્યો ત્યારે શરૂઆતમાં શાંત દેખાતો હતો પરંતુ પાછળથી સમજી શકાયું ને પ્રમાણે એ શાંતિ તો નવા આવનારની સંકોચવૃત્તિને આભારી હતી. એ સંકોચ ઊડી ગયો કે તરત જ ઘેરથી આણેલી ખાસિયત પ્રગટ થવા લાગી. આ ખાસિયત વઢકણા સ્વભાવની હતી. છ મહિનાને અંતે સ્પષ્ટ રીતે દેખાવા લાગ્યું કે વિનાયક સ્વભાવે વઢકણો હતો. આવા વઢકણા છોકરાઓ આપણાં શાળા–છાત્રાલયોમાં આપણને ખૂબ જોવા મળે છે. એ ઉમ્મરમાં નાનાં હોય છે ત્યારે આપણું લક્ષ એના તરફ ગયું હોતું નથી. એની વઢવાડ મોટેરાંને અડચણકર્તા નથી દેખાતી. સમવયસ્ક મિત્રો સાથે વઢવાડ કરીને પોતે જ પહેલો ફરિયાદ કરવા માટે તે આવતો. એ ફરિયાદો પણ શિક્ષકોને બહુ અગત્યની ન્હોતી લાગતી. નાનાં બાળકોની નાની નાની ફરિયાદોને અવગણવાની મનોદશા આપણા શિક્ષકો ધરાવતા હોય છે તેનું પરિણામ ભવિષ્યમાં આપણને જ ભોગવવાનું રહે છે. નાનકડો વઢકણો વિનાયક તેર ચૌદ વરસનો થયો ત્યારે શાળાને માટે એક આકરો કોયડો થઈ પડયો. એ સમોવડિયા મિત્રો સાથે ઝઘડતો એટલું જ નહિ પરંતુ પોતાની મોટી ઉમ્મરના વિદ્યાર્થીઓ સાથે પણ કંઈ કંઈ બહાનું શોધીને તકરાર વ્હોરી લેતો. એ જે છાત્રાલયમાં રહેતો ત્યાંના ગૃહપતિનો પણ એવો જ જાતનો અનુભવ થયો હતો. ભોજનશાળામાં ગમે તે એક બહાનુ શોધી કાઢીને તકરાર કર્યા વિના એને ગમતું નહિ. ગૃહપતિ સાથે પણ વાતવાતમાં એ તકરારે ચડી જતો. શાળાના એક શિક્ષકે ચાર પાંચ વખત આ બાબતમાં એને ટોકયો તે પછી તો એ શિક્ષક સાથે તેની વઢવાડ ચાલ્યા જ કરતી હતી. આજનો વિનાયક એ વઢકણા સ્વભાવમાંથી મુક્ત થયો તે પહેલાં જે પ્રયોગ કરવામાં આવ્યો તે માનસશાસ્ત્રીય હતો. છૂટાછવાયા રોજીંદા પ્રયોગોથી એને ઠેકાણે લાવવા માટે જે પ્રયત્નો કરવામાં આવતા તે બધાનું પરિણામ વિપરિત આવતું હતુ. એના છાત્રાલયમાં ગૃહપતિ પ્રેમથી સમજાવવાના પ્રયત્નો કરતા, અને અહિં એની શાળામાં કોઈ કોઈ વખત એને ટોકવામાં પણ આવતો. પ્રેમ એને વધારે લાડકો બનાવતો અને ટોકણી એને વધારે ચીડિયો બનાવતી. એના વઢકણા સ્વભાવનું મૂળ કારણ જ્યાંસુધી અમને હાથ લાગ્યું નહિં ત્યાંસુધી આવા બધા પ્રયત્નો નકામા જતા હતા. એ જેમ મોટો થતો જતો તેમ તેમ શાળાની સામાન્ય વ્યવસ્થાનો કોયડો પણ મુશ્કેલ બનતો જતો હતો. એની વિચારણા શિક્ષકમંડળમાં આવી ન હોય તેવો એક પણ દિવસ ન હતો. અકારણ કે સકારણ એની વઢવાડો ચાલ્યા જ કરતી. આખરે શિક્ષકમંડળે એની ચર્ચા કરવાનું બંધ કર્યું. અને આખોયે કિસ્સો આચાર્યને સોંપી દેવામાં આવ્યો.

વિનાયક સાથે વાતચીત શરૂ કરી દીધા પછી એમ જાણવા મળ્યું કે એના આ સ્વભાવનો કોયડો ઘરનો ભૂતકાળ જાણ્યા વિના ઊકલી શકે એમ ન હતું. વિનાયક સાથે જ્યારે જ્યારે વાત કાઢવામાં આવતી હતી, અને એ વાતમાં એના માતાપિતા સિવાય ઇતર કુટુંબીજનોની વાત આવતી ત્યારે એ ઘણો અકળાઈ ગયેલો અને કાં તો ઉશ્કેરાઈ ગયેલો દેખાતો. વાતચીતમાં સ્પષ્ટ દેખાતું કે એનાથી કોઈપણ મોટું એને સહેજ પણ ટુંકારો કરે તો એનાથી સહેજ પણ સહન થતું નહિ. એને થઈ ગયેલાં અપમાનોના વિષયમાં એની સ્મૃતિ તાજુજ કરી નાખે એવી દેખાઈ. એનાં

કાકાકાકી એની હાજરીમાં જ એના માતાપિતા પાસે એના સંબંધમાં કેવું કેવું બોલતાં હતાં એ બધા પ્રસંગોનું દૂબહૂ વર્ણન એણે મારી પાસે કર્યું. પડોશમાં રહેતા એના પિતરાઈ કાકાના મોટી ઉમ્મરના દીકરાઓ વારંવાર એને લાડકો, મોંએ ચડાવેલો, બેવકૂફ અને ગમાર કહેતા ત્યારે એના મનમાં કેવી ચીઢ ચડતી અને પોતે કેવી રીતે એની સાથે લડતો એ બધાંયનું પણ એણે રસિક વર્ણન મારી પાસે કરી બતાવ્યું. જેમ જેમ અમારી વાતો આગળ ચાલવા માંડી તેમ તેમ તેના વઢકણા સ્વભાવનું મૂળ મને હાથ લાગવા માંડ્યું અને એના ભૂતકાળમાં મારો રસ વધ્યો. કોઈ વખત જાણીબૂઝીને ભાઈભાંડુના સંબંધોની વાતો અને શેરીના છોકરાઓની મૈત્રીની વાતો હું કાઢતો. એવી વાતો વખતે વિનાયક ખૂબ ઉશ્કેરાઈ જતો, તે કહેતો કે કાકા, દાદા બધા આપણું અપમાન કરનારા હોય છે અને પડોશના મિત્રો આપણને ચીડવનારા હોય છે. એની સાથે વાતચીતનું મારું આ કામ ચાલતું તે દરમિયાન હું જોઈ શકયો કે એ જે દિવસે ઉશ્કેરાયો હોય તે દિવસે શાળામાં વિના કારણ વઢવાડ એણે વહોરી લીધેલી હોય જ. જે દિવસે કશું પણ બોલ્યા વિના સહાનુભૂતિપૂર્વક એની ઉપર ઉપરથી નજીવી દેખાતી છતાં એના મનને મહત્ત્વની લાગતી વાતો હું સાંભળ્યા જ કરતો, તે દિવસે એ એક પ્રકારનો ભારે સંતોષ અનુભવતો અને વઢવાડનો જાણે કે અણોજો પાળ્યો હોય તેવો તે દિવસ જતો.

લગભગ દોઢેક મહિના સુધી વાતચીતનો ક્રમ ચલાવ્યા પછી મેં એનાં માતાપિતાને બેત્રણ દિવસ માટે મારી પાસે રૂબરૂ બોલાવ્યાં. એમણે મને જે વાતો કહી એ વાતોએ આ પ્રશ્ન પર વધારે ઊંડો પ્રકાશ નાખ્યો.

વિનાયક એના માબાપનો એકનો એક છોકરો હતો. ચારેક છોકરાઓ ગુજરી ગયા પછી માબાપને વિનાયક સાંપડયો હતો. એનું જીવન ઈશ્વરની કૃપાને અને દેવદેવીની બાધાઆખડીને આભારી હતું એમ માબાપ માનતાં. માબાપની આર્થિક સ્થિતિ સાધારણ રીતે ઠીક હતી. વિનાયકને કોઈ કશું કહી શકતું નહિ. એ જે કંઈ ચીજ-વસ્તુ માગે તે તેને તુરત જ મળતી. એનો પડયો બોલ ઝિલાતો. ઘરમાં માબાપનો અત્યંત લાડકો વિનાયક ઘરબહાર જરા જેટલા પણ પ્રતિકૂળ સંયોગોને સહન કરી શકતો નહિ. કોઈની સાથે ચિડાવાના કે વઢવાના પ્રસંગો ઉત્પન્ન થતા ત્યારે માતપિતા હમેશાં એનો પક્ષ લઈ એનો બચાવ કરતા. એની બુદ્ધિ સારી હતી. ગામની નિશાળે એને બેસાડયો ત્યારપછી સામાન્ય શાળામાં બને છે તે પ્રમાણે શાળાના શિક્ષકનો એક પણ આકરો બોલ એનાથી સહન થઈ શકયો નહિ. નિશાળે ન જ જવાની એણે હઠ લીધી. માતપિતાએ એની હઠને પોષણ આપ્યું ને ગામની અંગ્રેજી નિશાળમાં છઠ્ઠી અંગ્રેજી ભણતા બ્રાહ્મણના એક ગરીબ દીકરાને ઘેરે માસ્તર તરીકે રોકયો.

આ માસ્તર પૈસાનો ગરજાઉ હતો, તેથી વિનાયકના માતપિતાની ઇચ્છા જાણી લઈને વિનાયકના તરંગી સ્વભાવને પોષતો. ઘરે પણ વિનાયક તો સારું ભણવા લાગ્યો. પરિણામે વિનાયકની અહંવૃત્તિ ઘણી સતેજ થઈ અને માબાપ પોતાનું વર્તન સાચું છે એમ માનીને સંતોષ માનવા લાગ્યા. આમ ને આમ એ દશ વર્ષનો થયો ત્યાં સુધીમાં તો વઢવાના પ્રસંગો વધ્યે જ જતા હતા અને બીજી બધી બાબતમાં સારો હોવા છતાં, એના આ વઢકણા સ્વભાવને મિટાવવા માટે જ આખરે આ શાળામાં મોકલવામાં આવ્યો હતો એમ એના માતપિતાએ જણાવ્યું. ઘર બહાર વઢવાડના જે જે પ્રસંગોનો ચિતાર માબાપે મને આપ્યો તે ઉપરથી બહુ જ સ્પષ્ટ રીતે હું જોઈ શકયો કે એની અહંવૃત્તિ સહેજ પણ ઘસાયા વિના એની મૂળની પ્રાથમિક સ્થિતિમાં જ રહેતી આવી હતી. બીજા સંયોગોની સરસાઈને કારણે બીજાં બધાં કરતાં પોતે શ્રેષ્ઠ છે એવું ભાન એના મનમાં થયું હતું. ઘેરથી શ્રેષ્ઠત્વની ગ્રંથિ લઈને એ આવ્યો હતો.

અહીં આવ્યો ત્યારે એને જુદા જ સંયોગો મળ્યા. વાતાવરણમાં સ્વાતંત્ર્ય હતું અને વ્યકિતત્વનું સન્માન હતું તેથી અહીંથી ભાગી જવાનું મન તેને નહોતું થતું, પણ બીજા વિદ્યાર્થીઓની સરખામણીમાં, નાના મોટા પ્રસંગોએ જ્યારે જ્યારે બીજાઓને પોતાના કરતાં શ્રેષ્ઠ જોતો ત્યારે ત્યારે એની શ્રેષ્ઠતાની ગ્રંથિ છંછેડાતી. શરૂઆતમાં એ કેટલીયે વાર વિચારે ચડી જતો. એ મૂંઝાયા કરતો તેનું કારણ આ હતું. પોતે કશું સમજી શકતો ન હતો. મનમાં ને મનમાં મૂંઝાતો. એવે કાળે સહેજ પણ વાતચીત, વિનોદ કે સવાલ-જવાબ એને ચિડવવા માટે બસ થતાં. એ ચિડાઈ જતો અને તુરત જ વઢવા લાગતો. થોડાક વખત સુધી આમ ને આમ ચાલ્યું. એની ઘવાની અહંવૃત્તિ અને છંછેડાઈ પડતી શ્રેષ્ઠત્વ ગ્રંથિ કેટલીયે વખત એને શૂન્યમનસ્ક બનાવી દેતાં. એના નિત્યના અભ્યાસમાં મંદતા આવવા લાગી. એક વરસ નહિ થયું હોય ત્યાં તો અભ્યાસમાં એ પાછળ પડી ગયો અને પોતાના સાથીદાર પોતાની સરખામણીમાં શ્રેષ્ઠ એવું ભાન ઉગ્રતાથી એને થવા લાગ્યું.

વરસ થઈ ગયું એટલે છાત્રાલયમાં પણ એ જૂનો ગણાયો. ઇતર વિદ્યાર્થીઓ એની સાથે વિનોદકટાક્ષો વધારે પ્રમાણમાં કરવા લાગ્યા. એના સ્વભાવની વિચિત્રતા, એનું ખરચ, વાતો કરવાની એની અભિમાનીવૃત્તિ, એ બધાં પર મર્મકટાક્ષો થવા લાગ્યાં. વાતાવરણ હવે એને આકરું દેખાવા લાગ્યું. હવે એ ચર્ચામાં પણ ઊતરવા લાગ્યો. એનો સહજ સંકોચ નાબૂદ થયો હતો. આવી ચર્ચાઓમાં ઘણા વિદ્યાર્થીઓ એને પોતાના કરતાં શ્રેષ્ઠ દેખાતા. શાળામાં આવતો ત્યારે ત્યાં પણ ઘણાયે વિદ્યાર્થીઓની સરખામણીમાં પોતાની જાતને એ ઊતરતી દેખતો હતો. સમૂહમાં રહેતો હોવાથી એ વસ્તુનું ભાન હમેશાં જાગૃત રહેતું. ઘણીયે વખત એ કશું બોલ્યા ચાલ્યા વિના બેસી રહેતો અને નાનકડો પ્રસંગ મળે તો પણ ઉશ્કેરાઈ જતો. બીજી બધી રીતે એ સમધારણ હતો એટલે શિક્ષકો પણ એની સાથે વિનોદ ને કટાક્ષો કરતા. આ સ્થિતિ ભાગ્યે જ ત્રણ ચાર મહિના ચાલી હશે ત્યાં તો એના મનમાં અલ્પતાની મજબૂત ગ્રંથિ બંધાઈ ગઈ. એ ગ્રંથીમાંથિ મુક્ત થવાનાં ફાંફાં મારતો વિનાયક હવે વઢકણા સ્વભાવનો થઈ ગયો હતો.

એના ઘરનો, એના સંયોગોનો, છાત્રાલયના એના જીવનનો અને શાળાના જીવનનો આ ઇતિહાસ સ્પષ્ટ કહેતો હતો કે સામાન્ય પ્રયોગથી એના સ્વભાવને મિટાવી શકાય તેમ ન હતું, જ્યાંસુધી એક બાજુની શ્રેષ્ઠત્વની ગ્રંથિ ઘસાઈને સરખી ન થાય, અને જ્યાં સુધી એની અલ્પતાની ગ્રંથિ છૂટે નહિ ત્યાં સુધી એના વઢકણા સ્વભાવમાં કશું જ પરિવર્તન થાય તેમ ન હતું.

એને સાચી રીતે પિછાન્યો એ જ એના સ્વભાવને બદલવાની પચાસ ટકા ચાવી હતી. એની સાથે પછી તો હું નિકટના સંબંધમાં આવી ગયો હતો એટલે એ મારી સાથે છૂટથી અને વિશ્વાસથી વાતો કરતો. એ વાતો કરતી વખતે સમાજમાં સાપેક્ષ જીવન કેવી રીતે જીવવાનું હોય છે તેની હું વાતો કરતો. નિત્યજીવનમાં બનતા બનાવોને દૃષ્ટાંતો તરીકે રાખીને પોતે એનો ઊકેલ કેમ કરી શકે તેના રસ્તાઓ બતાવતો. વિનાયક એ રસ્તાઓનું અનુસરણ કરતો. પોતાની સફળતા નિષ્ફળતા નક્કી કરી રાખેલી નોંધપોથીમાં નોંધતો. ઓછામાં ઓછા પા કલાક માટે તો રોજ એને મળવું જ એવો મારો ક્રમ હતો. એ પા કલાકની અસર તેના જીવન ઉપર થયા કરતી તે હું જોઈ શકતો હતો. મારી તેની સાથેની આવી વાતચીત અને ચર્ચાઓ એની મૂંઝવણોનો ઊકેલ લાવવાનુ એક સબળ સાધન બની ગયું હતું. દર્દી માફક એ આવતો અને ડૉક્ટરની માફક પ્રેમ તથા સહાનુભૂતિથી હું તેની સાથે વર્તતો.

ઘેરથી તો એ શ્રેષ્ઠત્વગ્રંથિ લઈ આવ્યો હતો. અહીં એના અહં ઉપર અણધાર્યા ઘા પડયા હતા ને તેનો સામનો કરવા માટે કશું જ બળ એણે મેળવેલું ન્હોતું. આનું પરિણામ એ આવ્યું કે ઓચિંતી આવી પડેલી પરિસ્થિતિમાં શ્રેષ્ઠતાના ખ્યાલમાંથી એકાએક અલ્પતાના અનુભવમાં એ ઊતરી પડયો. આ ફેરફારે એના જીવન પર ઘણી અસર કરી હતી. પહેલાં એ બોલતો નહિ. મૂંગો રહેતો ત્યારે મનમાં મૂંઝાયા કરતો. એ બોલવા લાગ્યો અને હાર અનુભવવા લાગ્યો એટલે એનો સ્વભાવ ક્રોધી અને ચિડિયો થઇ ગયો. નાની મોટી વઢવાડો એને માટે આત્મસંતોષનું એક સાધન થઈ પડી હતી. એ આત્મસંતોષ ખોટા માર્ગનો હતો ને તેથી લાભદાયી ન્હોતો. વિદ્યાર્થીઓ સાથે છૂટથી ચર્ચા કરવાનું અને જલ્દી હાર કબૂલ નહિ કરવાનું મેં તેને સૂચવ્યું. આત્મવિશ્વાસનો અભાવ એનામાં વધતો જતો હતો તે, નિર્દોષ ચર્ચાઓથી ઘટવા લાગ્યો. શાળાના ચર્ચાસંઘોમાં એને મુખ્ય બોલનાર તરીકે ઊભો કરવામાં આવતો. પોતાના વિષય માટે એને ખૂબ તૈયારી કરવાની હોય એટલે તેમાં પણ હું એને મદદ કરતો. ચર્ચાસંઘોમાં બુદ્ધિની સરસાસરસ ચર્ચાઓ કરવાથી એક તરફ એના મનમાં આત્મવિશ્વાસ જામતો જતો હતો અને બીજી તરફથી એની વઢવાડ કરવાની વૃત્તિ સારા માર્ગદ્વારા સંતોષાતી જતી હતી. ચર્ચાસંઘ એનો પ્રિય વ્યવસાય થઈ પડયો. એના સ્વભાવપરિવર્તનમાં આની ભારે જબરી અસર થઈ.

શિક્ષકો એના વિષય પરત્વે તટસ્થ હતા. તેમને હવે મેં સક્રિય સાથીદારો બનાવ્યા. વિનાયકની સાથે જુદાજુદા વિષયોમાં સહાનુભૂતિપૂર્વક કામ કરવાનું તેમને સૂચવ્યું. જૂની ગ્રંથિઓ ક્યારેક ક્યારેક પ્રગટ થઈ પોતાનો પ્રભાવ બતાવતી હતી, પરંતુ તેવા પ્રસંગોએ વિનાયકને જે કહેવું હોય તે કહેવા દઈ એના મનનો ભાર ઓછો કરવામાં શિક્ષકો મદદ કરતા. સામેથી કશો પણ પ્રતિરોધ મળતો નહીં. એટલે એના મનની ગ્રંથિઓનું જોર નબળું પડી જતું. શિક્ષકોની સાથેના વ્યવહારમાં પણ થોડા જ વખતમાં ફેરફાર થઈ ગયો.

નોંધપોથી, મારી સાથેની ચર્ચાઓ, ચર્ચાસંઘ, શિક્ષકોની અવિરોધી–સહાનુભૂતિ એટલાં સાધનોએ એના સ્વભાવમાં પરિવર્તન કરી નાખ્યું હતું ખરું, પરંતુ અલ્પતાનુભવ ગ્રંથિનું જોર થોડેઘણે અંશે રહી ગયું હતું. એને પણ નાબૂદ કર્યા સિવાય વિનાયકની પ્રગતિ સર્વાંશે શક્ય ન હતી. નવું સત્ર શરૂ થતાંની સાથે જ શાળાના મુખ્ય મંત્રીની જવાબદારીનું કામ એને સોંપી દેવામાં આવ્યું. આ જવાબદારીભર્યા કામે તો પંદર દિવસમાં ચમત્કાર બતાવ્યો. એની રહી સહી અલ્પતાનુભવ ગ્રંથિ પણ ભુંસાઈ ગઈ! વિનાયક વઢકણો હતો એ તો આજે હવે ભૂતકાળની સ્મૃતિ માત્ર બની રહી છે.

# પ્રોજેક્ટ પદ્ધતિ

ચૂનીલાલ નારણજી શાહ

Education is of life, for life, and by and through life; and life is of and for education. so the saying is true that education is life.

—Kilpatric

[ કેળવણી જીવનની છે, જીવન અર્થે છે, જીવન વડે, અને જીવનદ્વારા પ્રાપ્ત થાય છે; અને જીવન એ શિક્ષણનું અને શિક્ષણ અર્થે હોવું જોઈએ. તેથી કેળવણી એજ જીવન છે એ સિદ્ધાંત સાચો ઠરે છે. ]

—કિલ્પૅટ્રિક

## આજનું શિક્ષણ

કવિશ્રી રવીન્દ્રનાથ ટાગોરે શિક્ષણ વિશે લખતાં ક્યાંક નીચે પ્રમાણેનો વાર્તાલાપ પરીક્ષક અને વિદ્યાર્થી વચ્ચે આપ્યો છે.

"સયુંક્ત પ્રાંતની નદીઓ કહો."

'ગંગા, જમના…' વિદ્યાર્થીએ જરા પણ વિલંબ વિના ઉત્તર આપ્યો.

'તમે ગંગા જોઈ છે?'

'ના'

'તમારા ગામને પાદરે જે નદી વહે છે તે તમે જોઈ છે?' પરીક્ષકે પ્રશ્ન કર્યો.

'હા, મેં એ ઘણીવાર જોઈ છે.'

'તે નદીનું નામ શું છે?'

'ગંગા'

'ત્યારે તમે કહો છો ને તમે ગંગા નદી નથી જોઈ.'

'ભૂગોળમાં હું જે શીખ્યો છું તે અને મેં જે જોઈ છે તે ગંગા નદી એક જ છે!' વિદ્યાર્થીએ સાશ્ચર્ય પ્રશ્ન પૂછ્યો.

જે ગંગામાં તે અનેકવાર આનંદપૂર્વક નાહ્યો હતો તે ગંગા અને ભૂગોળમાં તથા નકશામાં શીખવામાં આવેલી ગંગા આ બન્ને ગંગા એક જ છે એ વિચાર તેને પ્રથમ કદી આવ્યો ન હતો. ભૂગોળની ગંગા, જમના તેને મન કેવળ પોપટની માફક બોલી જવાનાં નામ હતાં, અને જીવતી જાગતી ગંગા એ કોઈ જુદી, અને અનેરી જ વસ્તુ તેને મન હતી.

એક વાર એક વર્ગમાં મારે નિરીક્ષક તરીકે જવાનું બન્યું હતું. ત્યાં પાટીઆ ઉપર નીચે પ્રમાણે દાખલો લખેલો હતો:

| વાર | ફૂટ | ઇંચ |
|---|---|---|
| ૨૫ | ૨ | ૧૦ |
| | | ×૨૫ |

આ ગુણાકાર ઘણા ખરા વિદ્યાર્થીઓનો સાચો હતો. મેં એક વિદ્યાર્થીને પૂછ્યું:

'ફૂટ કાપડ કેટલું' થાય તે તમે બતાવશો?'

'એ મને આવડતું નથી.'

ઘણા વિદ્યાર્થીઓએ આ પ્રમાણે ઉત્તર આપ્યો. એજ વખતે ઘણા ખરા વિદ્યાર્થીઓ આગળ ફૂટપટ્ટી પડેલી હતી, ગુણાકારના વારફૂટ અને હમેશ ઉપયોગમાં આવતા ફૂટને કાંઈ સંબંધ આ વિદ્યાર્થીઓની દૃષ્ટિએ ન હતો.

એ જ પ્રમાણે જ્યારે મેટ્રિકની પરીક્ષામાં વિદ્યાર્થીઓ ઉત્તર આપે કે:

ફ્લોરેન્સ નાઇટિંગેલ એલિઝબેથના વખતમાં એક કવિ હતો;

કેબિનેટનો ખરો અર્થ રાજાને સલાહ આપનાર ખાનગી ઓરડી થાય છે;

અથવા પ્રીવિયસના વિદ્યાર્થીઓ લખે છે કે:

Bhamini was kidnapped by Jagannath,

ત્યારે આપણે જોઈ શકીએ છીએ કે આ વિદ્યાર્થીઓએ શિક્ષણમાંથી કાંઈ આનંદ પ્રાપ્ત કર્યો નથી, એટલું જ નહિ પણ તેમને તે કેવળ ભારરૂપ થઈ પડયું છે, અને તે શબ્દોના બોજા નીચે કચરાઈ ગયા છે.

ઉપરનાં દૃષ્ટાંતોમાં કેટલીક વાતો સ્પષ્ટ રીતે તરી આવે છે. વિદ્યાર્થીઓ સમજ્યા વિના ઘણી વાતો યાદ રાખે છે; તેમને પ્રત્યક્ષ વસ્તુ, વાસ્તવિકતા સાથે કાંઈ સંબંધ હોતો નથી; તેમને સંબંધ હોય છે માત્ર શબ્દો સાથે. શબ્દોમાં જ વિદ્યાર્થીઓ રમ્યા કરતા હોવાથી તેમને શબ્દો ઉચ્ચાર્યા સિવાય કાંઈ વિશેષ કરવાનું રહેતું નથી. તે નિષ્ક્રિય બનીને બધું સાંભળે છે, અને પછી બોલી જાય છે. આ પ્રકારના શિક્ષણથી તેમના જીવનમાં અથવા આસપાસના વાતાવરણમાં કાંઈ ફેરફાર થતો નથી. શિક્ષણ એટલે જીવન નહિ પણ શબ્દ; શિક્ષણ એટલે ક્રિયા નહિ પણ ચેતનહીનતા; શિક્ષણ એટલે નૂતન અણઉઘડયા પ્રદેશોમાં વિહાર નહિ, પણ બીજાઓના વિચારનું શ્રવણ અથવા વાચન અને પુનરાવર્તન; આ પ્રમાણે આજે બની રહ્યું છે.

### પ્રોજેક્ટ પદ્ધતિ એટલે શું?

શિક્ષણની આ સર્વ ઊણપો ટાળવા અમેરિકામાં એક નવીન પદ્ધતિનો પ્રયોગ થઈ રહ્યો છે. એ પદ્ધતિનું નામ પ્રોજેક્ટ [ *Project* ] પદ્ધતિ. અમેરિકન શિક્ષણશાસ્ત્રી અને તત્ત્વજ્ઞાની જ્હોન ડ્યૂઈએ કેટલાંક વર્ષો પહેલાં આ પદ્ધતિનો પ્રારંભ પોતાની શાળામાં કર્યો હતો. ત્યારબાદ તે જ પ્રયોગથી આકર્ષાઈને સ્નેડન, સ્ટીવન્સન, કિલ્પેટ્રિક, આદિ કેળવણીકારોએ એ પદ્ધતિ વિકસાવી અને એ પદ્ધતિ પાછળ રહેલું મનોવિજ્ઞાન સમજાવ્યું.

આ પદ્ધતિમાં વિદ્યાર્થીઓએ એક કાર્ય પોતાની મેળે અથવા શિક્ષકની સલાહથી પસંદ કરવાનું હોય છે; અને તે કાર્ય સ્વાભાવિક સંજોગોમાં પૂરું કરવાનું હોય છે. પ્રોજેક્ટની વ્યાખ્યા

આ પ્રમાણે છે: નૈસર્ગિક પરિસ્થિતિમાં પૂર્ણ કરવામાં આવેલું કાર્ય.* કબાટ બનાવવાનું. મચ્છરો દૂર કરવાનું. ઔદ્યોગિક વિપર્યયથી આપણને ફાયદા થયા છે કે ગેરફાયદા——આવાં પ્રોજેક્ટો વિદ્યાર્થીઓ પસંદ કરે છે. આ કાર્ય પૂરું કરવામાં ચાર વસ્તુઓ અનિવાર્ય છે:

[૧] માત્ર સ્મરણશક્તિની મદદથી તે કાર્ય પૂરું થવું ન જોઈએ, પરંતુ તે કાર્ય પાર પાડવામાં વિચાર કરવાની આવશ્યકતા હોવી જોઈએ.

[૨] નવું પ્રાપ્ત કરેલું જ્ઞાન, નવી જાણેલી હકીકત જીવન સાથે ઓતપ્રોત થઈ જવી જોઇએ.

[૩] કાર્ય પૂરું કરતાં કરતાં જે સિદ્ધાંતો, જે નૈસર્ગિક નિયમો જાણવાની જરૂર પડે તે કાર્ય પૂરું કરતાં કરતાં શીખતા જવા જોઈએ. સિદ્ધાંતો પ્રથમથી શીખીને તેનો કાર્યનો ઊકેલ કરતી વખતે ઉપયોગ કરવાને બદલે કાર્ય પૂરું થતાં થતાં તે પ્રાપ્ત થવા જોઈએ.

[૪] દરેક કાર્ય નૈસર્ગિક પરિસ્થિતિમાં પૂરું થવું જોઈએ.

દરેક પ્રોજેક્ટ કાર્ય પૂરું કરતી વખતે આ ચારે તત્ત્વોનો ઉપયોગ થાય છે. એ તત્ત્વોને કેવી રીતે ઉપયોગમાં લેવાય તે આપણે હવે જોઈએ.

## અનિવાર્ય જરૂરિયાતો

### [૧] વિચારશક્તિનો ઉપયોગ

શિક્ષણનું કર્તવ્ય જીવનનો સર્વતોમુખી વિકાસ સાધવાનું છે. જીવનના સર્વ અંગોને સમૃદ્ધ કરવાં એ શિક્ષણનો ધર્મ મનાય છે; આ અંગોમાં વિચાર કરવાનું કાર્ય મહત્ત્વનું સ્થાન ભોગવે છે. આપણા દેશમાં અત્યારે કેળવણી કેવળ બૌદ્ધિક છે. એ હૃદયને, ઊર્મિઓને ભાગ્યે જ સ્પર્શે છે; લલિતકલાઓને તેમાં સ્થાન નથી. એ બુદ્ધિને જ વિકસાવવા પ્રયત્ન કરે છે; પણ એ પ્રયત્નનું ફળ શું આવે છે? આજે બુદ્ધિની તેજસ્વિતા કેળવવામાં કેટલે અંશે સિદ્ધિ પ્રાપ્ત થઈ છે?

દુર્ભાગ્યે આ પ્રશ્નોનો ઉત્તર નિરાશાજનક મળે છે. મોટે ભાગે વિદ્યાર્થીઓને બધું પકવીને તૈયાર પીરસવામાં આવે છે; તેમનાં મગજમાં તે ઠાંસી ઠાંસીને ભરી દેવાનો જ પ્રયત્ન કરવાનો હોય છે. આજે માર્ગદર્શનો, Solutions અને Guidesથી વિદ્યાર્થીઓનાં જીવન ભરપૂર હોય છે. *'તમને સારામાં સારું કાવ્ય કયું લાગે છે!'* તો એ પ્રશ્નનો ઉત્તર *વિદ્યાર્થીએ આપવાને બદલે* કોઈ વસવાણી, બેનરજી કે વિજયરાઘવાચારીઅર આપે છે. "તમારા અભિપ્રાય પ્રમાણે અશોક અને અકબર–એ બેમાંથી કોણ શ્રેષ્ઠ લાગે છે?" તો રમણિક કે મણિલાલને પોતાનો અભિપ્રાય જણાવવાની જરૂર રહેતી જ નથી; એમને બદલે કોઈ ફડકે, શાહ કે ત્રિવેદી ઉત્તર આપી દે છે. આવી રીતે અભ્યાસ કરવાથી વિચારશક્તિની કસોટી થતી નથી. થાય છે માત્ર સ્મરણશક્તિની કસોટી અને ઉપયોગ. અને આ સર્વનું પરિણામ પણ ગંભીર જ આવવું જોઈએ. શિક્ષણશાસ્ત્રનો એક સિદ્ધાંત છે કે તમે જેનો અભ્યાસ કરશો તે તમે શીખશો [You learn what you practise.] વિચાર કર્યા વિના, જાતે મહેનત કર્યા વિના બીજાના વિચારો વર્ષો સુધી બોલી જવાની કે લખવાની ટેવ પાડતી એમાં મનની શક્તિઓ કુંઠિત થઈ જાય છે. એ મનુષ્યમાં સર્જનશક્તિનો અભાવ પ્રવર્તે છે; યંત્રવત બીજાના આદેશોને અનુસરવાનું સામર્થ્ય તે ધરાવે છે. નવદેહજીવનમાં બાવા

---

* A project is a problemetic act carried to completion under natural setting. —Steverson

આનો ઉપયોગ કરવાનો નથી તો અમારે શા માટે શીખવું જોઈએ?" વિદ્યાર્થીઓની આ મૂંઝવણનો સંતોષકારક ઉકેલ કરવો એ મુશ્કેલ છે. જે જ્ઞાનનો ક્યાંય પણ ઉપયોગ કરવાનો નથી, અને જે પ્રાપ્ત કરવામાં કાંઈ આનંદ આવતો નથી તે જ્ઞાન જીવનને સ્પર્શવા અસમર્થ નીવડે છે.

પરંતુ પ્રોજેક્ટ પદ્ધતિમાં જ્ઞાન જીવનની સાથે ઓતપ્રોત બની જાય એ આવશ્યક છે. દૃષ્ટાંત તરીકે "આપણા શહેરને દૂધ કેવી રીતે પૂરું પાડવામાં આવે છે?" "આપણાં શહેરમાં બાળકો કયા રોગથી મૃત્યુ પામે છે?" "ડામરના રસ્તા બાંધવાથી શહેરને ફાયદો થાય છે કે નહિ?" "પાણીના નિકાલ માટે આપણા શહેરમાં ગટર બનાવવામાં કઈ મુશ્કેલીઓ આવે છે?" આવાં પ્રોજેક્ટો, આવા કોયડાઓનો ઉકેલ કરતાં તેમને અનેક બાબતોનો વિચાર કરવો પડશે. આપણા શહેરમાં અથવા શહેરની આસપાસ કેટલાં ઢોર છે? તે ઢોરની સ્થિતિ કેવી છે? દૂધમાં પાણીનો અને અન્ય ભેગ કેટલો આવે છે? આરોગ્યશાસ્ત્રની દૃષ્ટિએ આ દૂધની કિંમત શી છે? કયા કયા રોગના વાયરા બાળકોમાં હોય છે? એનાં કારણો શું છે? તે દૂર થઈ શકે તેમ છે કે નહિ? બીજા દેશોમાં તે કેવી રીતે દૂર થઈ શક્યાં? આવા પ્રશ્નોની માહિતી તેમને પ્રાપ્ત કરવી પડે છે. જે વિદ્યાર્થીઓ આ પ્રમાણે જ્ઞાન પ્રાપ્ત કરે તેમનાં જીવન સાથે આ જ્ઞાન વણાઈ જાય છે. આવું જ્ઞાન કેવળ પરીક્ષા પાસ કરવા માટેના વિષયનું જ્ઞાન નથી બનતું. એ જ્ઞાન તો તેમનાં જીવન સાથે ઓતપ્રોત બની રહે છે. વિદ્યાર્થીઓ એ જ્ઞાનમય બની જાય છે. આ વિદ્યાર્થીઓ ભવિષ્યમાં જ્યારે નાગરિક બનશે ત્યારે મ્યુનિસિપાલિટિમાં સક્રિય રસ લેશે; તેમાં કોણે બેસવું જોઈએ, તેમના તરફથી કોણે પ્રતિનિધિ તરીકે જવું જોઈએ એ પ્રશ્નમાં તેમને પૂરતો રસ રહેશે. ચૂંટણી વખતે તેમને સમજાવવાપણું નહિ રહે, એ સ્વયં-સ્ફૂર્તિથી જ પોતાનો મત પોતાને સૌથી જે વધારે યોગ્ય લાગશે તે ઉમેદવારને આપશે.

આ પ્રમાણે જ્ઞાન વિદ્યાર્થીનાં જીવન સાથે પ્રોજેક્ટ પદ્ધતિમાં ઓતપ્રોત બની જાય છે. હવે પ્રોજેક્ટનું ત્રીજું આવશ્યક લક્ષણ વિચારીએ.

### [૩] વિદ્યાર્થીઓ સિધ્ધાંતોની શોધ કરે છે

વિજ્ઞાનના શિક્ષણનો હેતુ વિદ્યાર્થીઓનાં મગજમાં હકીકતો અથવા સિદ્ધાંતો ભરી દેવાનો નથી; તેનો હેતુ વિદ્યાર્થી વૈજ્ઞાનિક દૃષ્ટિ પ્રાપ્ત કરે એ છે. જે રીતે વિજ્ઞાનશાસ્ત્રીઓએ વિજ્ઞાન પ્રત્યે દૃષ્ટિ કેળવેલી છે તે પ્રમાણે વિદ્યાર્થીઓએ પણ કેળવવાની છે. વિજ્ઞાનશાસ્ત્રી હકીકતોનું અવલોકન કરે છે; ત્યાર બાદ તે સર્વ હકીકતોનો ખુલાસો કરવા તે એક કામચલાઉ સિદ્ધાંત [Hypothesis] સ્વીકારે છે; અને એ સિદ્ધાંત ખરો છે કે ખોટો છે તેની પરીક્ષા કરવા તે પ્રયોગો કરે છે. જો એ પ્રયોગો સાચા નિવડે તો એ સિદ્ધાંત સાચો ઠરે છે, પરંતુ જો એ પ્રયોગો ખોટા હોય તો તે સિદ્ધાંત ખોટો છે એમ સ્વીકારીને તે બીજો કામચલાઉ સિદ્ધાંત રજૂ કરે છે, અને તેને કસોટીએ ચઢાવે છે. ન્યૂટન, ફેરેડે, ડાર્વિન, આઈન્સ્ટાઈન, જગદીશચંદ્ર બોઝ, ચંદ્રશેખર રામન, વગેરે વિજ્ઞાનશાસ્ત્રીઓનો આ રાહ છે. પ્રોજેક્ટ પદ્ધતિમાં કાર્ય પૂરું કરતાં કરતાં કેટલાક સિદ્ધાંતો બાંધવા પડે છે, અને તે ખરા છે કે ખોટા છે તેનો નિર્ણય વિદ્યાર્થીઓએ કરવાનો રહે છે, અને પ્રયોગોને આધારે કે અનુભવને આધારે વિદ્યાર્થીઓ સિદ્ધાંતોની 'શોધ [research] કરે છે. વાસ્તવિક જીવનમાં મનુષ્યો અનુભવને આધારે કેટલાક સિદ્ધાંતો સ્વીકારે વિશેષ અનુભવથી તે સિદ્ધાંતોને દૃઢ કરે છે અથવા તેમને બદલે બીજા સિદ્ધાંતોનો સ્વીકાર કરે છે. માત્ર વિજ્ઞાનના જ વિષયમાં નહિ પરંતુ ગમે તે પ્રકારના પ્રોજેક્ટમાં વિદ્યાર્થીઓ આ દૃષ્ટિથી કાર્ય કરે છે.

આપણી પદ્ધતિમાં વિદ્યાર્થીઓ પ્રથમથી સિદ્ધાંતો શીખી લે છે, અને પ્રયોગશાળામાં જઈ તે સિદ્ધાંતોને તે જોઈ જાય છે, તે પોતે સિદ્ધાંતોની શોધ [research] કરતા નથી, પરંતુ બીજાઓએ શોધેલા સિદ્ધાંતો સાચા કે ખોટા છે તેની ખાતરી [verification] કરે છે. Research અને verification વચ્ચે જેટલો ભેદ છે તેટલો ભેદ પ્રૉજેક્ટ પદ્ધતિ અને અત્યારની પદ્ધતિ વચ્ચે છે. અત્યારની પદ્ધતિ પ્રમાણે થોડા સમયમાં વિદ્યાર્થીને ઘણું જ્ઞાન મળે છે, પણ તે જ્ઞાનથી તે રંગાઈ જતો નથી. ઊલટું, એવી રીતે આ સર્વ જ્ઞાન તે પ્રાપ્ત કરે છે કે વહેલામાં વહેલી તકે તે ખંખેરી નાખવા આતુર હોય છે. અત્યારે પ્રીવિયસનો વિદ્યાર્થી કેટલું બધું વિજ્ઞાન શીખે છે! છતાં પણ તેને આ સર્વ જ્ઞાનથી શાસ્ત્રીય દૃષ્ટિ પ્રાપ્ત થતી નથી. અને જે વાત પ્રીવિયસના વિદ્યાર્થીને લાગુ પડે છે તે સઘળા વર્ગના વિદ્યાર્થીઓને લાગુ પડે છે. અનેક વર્ષોના અભ્યાસ પછી વિદ્યાર્થી જગતમાં પ્રવેશ કરે છે ત્યારે તે કેવો અસહાય દશામાં હોય છે!

પ્રૉજેક્ટ પદ્ધતિ સ્વાભાવિક નિયમોને અનુસરતી હોવાથી તે દ્વારા પ્રાપ્ત થયેલું જ્ઞાન વધારે ફળદાયી નીવડે છે. હવે પ્રૉજેક્ટ પદ્ધતિનું ચોથુ આવશ્યક તત્ત્વ નૈસર્ગિક પરિસ્થિતિ વિચારીએ.

### [૪] નૈસર્ગિક પરિસ્થિતિમાં કાર્ય પૂરું થવું જોઈએ

અત્યારે શાળાની બહાર જે રીતે શિક્ષણ પ્રાપ્ત થાય છે એ નૈસર્ગિક રીતે પ્રાપ્ત થાય છે. દરજીનો કે મોચીનો છોકરો લુગડાં કે જોડાં શીવનાં શીખે છે એ તદ્દન સ્વાભાવિક સંજોગોમાં શીખે છે. એ જ પ્રમાણે કન્યાઓ ઘરમાં રસોઈ શીખે છે એ નૈસર્ગિક વાતાવરણમાં શીખે છે. જે ઉદ્દેશ સિદ્ધ કરવા મોટી ઉમ્મરના મનુષ્યો ક્રિયાઓ કરે છે તેવા જ ઉદ્દેશથી પ્રેરાઈને મોચીનો કે દરજીનો છોકરો અથવા કન્યાઓ જુદાં જુદાં કાર્યો કરે છે. આ ક્રિયાઓ પાછળનો ઉદ્દેશ તે પૂરેપૂરો સમજી શકે છે. એમને એ સાચું જીવન લાગે છે. એટલે તે શીખવા માટે તેમના હૃદયમાંથી પૂરતાં પ્રેરક બળો ઉદ્ભવે છે.

અત્યારની આપણી શાળાઓમાં આથી જુદા જ ઉદ્દેશપૂર્વક વિદ્યાર્થીઓ અભ્યાસ કરે છે. મોટી ઉમ્મરના મનુષ્યો જે કારણસર હિસાબ ગણે છે, ઇતિહાસ વાંચે છે, પત્રો લખે છે તેવા ઉદ્દેશથી આપણી શાળાનાં વિદ્યાર્થીઓ કાર્યો કરતાં નથી. આથી એ સર્વ ક્રિયાઓ કરતી વખતે તેમને પૂરેપૂરો સંતોષ પ્રાપ્ત થતો નથી. પરંતુ પ્રૉજેક્ટ પદ્ધતિ અનુસાર ચાલતી શાળાઓમાં વિદ્યાર્થીઓ સ્વાભાવિક વાતાવરણમાં સર્વ પ્રવૃત્તિઓ પૂરી કરે છે.

નૈસર્ગિક પરિસ્થિતિ એ આ પદ્ધતિનું વિશિષ્ટ અંગ છે. આ સમજવા માટે એક દૃષ્ટાંત લઈશું. નૉર્મલ નગરમાં પ્રાઇસર કરીને એક કર્તવ્યનિષ્ઠ શિક્ષક હતો. તે વર્ષોથી વિદ્યાર્થીઓને માખીની ઉત્પત્તિ અને વિનાશ વિષે શિક્ષણ આપતો હતો. માખી ક્યાં ક્યાં ઈંડાં મૂકે છે, એની વૃદ્ધિ કેવી રીતે થાય છે, તે વૃદ્ધિ અટકાવવાના ક્યા ક્યા ઉપાયો લેવા જોઈએ, એ સર્વ એ સુંદર શૈલીએ શીખવતો હતો; પરંતુ વર્ષો પછી એણે જોયું તો એ શિક્ષણનું ફળ કાંઈ આવ્યું ન્હોતું; એથી એ શહેરમાં એક પણ માખી ઓછી થઈ ન્હોતી. સરસમાં સરસ રીતે શીખવવા છતાં પણ વિદ્યાર્થીઓ ઉપર કેમ કાંઈ અસર થતી નથી એ વિષે એણે વિચાર કરવા માંડ્યો; એણે જોયું કે વિદ્યાર્થીઓ મનમાં પ્રશ્ન પૂછે છે: "તમે આ બધું શીખવો છો, પણ આ માખીઓ ઓછી કરવા તમે કેમ કાંઈ પણ પ્રયત્ન કરતા નથી?" વિદ્યાર્થીઓની શંકા તેને સાચી લાગી, અને માખી દૂર કરવા તેણે ચળવળ ઉપાડી. તેણે વિદ્યાર્થીઓને શહેરનો દરેક વિભાગ સોંપ્યો. તેઓ પોતાના વિભાગમાં આવેલા ઘરના માલિકોને મળ્યા; જે સ્થળે કચરો હતો તે સ્થળની તેમણે નોંધ કરી

લીધી, અને માખીની ઉત્પત્તિ તથા વિનાશ માટે જે સાહિત્ય હતું તે તેમણે દરેક ઘેર મફત વહેંચ્યું. બધી તપાસ થઈ રહ્યા બાદ માખીસપ્તાહ ગોઠવવામાં આવ્યું. ખેતરના માલિક સાથે કીમતી ખાતરના બદલામાં ગાડાં મફત પૂરાં પાડવાં માટે અગાઉથી બંદોબસ્ત કરવામાં આવ્યો હતો. સપ્તાહ દરમિયાન ગાડાં શેરીઓ વચ્ચે ઊભાં રાખવામાં આવ્યા અને માખી ઉત્પન્ન થાય તેવો કચરો ઘરને ખૂણે ખોચરેથી એકઠો કરીને તેમાં ભર્યો. આ ગાડાં દૂર દૂર યોગ્ય સ્થળે ખેતરોમાં ખાલી કરવામાં આવ્યાં; અને ત્યારથી માખીનો ઉપદ્રવ એ શહેરમાંથી ટળી ગયો.

હોશિયાર શિક્ષકના હાથમાં શિક્ષણ કેવું જીવન્ત બની શકે છે તેનું આ ઉજ્જ્વલ દૃષ્ટાંત છે. જે ઉદ્દેશથી શાળાની બહારના મનુષ્યો માખીની ઉત્પત્તિ અને વિનાશ વિષે માહિતી મેળવવા આતુર હોય છે તે જ ઉદ્દેશ પ્રાઇસરે એના વિદ્યાર્થીઓ સમક્ષ મૂક્યો, અને તેથી શિક્ષણ અને જીવન એક જ થઈ ગયાં; શિક્ષણ ભાવિ જીવનની તૈયારી રૂપે ન રહ્યું. નૈસર્ગિક પરિસ્થિતિ દરેક ક્ષણે ઉત્પન્ન કરવી એ અઘરું કાર્ય છે, અને વિજ્ઞાનના વિષયમાં તે ખર્ચાળ થઈ પડવા પણ સંભવ છે; છતાંય પણ એ શિક્ષણનો પ્રાણ છે એ જો સતત ધ્યાનમાં રહે તો શિક્ષણની પદ્ધતિમાં જબરો પલટો થઈ જાય છે. સર્વાંશે નૈસર્ગિક નહિ તો બને તેટલું નૈસર્ગિક વાતાવરણ રચવા શિક્ષક પ્રયત્નશીલ રહે છે.

## ઉપસંહાર

આ પ્રમાણે દરેક પ્રૉજેક્ટમાં આ ચાર તત્ત્વોનો સમાવેશ થાય છે. આ પદ્ધતિને આચારમાં મૂકવી એ મુશ્કેલ કાર્ય છે; કુશળ શિક્ષકોના હાથમાં જ એ સફળ થવા સંભવ છે; આજે અમેરિકામાં એ પદ્ધતિનો પ્રચાર થઈ રહ્યો છે. યૂરોપમાં ડીક્રોલી પદ્ધતિ Decroly methodના નામે ઓળખાતી શિક્ષણપદ્ધતિ પ્રૉજેક્ટ પદ્ધતિને ઘણે અંશે મળતી આવે છે. સારા શિક્ષકોએ જાણ્યુંઅજાણ્યું આ પદ્ધતિનો ઉપયોગ કરેલો છે. આઉન્ડલનો સેંડરસન પોતાની શાળા આ સિદ્ધાંત ઉપર ચલાવતો હતો. પ્રાચીન ભારતવર્ષમાં ઋષિમુનિઓના આશ્રમમાં વિદ્યાર્થીઓ કેટલુંક શિક્ષણ આ પદ્ધતિ અનુસાર પ્રાપ્ત કરતા હતા; અને તેથી જ કૃષ્ણ સુદામા લાકડાંનો ભારો લેવા વનમાં જતા હતા, અથવા કચ ગાય ચારવા જતો હતો.

આ પદ્ધતિ અનુસાર શીખેલા વિદ્યાર્થીઓની બુદ્ધિની કસોટી [ Intelligence Tests ]થી કરવામાં આવી હતી, અને એ પરીક્ષામાં એ વિદ્યાર્થીઓ અન્ય શાળાઓની તુલનામાં સારા માલૂમ પડ્યા હતા.

અત્યારે શાળાઓમાં અભ્યાસક્રમના વિષયો ઉમેરાતા જાય છે. જ્ઞાનના પ્રદેશો વધતા જાય છે તેમ તેમ શિક્ષણના વિષયોમાં વૃદ્ધિ થતી જાય છે. આ વૃદ્ધિની પાછળ એક કારણ એવું રહેલું છે કે એ વિષયમાં જે શક્તિનો વિકાસ પ્રાપ્ત થશે તે જીવનના બીજા ક્ષેત્રમાં કામ લાગશે. સત્તરમા સૈકામાં લોકે [ Locke ] આ સિદ્ધાંત શીખવ્યો હતો. તેણે કહ્યું હતું કે મનમાં અમુક શક્તિઓ છે; અને અમુક અમુક વિષયો શીખવાથી ભિન્ન ભિન્ન ચોક્કસ શક્તિઓનો વિકાસ થાય છે; અને જીવનમાં અનેક ક્ષેત્રોમાં એ શક્તિઓનો ઉપયોગ થઈ શકે છે. આ સિદ્ધાંતને Transfer of learning કહેવામાં આવે છે. આજે કેટલાક પ્રયોગો ઉપરથી અમેરિકન માનસશાસ્ત્રી થૉર્નડાઈકે સિદ્ધ કર્યું છે કે આ સિદ્ધાંત ખોટો છે. એટલે શાળામાં પ્રાપ્ત થયેલી શક્તિ અનિવાર્ય રીતે શાળાની બહારના જગતમાં કામ આવતી નથી; એટલે શાળાની અંદરનું વાતાવરણ બને તેટલું શાળાના

બહારના જીવનને મળતું હોવું જોઈએ. શાળાની અંદરની પરિસ્થિતિ બને તેટલી વાસ્તવિક જીવનને મળતી [ Lifelike ] હોવી જોઈએ. શિક્ષણશાસ્ત્રના આ સિદ્ધાંત અનુસાર પ્રોજેકટ પદ્ધતિ યોજાયલી હોવાથી તે અનેક અંશે ફળદાયી નીવડે છે.

અત્યારે શિક્ષણના વિષયોમાં વૃદ્ધિ થતી હોવાથી વિદ્યાર્થીઓને શિરે શિક્ષણનો બોજો વધતો જાય છે. કયું જ્ઞાન આવશ્યક અને કયું જ્ઞાન અનાવશ્યક એ વચ્ચે તો ભેદ અત્યારની પદ્ધતિમાં થઈ શકતો નથી; પરંતુ આ પદ્ધતિમાં આ સર્વ જ્ઞાનમાં આવશ્યક અને અનાવશ્યક વચ્ચેનો ભેદ સહેલાઈથી થઈ જાય છે; અને આવશ્યક એટલે કેવળ દ્રવ્યઉપાર્જનની અથવા ઔદ્યોગિક દૃષ્ટિથી જ નહિ, પરંતુ સૌન્દર્ય, કલા, નીતિ અને વ્યવહારની દૃષ્ટિથી આવશ્યક જ્ઞાન. અત્યારે જે જ્ઞાન વિદ્યાર્થીઓ સમક્ષ ધરવામાં આવે છે એ સવ તાર્કિક દૃષ્ટિએ [ Logical basis ] બરાબર હોય છે; પરંતુ એની પાછળ માનસશાસ્ત્રની દૃષ્ટિ [ Psychological basis ] હોતી નથી. પ્રોજેકટ પદ્ધતિમાં આપોઆપ માનસશાસ્ત્રની દૃષ્ટિ આવે છે. એમાં ક્રમાનુસાર જ્ઞાન આવતું નથી, પરંતુ વિદ્યાર્થીઓને જેમ જેમ ક્ષુધા જાગે તેમ તેમ જ્ઞાન પ્રાપ્ત થાય છે. એક પદ્ધતિમાં જ્ઞાન રેડવામાં આવે છે; બીજી પદ્ધતિમાં વિદ્યાર્થીઓ એને પચાવીને એમાંથી તાકાત કેળવે છે.

તત્ત્વજ્ઞાની કૅન્ટે એક સ્થળે લખ્યું છે કે 'પૂર્ણ કલા પ્રકૃતિને પથે વળે છે' [ Perfect art returns to nature], તેમ આ પદ્ધતિ બને તેટલી કુદરતને અનુસરવા પ્રયત્ન કરી રહી છે.

•

### આ વિષય પરનાં થોડાંક પુસ્તકોનાં નામ


1 The project method of teaching. —Stevenson.
2 The foundations of method —Kilpatric,
3 How we learn. —Kilpatric.
4 Recent developments in Education —John Adams.
૫ શિક્ષણનું રહસ્ય —નવલરામ જગન્નાથ ત્રિવેદી




# શિક્ષણ અને સ્વદેશભક્તિ

—રા. પિપાસુ

**મા**નવી અનેકવિધ આશાઓ સેવતો આવ્યો છે. એ આશાઓ પૂર્ણ કરવા અનતી શક્તિએ મંથન પણ કરતો રહ્યો છે. જેવી જેવી એની આશા તેવાં તેવાં સાધનો અને માર્ગો એ લેતો રહ્યો છે. આશાની પૂર્તિમાં સમૂહભાવના ભારે મદદરૂપ થઇ પડે છે. સામાન્ય રીતે તો રસની એકતા, વિચારોની, આદર્શોની, અભિપ્રાયોની સમાનતા, અને લોહીની ગાંઠના આધારે માનવી નાના મોટા સમૂહ બાંધતો રહે છે. સમૂહ ભેગો મળ્યો એટલે સરવાળે એની અંદરની મહાન વ્યક્તિ કરતાં તો એ કદીય આગળ ન જઈ શકે. એમ છતાં સંઘબળ પણ એક સારુંસરખું બળ છે એની ના પાડી ન જ શકાય. તે સાથે એ પણ સ્પષ્ટ વાત છે કે સંઘમાં ભળેલા બધા માત્ર સમૂહગત હેતુનો જ વિચાર કર્યા કરનારા હોય છે એમ પણ નહીં. સમૂહગત હેતુ પ્રથમ સ્થાને હોય એ ખરું. એ હેતુની સિદ્ધિ અર્થે પોતાની શક્તિનો ભોગ આપના બધા તૈયાર રહે એ પણ ખરુ. પરંતુ એ ઉપરાંત પણ વ્યક્તિગત કાર્યો તો ઘણાંને વળગેલાં હોય જ છે. જેમ સંઘ યા સમૂહનું તંત્ર વધુ વ્યવસ્થિત ને કાર્યશીલ તેમ તેની વાંછનાઓ, મહેચ્છાઓ પણ વધુ વ્યવહારુ અને પ્રગતિશીલ હોવાનો સંભવ છે. રાજકીય મંડળ પણ એક એવું મોટુ મંડળ છે. એની વાંછનાઓ પણ વધુ વ્યવસ્થિત હોય છે. રાજકીય મંડળને, રાજસત્તાને અને સ્વદેશભક્તિને નિકટનો સંબંધ છે. ને જ્યાં જીવનવિકાસથી શિક્ષણને જુદું પાડી શકાતું નથી ત્યાં આજે તો રાજકીયમંડળ સાથે સંબંધ ધરાવતી સ્વદેશભક્તિને પણ શી રીતે જુદી પાડી શકાય? કેમકે જીવનમાં રહેલી અનેકવિધ ભાવનાઓમાંની એ પણ એક ઉચ્ચત્તમ ભાવના તો છે જ. પરંતુ સ્વદેશભક્તિ પ્રતિ, રાષ્ટ્રવાદ પ્રતિ આધુનિક યુગના કેટલાક વિચારશીલ પુરુષોને ભારે સૂગ છે અને ઘણા તો એટલે સુધી કહેતા નથી અચકાતા કે શિક્ષણ અને સ્વદેશભક્તિને એક બીજા સાથે કંઈ લેવાદેવા નથી. કારણ શિક્ષણ પવિત્ર છે અને આજના પ્રગતિશીલ જગતને તો રાષ્ટ્રવાદમાં અને એ રીતે સ્વદેશભક્તિમાં પણ પવિત્રતાનાં ઓછાં દર્શન થાય છે. આ જોતાં વ્યવહારુ દૃષ્ટિએ અને તે પણ ખાસ કરીને આપણા દેશની દૃષ્ટિએ આ પ્રશ્નની મીમાંસામાં ઊતરવું બિલકુલ અસ્થાને નથી, બલકે અત્યંત આવશ્યક છે.

દરેક સુધરેલા અને આગળ પડતા દેશમાં રાજસત્તા જ મોટું શક્તિશાળી મંડળ છે એ તો સર્વવિદિત વાત છે. તેમ જ સૌ કોઈ સ્વીકારશે કે કોઈ પણ મંડળના સારાનરસાપણાની ખાતરી તો તેના હેતુઓ જ કરી આપે છે. તો એ શક્તિશાળી મંડળના હેતુઓ શા હોઈ શકે? દરેકોઈ રાજસત્તાના હેતુઓના બે પ્રકાર છે: આંતરિક અને બાહ્ય. સામાન્ય રીતે તો આંતરિક હેતુઓ સારા અને બાહ્ય હેતુઓ મોટે ભાગે નરસા જ હોય છે. આંતરિક હેતુઓમાં પ્રજાજીવનને લગતી નાની મોટી વિગતોનો સમાવેશ થઈ જાય છે. પોલિસ, કાયદો, રક્ષણ, ટપાલ, શિક્ષણ તેમ જ એવાં બીજાં પ્રજાજીવનને સ્પર્શતાં સુખસાધનો—આ બધી વસ્તુઓ પ્રજાના નિભાવ અને વિકાસ માટે જરૂરી છે. બાહ્ય હેતુઓને અંગે માત્ર જો બહારના પરદેશી હુમલા સામે સ્વરક્ષણને લગતી તૈયારીઓ જ રાખવામાં આવે તો એમાં કશું ખોટું નથી. પરંતુ આજે તો બહારના હુમલા સામેના બચાવને નિમિત્તે જગતભરની મહાન સત્તાઓ પરસ્પરને ભરખી જવા માટે એક બીજા સામે કરડાકીભરી

નજરે ધૃરકપા કરે છે, પરસ્પરની નબળાઈનો લાભ લેવા માટે પડોશીધર્મનો સ્વાંગ સજી ઊભી રહે છે. વળી બારીકાઈથી વિચારતાં સમજાય છે કે બહારના હુમલાને અટકાવવા માટે યોજી રાખવામાં આવેલાં સાધનો બીજા નબળાં રાજ્યને ચૂસવામાં મદદરૂપ થઈ પડતાં આવ્યાં છે. ટૂંકમાં આગળ પડતાં શક્તિશાળી રાજ્યો નબળાં રાજ્યોને ચૂસવાના અનેક પ્રયાસો આદરી રહ્યાં છે. જો એક અંગત વ્યક્તિ આવો પ્રયાસ કરે તો તે સજાપાત્ર ઠરે, જ્યારે એક રાજ્ય બીજા રાજ્ય સામે આવો પ્રયાસ કરે છે ત્યારે તે સભ્ય રાજ્યમાં ખપે છે; વળી તેનાં ગુણગાન થતાં પણ આપણે સાંભળીએ છીએ ! અત્રે પ્રશ્ન થાય છે કે આ બધું કોને આભારી છે? તે તે દેશમાં અપાતા સ્વદેશભક્તિના, રાષ્ટ્રભાવનાના શિક્ષણને આભારી છે. આ જોતાં સ્વદેશભક્તિના શિક્ષણની કસોટી કરવા માટે તેના હેતુઓ વિશે સ્પષ્ટ ખ્યાલો હોવા જરૂરી છે તેમ જ તેની અસર પણ જોવી રહી.

સ્વદેશભક્તિ મૂળે તો મનુષ્યસ્વભાવમાં રહેલો એક સાહજિક ગુણ છે. ઘર પ્રત્યેનો પ્રેમ, કુટુંબ પ્રત્યેનો પ્રેમ, માનવસમૂહના મર્યાદિત દષ્ટિકોણને યોગ્ય પોષણ મળતાં સ્વદેશપ્રેમમાં, રાષ્ટ્રપ્રેમમાં પરિણમે છે. ઘરનો પ્રેમ, સ્વદેશપ્રેમ કે પોતાના દેશની સાચી અને ઐતિહાસિક ઘટનાઓ–સિદ્ધિઓ માટેનો પ્રેમ કોઈ રીતે ઉતારી પાડવા જેવો નથી જ. મોટે ભાગે તો એ લાગણી પોતાનાં દેશ અને પોતાના પરિચિત વાતાવરણ પ્રત્યેના સાચા પ્રેમ સાથે સંબંધ ધરાવે છે. અગર બીજી રીતે કહીએ તો કુટુંબ પ્રત્યેના વિસ્તૃત થયેલા પ્રેમને મળતી છે. એટલે એ લાગણીનું, એ ભાવનાનું મૂળ ભૌગોલિક છે તેમજ પ્રાણીશાસ્ત્ર સાથે સંયોજિત થયેલું છે. આમ ઊંડે ઊતરી જોઈએ તો સ્વદેશપ્રેમની મૂળ ભાવના પોતે રાજકીય કે આર્થિક નથી. એ તો એક માત્ર પોતાના દેશ પ્રત્યેની સ્વભાવિક લાગણી છે. પરંતુ આજનાં આગળ પડતાં રાષ્ટ્રોએ સ્વદેશભક્તિની પોતપોતાની ભાવનાને જુદા શિક્ષણથી રંગી કૃત્રિમ બનાવી મૂકી છે, રાજકીય કરી મૂકી છે, એની સ્વાભાવિકતા હણી નાખી છે. એના પરિણામે આજે એવી સ્થિતિ આવી પહોંચી છે કે જગતભરની નાનીમોટી રાજસત્તાઓને પરસ્પરમાં વિશ્વાસ નથી, એ બધી સત્તાઓ એક બીજા પ્રત્યે શંકાની નજરે જ જુએ છે. નબળાને રક્ષણ આપવાની સાચી ભાવના જ શોધી જડતી નથી. પોતાની શક્તિનું આસુરી પ્રદર્શન કરી સામાને કેમ સાંયભેગો કરવો એના વિચારમાં જ આજે શક્તિશાળી રાજ્યો મશગુલ રહ્યાં છે. આ બધું એ રાજ્યોનાં બાળકોને આપવામાં આવતા શિક્ષણનું પરિણામ છે. પોતપોતાના દેશની ઐતિહાસિક ઘટનાઓને–સિદ્ધિઓને એવી વિચિત્ર રીતે બાળકો સમક્ષ રજૂ કરવામાં આવે છે કે જેના પરિણામે તેમની સ્વદેશભક્તિ સામી પ્રજાની સ્વદેશભક્તિ પર પ્રહાર કરવા જેટલી વિકૃત બને છે. આમ આજે સમસ્ત જગત ઉપર વિગ્રહનો ભય સતત ઝઝૂમી રહ્યો છે. આથી જ શાન્તિની ઝંખના રાખતો વર્ગ આજના રાષ્ટ્રવાદ પ્રતિ તિરસ્કાર દર્શાવે છે, ને માને છે કે રાષ્ટ્રવાદને લીધે જ જીવનની સંસ્કારિતાની હસ્તી ભયમાં આવી પડી છે; રાષ્ટ્રવાદના ઝેરી ડંખને દૂર કરવામાં ન આવે ત્યાંસુધી સંસ્કૃતિની પ્રગતિ શક્ય નથી; તેમજ ખૂન કરવાનું કહેવામાં આવે ત્યાં ચારિત્રને લગતા સુસંસ્કૃત માનવ આદર્શોનું શિક્ષણ આપવું અશક્ય થઈ પડે છે. વધુમાં એ વર્ગ કહે છે કે રાષ્ટ્રવાદના શિક્ષણ જોડે તિરસ્કારની લાગણી સંકળાએલી છે.

ઉપર્યુક્ત ઘટના સત્ય હોવા છતાં ગુલામ દેશની પ્રજા શાન્તિની કે સમાનતાની વાતો કરવા નીકળે તે તેને કેમ શોભે? જગતસમસ્તના સબળ રાષ્ટ્રો પણ સ્વદેશભક્તિને લીધે જ, રાષ્ટ્રભાવનાને લીધે જ સબળ બન્યાં છે તેનું કેમ? તે રાષ્ટ્રોની સ્વદેશભક્તિ વસુધાને કુટુંબ માનવા જેટલી ઉત્કૃષ્ટ ન બનતાં વસુધાનું જ ભક્ષણ કરવા જેટલી વિકૃત બની તેમાં કંઈ સ્વદેશભક્તિનો દોષ થોડો છે?

તેમણે તો પોતાની સ્વદેશભાવનાને પોતાને મનમાનની કેળવણીથી રંગી છે એની કોણ ના પાડી શકે? પારકા દેશોને હજમ કરવાની મનોદશાને અને પોતાના દેશબાંધવો પ્રત્યેના પ્રેમને તો ફરનાં છેટાં છે એ સમજવા કોઈ થોભ્યું નથી.

આમ સ્વદેશભક્તિ અને રાષ્ટ્રભાવના વિશે ગમે તેટલું કહેવાય છતાં, વીસમી સદીના કેટલાક યુવાનોને રાષ્ટ્રવાદની વાતોમાં સંકુચિતતાનાં દર્શન થાય છે છતાં, આપણી ગુલામદેશની પ્રજાની સ્થિતિ તો નિરાળી જ છે. અશાન્તિને ભયે સ્મશાનશાન્તિનું શરણ લેનારનું જગતમાં જીવ્યું, ન જીવ્યું સરખું જ છે. તે ન્યાયે ક્ષણે ક્ષણે ચુસાતા રહેલા દેશને માટે તો વસુધાને કુટુમ્બ માની રાચવાની ફિલસુરી કાચા પાયા સમાન છે. ગુલામ પ્રજા જો પોતાની હસ્તી ટકાવી રાખવા ઇચ્છતી હોય તો તે સ્વદેશભક્તિને અને રાષ્ટ્રવાદને ક્ષણભર પણ દૂર ન રાખી શકે. પ્રજાનું યોગ્ય ઘડતર શિક્ષણથી જ થાય છે. સમાજજીવનને સ્પર્શે નહીં એવું શિક્ષણ જ ન હોઈ શકે. જે સમાજ દલિત છે, ચુસાતો આવ્યો છે, રિબાતો આવ્યો છે તે સમાજ સબળ રાષ્ટ્રનાં સ્વપ્નો સેવી પોતાની ભૂત અને વર્તમાન સિદ્ધિઓને યોગ્ય શિક્ષણથી રંગી સ્વદેશભક્તિને પોષ્યા વિના ઝાઝું ન નભી શકે. રાષ્ટ્રના ઉત્થાન માટે જ્વલંત સ્વદેશભક્તિ આવશ્યક છે, ને શિક્ષણ વિના એ શકય નથી. એટલે શિક્ષણ અને સ્વદેશભક્તિને નિકટનો સબંધ રહ્યો છે.

પરંતુ આપણા પ્રશ્નો તો અનેક છે. જ્વલંત સ્વદેશભક્તિના અભાવે આપણી પાસે સબળ રાષ્ટ્ર નથી, ને સબળ રાષ્ટ્રના અભાવે આપણા દરેક ક્ષેત્રમાં ગુલામી મનોદશાએ ઘર કર્યું છે. શિક્ષણના ધંધાને પવિત્ર અને પરોપકારી ગણવામાં આવ્યો છે ને એટલા માટે શિક્ષકસમાજને ભાવિ પ્રજાના ઘડનારનું બિરુદ આપવામાં આવ્યું છે, છતાં સમાજ આખાની શિક્ષકસમૂહ પ્રત્યેની ભાવના એટલી બધી હલકી છે કે ન પૂછો વાત. ને તેના પરિણામે શિક્ષકસમાજની મનોદશા પણ એટલી બધી સંકુચિત અને ગુલામ બની ગઈ છે કે કોઈ આશાવાદી પણ ઘડીભર અશાન્ત બની જાય છે. પરંતુ સમાજે અને શિક્ષકે પણ સમજી લેવું રહ્યું કે ગુલામ શિક્ષકો સ્વતંત્ર નાગરિકનું સર્જન ન કરી શકે. શિક્ષક એ સમાજનો કે ગામનો એક સુશિક્ષિત આગેવાન છે, પોતાની પ્રજાના ભાવિનું ઘડતરકાર્ય શિક્ષકોને સોંપ્યા બાદ શિક્ષકસમાજની અવગણના કરનાર સમાજ પોતાના પગમાં કુહાડી મારે છે. એટલે શિક્ષકસમાજે ગુલામી મનોદશા દૂર કરી સબળ બનવું રહ્યું અને શિક્ષણ તથા રાજકારણને સંબંધ નથી એવી વાયડી વાતો પ્રતિ દુર્લક્ષ્ય રાખી, પોતાનાં બાળકોને રાષ્ટ્રીય દૃષ્ટિકોણ રાખી એક સબળ અને સ્વતંત્ર રાષ્ટ્રના સ્તંભો બનાવવાની પોતાની ફરજ અદા કરવાની છે. કેમકે સ્વદેશભક્તિ સાથે સંબંધ ધરાવતા રાજકારણને અને સમાજજીવનને કંઈ પૂર્વપશ્ચિમનાં છેટાં છે જ નહિ. એ તો માત્ર સમાજજીવનનું એક બીજું અંગ છે. એટલે સાચા સામાજિક શિક્ષણમાં સ્વદેશભક્તિનો સમાવેશ થઈ જાય છે. સ્વદેશભક્તિ અને રાષ્ટ્રભાવનાનું યોગ્ય પોષણ શિક્ષણસંસ્થાઓ મારફતે જ થઈ શકે. દુનિયાનાં સબળ રાષ્ટ્રો એના પુરાવારૂપ છે. એટલે આપણી શિક્ષણસંસ્થાઓ આપણા રાજકારણથી, સ્વદેશભક્તિથી અલિપ્ત રહીને આપણા દેશનો ઉત્કર્ષ ન સાધી શકે. ઊલટું, જો અલિપ્ત રહે તો તો ગુલામીના આંકડાઓ વધારવામાં જ સાધનરૂપ બને છે. એટલે આપણા શિક્ષકસમાજે અને આપણી શિક્ષણસંસ્થાઓએ શાળાની દીવાલ બહાર આવી સમાજજીવન સાથે ઓતપ્રોત બનવું રહ્યું. કેમકે શાળાની દીવાલ બહાર શિક્ષણ સંભવતું નથી એવી વાતો કરનારને આજે તો આપણે મૂર્ખમાં લેખીએ છીએ. જન્મભૂમિને સ્વર્ગથી પણ અધિક ગણવાનો મંત્ર આપનાર પ્રાચીનતમ ઋષિમુનિઓના વંશજોને આજે એ મંત્રના સાચા પાઠ શીખવા-શીખવવા રહ્યા.*

*

---

* થોડા સમયમાં પ્રકટ થનાર 'શિક્ષણ' નામના પુસ્તકનું એક પ્રકરણ.

# પ્રમાણ અને વિકાર

રા. મોહનલાલ પંચોળી

[ ગતાંકના પૃષ્ઠ ૮૭થી ચાલુ ]

૫

વ્યસ્ત પ્રમાણનું શિક્ષણ સરળ પ્રમાણની પછી કે સાથેસાથ આપવામાં આવે છે; પણ જો સરળ વિકારના જ્ઞાન પછી સરળ પ્રમાણની યોજના કરીએ, તો તે જ પ્રમાણે વ્યસ્ત વિકારની પાકી સમજ પછી જ વ્યસ્તુ પ્રમાણના હિસાબોની ગણતરીનો આરંભ કરવો જોઈએ.

૧૮ × ૨૪ = ૪૩૨, તેમાં જમણી બાજુની સંખ્યા ૪૩૨ ને નિશ્ચલ કિંમત તરીકે સ્વીકારીએ. ત્યારે જો ૨૪ના અર્ધા કરું તો ૧૮ના બમણા કરવાથી નિશ્ચલતા સચવાઈ રહેશે; જેમકે ૩૬ × ૧૨ = ૪૩૨.

એટલે નિશ્ચલ કિંમત આપેલા બે અવયવોના અવયવીના સ્વરૂપમાં આપેલી છે. એટલે જો તેમાંના એક અવયવનો ½ કરવામાં આવે તો બીજા અવયવની બે ગણી કરવાથી જ નિશ્ચલતા સચવાઈ રહે છે, એટલે આપેલા બંને અવયવોમાં ½ અને ૨ એ બે સંબંધનો ફેરફાર–વિકાર કરવામાં આવ્યો. ½ અને ૨ એ બંને એકબીજાની પ્રતિયોગી (Reciprocal) સંખ્યા છે, અને ½ × ૨ = ૧ હોવાથી જ મૂળની નિશ્ચલ કિંમતમાં કાંઈ ફેરફાર થતો નથી.

આ રીતે કોઈ પણ અવયવોને નિશ્ચલ કિંમત તરીકે સ્વીકારીએ ત્યારે તેના કોઈ પણ એક અવયવમાં જે પ્રમાણમાં વિકાર કરવામાં આવે તેની પ્રતિયોગી સંખ્યાના સ્વરૂપમાં બીજા અવયવમાં વિકાર કરવો પડે છે. એવા વિકારને વ્યસ્ત વિકાર કહેવામાં આવે છે.

વ્યસ્ત વિકારના સંબંધવાળા કેટલાક વ્યવહારો આપણે સમજવા જોઈએ.

૧. નિશ્ચલ અંતર : જેમકે ૨૪૦ માઇલ

| નિશ્ચલ અંતર | ગતિનો દર | સમય - કલાક |
|---|---|---|
| ૨૪૦ | ૧૨૦ | ૨ |
| | ૬૦ | ૪ |
| | ૩૦ | ૮ |
| | ૧૫ | ૧૬ |

એમાં ગતિનો દર અર્ધો ને અર્ધો કરતાં જતાં સમય બમણો અને બમણો થતો જાય છે.

ટૂંકામાં (૧) ગતિનો દર ઓછો કરતાં સમય વધતો અથવા ગતિનો દર વધારે થતાં જ સમય ઓછો ને ઓછો થતો જાય છે. (૨) ગતિનો દર જે પ્રમાણમાં વધતો કે ઓછો કરવામાં આવે છે, તેની પ્રતિયોગી સંખ્યાના પ્રમાણમાં સમય અનુક્રમે ઘટતો કે વધતો જાય છે.

૨. નિશ્ચલ કિંમત : ધારો કે ૮ વાર કાપડ ૯ આને વાર લેખે લઈએ, તો રૂ. ૪–૮આ. તેની કિંમત બેસે. તેને નિશ્ચલ કિંમત તરીકે સ્વીકારીએ તો,

| નિશ્ચલ કિંમત | ભાવ | લંબાઈ |
|---|---|---|
| રૂ. ૪–૮ આના | ૯ આના | ૮ વાર |
| | ૬ આના | ૧૨ વાર |
| | ૩ આના | ૨૪ વાર |
| | ૧૮ આના | ૪ વાર |
| | ૨૭ આના | ૨⅔ વાર |

આમાં ભાવનો વધારો કે ઘટાડો જે પ્રમાણમાં કરવામાં આવે છે, તેની પ્રતિયોગી સંખ્યાના પ્રમાણમાં કાપડની લંબાઈમાં અનુક્રમે ઘટાડો કે વધારો થતો જાય છે. આવા સંબંધવાળાં પરિમાણો વ્યસ્ત વિકારી ગણાય છે.

નીચેના પ્રસંગોએ વ્યસ્ત વિકારી સંબંધ હોય છે:

૧ કામના એકમની સંખ્યાને નિશ્ચલ કિંમત તરીકે સ્વીકારીએ, ત્યારે:
 (અ) કામ કરનારની સંખ્યા અને કામના દિવસ,
 (બ) કામ કરનારની સંખ્યા અને રોજના કલાક,
 (ક) કામ કરવાના દિવસો અને રોજના કલાક

૨ અંતરને નિશ્ચલ કિંમત તરીકે સ્વીકારીએ, ત્યારે ગતિ અને સમય એ બને પરિમાણો વ્યસ્ત વિકારી હોય છે.

૩ પદાર્થની કિંમત કે ભાડાને નિશ્ચલ કિંમત તરીકે સ્વીકારીએ, ત્યારે:
 (અ) માલનો જથો અને ભાવ,
 (બ) માલનો જથો અને લઈ જવાનું અંતર

૪ સંગ્રહને નિશ્ચલ કિંમત તરીકે સ્વીકારીએ ત્યારે ઉપયોગ કરનારની સંખ્યા અને વપરાશનો સમય વ્યસ્ત વિકારી છે.

૫ જ્યારે ક્ષેત્રમાપને નિશ્ચલ કિંમત તરીકે સ્વીકારીએ, ત્યારે:
 (અ) કાટખૂણ ચોખૂણની લંબાઈ અને પહોળાઈ,
 (બ) ત્રિકોણનો પાયો અને તેની ઉંચાઈ

આવા સંબંધના અનેક વ્યવહારિક ઉદાહરણો મોઢેથી કહીને તેમની વચ્ચેનો વિકાર સરળ છે કે વ્યસ્ત છે એનો નિર્ણય કરતાં આવડે, ત્યાર પછી જ એક શરતવાળો કિંમતની પ્રમાણની રીતે ગણતરી કરવાની શરૂઆત કરવી જોઈએ. એકાદ બે ઉદાહરણો ઉપરથી વ્યસ્ત વિકારની સમજ પાડી, ઉદાહરણો ગણતાં શીખવવાની ઉતાવળ કરવાની જરૂર નથી. અનેક ઉદાહરણો ઉપરથી વ્યસ્ત વિકારનો સિદ્ધાંત સ્વયમેવ ગ્રહણ કરતાં આવડે, ત્યાર પછી જ ઉદાહરણોની ગણતરી ઉપર જવું જોઈએ.

૬

આપેલી શરતનાં બને પરિમાણો વચ્ચેનો વિકાર સમજતાં આવડ્યા પછી પ્રમાણની રીતે હિસાબ ગણવાની શરૂઆત કરવી જોઈએ. એ રીતે હિસાબ ગણવા ઇચ્છનારે નીચેનાં ચાર પગથીએ વિચાર કરવો જોઈએ.

[૧] જવાબ જે પરિમાણનો આવવાનો હોય તેનું અને તેની સાથે સંબંધ ધરાવતા અનુસંગી પરિમાણનું ગુણોત્તર મૂકવું;

[૨] જવાબનો અડસટ્ટો કાઢવો; એટલે અનુસંગી પરિમાણથી વધારે આવશે કે ઓછી આવશે, તેનો નિર્ણય કરવો;

[૩] એ ઉપરથી ગોઠવેલા ગુણોત્તરનાં પદોનાં મહત્ત્વનો નિર્ણય કરવો. એટલે એ ગુણોત્તરનાં પદોમાં નાનાં મોટાંનો નિર્ણય કરવો;

[૪] પ્રથમના ગુણોત્તરને અનુરૂપ બીજું ગુણોત્તર મૂકવું, પછી એ સમીકરણમાં વજ્રાભ્યાસની રીતે કે ગુણક પદ્ધતિની રીતે જવાબની કિંમત શોધી કાઢવી.

ઉદાહરણ: [અ] ૭ા વાર કાપડની કિંમત રૂ. ૧-૫-૯ બેસે છે, તો ૪ાા વાર કાપડની કિંમત કેટલી બેસશે?

[૧] કિંમતનો જવાબ માગ્યો છે. તેથી $\frac{\text{ક્ષ રૂ.}}{\text{૧–૫–૯}}$ એ પ્રથમ ગુણોત્તર થાય.

[૨] ઓછો જથ્થો લેવાનો છે, તેથી જવાબ રૂ. ૧–૫–૯ થી ઓછો આવશે.

[૩] એથી એ ગુણોત્તરનું પહેલું પદ નાનું અને બીજું પદ મોટું હોવું જોઈએ.

[૪] પહેલા ગુણોત્તરને અનુરૂપ $\frac{\text{૪॥ વાર}}{\text{૭ વાર}}$ બીજું ગુણોત્તર થાય.

એ ઉપરથી પ્રમાણ $\frac{\text{ક્ષ રૂ.}}{\text{૧–૫–૯}} = \frac{\text{૪॥ વાર×૪}}{\text{૭ વાર×૪}}$

$$\text{ક્ષ રૂ.} = \text{રૂ. ૧– ૫–૯} \times \frac{\text{૧૮}}{\text{૨૮}}$$
$$= \text{રૂ. ૨૫–૧૩–૩} \times \frac{\text{૧}}{\text{૨૮}}$$
$$= \text{રૂ. ૦–૧૪–૩ જવાબ.}$$

[૫] ૪૦ માઈલની ગતિથી દોડતી ગાડી જેટલું અંતર ૩$\frac{\text{૩}}{\text{૪}}$ કલાકમાં કાપી શકે. તેટલું જ અંતર ૫૦ માઈલની ગતિથી દોડતી ટ્રેનને કાપતાં કેટલો વખત લાગે?

[૧] જવાબ વખતનો માગ્યો છે, માટે $\frac{\text{ક્ષ કલાક}}{\text{૩}\frac{3}{4}\text{ કલાક}}$ એ પ્રથમ ગુણોત્તર થાય.

[૨] ગતિનો દર વધાર્યો છે, તેથી સમય ઘટશે. એટલે જવાબ ઓછો આવશે.

[૩] તેથી એ ગુણોત્તરનું પહેલું પદ નાનું અને બીજું પદ મોટું હોવું જોઈએ.

[૪] એટલે પહેલા ગુણોત્તરને અનુરૂપ $\frac{\text{૪૦ માઈલ}}{\text{૫૦ માઈલ}}$ બીજું ગુણોત્તર થાય.

એ ઉપરથી પ્રમાણ $\frac{\text{ક્ષ કલાક}}{\text{૩}\frac{3}{4}\text{ કલાક}} = \frac{\text{૪૦ માઈલ}}{\text{૫૦ માઈલ}}$

$$\therefore \text{ક્ષ કલાક} = \text{૩}\tfrac{3}{4}\text{ કલાક} \times \tfrac{4}{5}$$
$$= \text{૧૫ કલાક} \div \text{૫}$$
$$= \text{૩ કલાક જવાબ}$$

આ રીતે સરળ પ્રમાણની ગણતરી કરવાની શક્તિ મળે, ત્યારપછી વ્યસ્ત પ્રમાણની ગણતરીની શરૂઆત કરવી અથવા એ બંને પ્રકારો સાથેસાથ લેવા જેથી સરળ અને વ્યસ્ત વચ્ચેનો ભેદ પામતાં જરાયે શ્રમ ન પડે; અને મન યાંત્રિક વિચારણામાંથી મુક્ત બને.

આ બધાં વિવેચન ઉપરથી સ્પષ્ટ થાય છે કે પ્રમાણની રીતે ગણતરી કરવી એ પણ અંતે તો ગુણક પદ્ધતિ જ છે. એનું અંતિમ સ્વરૂપ ગુણક પદ્ધતિને મળતું જ છે. માત્ર વિચારસરણીની ભિન્નતાને લીધે પ્રાથમિક પગથીઆમાં ફેરફાર જણાય છે.

૭

શરતના બે પરિમાણોના વિકારની સમજ પડયા પછી એમની વચ્ચે સ્વાભાવિક વિકાર ન હોય એવા પ્રસંગો પણ હોઈ શકે છે. ત્યાં ગણતરી અપ્રમાણ હોવાથી તેમની ગણતરી તૈયાર કરી શકાતી નથી. તેથી શરતનાં પરિમાણ વચ્ચેના અપ્રમાણ સ્વરૂપનો વિચાર આપણે કરવો જોઈએ.

આપેલી શરતનાં પરિમાણનો સંબંધ સપ્રમાણ છે કે અપ્રમાણ છે તેનો નિર્ણય કરતાં આવડે, અને સરળ તેમ જ વ્યસ્ત પ્રમાણના હિસાબના સમૂહની વચ્ચે વચ્ચે એવા અપ્રમાણના હિસાબ મૂકવામાં આવે એ યોજના વધારે હિતાવહ છે. સપ્રમાણ તત્ત્વનો ખાસ જુદો જ સમુદાય

યોજવાની જરૂર નથી. છતાં એવાં અપ્રમાણ કથનો શિક્ષકોએ અનેક સ્વરૂપે જાણવાં તો જોઈએ જ: આ નીચે આપવામાં આવેલ સમૂહમાં હરકોઈ શિક્ષક પોતાના તરફથી બીજાં અનેક એવાં કથનો ઉમેરી શકે તેમ છે.

૧ જ્યાં પ્રમાણનો જરાયે સંભવ નથી:

(૧) બે માણસો દરિયામાં ૧૦ માઈલ દૂર નજર કરી શકે છે, તો ૪ માણસો કેટલે દૂર જોઈ શકશે ?

(૨) એક પૈસાની જાડાઈ ·૦૫ ઈંચ હોય, તો અડધા પૈસાની જાડાઈ કેટલી હોઈ શકે ?

(૩) ૪ બટાટા બાફતાં ૧૦ મિનિટ લાગે તો ૨ બટાટાં બાફતાં કેટલો વખત લાગે ?

(૪) વરસાદનું એક ઝાપટું ૨ માણસને ૧૦ મિનિટમાં પલાળી દે છે, તો ૪ માણસને પલાળતાં કેટલો વખત લાગે ?

(૫) એક મરઘી એક મહિનામાં ૨૦ ઈંડાં મૂકે છે, તો ૧ વરસમાં કેટલાં ઈંડાં મૂકશે ?

(૬) એક કૂકડો સવારમાં ૪ માણસના કુટુંબને જગાડી શકે છે, તો ૧૨ માણસના કુટુંબને જગાડવા માટે કેટલા કૂકડા રાખવા જોઈએ ?

[ એ જ રીતે કૂતરાના ભસવાથી માણસની જાગૃતિનો દાખલો કરી શકાય. ]

(૭) એક મજૂરે એક આંબા ઉપરથી ૬ કલાક સુધી કેરીઓ વીણી, પહેલા કલાકમાં એ ૫૦ કેરીઓ વીણી શકયો. તો એ બધાય સમયમાં કેટલી વીણી શકયો હશે ?

[ આજ પ્રમાણે ક્રિકેટની રમતમાં દોડ (રન) ના હિસાબ પણ યોજી શકાય. ]

(૮) એક યુવાન ૨૦ વાર દોડીને ૪ ફૂટ ૩ ઈંચ ઊંચું કૂદી શકે છે, તો ૪૦ વાર દોડીને કેટલું ઊંચું કૂદી શકે ?

(૯) વરસનો શમુ ૪ ફૂટ ઊંચો છે; ત્યારે તે ૪૦ વરસનો થાય ત્યારે કેટલો ઊંચો થશે ?

૨ જ્યાં પ્રમાણનો સંભવ છે, પણ બાળકો સમજી શકે તેવું અને તેટલું સરળ સ્વરૂપ હોતું નથી.

(૧) એક મજૂર બે કલાકમાં ૩ ફૂટ ઊંડું ખોદી શકે છે; તો ૧૨ ફૂટ ઊંડું ખોદવાને કેટલો સમય લાગે ?

(૨) ચાની અડધી પેટીનુ વજન ૪૦ રતલ છે, ત્યારે આખી પેટીનું વજન કેટલું ગણાય ?

(૩) ૬ માણસ ૬ દિવસમાં પરચુરણ કામ કરીને રૂ. ૨૦ કમાય છે, તો ૮ માણસ ૮ દિવસમાં કેટલું કમાય ?

(૪) એક આગગાડીમાં અમુક કોલસો બાળવાથી ૪૦ માઈલની ગતિ ઉત્પન્ન કરી શકાય છે; ત્યારે તેથી બમણો કોલસો બાળવાથી કેટલી ગતિ ઉત્પન્ન થશે ?

[ મોટર, વહાણના સંબંધમાં પણ એવાં જ કથન કરી શકાય. ]

(૫) ૧૦ તારના થાંભલા વચ્ચે ૫૮૫ વારનું અંતર છે, તો ૫ તારના થાંભલા વચ્ચે કેટલું અંતર હોઈ શકે ?

[ એમાં ૧૦ અને ૫ ને બદલે ૯ અને ૪ના પ્રમાણમાં અંતર ગણી શકાય. ]

(૬) એક પથ્થર ૩ સેકંડમાં ૧૪૪ ઈંચ નીચે આવે છે, તો ૬ સેકંડમાં કેટલો નીચે આવશે ?

[ એમાં અંતર સેકંડના વર્ગના પ્રમાણમાં વિકાર પામે છે. ]

(૭) ૩ ઈંચ વ્યાસના વર્તુળનું ક્ષેત્રમાપ ૭·૦૬૮૬ ચો. ઈ. છે તો ૬ ઈંચ વ્યાસના વર્તુળનુ ક્ષેત્રમાપ કેટલું ગણાય ?

[ એમાં ક્ષેત્રમાપ વ્યાસના વર્ગના પ્રમાણમાં વિકાર પામે છે. ]

•૩ પ્રમાણનો સંભવ હોય, પણ અમુક હદ સુધી જ:

(૧) એક ઊંટ ૧૦૦ માઇલ સુધી ૧૨ મણ બોજો ઉપાડી જઈ શકે છે. તો ૩૦ મણ બોજો કેટલા અંતર સુધી લઈ જઈ શકે ?

(૨) એક રતલ વજન એક તારની નીચે ટાંગવાથી તેની લંબાઈ ·૦૨ ઇંચ વધે છે, તો તેની નીચે ૧ ટન વજન ટાંગવાથી તેની લંબાઈ કેટલી વધશે ?

(૩) એક કારખાનું ૧૦૦૦ માણસ ૧૦૦ દિવસમાં બાંધી શકે છે, તો ૧ દિવસમાં બાંધવા માટે કેટલાં માણસ જોઈએ ?

(૪) એક માણસ રોજ ૮ કલાક ચાલવાની મુસાફરી કરે છે; અને તે પહેલા કલાકમાં ૪½ માઇલ ચાલી શકે છે, તો આખા દિવસમાં કેટલું અંતર ચાલી શકશે ?

આ બધા હિસાબોમાં શરતનાં પરિમાણો વચ્ચેનો વિકાર સહજ બુદ્ધિથી સમજી શકાય તેમ છે.

૮

ગણિતશાસ્ત્રમાં કહેલી શરતનાં પરિમાણો વચ્ચેનો સબંધ જ્યારે સહજ બુદ્ધિથી સમજી શકાતો નથી ત્યારે તેનો નિર્ણય બે પ્રકારે કરી શકાય છે: ૧ પરિમાણનાં ગુણોત્તરોની સરખામણી કરીને; ૨ પરિમાણોનું રેખાલેખન (graph) દોરીને.

૧ નીચેના હિસાબોમાં કહેલાં પરિમાણો વચ્ચે પ્રમાણનો સંબધ છે કે નહિ, તેનો નિર્ણય કરી આપો.

(૧) ૩૦ વરસની ઉંમરના ત્રણ જુદા જુદા આદમીની ઊંચાઈનો અને વજનના આંકડા નીચે પ્રમાણે છે:

| ઊંચાઈ: | ફૂટ | ઇંચ | વજન: | રતલ |
|---|---|---|---|---|
| | ૫ | ૫ | | ૧૪૨ |
| | ૫ | ૮ | | ૧૫૫ |
| | ૫ | ૧૧ | | ૧૭૮ |

એમાં ઊંચાઈ અને વજન પ્રમાણમાં કહી શકાય કે ?

[ એમાં ત્રણેય ગુણોત્તરો સમાન નથી, જેથી ઊંચાઈ અને વજન સરળ વિકારી નથી. ]

(૨) લાકડાનાં ત્રણ જુદા જુદા કકડાનાં માપ અને કિંમત નીચે પ્રમાણે આપેલ છે:

| ઘનમાપ: | માપ | કિંમત: | રૂ. આ. પા. |
|---|---|---|---|
| | ૨૪"×૧૯"×૨૦" | | ૧૦–૮ |
| | ૨૭"×૨૦"×૨૨" | | ૧૧–૧૨ |
| | ૩૦"×૨૧"×૨૪" | | ૧૩ |
| | ૩૩"×૨૨"×૨૫" | | ૧૪–૮– |

એમાં ઘનમાપ અને કિંમત પ્રમાણમાં કહી શકાય કે ?

(૩) એક મોટર ૨½ સેકંડમાં ૫૪ ફૂટ દોડે છે.

૪½ સેકંડમાં ૧૨૦ ફૂટ દોડે છે.

આ બે શરતો ઉપરથી એમ કહી શકાય કે "મોટર એક સરખી ગતિથી દોડે છે"? અથવા "મોટરે કાપેલું અંતર સમયની સાથે સરખા વિકારી છે?"

(૪) ૩૮ પાનાંની એક પુસ્તિકા છાપવાનું ખર્ચ રૂ. ૮–૧૧ આ. થાય છે, અને તેવી જ ૮૧ પાનાંની પુસ્તિકા છાપવાનું કામ રૂ. ૧૭–૧૦ આ. માં થાય છે, ત્યારે છાપવાનું ખર્ચ પાનાંની સંખ્યાની સાથે પ્રમાણમાં ગણાય કે ?

(૫) ૮૪ માઇલનું રેલ્વેભાડું રૂ. ૧–૪–૬ બેસે છે; અને ૧૫૨ માઇલનું ભાડું રૂ. ૨–૫ આ. બેસે છે. ત્યારે અંતર અને ભાડું પ્રમાણમાં ગણાય કે ?

૨ આપેલી શરતનાં પરિમાણો સપ્રમાણ છે કે નહિ, અથવા તેમની વચ્ચે કયા પ્રકારનો વિકાર સમાએલો છે; તેનો નિર્ણય ઉપર જણાવ્યા મુજબ ગુણોત્તરની સરખામણી કરવા કરતાં આપેલાં પરિમાણોનું રેખાલેખન કરવાથી સરળતાથી કરી શકાય છે.

(૧) જ્યારે કોઈપણ બે પરિમાણો વચ્ચેનો વિકાર સરળ હોય ત્યારે તેમનું રેખાલેખન દોરવામાં આવે તો તે બધાં બિંદુઓ સરળ રેખામાં આવે છે. એટલે જો ક્ષ અને ય એ બે પરિમાણો સરળ વિકાર પામતાં જણાય તો ય=અક્ષ+બ એ સર્વસામાન્ય સમીકરણની યોજના પ્રમાણે રેખાલેખન કરવાથી બીજાવયવ (Co-efficient) અ ની કિંમતનો તેમજ એ સમીકરણમાં આવેલી નિશ્ચલ કિંમત વ નો નિર્ણય એ રેખાલેખન ઉપરથીજ કરી શકાય છે.

એટલે સરળ વિકારી પરિમાણોનું રેખાલેખન સીધી લીટીમાં પરિણમે છે; અને જે રેખાલેખન સીધી લીટીથી દર્શાવેલ હોય તેનાં બને પરિમાણો સરળ રીતે વિકાર પામે છે:

આ નિયમને થતાં થોડાંક ઉદાહરણો આ નીચે આપવામાં આવેલ છે.

(અ) એક વિદ્યાર્થીગૃહનું ભાડું અને બીજું નિશ્ચિત ખર્ચ દર માસે ૩૧૫ રૂ. જેટલું થાય છે; અને બાકીનું ખર્ચ વિદ્યાર્થીની સંખ્યાના પ્રમાણમાં વધે છે; જ્યારે વિદ્યાર્થીની સંખ્યા ૩૦ હોય, ત્યારે તેનું એકંદર ખર્ચ રૂ. ૬૭૫ થાય છે, ત્યારે તે સંખ્યા ૪૦ ની થાય ત્યારે તેનું એકંદર ખર્ચ કેટલું થાય?

(બ) એક થાળીવાળાની ૫ થાળીઓ સાથે રૂ. ૭૦ કિંમત બેસે છે. ૨૦ થાળીઓ સાથે રૂ. ૯૦ કિંમત્ બેસે છે. ત્યારે ૫૦ થાળીઓ સહિત તેની કિંમત કેટલી બેસશે?

(૨) એક ફરતા વેપારીને નિશ્ચિત પગાર ઉપરાંત વર્ષમાં જેટલો માલ વેચે તેના ઉપર અમુક ટકા હકસાઈ મળે છે. પહેલે વર્ષે તેણે ૨૪૦૦ રૂ.નો માલ વેચ્યો, તેમાં તેને એકંદર રૂ. ૨૭૦ મળ્યા. બીજે વર્ષે તેને રૂ. ૩૨૦૦ નો માલ વેચ્યો, તેમાં તેને એકંદર રૂ. ૩૧૦ મળ્યા. ત્યારે ત્રીજે વર્ષે તેણે રૂ. ૪૬૦૦ નો માલ વેચ્યો તો તે પ્રમાણે તેને તે વર્ષે એકંદર કેટલા પૈસા મળશે?

૩—જ્યારે આપેલી શરતના પરિમાણો સરળ વિકારના સંબંધથી જોડાએલ ન હોય પણ વ્યસ્ત વિકારથી જોડાએલ હોય ત્યારે તેમનું રેખાલેખન કરવામાં આવે તો તે સરળ રેષામાં નહિ મળતાં Hyperbola–અતિપરવલય–ના સ્વરૂપમાં વિકાર પામે છે. જો ક્ષ અને ય એ બે પરિમાણો વ્યસ્ત વિકારથી જોડાએલ હોય ત્યારે ક્ષય એ નિશ્ચલ કિંમત બને છે. એ ઉપરથી ક્ષ અને ય ની જુદી જુદી કિંમતોને આધારે રેખાલેખનને બદલે ક્ષ અને $\frac{૧}{ય}$ એવાં બે પરિમાણોની કિંમતોનું રેખાલેખન કરવામાં આવે તો તેનું પરિમાણ અતિપરવલયને બદલે સરળ રેષામાં મળશે. અતિપરવલયમાંથી સરલ રેષામાં રૂપાંતર એજ હેતુથી વ્યસ્ત પ્રમાણની ગણતરીમાં તેની સરળ પ્રમાણની રીતે ગણવા માટે આપેલા પરિમાણનો પ્રતિયોગી સંખ્યાનો ઉપયોગ કરીએ છીએ.

રેખાલેખનથી આ રીતે આ સિવાયના બીજા સંબંધોનો નિર્ણય પણ કરી શકાય છે, પણ તે વિષય વ્યવહારિક ગણીતશાસ્ત્ર [practical mathematics] ના પુસ્તકમાં વધારે વિસ્તારથી વર્ણવવામાં આવેલો હોય છે.

પ્રમાણ અને વિકારના સિદ્ધાંતનો ઉપયોગ વ્યવહારોપયોગી દિશાઓમાં થવો જોઈએ. દિશાળની પસંદગીનો આધાર, આપણી આસપાસના સ્થાન, સમય, સંજોગોમાંથી આપણી નિરીક્ષા કરવાની શક્તિ ઉપર રહેલો છે; નહિ કે પુરાતન પાઠ્યપુસ્તકોમાંથી. જો આપણે આસપાસની દુનિયામાં ચાલતા વ્યવહારને સમજશું; તો જ આપણી મહેનતનો વધારેમાં વધારે બદલો મેળવવાની શક્તિ આપણે આપણી આસપાસના સમાજમાં ઉત્પન્ન કરી શકીશું.

# રમતનો જાદુ*

રા. રતિભાઈ અમીન

"The battle of Waterloo was first fought and won on the playground of Eton and Haro."

શાળાનું નામ સાંભળતાં કેટલાંએ બાળકોના હોંશકોશ ઊડી જાય છે! શાળાના સ્મરણથી કેટલાય વિદ્યાર્થીઓ રડારોળ કરી ખૂણેખાંચરે ભરાઈ જાય છે. એવી શાળાઓ સોટીથી જ સત્તા ચલાવે છે. એવી શાળાઓને આપણે ઓગણીસમી સદીની શાળાઓ કહીશું. તેવી શાળાઓએ કેળવણી ફળદાયી અને રસિક કેમ બને તેનો કદી વિચાર કર્યો નથી.

કેળવણી એટલે માનવમાં રહેલી સ્વત:સિદ્ધ શક્તિઓનો વિકાસ કરવો—એમ એવી શાળાઓએ કદી વિચાર્યું નથી. ઊલટાં, એમણે એવી રીતે આજ સુધી ભણનારના મોટા ભાગને કેળવણી આપી છે કે જેથી તેનાં બધાંય અંગો વિકૃત બન્યાં છે; પ્રમાણિક થવાને બદલે તે ચોર બન્યો છે; નીડર ને હિંમતવાન થવાને બદલે તે ભીરુ, બાયલો ને નામર્દ બન્યો છે.

આજે ભણનાર ને ભણાવનાર બન્નેને સારી રીતે સમજણ પડી ગઈ છે કે ચારપાંચ કલાક એકધારી માનસિક કેળવણી આપવાથી અને એક જ જગામાં બેસી રહેવાથી મન મજબૂત થવાને બદલે પાંગળું બન્યું છે. શાળાઓમાં રજા પડતાં દેખાઈ આવતો ઘોંઘાટ, ધમાલ એ આનું વિકૃત સ્વરૂપ નથી તો બીજું શું છે?

પાંચ કલાકના સમય દરમિયાન કાગળની કોથળીઓમાં ઠાંસી ઠાંસીને લદાતા લોખંડી ખીલાઓથી હાથ, પગ ને બરડો ફાટફાટ થઈ રહ્યાં હોય છે. વર્ગમાં જ એ ત્રણ કલાક પછી 'અણગમાનું' વાતાવરણ દેખાવું શરૂ થઈ જાય છે. પણ બાપડો વિદ્યાર્થી શું કરે? ને થોડા ભાગ્યાતૂટ્યા સિદ્ધાંતો જાણતો શિક્ષક પણ શું કરે! જ્યાંસુધી એન્જીનની કળ ન દબાય ત્યાં સુધી ડબાઓને ઢસડાએ જ છૂટકો!

બિલાડી ઉપર કૂતરાનું ને કૂતરા ઉપર ધોકાનું દબાણ થયે જ જાય છે તેમ શિક્ષક, માબાપ ને વડીલોનાં દબાણ વેઠતો વિદ્યાર્થી કચડાઈ ગયો છે; તેની શક્તિ ઠુંઠવાઈ ગઈ છે; તેનાં અંગો વિકૃત બન્યાં છે; કોઈ હાથે તો કોઈ આંખે ને કાને અપંગ બન્યા છે. 'આવી કેળવણી અમારે નથી જોઈતી'ની ચીસો પાડી કેટલાક ભાગવા લાગ્યા છે. તેમને શાળાઓ જેલો જેવી લાગવા માંડી છે.

એ કટોકટીના સમયે કેટલાક માનસશાસ્ત્રીઓએ રમતના જાદુને પારખ્યો અને પોતાની દુનિયાને જાહેર કીધું કે રમતાં બાળકો જ પ્રગતિ સાધે છે–બાકીનાં પોતાનો સમય વેડફી મારે છે. અને ડૉ. ડફ્રી જેવાએ સને ૧૮૯૨ માં રમતના મૂળરૂપ Basket ball અને Spring field જેવી રમતો વિદ્યાર્થીદુનિયા આગળ મૂકી ત્યારે તો વિદ્યાર્થીઓના હર્ષની સીમા જ ન રહી. એ રમતો રમવા બાળકોનાં ટોળેટોળાં આવવા લાગ્યાં. રમત રમતને શીખવે એમ અનેક નવી રમતો શોધાવા માંડી. રડતાં છોકરાં ખુશીથી નિશાળે જવા લાગ્યાં. ગંદાં છોકરાંને જ્યારે કહેવાયું 'ગંદાને રમત રમાડવામાં નહિ આવે' ત્યાં તો પળવારમાં ઘરે દોટ મૂકી, હાથ પગ ને મોં ધોઈ, જૂનાં ગંદાં કપડાં ઉતારી, ધોએલાં સ્વચ્છ કપડાંમાં સજ્જ થઈ સૌ સાથે ઊભાં રહેવા માંડયાં. રખડેલ ને

* કડીના સર્વ વિદ્યાલય હાઇસ્કૂલની શિક્ષકસભામાં વંચાયલા નિબંધમાંથી

વીલ છોકરાં રમત સાથે ભણાવતા મહેતાજીની આંખે જ દેખવા લાગ્યાં. આ રીતે મેકેન્ઝી, ફ્રબલ,, વગેરે માનસશાસ્ત્રીઓને ઘેર વિદ્યાર્થીઓના વાલીઓ પણ ઉભરાવા માંડ્યા. તેમનાં બાળકોની તેમને સુપરત કરી પોતાને માથેથી જાણે મોટી જવાબદારી ઊતરી હોય તેટલો સંતોષ અનુભવવા લાગ્યા.

રમતોએ આવી જાદુઈ અસર શાળાજીવનમાં ઊભી કરી. રમતોદ્વારા જ બાળકોમાં ચતુરાઈ, ચપળતા, ખડતલપણું, પ્રમાણિકપણું, સત્યનિષ્ઠતા, બંધુત્વ, નાગરિકત્વ, વફાદારી ને સ્વદેશભાવના જાગ્રત કરવા માંડી.

ઇંગ્લંડ, અમેરિકા, જપાન, જર્મની ને રશિયાની પ્રગતિનું સાચું માન તે તે દેશની શાળાજીવનની તાલીમને ઘટે છે. કમભાગ્ય કેવળ હિંદના જ છે કે કોક ગણીગાંઠી શાળાઓ સિવાય હજુ સંખ્યાબંધ શાળાઓ એ ઓગણીસમી સદીને ચીલે જ ચાલ્યા કરે છે. નૂતન શિક્ષણમાં રસ લેતી એકેએક શાળાએ, પ્રગતિવાંચ્છુ એકેએક સંસ્થાએ શાળાના અભ્યાસક્રમમાં રમતોને સ્થાન આપે જ છૂટકો છે.

રમતોદ્વારા વફાદારીનો ગુણ કેળવી શકાય છે એમ લખતાં Mr. Royce જણાવે છે કે "There can be no question but the easiest way to develop in a boy the community sense, this feeling of loyalty to some organization larger than himself, is through team games."

કાયદાપાલન કે કાયદાભંગમાં રમતોનો ફાળો જણાવતાં પ્લેટો કહે છે "Play has the mightiest influence on the maintenance and non-maintenance of laws; and if children's plays are conducted according to laws and rules and they always persue their amusements in conformity with order, while finding pleasure therein, it need not be feared that when they are grown up they will break laws whose objects are more serious."

મિ. જે. એસ. બેનક્રૉફ્ટ, જેણે 'Games for the playground' નામનું પુસ્તક લખ્યું છે તે રમતોદ્વારા સર્વદેશીય વિકાસ થાય છે એમ જણાવતાં લખે છે: "The timid, shrinking child learns to take his turn with others; the bold, selfish child learns that he may not monopolize opportunities; the unappreciated child gains self-respect and the respect for others. He learns to take defeat without discouragement and to win without undue elation. Co-operation is the very life of the game."

નૂતન કેળવણીમાં આ રમતનાં જાદુને આપણે જેટલો અપનાવીએ તેટલો વિકાસ જરૂર આપણે સાધી શકીશું.



# રાષ્ટ્રીય શિક્ષણ

હરભાઈ ત્રિવેદી

આપણા દેશમાં આવાં શિક્ષણસંમેલનોની ખૂબ આવશ્યકતા છે. આપણા પ્રાંત માટે પણ આવાં સંમેલનો ઓછાં આવશ્યક નથી. આજે આપણે ભારે વિચિત્ર પરિસ્થિતિમાં એકઠા થયા છીએ. કેવળ શિક્ષણની વાતો કરવાની હોત તો વાંધો ન હતો. ચાલુ શિક્ષણની ખામીઓ બતાવવી એ બહુ અઘરું કામ નથી. શિક્ષણપ્રણાલિકાના દોષોને નિવારી સાચા શિક્ષણનું માર્ગદર્શન કરાવવું, એ પણ બહુ અઘરું લાગે તેમ નથી. જીવનને વ્યાપી લેતી કેળવણીનો વિચાર કરીને શિક્ષણનું એ કેળવણીમાં કયાં સ્થાન છે એ બતાવવું હોય તો પણ એ મને બહુ વિકટ કાર્ય ન લાગે. પરન્તુ અહીં તો આપણે એક એવા પ્રકારના શિક્ષણની વિચારણા કરવા એકઠા થયા છીએ કે જેને માટે એવી વિચારણાના અગ્રણી તરીકે બેસવાનો હું અધિકારી હોઈશ કે કેમ એ જ પ્રશ્ન ઉદ્‌ભવે.

આ સંમેલન કોઈ સ્થાપિત શિક્ષણક્રમનો પક્ષ કે વિરોધ કરવા માટે આપણે નથી ભર્યું. આજની શિક્ષણપ્રણાલિમાં જે સામાન્ય તત્ત્વો આપણને ખૂટતાં દેખાયાં હતાં તેનું નિવારણ કરવા માટે સરકારનિયુક્ત શિક્ષણપ્રણાલિકાથી જુદા પડીને દેશ ભરમાં નાનીમોટી અનેક સંસ્થાઓએ આજ દિન સુધી નવાનવા પ્રયોગો કર્યા. આપણા રાષ્ટ્ર ઉપર સત્તા ચલાવતી સરકાર પરદેશી હોઈને આ નવા શિક્ષણના તંત્રને આપણે રાષ્ટ્રીય શિક્ષણનું નામ આપ્યું છે. બિનસરકારી અને આવી રાષ્ટ્રીય સંસ્થાઓએ શિક્ષણના ક્ષેત્રમાં તાત્ત્વિક અને વ્યવહારિક ઘણા ફેરફારો કર્યા છે. આ આખી પરિસ્થિતિને ધ્યાનમાં લઈને શિક્ષણની દિશામાં કયા માર્ગે હવે આપણે પ્રયાણ કરવાનું રહે છે તેનો વિચાર આપણે અહીં કરવાના છીએ. મને આ કામ મહાભારત જેવું લાગે છે. એ કામનો બોજ પડતાં મારા અંતરમાં ક્ષોભ થાય તે આપ સૌ સમજી શકો તેમ છો. આમ છતાંયે બે દશકા જેટલા શિક્ષણના ક્ષેત્રમાં કરેલા કાર્યે મને અંદરથી હુંફ આપી છે અને વિકટ છતાં આવશ્યક માર્ગે પ્રયાણ કરવામાં આપ સૌને સાથે લઈને સાહસ કરવાનું મેં સ્વીકાર્યું છે. મારી ત્રુટિઓથી હું અજાણ્યો નથી છતાંયે આપ સૌના મીઠા સહકારથી આ સંમેલનના કાર્યને આપણે સૌ સફળતાપૂર્વક પાર પાડીશું અને કોઈ ચોક્કસ દિશા આંકવા શક્તિવાન થઈશું તેવી આશા સાથે હું અહીં આવ્યો છું.

મનુષ્ય આ અવનિ ઉપર અવતર્યો ત્યારથી આગળ ને આગળ વધવાના ફાંફાં એણે માર્યા જ કર્યા છે. એના જન્મથી તે મૃત્યુ સુધી એક યા બીજી રીતે એની કેળવણીનું કામ ચાલ્યા જ કર્યું છે. એવી કેળવણીમાં માતા-પિતાનો, સગાસંબંધીનો અને આસપાસની પરિસ્થિતિનો ભારે મોટો હિસ્સો હોય છે. પ્રગતિશીલ મનુષ્ય પોતાના ટૂંકા આયુષ્યમાં વધારેમાં વધારે પંથ કાપવાનો પ્રયત્ન કરે ત્યારે પદ્ધતિસર માર્ગનું નિર્માણ કરીને તે જ માર્ગે પ્રયાણ કરવાનું હાથ ધર્યા વિના રહી શકે નહિ. જીવન જીવવામાં આવી જે જે પદ્ધતિઓ નિર્માણ કરવી પડી તેને આપણે કેળવણીના પદ્ધતિઓ કહી શકીએ. માણસને પોતાની બુદ્ધિના વિકાસ માટે અનેક સાધનોની, અનેક અનુકૂળતાઓની અને અનેક મિત્રોની સહાયની અપેક્ષા રહે જ રહે. માણસની એવી શોધને અને શોધેલા માર્ગોના અનુસરણને આપણે શિક્ષણ કહી શકીએ. આ રીતે જોઈએ તો શિક્ષણ કેળવણીનું અગત્યનું છતાંયે

* કરાડીમાં ભરાએલા રાષ્ટ્રીય શિક્ષણસંમેલનને પ્રમુખપદેથી આપેલું ભાષણ

માત્ર એક અંગ જ ગણી શકાય. શિક્ષણસંસ્થા એ કેળવણીદ્વારા ભણનારને વિકાસને પંથે દોરવામાં અનેક સાધનો પૈકીનું એક સાધન કહી શકાય. આપણે આપણી વિચારણામાં આગળ ચાલીએ તે પહેલાં શિક્ષણ અને કેળવણીનો આ ભેદ સમજી લેવાની જરૂર રહે છે. જે શિક્ષણપ્રણાલિકાએ આપણા દેશને નુકસાન કર્યું છે તેને ટાળીએ જ. નવી શિક્ષણપ્રણાલિકા ઊભી કરતી વખતે તે કેળવણીનું વધારેમાં વધારે સહાયક અંગ બની રહે એ વિચાર આપણે ભૂલવો જોઈએ નહિ. એ ભૂલીએ નહિ તો જ શિક્ષણ સંસ્થામાં ભણી રહેલ માનવબાળને કેવળ બુદ્ધિનું જ પ્રાણી નહિ ગણતાં એને સ્વતંત્ર મન છે, સ્વતંત્ર લાગણી છે, સ્વતંત્ર શરીર છે અને સ્વતંત્ર આત્મા પણ છે તેવો વિચાર આપણી પાસે હરહંમેશ ખડો રહી શકે.

કેળવણીના અગત્યના અને ઉપકારક અંગ તરીકે શિક્ષણને સ્વીકાર્યા પછી માનવઉત્ક્રાંતિના ઇતિહાસને તપાસતાં આપણને જે થોડાંએક સત્યો હાથ લાગે છે અને જેના વગર શિક્ષણનું કાર્ય પાંગળું ગણી શકાય તેનો વિચાર કરીએ.

સ્વાતંત્ર્ય મનુષ્ય માત્રનો જન્મસિદ્ધ હક છે એમ કહેવાય છે. આ સત્યને જો સ્વીકારીએ તો કોઈ પણ શિક્ષણનું તંત્ર સ્વાતંત્ર્યવિહોણું હોઈ ન શકે. સ્વાતંત્ર્યનો અર્થ કરવા માટે આજે ભારે મોટી ચર્ચાઓ ચાલી રહી છે. એ ચર્ચાઓમાંથી સ્વાતંત્ર્ય એ દાન કરવાની વસ્તુ છે એવો સૂર જ્યાં સુધી નીકળ્યા કરશે ત્યાં સુધી સ્વાતંત્ર્યનો સાચો અર્થ આપણને કોઈને સમજવાનો નથી. એ દાનદૃષ્ટિએ આપણી વિચારસરણીમાં જે મોટો દોષ ઊભો કર્યો છે એ દોષને લીધે જ ફરજિયાત-મરજિયાતના ઝગડાઓ ઊભા થયા છે. સંપૂર્ણ સ્વતંત્રતાથી જીવવાને સર્જાએલો માણસ કયારે કંઈ ભૂલ કરી નાખશે એવો ભય આવી ચર્ચા કરનારાઓના મનમાં સદાય રહ્યા કરે છે. ઇષ્ટ વસ્તુની પ્રાપ્તિ પછી માણસ તેનો દુરુપયોગ જ કરશે એવો અવિશ્વાસ શા સારુ ? સમષ્ટિના એક અંગ તરીકે જીવન જીવવા હંમેશાં ઉત્સુક રહેનાર વ્યક્તિ પોતાના સમાજની અવગણના કરશે એવી અશ્રદ્ધા શા માટે મનમાં પેસવા દેવી જોઈએ ? વાત સાચી છે કે આજદિન સુધીની અવળી શિક્ષણપ્રણાલિએ માણસને મળેલા અધિકારોનો માણસ પાસે દુરુપયોગ કરાવ્યો છે. એ વાત પણ સાચી છે કે પોતાના જ સ્વાર્થને કેન્દ્રમાં રાખીને વ્યક્તિ, સમાજ સાથેના પોતાના વ્યવહારો ચલાવે છે. પરન્તુ આ તો અવળી કેળવણીનું પરિણામ છે. એક વખત હિંમત કરીને સંપૂર્ણ સ્વાતંત્ર્યનો પ્રયોગ કરવામાં આવે તો જ આપણને માલૂમ પડે કે વ્યક્તિ પોતાની તમામ શક્તિઓ પોતાના તેમ જ પારકાના હિત માટે વાપર્યા વિના નહિ રહે, અને સ્વતંત્ર વ્યક્તિઓનો સ્વતંત્ર સમાજ સાચા અર્થમાં સ્થાઈ રહેશે. આવો પ્રયોગ શિક્ષણસંસ્થાઓ જ કરી શકે. સમાજને વશ વર્તતિ પોતાની પ્રણાલિકાનું નિર્માણ કરનાર શિક્ષણસંસ્થા જ આજે નવી પ્રણાલિકા સ્થાપી શકે. સ્વાતંત્ર્યનો પ્રયોગ બહુ જ નાનપણથી થાય ત્યારે તેનાં સાચાં પરિણામો આપણને દેખાય. આજે નજરે પડતી સ્વાતંત્ર્યની ઝંખના એ તો રોગી માણસની ક્ષુધાવૃત્તિ જેવી છે. એ ઝંખનાને નિરોગી માર્ગે વહેવા દેવી હોય તો શિક્ષણસંસ્થાઓએ સંપૂર્ણ સ્વતંત્રતાને માર્ગે પ્રયાણ કર્યા વિના ચાલે નહિ. સ્વાતંત્ર્યનો આવો પ્રયોગ શિક્ષણની સંસ્થાનો મહા મૂલ્યવાન અધિકાર છે અને તેમાંયે ખાસ કરીને જે દેશને પરતંત્રતાની બેડીઓ તોડવાની હોય છે તે દેશ માટે તો એવો પ્રયોગ એક અનિવાર્ય આવશ્યકતા ગણાવી જોઈએ. સ્વતંત્ર શિક્ષણ આપવાની હિમાયત કરનાર શિક્ષણસંસ્થાના દરેક સંચાલકે પોતાની પાસે ભણી રહેલા બાળકને સંપૂર્ણ અને સાચા સ્વાતંત્ર્યનો અધિકારી બનાવવો જોઈએ. સ્વાતંત્ર્યની મર્યાદાઓનો અવારનવાર ઉલ્લેખ કરવામાં આવે છે પરન્તુ કોઈ પણ આત્યંતિક

સત્યને મનુષ્યનિર્મિત મર્યાદા નીચે મૂકવું એ યથાર્થ નથી. આદર્શને વ્યવહારમાં મૂકતી વખતે અનેક મુશ્કેલીઓ ઊભી થાય છે. એવો વ્યવહાર કરતી વખતે બાંધછોડ કરવાના અનેક પ્રસંગો પણ ઊભા થાય છે; પરન્તુ એ મુશ્કેલીઓ જ આપણા માર્ગમાં જો વિઘ્નરૂપ બની રહે અને એ બાંધછોડ જ સિદ્ધાન્તનું સ્થાન લઈ લે તો આપણે આદર્શને બેવફા નીવડયા ગણાઈએ.

દુનિયામાં અવતરનાર પ્રાણી માત્રને પોતાનું વ્યક્તિત્વ હોય છે. એ વ્યક્તિત્વ ખીલવવા માટે જેટલી જેટલી અનુકૂળતાઓ જોઈએ તે અનુકૂળતાઓનો તે અધિકારી હોય છે. આપણી શિક્ષણસંસ્થાઓએ આ વ્યક્તિત્વને પિછાન્યું તો નથી જ, પણ આજ દિન સુધી અવગણ્યું છે, મનુષ્ય સમાજની પ્રગતિમાં એવી અવગણનાએ ભારે મોટો વિક્ષેપ કર્યો છે. કોઈ પણ દેશ ગમે તેવા સંયોગોમાંથી પસાર થઈ રહ્યો હોય તો પણ મનુષ્યના વ્યક્તિત્વને સંભાળી લે અને એને યોગ્ય રીતે વિકસવા માટે અવકાશ આપે તો જ ઊભો હોય ત્યાંથી આગળ પ્રગતિ કરી શકે. ભણનાર બાળકને પોતાનું વ્યક્તિત્વ છે એમ જ્યાં સુધી સ્વીકારાય નહિ ત્યાં સુધી શિક્ષણનું કાર્ય મનુષ્યની કેળવણીને ઉપકારક બની શકે જ નહિ. વ્યક્તિત્વનો આવો સ્વીકાર નથી થયો હોતો ત્યાં સુધી માણસ માણસ વચ્ચેના ઝઘડાઓ ઓછા થતા જ નથી. કેળવણીએ રાષ્ટ્રને ઉન્નત કરવું હોય કે જગત ભરની કૂચ કદમની પ્રગતિમાં ભણનારને સાથે રાખવો હોય તો આ વ્યક્તિત્વના સિદ્ધાન્તને પોતામાં સમાવી દેવો પડશે. આપણી શિક્ષણસંસ્થાઓમાં આજે જે પ્રકારનું કામ ચાલી રહ્યું છે એ જોતાં આપણને આ દિશામાં ભારે અંધારું દેખાય છે. ભણાવનાર ભણનારને ઓળખતો નથી અને ભણનાર તો ભણાવનારને ઓળખે જ ક્યાંથી ? દુનિયાના પડ ઉપર જો કોઈ એવો ધંધો હોય કે જેમાં સાધનની ઓળખ ન હોય અથવા તો પાત્રની પિછાન ન હોય તો તે એક શિક્ષણનો જ ધંધો છે એમ કહેવું એ આપણા દેશને માટે તો સો ટકા સાચું છે. આપણો શિક્ષક, શિક્ષણની પદ્ધતિ શું તે જાણતો નથી, આપણો શિક્ષક શું ભણાવવું છે તે જાણતો નથી, કોને પોતે ભણાવવા બેઠો છે તેની પણ તેને ખબર નથી, શિક્ષણની પ્રવૃત્તિના કેન્દ્રમાં કઈ વસ્તુને રાખવી એની તેને સમજ નથી, ને પોતાની દૃષ્ટિ પ્રમાણે રાષ્ટ્રનું નિર્માણ કરવા ઇચ્છનાર કેળવણીનો કોઈ પણ અધિકારીવર્ગ જે વસ્તુને કેન્દ્રમાં રાખવાનો હુકમ કરે તે પ્રમાણે એ વર્તે છે. આજે તો આપણે હવે એવી સ્થિતિએ પહોંચી ગયા છીએ કે શિક્ષક સાથે કશી પણ ચર્ચા કરીને સત્ય એને ગળે ઉતરાવી પણ શકતા નથી. શિક્ષણ માટે જે કોઈ હુકમ એને મળે છે તેને આંખો મીંચીને તે અનુસરે છે.

ભણનારની સ્થિતિ તો એથી પણ ખરાબ છે. લગભગ એક સૈકા સુધી ભણતરની ચોક્કસ ચરેડમાં પડેલો હોવાથી ભણનાર વિદ્યાર્થી તો પોતે શું ભણે છે એ પણ સમજતો નથી. નક્કી કરેલા ચીલામાં ભણતાં ભણતાં એ મોટો થાય છે ત્યારે હવે પછી શું કરવું એની ભારે મૂંઝવણમાં પડે છે. શિક્ષક અને વિદ્યાર્થી બન્ને આ પ્રકારની મૂંઝવણમાં જ સારું યે જીવન ખલાસ કરે છે. હડફેટમાં આવી ચડેલા ધંધાને હાથે કરીને ગમે તે રીતે પેટ ભર્યું એમાં જ પોતાની જાતને ઇતિકર્તવ્ય માને છે. વ્યક્તિત્વ વિનાનો માણસ બીજું કરે પણ શું ? અસમાનતા, અપમાન, બેકારી, ગુલામી એ બધું જ માણસ સહન કર્યા કરે છે ! કોઈ દિવસ એનું વ્યક્તિત્વ જાગૃત થતું જ નથી. આવી પરિસ્થિતિ ચલાવી લે એ શિક્ષણની સંસ્થા નથી. માટે જ તો કહેવું પડે છે કે શિક્ષણસંસ્થામાં વ્યક્તિત્વનો આદર અને શિક્ષણની યોજનામાં કેન્દ્રસ્થાને ભણનાર એ બન્ને કેળવણીના તંત્રમાં અપરિહાર્ય અંગો ગણાવાં જોઈએ.

અને આપણી કેળવણી કેવાં અસમાન તત્ત્વો ઉપર ચાલી રહી છે? કેળવણીને વ્યાપક સ્વરૂપમાં સમજીએ તો પણ આખી સમાજમાં અસમાનતાના બેહુદા ધોરણો પ્રવર્તી રહ્યાં છે, શિક્ષણ સંસ્થાઓમાં એ ધોરણોનો ઝેરી પ્રવેશ વધારે જોરથી થયો છે અને ઊંડાં ને ઊંડાં મૂળ નાખ્યે જાય છે. શિક્ષક–આચાર્ય વચ્ચે અસમાનતા, શિક્ષક–શિક્ષક વચ્ચે અસમાનતા, શિક્ષક–વિદ્યાર્થી વચ્ચે અસમાનતા અને વિદ્યાર્થી–વિદ્યાર્થી વચ્ચે પણ અસમાનતા! આ અસમાનતા આર્થિક ક્ષેત્રમાં જ મર્યાદિત નથી થઈ રહી, બુદ્ધિના ક્ષેત્રમાં પણ તેણે પગપેસારો કર્યો છે. આપણા આજના સમાજમાં જે વેરઝેર અને કંગાલિયત દેખાય છે તેનાં મૂળમાં આ અસમાનતાનું ઝેર ઘણે મોટે ભાગે રહેલું છે. બરાબર જ કહેવાયું છે કે "બાળક મનુષ્યનો પિતા છે". જે પ્રકારની વિચારસરણીનાં મૂળ એના અભ્યાસકાળમાં નાખવામાં આવે છે તે જ વિચારસરણી એના જીવનભરના વ્યવહારનું પ્રેરક બળ બની રહે છે. અસમાનતાના ધોરણથી વારંવાર અવગણાએલો અભ્યાસાર્થી આત્મા મોટપણે જાણેઅજાણે પણ એનો બદલો લેવા મથે છે. એણે જોયું હોય છે કે શિક્ષકે એના ઉપર સત્તાનો દોર ચલાવ્યો હતો, એણે જોયું હોય છે કે શાળામાં બુદ્ધિશાળી ગણાતા વિદ્યાર્થીએ એની મશ્કરીઓ કરી હતી, એણે એ પણ જોયું હોય છે કે કોઈ શિક્ષકને આચાર્યે અવગણ્યો હતો અને કોઈ આચાર્યને નિરીક્ષકે અવગણ્યો હતો. વધારે દુઃખની વાત તો એ છે કે એમાં અસમાનતાના ધોરણને ન્યાય્ય ઠરાવવા માટે અસમાનતાના ભોગ થઈ પડેલા માણસોએ જ પ્રયત્નો કર્યા હોય છે! બાળકના મન ઉપર પડેલી આ છાપ જિંદગી સુધી ભૂસાતી નથી. કોઈ વખત બદલો લેવાના પ્રયત્નોમાં અસમાનતાનું ધોરણ સેવે છે, તો કોઈ વખત તે ધોરણ જ જાણે કે જીવનનો સાચો વ્યવહાર હોય તેમ સ્વીકારી લઈને જિંદગી જીવ્યે જાય છે. આજની શિક્ષણપ્રણાલિકાએ આ અસમાનતાના ધોરણને પોષવા માટે વિધવિધ પ્રકારનાં તંત્રો પણ ઊભાં કર્યાં છે. બાળકને ભણાવતી વખતે આ ઠોઠ, અને આ હોંશિયાર, એવા ભેદ પાડીને ધોરણને પોષવામાં આવે છે. ગુણ આપવાની પ્રથાએ એ વિષને વધારે વ્યાપક બનાવ્યું છે. પરીક્ષાઓ અને તેમાં મળતી સફળતા–નિષ્ફળતાએ, અસમાનતા જ જાણે કે જીવનની સાચી નીતિ હોય એમ સ્થાપિત કર્યું છે. આ વસ્તુ ઉપર કળશ ચડાવવા માટે આપણી શિક્ષણસંસ્થાઓમાં ઇનામો દેવાની પ્રથાઓને દાખલ કરવામાં આવી છે. ઇનામો હરિફાઈ કરાવ્યા વિના શકય નથી એટલે હરિફાઈ પણ આપણી શિક્ષણસંસ્થાઓનું એક અનિવાર્ય અંગ થઈ પડયું છે. આજે તો એવી સ્થિતિ છે કે ગુણ, ચડાઊતરી, પરીક્ષા અને ઇનામ કે હરિફાઈ ન હોય તેવી સંસ્થાની કલ્પના પણ કરી શકાતી નથી. ભલભલા શિક્ષણકારો આ તત્ત્વોને દુષિત ગણે તો પણ એમાંથી મુક્તિ મેળવી શકતાં નથી. પરીક્ષાની પદ્ધતિને અને પદવીઓ આપીને તો બારે મોટી પ્રતિષ્ઠા આપવામાં આવી છે. હરિફાઈ વિના તો જાણે કે પ્રગતિ જ શકય નથી તેવી રીતે હરિફાઈઓ કરાવવા સારુ મોટા મોટા જલસાઓ ગોઠવવામાં આવે છે. દેશના વિદ્વાન ગણાતા કેળવણીકારો આ પદ્ધતિને હંમેશાં ઉત્તેજન આપ્યા કરે છે. કોણ જાણે ક્યારેય આપણે હવે એનાં દુષણો સમજીશું? ગુણ, ચડાઊતરી, અને પરીક્ષાએ કેટલાએ માણસોને કેવળ મિથ્યાભિમાની બનાવ્યા છે અને કેટલાય સુંદર આત્માઓને પોતાની જાતમાં અવિશ્વાસ પેદા કરાવીને આપઘાત કરાવ્યા છે! આ બધું આપણી નજર આગળ રોજ બની રહ્યું છે અને છતાં યે આપણે જાણે કે દેખતાં ન હોઈએ એવી રીતે આપણે એને વધારે ને વધારે વળગતા જઈએ છીએ. સમાનતાના તત્ત્વ માટે ભયંકર અસહિષ્ણુતા અને પરસ્પર દ્વેષબુદ્ધિ સેવીને ગળાં કાપવાની પદ્ધતિ માટે આજની આપણી શાળાની હરિફાઈ જવાબદાર છે. આ હરિફાઈએ

કેટલાયે માણસની નીતિને અનીતિમાં ફેરવી નાખી છે, આ જ હરિફાઈએ ધર્મમાં ઢોંગ પોષ્યો છે, અને આ જ હરિફાઈએ કુદરતી તત્ત્વને ઊવેખ્યું છે. આ બધી વસ્તુ આપણને કેટલું નુકસાન કરી રહી છે તે જાણતા છતાં કોઈ ભયંકર નશામાં પડેલા હોઈએ તેમ આપણે એને છોડી શકતા નથી. જ્યાં સુધી શિક્ષણસંસ્થાઓમાંથી આ તત્ત્વોનો બહિષ્કાર કરવામાં આવશે નહિ ત્યાં સુધી સમાજમાં એની જડ ઊંડી ને ઊંડી જ જવાની છે.

અહિંસાની વાતો કરનાર આપણે શિક્ષણ સંસ્થાઓમાં દંડને અને શારીરિક સજાને બેધડક આવકાર આપી રહ્યા છીએ! માનવબાળ સ્વભાવે હિંસક નહિ પણ અહિંસક છે. એ અહિંસાના તત્ત્વને પોષવાથી એના આત્માની ઊજળી બાજુ વિકસી શકે છે. તાત્ત્વિક દૃષ્ટિએ આપણને આ વસ્તુ હંમેશાં મંજૂર છે પરન્તુ વ્યવહારમાં આપણે જાણે કે આપણા હલકા સ્વભાવને અવકાશ આપતા હોઈએ એમ સ્પષ્ટ દેખાય છે. વર્ગમાં આપણી સમક્ષ બેઠેલા ભવિષ્યના મહાપુરુષને એક આંગળી પણ અડકાડવાનો અથવા કોઈપણ પ્રકારનો દંડ કરવાનો અથવા તો મેંણાંટોણાં મારવાનો આપણને શો અધિકાર છે તે હું સમજી શકતો નથી પોતાની નિર્બળતાને વશ વર્તીને, જે શિક્ષક વિદ્યાર્થીને શિક્ષા કરે છે તે ખરેખર દયાને પાત્ર છે. પોતાની જ શિક્ષણપદ્ધતિના દોષને જોયા વિના નિર્દોષ વિદ્યાર્થીને માર મારનાર શિક્ષક પોતાના ધંધાનો અને વિદ્યાર્થીના પવિત્ર આત્માનો દ્રોહ કરે છે. વિદ્યાર્થી પાઠ ન કરી લાવ્યો હોય અથવા તો બેધ્યાન રહેતો હોય તેવે વખતે એનામાં કોઈ પણ ગુનાનું આરોપણ કરીને એને સજા કરવી એમાં નરી બેવકુફી રહેલી છે. અને શિસ્તને નામે નાનીમોટી સજાઓ કરવામાં આવે છે એ વિચારે તો સામાન્ય વિચારકને પણ ત્રાસ થયા વિના રહે નહિ. શિસ્તના આપણા આજના ખ્યાલો એટલા બધા બેહુદા થઈ ગયા છે કે ભણનારના આત્માના વિકાસને ભારે મોટા પ્રમાણમાં એ રૂંધી રહ્યા છે. શિક્ષકના પક્ષે ભયંકર મનાગ્રહ ઊભો થયો છે. શિષ્ટાચારના ખોટા ખ્યાલો મનમાં વધારેને વધારે ઊંડા મૂળ નાંખતા જાય છે. વિવેક અને સભ્યતાના ઓઠા નીચે શિક્ષક પોતાની અભિમાનવૃત્તિને પોષીને શિક્ષણના પવિત્ર કાર્યને અપવિત્ર બનાવી રહ્યો છે. દીવા જેવી સ્પષ્ટ વાતને ગળે ઉતરાવવાની જરૂર રહે છે એ હકીકત આપણે માટે ભારે શોચનીય ગણાય. શિક્ષણસંસ્થાઓ માટે તો શું પરન્તુ આખા જીવનક્ષેત્ર માટે આ દુષિત તત્ત્વોને આપણે કદી પણ આવકાર આપી શકીએ નહિ.

શિક્ષણકાર્યમાં માનસશાસ્ત્રનો ઉપયોગ કરવાની આજે ચારે કોર વાતો ચાલી રહી છે. કેટલાક શોખીન શિક્ષકો એ વિજ્ઞાન તરફ આકર્ષાયા છે ખરા પણ મોટો ભાગ તો હજી પણ એને એક તૂત સમાન ગણે છે. આપણે સૌ કોઈ સમજી શકીએ છીએ કે મનુષ્યની પ્રગતિ કે અવગતિ એની વિધવિધ વૃત્તિઓના સંસ્કરણમાં કે વિકૃતિમાં રહેલી છે. વિદ્યાર્થી શાળામાં ભણવા આવે છે ત્યારે એની એ વૃત્તિઓને સાથે લઈને જ આવતો હોય છે. શાળામાં મોટા પાયા ઉપર સમૂહજીવન જીવવાનું હોવાથી અને ઉમ્મર તથા બુદ્ધિની દૃષ્ટિએ ભિન્ન ભિન્ન પ્રકારનાં માણસોના સંસર્ગમાં આવવાનું હોવાથી એની એ વૃત્તિઓ અવારનવાર ઉશ્કેરાતી રહે છે અને સમતુલા જાળવી શકાતી નથી: બળવાન વૃત્તિઓ પૈકી જાતીયવૃત્તિ, અહંવૃત્તિ અને બીજા ઉપર સત્તા ચલાવવાની વૃત્તિ શાળાના કામ દરમિયાન વધારે પ્રમાણમાં ઘર્ષણમાં આવતી હોય છે. આ પ્રબળ વૃત્તિઓ તો ઘણી વખત છેક જ પ્રાથમિક દશામાં પણ હોય છે. ઘરમાં માબાપના દોષે કે સમાજની ભૂલોએ બાળકની એ વૃત્તિઓ ઘણી વખત વિકૃતિને પંથે પણ વળી ચૂકી હોય છે. આવા બાળકને યથાર્થ રીતે સમજવા માટે શિક્ષણ પાસે બાળકના માનસનો પરિચય કરાવનારા વિજ્ઞાનનો સારો એવો અભ્યાસ જોઈએ.

શિક્ષક જેમ શિક્ષણશાસ્ત્રથી અજ્ઞાન હોય અથવા તો શિક્ષણની પદ્ધતિથી અણજાણ હોય તો આપણે ન ચલાવી શકીએ તેવી જ રીતે માનસવિજ્ઞાનથી પણ એ અપરિચિત હોય તો આપણે ન ચલાવી લેવું જોઈએ. શિક્ષણસંસ્થાઓ ઊગતા આત્માને પ્રગતિનો માર્ગ ચીંધનારી સંસ્થાઓ હોય છે; એ માર્ગ ચીંધવાનું સાચું કામ માનસવિજ્ઞાનનો સાચો અભ્યાસી શિક્ષક જ કરી શકે છે. આજે તો શિક્ષણનું કાર્ય અંધારામાં અડવડિયાં મારવા જેવું છે. જે શિક્ષક પાસે માનસવિજ્ઞાનનો દીપક હોય છે તે જ પોતાના વિષયને સાચી રીતે ઓળખી શકે છે. માનસવિજ્ઞાનનો પરિચય જ શિક્ષકને શિક્ષણની સાચી દિશા બતાવે છે. આપણે એ નહિ ભૂલવું જોઈએ કે શિક્ષણનું કાર્ય ભણનારને સાચી રીતે કેળવનારું બનાવવા માટે ભણનારા મનની સાચી ઓળખ અનિવાર્ય છે.

મિત્રો, આજના શિક્ષણની સમાલોચના કરતાં કરતાં અને સાચું શિક્ષણ કયાં તત્ત્વો ઉપર નિર્ભર રહેવું ઘટે છે તેના વિચાર કરતાં કરતાં મેં આપ સૌનો આટલો બધો વખત લીધો. મને એને માટે જરાય દુઃખ નથી. જે તત્ત્વો મેં અહીં રજૂ કર્યાં એ બધાંય સાચા જીવતરનાં તત્ત્વો છે. કેળવણીને જીવતર ઘડવાનું એક અમોઘ સાધન સમજીએ તો આ તત્ત્વોનો વિચાર અને શિક્ષણમાં એનો વ્યવહાર આવશ્યક બને છે. આપણાં આજના રાષ્ટ્રીય શિક્ષણની પરિસ્થિતિનો વિચાર કરવા ઉપર આવીએ તે પહેલાં આ તત્ત્વોનો વિચાર આવશ્યક હતો. શાસ્ત્રીય શિક્ષણ અને રાષ્ટ્રીય શિક્ષણ વચ્ચે આટલાં તત્ત્વો પૂરતો કશો જ ભેદ હોઈ શકે નહિ. જે શિક્ષણ જીવનના ઉપર્યુક્ત સનાતન તત્ત્વોને અવગણીને ચલાવવામાં આવે તે શાસ્ત્રીય પણ નથી અને રાષ્ટ્રીય પણ નથી.

શુદ્ધ શિક્ષણ સ્વાતંત્ર્યને સન્માનતું હોય છે. વ્યક્તિત્વને વિકસાવતું હોય છે અને સહકારને પોષતું હોય છે. અશુદ્ધ શિક્ષણ જ પરતંત્રતાનો વિચાર સેવી શકે, ભણનારના વિચારને દબાવી શકે, હરિફાઈના ધોરણને ઉત્તેજી શકે અને શિક્ષા તથા દંડને ન્યાય્ય ઠરાવી શકે. રાષ્ટ્રીય શિક્ષણમાં પણ આ દુષિત તત્ત્વો રહી ગયાં હોય તો તે સાચું રાષ્ટ્રીય શિક્ષણ નથી. જેમ શાસ્ત્રીય શિક્ષણ મનુષ્યને ઉત્તમ મનુષ્ય બનાવીને સમસ્ત જગતનું એક અનિવાર્ય અંગ બનાવવામાં પોતાની સફળતા માને છે તેવી જ રીતે રાષ્ટ્રીય શિક્ષણ પણ ભણનારને સ્વાતંત્ર્યપ્રેમી, સહકાર બુદ્ધિવાળો, અરસપરસ સન્માનની ભાવના સેવતો, સમાન જીવતરનો હિમાયતી માણસ બનાવવામાં પોતાને સફળ થયું ગણી શકે. આજની આપણી રાષ્ટ્રીય શિક્ષણસંસ્થાઓમાં આ વસ્તુનો અભાવ હોય તો એનું વહેલી તકે નિવારણ કરવું ઘટે છે. રાષ્ટ્રીય શિક્ષણનો વિચાર કરતાં પહેલાં શિક્ષણની શાસ્ત્રીયતાનો વિચાર અનિવાર્ય થઈ પડે છે. એટલે શાસ્ત્રીય શિક્ષણ રાષ્ટ્રીય શિક્ષણનું વિરોધી નહિ પણ પુરોગામી અંગ છે. રાષ્ટ્રીય શિક્ષણના વિધાયકો શિક્ષણની શાસ્ત્રીયતાની હાંસી કરે તો તેમાં પોતાના જ અજ્ઞાનનું પ્રદર્શન થયું સમજવું. રાષ્ટ્રીય શિક્ષણકાર શાસ્ત્રીય શિક્ષણકાર પહેલો હોવો જોઈએ અને શાસ્ત્રીય શિક્ષણ એટલે જ ઉપર ગણાવેલ તત્ત્વોનો સ્વીકાર કરનારું અને વ્યવહાર કરનારું શિક્ષણ.

રાષ્ટ્રીય શિક્ષણની વ્યાખ્યા આપવાનું કામ આજે બારે આકરું થઈ પડ્યું છે. પરાધીનતાનું શિક્ષણ પામેલાં આપણે રાષ્ટ્રીય શિક્ષણનો નિર્ભેળ વિચાર કરી શકતાં નથી. વિજ્ઞાનથી આપણે અપરિચિત છીએ. રાષ્ટ્રને ઘડનારા બળોઅળોની આપણને સાચી સૂઝ નથી. દોઢ સૈકાથી ગુલામીનું ઝેર પીધા કર્યું છે એવા આપણે રાજકારણમાં પણ વડેળો ગણાવીએ છીએ. આપણે આર્થિક રીતે દરિદ્ર છીએ. આપણા સામાજિક સડાઓ પારવિનાના છે. નિર્બળ એવા આપણે આ બધામાંથી બહાર આવવાનાં ફાંફાં મારતાં હોઈએ ત્યારે રાષ્ટ્રીય શિક્ષણની સાચી દિશા સૂઝે નહિ એ પણ સ્વાભાવિક છે.

આપણા દેશમાં આપણે ગુલામ છીએ એવું આપણને પહેલવહેલું ભાન થયું ત્યારથી રાષ્ટ્રીય શિક્ષણના વિચારના મંડાણ મંડાયાં તેમ કહી શકાય. કોઈ પણ દેશની પ્રથમ જાગૃતિ સત્તાધારીઓના અસાધારણ દબાણમાંથી ઊભી થાય છે. એ જાગૃતિને ટકાવી રાખવા માટે અને જરૂરી બળ એકઠું કરીને ગુલામી ધૂંસરીમાંથી મુક્ત થવા માટે કેળવણી એ જ એક સાચું સાધન હોય છે એટલે આપણે જાગૃત થયા પછી પહેલું કામ હાથ ધર્યું તે આ રાષ્ટ્રીય શિક્ષણનું હતું. શરૂઆતમાં આપણને સૂઝ ન પડે એટલા માટે ગુલામી પેદા કરવાનાં જેટલાં દેખીતાં કારણો આપણી નજરે આવે તે બધાને દૂર કરીએ અને સ્વાધીનતાને પોષક વાતાવરણને પેદા કરીએ તેમાં જ રાષ્ટ્રીય શિક્ષણ સમાઈ જાય. આપણું પણ તેમ જ થયું હતું. આપણા દેશના રાષ્ટ્રીય શિક્ષણનો ઇતિહાસ આ સ્થળે આલેખવા જેટલો આપણી પાસે વખત નથી. પરંતુ આપણે જોઈ શકીએ છીએ કે પરદેશીનો અને પરાવલંબનનો ત્યાગ તથા સ્વદેશી અને સ્વાતંત્ર્યનો આગ્રહ અને સાથે સાથે જ ઇતિહાસ, ભાષા, વગેરે વિષયોના શિક્ષણમાં રાષ્ટ્રીય દૃષ્ટિનો આગ્રહ એ આપણી રાષ્ટ્રીય કેળવણીનાં મુખ્ય અંગો હતાં. આપણે જાગૃત થયા તે દિવસથી તે આજ દિવસ સુધી આપણે ઘણો પંથ કાપ્યો હોવો જોઈએ તેમ સૌ કોઈને લાગશે પરન્તુ અત્યંત દુઃખ સાથે આજે આપણે કબૂલ કરવું પડે છે કે આપણે જે રીતે શરૂઆત કરી હતી તેનાથી બહુ જ થોડા આગળ વધ્યા છીએ; અલબત્ત મહાત્માજીના વ્યક્તિત્વના પ્રભાવે સ્વદેશીને ખાદીના વ્યાપક ઉપયોગમાં મર્યાદિત કરી દીધું છે અને મનની ગુલામી ટાળવા માટે તનને પણ મહેનત કરવાની જરૂર રહે છે, એવો સિદ્ધાન્ત સ્થાપિત કરી હાથપગની તાલીમને પ્રતિષ્ઠા આપી છે. રાજકારણ તો વધારે સ્પષ્ટ થયું તેથી ઇતિહાસ અને રાજકારણના વિષયો વધારે સ્પષ્ટ વિચારણાથી રજૂ થવા લાગ્યા છે. રાષ્ટ્રીય શિક્ષણના આ કામમાં જ દેશની ગુલામીનાં બંધનો તોડી નાખવા માટે જ જબરજસ્ત લડાઈ આપણે કરવી પડી એટલે સમસ્ત દેશની એકતા માટે જેટલા તત્ત્વો આવશ્યક જણાયા એ તત્ત્વોને પણ રાષ્ટ્રીય શિક્ષણની વ્યાખ્યામાં સમાવી દેવામાં આવ્યાં. સ્ત્રીજાત જાગૃત થઈને પુરુષ જાતની પડખે ઊભી ન રહે તો સ્વાતંત્ર્યયુદ્ધનું ૫૦ ટકા જોર ઓછું થઈ જાય, એટલા માટે સ્ત્રીશિક્ષણને મહત્ત્વનું માનવામાં આવ્યું. યુવકનાં શરીરો માયકાંગલાં જેવાં રહે તો સ્વાતંત્ર્યનું યુદ્ધ ક્યારે ફસકાઈ પડે તે કહી શકાય નહિ તેવી બીતિથી વ્યાયામના અખાડાઓ રાષ્ટ્રીય શિક્ષણસંસ્થા માટે અનિવાર્ય ગણાયાં. આપણને ગુલામીની બેડીમાં જકડી રાખનાર સત્તા આપણા જ રીતરિવાજોની હાંસી કરીને અને આપણી જ જીવન-નીતિને જાણે કે પોતે જ આવકારે છે તેવી ક્રૂર મશ્કરી કરીને આપણા જ દેશમાં વર્ણભેદને મહત્ત્વ આપે તે રાષ્ટ્રની મુક્તિના સંગ્રામકામમાં આપણને ભારે હાનિ કરનારું નીવડે એ હકીકત પણ આપણને દીવા જેવી સ્પષ્ટ દેખાઈ; પરિણામે અસ્પૃશ્યતાનિવારણ અને હિંદુ-મુસલમાનનું ઐક્ય બન્ને રાષ્ટ્રીય શિક્ષણનાં અનિવાર્ય અંગો થઈ પડયાં. ખાદીમાં જ કેન્દ્રિત થયેલા સ્વદેશીની ભાવના પીંજણ, રેંટિયા અને શાળ વિના નભી શકે નહિ એટલા માટે વણાટનો ઉદ્યોગ અને એ ઉદ્યોગને પોષે તેવા બીજા ઉદ્યોગો પણ રાષ્ટ્રીય શિક્ષણના અભ્યાસક્રમમાં સ્થાન પામ્યા. મહાત્માજીના આવ્યા પછી આ બધું ઘણી ઝડપથી બનવા પામ્યું. પ્રથમ જાગૃતિ પછી જે સ્થિર વિચારને પરિણામે સ્વદેશી, રાજકારણ અને ઇતિહાસે રાષ્ટ્રીય શિક્ષણના અભ્યાસક્રમમાં સ્થાન લીધું હતું તેટલી ધીરજથી અને દૃઢતાથી આ બધા વિષયોએ નહોતું લીધું. મહાત્માજીના પ્રચંડ વ્યક્તિત્વની છાપ સારાયે દેશ ઉપર પડી ચૂકી હતી. રાષ્ટ્રોદ્ધારના કાર્યની રૂપરેખા કોઈના કરતાં એમની પાસે વધારે ચોક્કસ અને સ્પષ્ટ હતી; એટલા માટે જ શરૂઆતની રાષ્ટ્રીય શિક્ષણની કલ્પનામાં ઉપર ગણાવેલી વસ્તુઓ એમના જ મગજમાંથી નીકળી અને પ્રવેશ પામી. આટલો વિચાર કરીએ તો રાષ્ટ્રીય શિક્ષણમાં એનાથી વિશેષ પ્રગતિ આપણે કોઈએ કરી

નથી. આપણે કોઈએ હરગીઝ એમ સમજવાની જરૂર નથી કે રાષ્ટ્રીય શિક્ષણની વિચારણાની અંતિમ મર્યાદાએ આપણે પહોંચી ગયા છીએ અને હવે કશું જ કરવાનું રહેતું નથી. આવો વિચાર એ એક ભૂલ છે. હજી તો ગુલામીની બેડીમાંથી આપણે મુક્ત થયા નથી એટલે રાષ્ટ્રીય શિક્ષણ શું શું હોવું જોઈએ તેનો સ્પષ્ટ વિચાર આપણી પાસે ન જ હોઈ શકે. પરન્તુ આ જે છે તે વસ્તુમાંથી કોને કોને સ્થિર કરવી, કોને કોને તાત્કાલિક જરૂરિયાતની સમજીને ક્ષણિક મહત્ત્વ આપવું, કઈ કઈ વસ્તુઓને રાષ્ટ્રનીતિ માટે ઉમેરવી એ બધી બાબતોનો વિચાર આપણે કરવાનો રહે છે. આપણે માથે તો વળી બેવડી જવાબદારી રહેલી છે. પરદેશી ધૂંસરીમાંથી મુક્તિ મેળવવા માટેનું શિક્ષણ અને મુક્ત થયા પછી એવું ને એવું ઉન્નત મસ્તક રાખી દુનિયા ભરનાં રાષ્ટ્રો સાથે ભાઈચારાથી જીવી શકે અને દુનિયાના શાંતિ અને સંપ વધારવામાં પોતાનો યોગ્ય ફાળો આપી શકે તેવી પ્રજા નિર્માણ કરનારું શિક્ષણ. ખાદીને અને રેંટીયાને બાદ કરીએ તો બાકીના બીજા બધા મુદ્દાઓ સમગ્ર રાષ્ટ્રના જીવનમાં સમાઈ જવા જોઈશે. એટલે ખાદી અને રેંટિયો તથા તેની આસપાસ ગૂંથાએલા નાના ઉદ્યોગો સિવાય રાષ્ટ્રીય શિક્ષણની વિચારણામાં આપણે આગળ વધ્યા નથી તેમ કહેવામાં જરાય ખોટું નથી. અને કોને ખબર છે કે એ વસ્તુઓ પણ દેશના ભવિષ્યમાં ચિરંજીવ સ્થાન લઈ શકશે ? જે વહેણો [illegible]પણી નજર સમક્ષ દેખાયા કરે છે તે જોતાં તો દેશનું રાજકારણ અને સામાજિક સ્થિતિ ભારે [illegible]ટો પલટો ખાશે તેમ સ્પષ્ટ દેખાય છે. અને જો આમ થશે તો રાષ્ટ્રીય શિક્ષણની વ્યાખ્યા પણ [illegible]લાયા વિના નહિ રહે.

તે ગમે તેમ હો. પરન્તુ રાષ્ટ્રીય શિક્ષણની આપણી આજની વિચારણાને, ભાવિ તરફ [illegible]જર નાંખતાં વધારે વિશાળ બનાવ્યા વિના ચાલે તેમ નથી. આજથી જ સંકુચિત દૃષ્ટિ રાખીને [illegible]ી રહીએ તો આપણો આરો આવે નહિ. હું શરૂઆતમાં ગણાવી ગયો તેવી શિક્ષણની શાસ્ત્રીયતા, [illegible]ાં દેશકાળાનુસાર થતો ચિરંજીવ કે ક્ષણિક એવા આવશ્યક વિષયોનો ઉમેરો અને તેની જ સાથે [illegible]ાપણી કંગાલિયત અને બેકારીને ટાળવામાં મદદ કરી શકે તેવા ઉદ્યોગધંધાઓ અને ખેતી—એ [illegible]ી બાબતોનો આજે તો રાષ્ટ્રીય શિક્ષણમાં અનિવાર્ય સમાવેશ થવો જોઈએ. આપણો દેશ [illegible]સ્કૃતિક દૃષ્ટિથી બીજા દેશની અપેક્ષાએ ભલે જુદો પડતો હોય પરન્તુ વિજ્ઞાનના આ યુગમાં અને [illegible]નવજીવનની એકતાની યોજના ચાલી રહી છે તે જમાનામાં એકબીજાની સંસ્કૃતિઓને પણ [illegible]પનાવી લીધા વિના ચાલે તેમ નથી. રાષ્ટ્રીય શિક્ષણમાં વિજ્ઞાન અને કળાના શિક્ષણને આવશ્યક [illegible]ગો તરીકે સ્વીકાર્યા વિના સંસ્કૃતિઓનો સુમેળ શક્ય નથી. અહિંસા, શાંતિ, સંપ, અને સહકાર [illegible]ર ધપી રહેલા જગતમાં સમાનતાના ધોરણને રાષ્ટ્રીય શિક્ષણસંસ્થાઓએ પોતાનું કાર્ય કર્યા વિના [illegible]લે તેમ નથી. સ્વદેશાભિમાન આજની ઘડીએ ગમે તેટલું આવશ્યક હોય તો પણ દુનિયાના પડ [illegible]ર વસતા માનવ માત્રનો હું ભાઈ છું, અને મારા કલ્યાણમાં તેનું કલ્યાણ તથા તેના કલ્યાણમાં મારું કલ્યાણ સમાયલું છે તે ભાવના જાગૃત કરીને રાષ્ટ્રીય શિક્ષણદ્વારા સ્વદેશાભિમાનને જગતમાત્ર તરફના પ્રેમ તરફ લઈ જનારું એક માત્ર સાધન છે તેમ સ્વીકાર્યા વિના છૂટકો નથી. દેશદેશની સંસ્કૃતિઓ અટૂલી પડી જાય, દેશ દેશના નીતિના નિયમો ભિન્ન ભિન્ન સ્વરૂપો ધારણ કરે અને દેશ દેશના ધર્મો પોતાનો જ કક્કો ખરો કરવા માટે ધર્મવિગ્રહો જગાવે તેમાં સ્વાર્થી સંકુચિતપણું રહેલું છે. અને કોઈ પણ દેશ તે વડે કલ્યાણ સાધી શકવાનો નથી. આપણા રાષ્ટ્રીય શિક્ષણનું મંડાણ પણ આજ ભાવના ઉપર થવું જોઈશે તે આપણે ન ભૂલીએ.

અને રાષ્ટ્રીય શિક્ષણ સાથે ઉદ્યોગના શિક્ષણને તેમ જ એ પૈસા કમાઈ શકે તે જાતની પ્રણાલિકાને દાખલ કરવાની વાતો પણ થયા કરે છે. આપણા દેશમાં બેકારી વધુ છે એ વાત સાચી

ધંધો, ઉદ્યોગ કે મજૂરી કરવા ઇચ્છનારને કામો પણ નથી મળતાં તે વાત પણ સાચી. પરન્તુ બેકારી અને નિષ્ક્રીયતાં એ તો આજે જગતવ્યાપી રોગ બની રહ્યા છે. એ રોગમાંથી છૂટવા માટે જગતના તમામ દેશો ફાંફા મારી રહ્યા છે. આપણા દેશમાં પરદેશી સરકાર હોવાથી આપણું કામ તો ઘણું મુશ્કેલ બન્યું છે. રાષ્ટ્રીય શિક્ષણસંસ્થાઓમાં ઉદ્યોગ–ધંધાઓનું શિક્ષણ દાખલ કરીને આપણે બેકારી ટાળી શકવાના નથી એ વાત હવે આપણે સમજી લેવી જોઈએ. અલબત્ત આપણા સામાન્ય વ્યવહારમાં ગુલામી પેસી ગએલી હોવાથી તેવા ઉદ્યોગ–ધંધાની ખિલવટ શિક્ષણસંસ્થાઓદ્વારા આપણે કરી શકીએ એમ નથી. છતાં ય આપણે એટલું જોઈ શકીએ છીએ કે જે જે દેશોમાં પ્રજાતંત્ર ચાલે છે અને તેની અનુકૂળતાઓ હોય છે તે તે દેશોમાંથી પણ બેકારી ટળી નથી. બેકારી ઉદ્યોગ–ધંધાના શિક્ષણના અભાવમાંથી નથી નીકળતી. જગત ઉપર વ્યાપી રહેલો આ બેકારીનો રોગ જીવનની અસમાનતાનું પરિણામ છે. જ્યાં હજારો અને લાખો મનુષ્યો ભૂખે મરતા હોય ત્યાં જ ૫૦–૧૦૦ માણસો વિલાસ ભોગવતા હોય તેવી સ્થિતિ સમાજરચનામાં ટકી રહેશે ત્યાં સુધી દુનિયા ઉપરથી બેકારી ટળી શકશે નહિ. રાષ્ટ્રીય શિક્ષણસંસ્થાઓનું તો એ કામ છે કે જીવનના અસમાન ધોરણોને ટાળી નાખવાની શક્તિ અર્પવી. એવી તાલીમમાંથી જે પ્રચંડ બળ જન્મશે તે બળ જ બેકારીનો નાશ કરશે. આપણા રાષ્ટ્રની આજની પરિસ્થિતિમાં તો ઉદ્યોગ ધંધાનું શિક્ષણ બેકારી ટાળવા માટે નહિ પરન્તુ જીવનમાં સંસ્કારિતા લાવવા માટે આવશ્યક ગણાવું જોઈએ. આપણે રેંટિયો કંતાવીએ કે ખાદી વણાવીએ, આપણે સુથારીકામ શીખવીએ, શીવણકામ શીખવીએ, આપણે સાબુ બનાવતા કે તેલ બનાવતાં શીખવીએ—એ બધું કમાણી કરાવવાની દૃષ્ટિએ નહિ જ પરન્તુ જીવનને વિશાળ અને સંસ્કારી બનાવવાની દૃષ્ટિએ હોવું જોઈએ. આમ લીધેલી તાલીમનો ઉપયોગ પેટ ભરવાના કાર્યમાં કરવામાં આવે તેમાં કશો વાંધો નથી. પરન્તુ આપણા દેશની આપણી આજની રાજકીય પરાધીનતામાં, આપણી આર્થિક અસમાન દશામાં અને સડી ગએલ સામાજિક પરિસ્થિતિમાં રાષ્ટ્રીય શિક્ષણ-સંસ્થાઓમાં ઉદ્યોગ–ધંધાઓ શીખવીને બેકારી ટાળવાનો પ્રયત્ન કરવો એ કેવળ અશક્ય છે. કેવળ બુદ્ધિનું શિક્ષણ લઈને આપણે શરીરે હાડપીંજર જેવા, મનના દુબળા અને હૃદયના ભીરુ બની ગયા છીએ. તે ટાળવા માટે રાષ્ટ્રને કંઈને કંઈ ઉપકારક થઈ પડે તેવા ઉપાર્જનાત્મક ધંધાઓ આપણી રાષ્ટ્રીય શિક્ષણસંસ્થાઓના અભ્યાસક્રમમાં અવશ્ય મુકાવા જોઈએ.

મિત્રો, મેં તમારો ઘણો વખત લીધો છે. આ વ્યાખ્યાન લખી રહ્યો છું ત્યારે થોડાએક વિચારવાલાયક મુદ્દાઓ મારી સમક્ષ આવી પડયા છે. બુદ્ધિવિકાસ વિરુદ્ધ ચારિત્ર્યસંગઠન, સહશિક્ષણ, જાતીય શિક્ષણ, છાત્રાલયની આવશ્યકતા એ બધા વિષયોનો રાષ્ટ્રીય શિક્ષણની વિચારણામાં સમાવેશ કરવો જોઈશે એવાં સૂચનો મને મળ્યાં છે. શિક્ષણની જે ફિલસૂફિ મારા શરૂઆતના વ્યાખ્યાનમાં મેં આપની સમક્ષ રજૂ કરી છે તે નજર આગળ રાખીને જોશો તો આપને સમજાઈ જશે કે જીવન જીવવાનું શિક્ષણ આપવું હોય તો કેટલાએક સિદ્ધાન્તો અનિવાર્યપણે આપણા શિક્ષણમાં આપણે દાખલ કરવા જ જોઈશે. આજના સંમેલનના પ્રમુખપદેથી આ બધા વિષયો ઉપર વિસ્તારથી બોલવા બેસું તો તો પાર આવે જ નહિ. વળી આપણી ચર્ચા દરમિયાન આવા ઉપયોગી વિષયોને આપણે હાથ ધરવાના છીએ એટલે આપ સૌના વિચારો મને જાણવા મળે એવી લાલચને હું રોકી શકતો નથી. આપણે સૌ એકઠા મળીને ચર્ચા કર્યા પછી મારે જે કંઈ કહેવાનું રહેશે એ તો હું આપની સમક્ષ ધરવાનો જ છું એટલે આ વિષયોને હું અહીં ન છેડું તો મને માફ કરશો.

રાષ્ટ્રીય શિક્ષણની વ્યાખ્યાને કોઈ ચોક્કસ શબ્દોમાં બાંધી લેવાનો અહીં મેં પ્રયત્ન કર્યો નથી: તેવો પ્રયત્ન કરવો મને આજ વાજબી પણ લાગતો નથી. મારા આખા વ્યાખ્યાનમાંથી રાષ્ટ્રીય શિક્ષણ સંબંધીના મારા વિચારો આપ સૌ સ્પષ્ટ રીતે જોઈ શકો છો. આપના વિચારો પણ મને અહીં જાણવા મળવાના છે. એ બધા વિચારોના એકસામટા બળથી રાષ્ટ્રીય શિક્ષણની કોઈએક ચોક્કસ દિશા આપણે આંકી શકીશું એવી મને શ્રદ્ધા છે. એવી દિશામાં આપણે સૌ પ્રયાણ કરીએ અને નદીના વહેતા પાણીની માફક આપણા વિચારોને નિર્મળ રાખ્યા કરીએ તો રાષ્ટ્રીય શિક્ષણ પરત્વે આજે અને ભવિષ્યમાં આપણે ઘણું સાધી શકીશું એમાં મને શંકા નથી.

એક વધુ વિચાર રજૂ કરીને હું મારું વ્યાખ્યાન આટોપીશ. આજે આપણે કપરા સંયોગોમાં એકઠા થયા છીએ. પરન્તુ એટલા માટે જ આપણે વધારે સાવધાન બનીએ અને કંઈક સક્રિય કામ કરવાનાં મંડાણ માંડીએ એ ખૂબ જરૂરી છે. ગૂજરાતની રાષ્ટ્રીય શિક્ષણસંસ્થાઓને ચાલો આપણે સૌ કોઈ એક ચોક્કસ દિશા બતાવીએ. એ માર્ગદર્શનની સાથે સાથે કંઈક રચનાત્મક પરિણામો લાવી શકીએ તેવું પણ આપણે આજે જ કરવું પડશે. તે બધા કામોનો વિચાર તમારી સાથે બેસીને કરવાના અભિલાષ સેવતો એવો હું મારું કથન સમાપ્ત કરું છું અને આટલા લાંબા કાળ સુધી આટલી ધીરજ અને શાંતિથી આપ સૌએ મને સાંભળ્યો એટલા માટે અંતઃકરણપૂર્વક આપ સૌનો આભાર માનીને હું વિરમું છું.

---



---

# 'સામયિકોમાંથી

## [ ૧ ]

### એક પત્ર

[ લંડનથી પ્રગટ થતા 'ટીચર્સ વર્લ્ડ' નામના સાપ્તાહિકમાં થોડા વખત પર નવા શિક્ષકો અને શિક્ષિકાઓને માર્ગદર્શક થઈ પડે એવા, ઇંગ્લંડના અનુભવી એક મુખ્ય શિક્ષક અને એક મુખ્ય શિક્ષિકાની કલમથી લખાએલા પત્રો પ્રગટ થયા હતા. જે શિક્ષકે તાલીમ લીધી છે તેને પણ વ્યવહારમાં અનેક મુશ્કેલીઓ નડે છે તેમાંની કેટલીક મુશ્કેલીઓનો સહેલો ને સુંદર ઉકેલ આ પત્રોમાં બતાવ્યો છે. એમાંના એક પત્રનું ભાષાંતર નીચે ઉતાર્યું છે. ]

તમને આટલી બધી સખત વિટંબણા પડતી જોઈને હું દુઃખી થાઉં છું, ને છતાંયે હતાશ નહિ થઈ જવાને હું તમને વિનવું છું. ઉત્તમ શિક્ષિકાઓની આશાસ્પદ છાપ સંધરતી તમારા જેવી ઘણી યુવતીઓને શરૂઆતમાં કપરા દિવસોમાંથી પસાર થવું પડયું હતું.

તમારી અધીરી સહાનુભૂતિ અને લાગણીવશ સ્વભાવ થોડે વધતે અંશે તમારા માર્ગમાં મુશ્કેલીઓ ખડકાવે છે પરંતુ અંતે એ બેઉ વૃત્તિઓ તમને ખૂબ જ ઉપયોગી થઈ પડશે. તમે જે બોલ્યાં હો તેને વળગી રહેવું, હું ધારું છું કે તમને મુશ્કેલીભર્યું લાગે છે. પરંતુ જ્યાં સુધી વર્ગ આસાનીથી લેવાની કળા તમને વરે નહિ ત્યાં સુધી એ તો ખાસ જરૂરી છે. પછી તો તમે જે ધારશો તે કરી શકશો અને કોઈ પણ વિદ્યાર્થી શિક્ષક સાથે છૂટછાટ લેવાનો વિચાર સરખોયે નહિ કરે તેવે વખતે શિક્ષકની પ્રવૃત્તિ જગતની સર્વોચ્ચ પ્રવૃત્તિ બની રહે છે. તમારે માટે તેવું ભાવિ દૂર નથી તે વિશે મને લવલેશ શંકા નથી.

ખરેખર, તમારે બહુ કચવાવું નહિ જોઈએ. રજા પછી શાળા ઊઘડી તેજ દિવસે મારી પાસે એક નવા શિક્ષિકા આવ્યાં. ને મને તેમને માટે થોડો સમય કાઢી આપવાની વિનંતિ કરી. તેનો જેવા લાચાર તો તમે નહિ જ બની ગયાં હો. "મને લાગે છે કે મારે તમને કહેવું જ જોઈએ" તેમણે કહેવું શરૂ કર્યું, "કે મારાથી વ્યવસ્થા જળવાતી જ નથી. જો શિસ્તપાલનની શક્યતા સંબંધી આપે જ્યારે મને મુલાકાત આપેલી ત્યારે પૂછયું હોત તો મેં આપને તે કહ્યું હોત; છતાં જો આપ સહાય કરવાની તત્પરતા દર્શાવશો તો તેમાં સફળ થવાને હું આત્મઅવનિ એક કરીશ."

એટલે પછી અમે બધું નક્કી કર્યું. તેમની આ પહેલાંની જગાએ તેમણે ખૂબ જ છબરડા વાળેલા અને શિક્ષિકા તરીકેની કારકિર્દીમાં સફળતા મેળવવાની બધી જ આશા લગભગ છોડી દીધેલી. પણ છ જ મહિનામાં તેમણે સહેલાઈથી શિસ્ત સ્થાપી. તેમના હાથ નીચે ભણતી બધી જ બાળાઓનું માન મેળવ્યું, એટલું જ નહિ, ઘણી બાળાઓનો ચાહ પણ મેળવ્યો. હવે તો તે મોટા મોટા વર્ગો ચલાવે તેવાં કે જરૂર પડયે આખી શાળાને સુનિયંત્રિત રાખી શકે તેવાં જુદી જ ભાત પાડતાં શિક્ષિકા બની રહ્યાં છે. કંગાલ શરૂઆત કરવા છતાં, શરૂઆતમાં આવા જ પ્રકારની ભાતભાતની વિટંબણાનો આસ્વાદ લેવા છતાં, જો ખરે વખતે યોગ્ય માર્ગદર્શન થયું હોય છે તો ઘણા ય નમૂનેદાર શિક્ષકો બની જાય છે.

મેં ઉપર વાત કરી તે બેનના વર્ગની અવ્યવસ્થાનું એક ઉદાહરણ આપીશ. ગણિત શીખવવાનો પ્રયત્ન કરતી, દંદ્વયુદ્ધની વેદના છતી કરતી હોય તેવી એક મઝાની યુવાન શિક્ષિકાની કલ્પના કરશો? તેને સોંપેલા અગિયાર વર્ષની વયનાં ત્રીશ બાળકોમાંથી અર્ધાં તો તેની આગળ શોરબકોર મચાવી રહ્યાં છે!

"બેન આ દાખલાને કોણ જાણે શું થયું છે તે જ સમજાતું નથી. મને એ સુધારતાં નહિ આવડે." બીજી બોલે: "પેલાં બેન અમને ગણિત શીખવતાં ત્યારે આમ મારા બધા દાખલા ખોટા નહોતા પડતા. તમે તો અમને શીખવો છો તેમાં સમજ જ નથી પડતી." "જુઓને આ દાખલો ખરો છે, તમે એને ખોટો આપ્યો છે પણ એ બરાબર લીનાના જેવો જ છે." અને આમ પહેલાં એક, પછી બીજી અને છેવટે બધી જ છોકરીઓ ધાંધાટ મચાવી મૂકે. કેટલીક અધીરી બાળાઓ તો ટેબલની આજુબાજુ ફરી વળે ને તેમની દાખલાની નોટબુક એકાકળી શિક્ષિકા સન્મુખ ધરે. જ્યારે બાકીની દાખલા સુધારવાની તસ્દીને જ વેગળી મૂકીને આપસઆપસમાં વાતે વળગે!

હવે આ વર્ગ હાથથી ગયો તેનું કારણ તપાસીએ. ગણિતની નોટબુકો વહેંચવા દેવાની રજા થોડીક બાળાઓને મળી ત્યાંથી જ આ ઘોંઘાટના ગણેશ મંડાયા. જ્યારે એ લોકો વહેંચતાં હતાં ત્યારે વચ્ચે વચ્ચે જવાબને મળેલા ગુણ સરખાવી જોતાં હતાં—એ લોકો કેમ કરતા હશે તે તો તમે જાણો છો. અને તે દરમિયાન પેલાં શિક્ષિકા, જેમને વધારે વખત ચોમ્યે પરવડે તેમ ન્હોતું, તેમણે બધાં સાંભળે તે અર્થે ઘાંટો તાણીને વર્ગે શું કરવાનું છે તે સમજાવવા પ્રયત્ન કર્યો અને એ રીતે ઊલટો કોલાહલમાં ઉમેરો કર્યો.

હવે આમાં કયે સ્થળે ચૂક રહેલી છે? મારે તમને આગ્રહપૂર્વક એ જ સમજાવવાનું છે કે આ જાતની અવ્યવસ્થા વ્યક્તિત્વ કે તેના આકર્ષણના ન સમજાવી શકાય તેવા અભાવમાંથી જન્મતી નથી. વર્ગ સાથેના વર્તાવમાં રહેલી ઝીણીઝીણી ચૂકોમાંથી જ તે ઉત્પન્ન થાય છે. આ વર્ગમાં પહેલી ભૂલ વિષયની પસંદગીમાં થએલી; અને વર્ગ પ્રત્યેક ડગલે શું કરશે, તેનો વર્ગ લે તે પહેલાં ખ્યાલ કરી લેવાની વ્યવહારુ યોજનામાં શિક્ષિકાને મળેલી નિષ્ફળતા, એ બીજી ભૂલ.

ઘેરથી ખોટું કરી લાવેલા ગણિતના એક સવાલપત્રના જવાબોને સુધારી લાવવાનું કામ શિક્ષિકાએ વર્ગને સોંપેલું. ગમે તે વખતે, આ પાઠ ખરેખર દુઃસાધ્ય હોય છે. છતાં પણ નવાસવા હોઈએ છીએ ત્યારે આપણે આ જાળમાં, તે તો સહેલો પાઠ થઈ પડશે એવી ભ્રમિત કલ્પના કરીને, ફસાઈ જઈએ છીએ; શિસ્ત જેના ઇશારાની પાછળ પાછળ ચાલી આવે છે તેવા નિષ્ણાત શિક્ષકોને માટે જ જ્યારે આ જાતનો પાઠ સુસાધ્ય બની રહે છે. બિનઅનુભવી શિક્ષકને માટે તો આ સાહસમાં પડવું તે તો ચાલી ચલાવીને પજવણીને નિમંત્રણ મોકલવા સરખું છે.

પહેલી અને મુખ્ય વાત તો એ છે કે નવાસવા શિક્ષક માટે ત્રીશત્રીશ છોકરીઓ જે વ્યક્તિગત ધ્યાન માગે છે, તેમના પર કાબૂ રાખવો અશક્ય છે. બીજી વાત એ છે કે આવા પાઠમાંથી વર્ગ કશું જ શીખતો નથી. દાખલા ફરી બરાબર ગણી જાય તે હકીકત શિક્ષકની કોઈક માનસવૃત્તિને કદાચ રુચે, પરંતુ જે વિદ્યાર્થીઓ ખરા જવાબો શોધી શક્યા હોય તેઓ પણ પહેલા જાણતા હતા તેથી વધુ કાંઈ જ શીખતા નથી. એમાં તો "છેલ્લી વખતે મેં ભાગાકાર કર્યો. હવે હું ગુણાકાર કરી જોઈશ." એમ વિદ્યાર્થીની બબડે, તે પ્રમાણે કરે અને ખરા જવાબ મેળવે!

પછીથી, કેટલીકવેળા નોંધપોથીમાં (નોટબુકમાં) ભૂલો નોંધવાના કામમાં કીમતી વખત વેડફાઈ જાય છે. આપણે વાત કરી તે એને, એને બદલે જો આરામ મળી રહે તેવું કોઈ કામ ઉપાડ્યું હોત તો બીજે દિવસે તે વધારે લાયક બનીને આવ્યાં હોત. જો દાખલા નોંધવા જ હોય તો તે ખૂબ સંભાળથી નોંધવા જોઈએ. આપણને તરત જ ખબર પડશે કે સુધારેલા દાખલા તરફ વિદ્યાર્થીઓ ભાગ્યે જ પાછું વળીને જુએ છે. આપણો હેતુ તો કામ એવી સરસ રીતે કરવાનો હોવો જોઈએ કે જેથી ભૂલો નોંધવાનો અવકાશ જ ન રહે.

આ બધા મુદ્દાઓ કરતાં વધારે ખરાબ તત્ત્વ તો આમાં એ છે કે આવા પાઠમાં વિદ્યાર્થીઓની સ્વયંસ્ફૂર્તિને–હું આગળ પડીને કંઈક કરી રહ્યો છું તેવી વૃત્તિને–બિલકુલ ઝોક મળતો નથી; વળી સર્જનશીલ પ્રવૃત્તિનો તેમાંથી ખ્યાલ લગીરે આવતો નથી. માનસિક શ્રમને પ્રેરે તેવું કશું તેમાં હોતું નથી. હોય છે માત્ર ગૂંચવાડો અને બોજાની છંછેડાયલી લાગણી! હિલચાલ ભલે ગમે તેટલી ધીમી હોય પણ સફળતાથી વર્ગ લેવાને તેમ જ વિદ્યાર્થીઓમાં આત્મવિશ્વાસ પ્રેરવાનો પાઠમાં હેતુ હોવો જોઈએ અને સ્વયંસ્ફૂર્તિને અવકાશ હોવો જોઈએ.

"ભૂલોની જ પરંપરા" વાળા પેલા ગણિતના સવાલપત્રની વાત આપણે ફરી ઊકેલીએ–તેનું આપણે શું કરવું? તે વખતે તો કશું જ નહિ. તે વખતે તો માત્ર એ મુશ્કેલ પડ્યો છે એટલું જ જાન સાથે કબૂલી લેવામાં ડહાપણ છે અને આગળ ઉપર કોઈક વેળા વર્ગ જાણે નહિ તેવી રીતે ફરી એક વાર વધારે સફળતાથી તેને ફરી છણવું જોઈએ.

વર્ગ પર કાબૂ મેળવવાની પ્રાથમિક શ્રેણીમાં તો પાઠ્યપુસ્તકનો બને તેટલો ઉપયોગ કરશો તો વધુ સુગમ થઈ પડશે. તેવે વખતે કેટલીક વાર વધારે ચબરાક વિદ્યાર્થીઓને આગળ જવા દેવામાં કશી હરકત નથી. આ તો ઘણા વિષયોમાં હવે શક્ય થઈ પડયું છે કેમકે સારી કહી શકાય તેવી લેખનપોથીઓ અંગ્રેજી, ભૂગોળ, ઇતિહાસ જેવા વિષયોમાં હવે પ્રગટ થવા માંડી છે.

શરૂઆતમાં બહુ શીખવી દેવાની વૃત્તિ તરફ લક્ષ નહિ આપવાની હું તમને ખાસ ભલામણ કરું છું. મોટી વાત તો એ છે કે સૌને કામમાં પરોવી દેવા કેમકે જ્યારે વિદ્યાર્થીઓ કામમાં પરોવાઈ ગયા હોય છે ત્યારે અવ્યવસ્થાને અવકાશ જ મળતો નથી. સમધારણ કહી શકાય તેવાં સૌ બાળકો કામ કરતી વખતે ખુશખુશાલ રહે છે, અને ખરેખર તે ભવ્ય વૃત્તિ છે. છોકરાઓ અને છોકરીઓને કામ કરવું બહુ જ ગમે છે, જો તેઓ સારી રીતે કરી શકશે એવો તેમને વિશ્વાસ હશે તો. જેને તેઓ અંતઃકરણપૂર્વક ધિક્કારે છે તે તો એ વસ્તુસ્થિતિ છે કે જેમાં તેઓ સાંભળ–સાંભળ કરે છે અને તેમના હાથ હેઠ પડી રહે છે અને વિચારો શિક્ષકના શબ્દો કરતાંય વધુ રસમય પ્રદેશોમાં ભટકવા નીકળી પડે છે. હાથ અને આંખોને કરવામાં આવેલી કામની સોંપણી તેમને ધ્યાનમગ્ન બનાવી દે છે.

હવે આપણે બીજી ત્રુટીનો વિચાર કરીએ – અને તે છે વ્યવહારુ કલ્પનાશીલતા વડે આગળથી વર્ગપાઠનો ખ્યાલ નહિ કરી જવાની ખામી. આમ કરવાથી જે સફળતા મળે છે તે બીજા કશાથી નથી મળતી અને તમારી કલ્પનાશક્તિ વડે આગળથી વર્ગપાઠનું ચોક્કસ ચિત્ર ઉપજાવી લેવાની તમને જલદી ટેવ પડી જ જશે. વર્ગપાઠની રચનાત્મક વ્યવસ્થા જ ઘણાખરા નવતર શિક્ષકોને માટે શિક્ષણની ઇમારતમાં પગ મૂકવા માટે ફરસબંધી જડી દે છે.

નોંધપોથીઓની જેમતેમ વહેંચણી અવ્યવસ્થા ને ધાંધલને માર્ગ કરી આપે છે, અને પાઠની, ત્વરિત અને ચપળ શરૂઆતને અશક્ય બનાવી મૂકે છે. કદાચ બહુ જ ચોળાએલું ને ડહોળાયલું સ્પષ્ટ વિધાન હું કરતી હોઈશ છતાંય કહું છું કે, ધાંધલ અને કંટાળો ઉપજાવે તેવા પ્રશ્નોને તક જ આપવામાં ન આવી હોય તો વર્ગપાઠની વ્યવસ્થા નિઃશંક સંતોષકારક બની રહે. પૂરતું કારણ–દા. ત. કશું જ કર્યા વિના પસાર થતી કેટલીક ક્ષણો અને હવે પછી તેઓને શું કરવાનું છે તેની અનિશ્ચિતતા–મળ્યા વિના છોકરાઓ અને છોકરીઓ નવતર શિક્ષકને ભાગ્યે જ હેરાનગતિ પહોંચાડવાના ચાળા કરે છે.

જો તે શિક્ષિકાએ પહેલેથી કલ્પનામાં પોતાનો પાઠ ચીતર્યો હોત તો તે જોઈ શકયાં હોત કે નોંધ કરાવેલી નોંધપોથીઓ વિદ્યાર્થીઓના મગજ પર કેવોક પ્રત્યાઘાત કરે છે. કેટલાક એવા વિદ્યાર્થીઓ હોય કે જેમના બધા દાખલા ખરા હોઈને તેમને કશું જ કરવાનું રહેતું નથી; વર્ગનો મોટો ભાગ છછેડાયલો અને પોતાની ભૂલો માટે શિક્ષકને દોષ દેવા સળવળી રહેલો હોય; અને ઘણાક એવા કે જે ભૂલો સુધારવાને માટે અશક્ત હોય કેમકે સુધારતાં પહેલાં સુધારવાની પદ્ધતિની તેમને ફરીવાર સમજૂતી જોઈએ. આવે વખતે જાણે પ્રશ્નોના ભારે અવાજ કરતા ગોળા વચ્ચે પોતાની જાતને તે બેન રૂંધાયેલી જુએ અને વધારે ને વધારે મૂંઝાય. જો આ પાઠના ચિત્રનું તેમણે કલ્પનામાં દર્શન કર્યું હોત તો વધારે વ્યવહારુ વર્ગપાઠ તે ઉપજાવી શકત.

કલ્પના શીખવે છે કે ગમે તેટલા રૂઆબવાળા દીસતા હોય તથાપિ પ્રસ્તાવવેડાથી દૂર રહેવું અને કોઈને પણ અશાન્ત થવાની વેળા આવી લાગે તે પહેલાં સ્પષ્ટ અને ટૂંકું વ્યવસ્થાદર્શન ચીંધી વર્ગપાઠના કાર્યમાં ગાયબ થઈ જવું. મને આશા છે કે તમે એટલું તો શોધી ચૂકયાં હશો જ કે પાઠની શરૂઆત અને તેનો અંત તથા પાઠના એક ભાગમાંથી બીજા ભાગમાં પ્રવેશ – આ બધાં ભયસ્થાનો છે અને આ બધા સાથે તમે જો સહીસલામત વાટાઘાટ કરી શકો તો તમે યુદ્ધ જીત્યા! આ વાસ્તવદર્શન એટલી બધી ઝીણવટથી થવું જોઈએ કે પેનસીલ કે રબર જેવી નાચીઝ વસ્તુઓ પણ ખ્યાલ બહાર ન રહી જાય, એટલું જ નહિ પણ, શાહીથી લખવાનું છે કે પેનસીલથી, નોંધપોથીમાં લખવાનું છે કે છૂટા કાગળ પર, તેનું પણ વેળાસર માર્ગસૂચન થઈ જવું જોઈએ. આવી ઝીણી વિગતો મને વર્ણવતી જોઈને કદાચ તમને તેમાં મૂર્ખતાનાં દર્શન થશે, પણ આવી નાની વિગતો જ શિક્ષકે તૈયાર કરેલા રસમય વર્ગપાઠને સફળતાથી વ્યક્ત થતાં અટકાવે છે. ઝીણીઝીણી મુશ્કેલીઓને પહોંચી વળવાને માટે શોધક બુદ્ધિ અને આગમબુદ્ધિના સાતત્યની ખાસ જરૂર છે. અને વર્ગને તેવાં ભયસ્થાનોથી દૂર રાખીને, મહેનત કરતા કરી દેવા કે જેને અંતે તેઓ કંઈક કર્યાની દર્દલદરીઓમાં તરબોળ થઈ જાય.

તમે જાણીને આશ્ચર્ય પામશો કે જ્યારે તમે ને તમારો વર્ગ કામ પર વળગી જશો ત્યારે કેટલી ત્વરાથી શિસ્ત જેવી વસ્તુ જ ભૂલી જવાય છે. આનું કારણ એ છે કે તેવે વખતે શિસ્ત પોતાનું યોગ્ય સ્થાન મેળવી લે છે. કામને ખાતર વ્યવસ્થા જળવાય એ જરૂરી શરત છે પરંતુ શિસ્ત એ શીખવવાનો વિષય છે જ નહિ અને તેને સંપાદન કરવાનો શિક્ષકનો કયારેય સીધો હેતુ નહિ હોવો જોઈએ.

જ્યારે તમે શિસ્તનો વિચાર કોરાણે મૂકશો અને કયારેય શિસ્ત સ્થાપવાનો હેતુભૂત પ્રયત્ન, વર્ગપાઠની પસંદગીની તીવ્ર સંભાળ અને વ્યવહારુ વર્ગણી જેવા અપવાદને બાદ કરતા, નહિ કરશો તો વ્યવસ્થા એની મેળે આવશે.

બીજી કળા જે મારી પ્રાથમિક જાહેગતમાંથી મેં શોધી કાઢી છે તે એ છે કે પાઠની છેલ્લી થોડીક ક્ષણો દરમિયાન વર્ગ શાન્તિથી પોતાની મેળે કંઈ કર્યા કરે એવો પ્રબંધ કરવો.

આ યુક્તિ જેને ગમે તેને પોતાનું ગાંભીર્ય ફરી ઊપજાવી લેવા દે છે. આથી સમય પૂરે થતાં પાઠ વચમાંથી બંધ કર્યાનો ભાસ થયા સિવાય સારી રીતે આટોપાઈ જાય છે. વળી આથી બીજા પાઠ માટે શિક્ષક પોતાનું સ્વાસ્થ્ય પુનઃ પ્રાપ્ત કરી શકે છે અને સૌથી વધારે અગત્યની વાત તો એ છે કે આથી વર્ગ પર શિક્ષક કાયમી શુભ લાગણી પ્રસારે છે. મનોવિજ્ઞાનની દૃષ્ટિએ આ શુભ લાગણીની અત્યંત પ્રબળ અસર થાય છે, કારણ કે વિદ્યાર્થીઓ અને વિદ્યાર્થીનીઓ શિક્ષકની સાથે એકદમ કાં તો ધાંધલ અને નિષ્ફળતા સાંકળી દે છે કે કાં તો સ્વાસ્થ્ય અને પ્રગતિ સાંકળી દે છે અને આ રીતે પાઠનો અંત ભાગ જ સફળતાનું કે નિષ્ફળતાનું આત્મગુંજન બની રહે છે.

ગમે તેની નિષ્પ્રાણ કે ઉદાસીન શરૂઆત કરવા છતાં તમે જો બે કે ત્રણ સારા પાઠ આપી શકો તો તેને પ્રતાપે તે વર્ગમાં તમે શિસ્ત સહેલાઈથી સ્થાપી શકશો. મઝાની વાત તો એ છે કે કામમાં રસમયના અને સૌમ્યની છાયાઓ ચિરંજીવ અસર ઉપજાવે છે જ્યારે ગૂંચવાડો અને ધાંધલ તેમ નથી કરી શકતાં; અને વળી બાળક-બાળકીઓને બિનઅનુભવીની અણઆવડત પ્રત્યે આંખમીંચામણાં કરતાં કે તેમને ભૂલી જતાં વાર નથી લાગતી.

લંડનના 'ટીચર્સ વર્લ્ડ' નામના સાપ્તાહિકમાંથી — યશવંત પ્રાણશંકર શુકલ

[૨]

## સિલોનની ગ્રામશાળાઓ

આપણા દેશમાં અપાતી કેળવણીને વધારે સફળ બનાવવા માટે શાળાઓમાં ખેતીની તેમ જ બીજાં નાનામોટા હુન્નરોની દૃષ્ટિ રાખવાની હિમાયત થાય છે. કેટલીક શાળાઓમાં તો એ દૃષ્ટિ પ્રમાણે થોડું શિક્ષણનું કામ થાય છે પણ ખરું. પરંતુ એ બધા પ્રયત્નો એટલા અલ્પ, દુર્બળ અને વિચ્છિન્ન છે કે કેળવણીના આખા પ્રકાર પર તેની અસર થતાં લાંબો કાળ વહી જશે એવી દહેશત રહે છે.

આપણી દશા આવી છે તે વેળા આપણા પડોશના નાના સરખા ટાપુ સિલોનમાં ગામડી શાળાઓ કેવી ઝડપી પ્રગતિ કરી રહી છે તે જાણવું રસિક અને પ્રેરણા આપનારું થઈ પડશે. એ પ્રદેશમાં ગ્રામોદ્ધારનાં મંડાણ જ ત્યાંની ગામડી શાળાઓમાં કરવામાં આવ્યાં છે; એટલે કૃષિ જેવા હુન્નરોનું શિક્ષણ શાળાઓની આનુષંગિક પ્રવૃત્તિરૂપે હાથ નહિ ધરતાં, તેને નિત્યના અભ્યાસક્રમ જેટલી જ—બલ્કે પરિણામ જોતાં વધારે—અગત્ય આપવામાં આવી છે.

આ પરિવર્તનની શરૂઆત ત્રણ વર્ષ પર ઉદુપીલા નામના એક નાના ગામમાં કરવામાં આવી હતી. એ ગામની પ્રાથમિક શાળામાં આજે આપણે નજર નાખીએ તો અહીંની શાળાઓ જેવું જ વાતાવરણ માલૂમ પડશે. સ્થાનિક ફેરફાર બાદ કરતાં વાચનલેખનના એ જ વિષયોનું શિક્ષણ ત્યાં અપાતું આપણે જોઈશું. પણ એ શાળાનું સાચું મહત્ત્વ એના મકાનની બહાર ચારે પાસ ફેલાયલાં વિશાળ ખેતરોમાં છે. અનેક જાતનાં શાકભાજી અને ફળોની વાડીઓ તથા ડાંગરની ક્યારીઓથી શોભાયમાન એ ભૂભાગમાં શાળાનું મકાન તો ગૌણ બની ગયું છે. અહીં વિદ્યાર્થીઓ

ખેતીના વ્યવહારુ પાઠો શીખે છે એટલું જ નહિ પણ ગામના જૂના ખેડૂતોને વૈજ્ઞાનિક ખેતીના લાભો પ્રત્યક્ષ સિદ્ધિથી સમજાવે છે. આ બધાં પરિણામ માત્ર ત્રણ વર્ષના પ્રયોગનાં! આવાં સુંદર પરિણામ ટૂંક સમયમાં આવે ત્યાં આગળ ખેતીની પ્રવૃત્તિ માત્ર ફુરસદના નાદ રૂપે ચલાવેલી ન હોય. ખેતીના જે પાઠો ત્યાં વિદ્યાર્થીઓ શીખે છે તેનો જીવન સાથે સીધો સંબંધ જાળવવામાં આવ્યો છે એટલે સમય અને શક્તિનો દુર્વ્યય ઓછામાં ઓછો થાય છે. પ્રાથમિક શાળાનાં ઉપલાં ત્રણ ધોરણના વિદ્યાર્થીઓને જ ખેતીના પાઠ આપવામાં આવે છે. તેમને ખેતરોના જુદાજુદા વિભાગો આપી તેની ખેતી અને ઉપજની જવાબદારી સોંપવામાં આવે છે. તેમની પદ્ધતિ અનિશ્ચિત નહિ રહે એટલા માટે તેમને જરૂરી વિજ્ઞાનનું શિક્ષણ આપવામાં આવે છે. જુદાં જુદાં ખાતરોમાં ક્યાં, કેટલાં ઉપયોગી છે તેનો પ્રયોગોથી અભ્યાસ કરી વિદ્યાર્થીઓ પોતાની નોંધો તૈયાર કરે છે અને તે ભવિષ્યના પ્રયોગો માટે જાળવી રાખવામાં આવે છે. ખેતીનું કામ આટલું સંગીન કરવા છતાં તેમના ચાલુ અભ્યાસક્રમમાં કશી પણ છૂટછાટ કે ઘટાડો ક્ષમ્ય ગણાતો નથી.

એ વિદ્યાર્થીઓની વાડીઓમાં પપાઉં, કેળાં, દેશી અને સ્પેનીશ નારંગી, ફણસ, અનનસ, ને દુરિયન જેવાં વિવિધ ફળો સંખ્યાબંધ ઊતરે છે. તે પ્રદેશની બધા પ્રકારની શાકભાજી પણ વિદ્યાર્થીઓ પોતાની સ્વચ્છ વાડીઓમાં પકવે છે. પરંતુ એમની ખરી દક્ષતા તો ડાંગરની ક્યારીઓમાં જણાઈ આવે છે. ગયે વર્ષે ચાર એકર જમીનમાં એક સરખાં બીજની ડાંગર કરી હતી. પણ ખાતર જુદી જુદી જાતનાં વાપરવામાં આવ્યાં હતાં એટલે એકર દીઠ ૧૪ થી ૪૮ બુશલ લગીનો ચડઊતર પાક ઊતર્યો હતો. એ જ પ્રદેશના અનુભવી ખેડૂતો ૨૦ બુશલથી વધારે ઉતારી શક્યા ન હતા.

આવી રીતે ખેતી ઉપરાંત ખેડૂતજીવનને જરૂરી એવા નાના મોટા ઉદ્યોગોનું શિક્ષણ પણ ઉદુપીલાની શાળામાં આપવામાં આવે છે. માટી કે ઈંટનાં ગામડી ઘરો બાંધવાનું, તેને લગતું લાકડું ઘડવાનું, છાપરાં છાવાનું, કૂવા ગાળવાનું કે બાંધવાનું કામ ત્યાંના વિદ્યાર્થીઓ સહેલાઈથી કરી શકે છે. બહારના મજૂરોની કશી પણ મદદ લીધા વગર એ વિદ્યાર્થીઓએ શાળાને માટે એ ગાળાનું એક મકાન બાંધ્યું તેનો ખર્ચ માત્ર રૂા. ૮૪ જેટલો આવ્યો. એ જ મકાનને માટે ઇજારદારે રૂા. ૫૦૦નો અડસટ્ટો કર્યો હતો.

શાળામાં આમ સંઘભાવ જાગૃત થાય છે તેને કાયમ પ્રવૃત્તિ મળે એ હેતુથી ઉદુપીલામાં એક કૃષિમંડળ સ્થાપવામાં આવ્યું છે. શાળાના ઘણાખરા જૂના વિદ્યાર્થીઓ એ મંડળના સભ્યો હોય છે, અને ગામના પીઢ ખેડૂતોની મદદથી સાથમહેનતે ખેતી કરે છે. આ પ્રમાણે મંડળે ગયે વર્ષે રૂા. ૧૨૦૦નો ચોખ્ખો નફો કર્યો હતો અને તે મંડળના સભ્યોએ વહેંચી લીધો હતો.

ઉદુપીલાની આ પ્રવૃત્તિ અથવા સંસ્કૃતિ સીલોનનાં બીજાં ગામોમાં પણ ફેલાઈ છે. પસયાલા નામના એક ગામમાં એવી જ રીતે ખેતી અને બાગાયતની કામ કરવામાં આવે છે. ત્યાં તો વળી આયુર્વેદિક ઔષધિઓની ઊછેર પણ કરવામાં આવે છે. લોકગીત અને નૃત્યોથી પણ પસયાલા પોતાનું વિશિષ્ટપણું જાળવી રહ્યું છે; પણ એકંદર એ મથક ઉદુપીલાનું અનુયાયી ગણાય.

ડાનેવીય એક બીજું ગામ છે. ત્યાંયે ખેતીની પ્રવૃત્તિ ઉદુપીલામાં ચાલે છે તેવી જ ચાલી રહી છે; પણ ત્યાંના વિદ્યાર્થીઓ ઇજનેરી બુદ્ધિનો વધુ અંશ ધરાવતા હોય એમ જણાય છે. પોતાની વાડીઓને પાણી પૂરું પાડવાની જે યોજના તેઓએ કરી છે તે એટલી સંકુલ અને શાસ્ત્રીય છે કે તેઓને માત્ર ખેડૂત કહી શકાય નહિ. વળી એ જ યોજનાનો વધુ ઉપયોગ કરવાના હેતુથી પોતાને હાથે એક નાનો ડાયનેમો બનાવી, તેમાંથી વિદ્યુત્ ઉત્પન્ન કરીને શાળાના સમારંભ હૉલને તેમણે પ્રકાશિત કર્યું છે.

આ ઉપરાંત ડાનોવીટામાં વિદ્યાર્થીઓ નાળિયેરીના કાથામાંથી અનેક ઉપયોગી અને ટકાઉ વસ્તુઓ બનાવી આંગળાંને ચંચળ રાખે છે. તેમ સામાન્ય આરોગ્ય, ગ્રામસુખાકારી તથા મલેરિયાનું નિવારણ વગેરે વિષયોનું જ્ઞાન મેળવી પોતાનું જીવન નીરોગી તથા આનંદી રાખે છે.

પણ ઉદુપીલાની શાળામાં પ્રયોગોને જે સફળતા મળી તેનો વ્યવહારુ અભ્યાસ કરનાર શિક્ષકો ન હોય તો આ નવી દૃષ્ટિનો પ્રચાર થઈ શકે નહિ. આ કારણથી મીરીગામામાં બે વર્ષ પર એક અધ્યાપન વર્ગ ખોલવામાં આવ્યો. એ વર્ગે પણ અત્યારલગીમાં નોંધવા યોગ્ય કામ કરી નાખ્યું છે. ત્યાં અનુભવી અને બિનઅનુભવી શિક્ષકો માટે અનુક્રમે છ માસના અને વર્ષના એવા બે અભ્યાસક્રમ રાખવામાં આવ્યા છે. અત્યારલગીમાં વર્ગે પહેલા ક્રમના ૪૩ અને બીજા ક્રમના ૨૧ શિક્ષકો તૈયાર કરી દીધા છે. એ બધા શિક્ષકો માત્ર પુસ્તકોનું વાચન, લેખન કે સંભાષણ કરી પ્રમાણપત્ર પામ્યા નથી. અધ્યાપન વર્ગમાંના બધા શિક્ષકોએ, શાક, ફળ અને ડાંગરની ખેતીનું, ઢોર અને મરઘાં ઊછેરવાનું, જલાશયો બનાવવા તથા નિભાવવાનું, તેમ જ આરોગ્ય અને સુખાકારીનું સક્રિય જ્ઞાન મેળવવાનું હોય છે. પરિણામે કૉંક્રીટના ઘુમટ અને પૂલો સુદ્ધાં તેઓ જાતમહેનતે બાંધી શકે છે. એવો એક પૂલ અધ્યાપનવર્ગે રૂા. ૮૫૦માં બાંધીને પંચાયતને રૂા. ૧૬૫૦ લગીની બચત કરી આપી છે. આવાં અનેક સાહસિક કાર્યો વર્ગના શિક્ષકો એક પછી એક કરતા જ જાય છે; અને તે સર્વમાં આદિથી અંત લગીની બધી વિગતો પોતે જ પાર ઉતારે છે–પછી તે ઢોરોને માટે ઘાસ ઉગાડવાનું હોય કે બાંધકામને માટે દૂરનાં જંગલોમાંથી ઇમારતી લાકડું કાપી લાવવાનું હોય; જ્યાંલગી શિક્ષકો સ્વાયત્ત રહી શકે ત્યાંલગી બહારની કશી પણ મદદનો સવિનય અસ્વીકાર કરવામાં આવે છે. સિલોનનાં ગામોમાં આવો પ્રબલ કાર્યપ્રચાર થઈ રહ્યો છે તેનો યશ એ આખી યોજનાના વિચારક અને વ્યવસ્થાપક અને સિલોનના મદદનીશ વિદ્યાધિકારી મિ. આર. પૅટ્રિકને ઘટે છે. એમના ઉત્સાહથી અને નૈષ્ઠિક ઉદ્યમથી સિલોનનાં રંક થોડા સમયમાં પોતાની ગરીબી ફગાવી દે તો નવાઈ નહિ.

પણ આ બધું વાંચીને આપણે તો મોરની માફક પગ આગળ જોઈને આંસું સારવાં પડે છે. આપણે ત્યાં ક્ષેત્ર છે અને શક્તિ છે પણ સિલોનના કેળવણીકારો જેટલું વાસ્તવદર્શન નથી, તેમ તે મળે તોય તેમાંથી પ્રેરણા પામી આખા ભૂભાગને ફેરવી નાખવા શક્તિમાન થાય એટલી એકાગ્રતા નથી એ થોડા ખેદની વાત નથી.

'બૉમ્બે ક્રૉનિકલ' નામના સાપ્તાહિકના એક અંકમાંથી

— પ્રીતમલાલ મઝમુંદાર

[ ૩ ]

## જપાનની કેળવણી

કેળવણી પણ તેમના પોતાના સંસ્કાર, રીતરિવાજ અને રીતિનીતિને અનુકૂળ આવે એવા જ પ્રકારની યોજવામાં આવે છે. દરેક બાળકને છ વર્ષ સુધી ફરજિયાત કેળવણી આપવામાં આવે છે. બુદ્ધિ-વિકાસ કરતાં ચારિત્ર્યબળને ત્યાં વધારે સ્થાન હોય છે. પ્રાથમિક શાળાથી માંડીને છેક યુનીવર્સિટીના અભ્યાસક્રમ સુધી નીતિને પોષે અને ઉત્તમ ચારિત્ર્ય ખીલવી શકે એવાં પાઠ્યપુસ્તકોનું અધ્યયન ફરજિયાત હોય છે. શાળા શરૂ થાય કે તરત દરેક વિદ્યાર્થી શાળામાં રાખેલી રાજાની છબીને નમન કરે છે. પછી સ્વદેશપ્રેમ ખીલવતી અને 'જપાની જપાન માટે જ છે' એ રાષ્ટ્રભાવનાના સંસ્કાર રેડતી, એક રાજાજ્ઞા વારાફરતી હમેશાં એક વિદ્યાર્થી પાસે વંચાવવામાં આવે છે. રોજને રોજ એક જ

વસ્તુ કુમળા મગજ ઉપર ઠસાવવામાં આવે ત્યારે તે રૂઢ બની જાય છે. અને એનાં આદિલનો જીવનભર સજીવ રહે. એ રાજાના જાહેરનામા જેવી છે :

"પ્રજાજનો, ચોક્કસ જાણજો કે :

આપણા ભૂતપૂર્વ શહેનશાહોએ અમર અને વિશાળ સિદ્ધાંતો ઉપર આપણા સામ્રાજ્યનો પાયો રચ્યો છે અને નિશ્ચયબળ વડે સદ્‌ગુણોનાં મૂળ ઘણાં ઊંડાં રોપ્યાં છે. પિતૃભક્તિ અને રાજભક્તિ વડે સદાય સંપીને રહેતી અમારી પ્રજાએ એ સદ્‌ગુણોનાં સુંદર દૃષ્ટાંતો યુગે યુગે પૂરાં પાડ્યાં છે. એ સદ્‌ગુણોમાં જ આપણા સામ્રાજ્યનું ગૌરવ છે. એમાં જ આપણી કેળવણીનો પાયો છે.

પ્રજાજનો, તમારા પિતૃઓ અને માબાપ તરફ ભક્તિભાવ રાખજો; તમારાં ભાઈ-બહેનો સાથે માયાળુ થજો; પતિપત્ની તરીકે એકદિલથી સંપીને રહેજો; મિત્રો પ્રત્યે એકનિષ્ઠા રાખજો; વિનયી અને વિવેકી થજો; સર્વ સાથે ભલાઈ રાખજો; જ્ઞાનનો સંચય કરજો તથા કલાનો અભ્યાસ કરજો; અને એ રીતે તમારી બુદ્ધિશક્તિ તથા સદાચારનું બળ કેળવજો, પ્રજાનું હિત વધારજો તથા પ્રજાકલ્યાણમાં તત્પર રહેજો. રાજ્યબંધારણ માટે માન રાખજો; કાયદાઓનું પાલન કરજો; વિપત્તિના સમયે રાજ્યને માટે વીરતાથી પ્રાણ આપવા તૈયાર રહેજો; અને છેવટે આપણા શહેનશાહના રાજ્યાસનની સમૃદ્ધિનું રક્ષણ કરવા અને તેને નિશ્ચલ બનાવવા કોઈ પણ ભોગે તૈયાર રહેજો. આમ જ તમે અમારી વફાદાર અને ભલી પ્રજા બની શકશો, એટલું જ નહિ, પણ તમારા પિતૃઓની ઉચ્ચ પ્રણાલિકાઓની કીર્તિ વધારી શકશો.

આપણા ભૂતપૂર્વ શહેનશાહો આપણી કેળવણીનો માર્ગ સૂચવી ગયા છે, અને એ જ આપણને એમના તરફથી મળેલો કીમતી વારસો છે. એમના વંશજોએ અને સમગ્ર પ્રજાએ એ માર્ગને જ અનુસરવું જોઈએ, કારણ કે એ માર્ગ યુગે યુગે અને સ્થળે સ્થળે સત્ય અને સચોટ નિવડ્યો છે.

પ્રજાજનો, તમારે અને અમારે શ્રદ્ધાપૂર્વક એ જ માર્ગનું અનુસરણ કરવું એવી અમારી ખાસ ઇચ્છા છે. એમ કરવાથી જ આપણે એમના જેવા સદ્‌ગુણી બની શકીશું."

ત્યાંનો વિદ્યાર્થી શિક્ષકોને ગુરુ ગણી દેવ સમાન પૂજે છે. શિક્ષકોની પીઠ પાછળ મશ્કરી કરવાનું, એની આજ્ઞા અવગણવાનું, નિશાળમાં તોફાન કરવાનું, વિદ્યાર્થીઓ સાથે લડવાઝઘડવાનું, કોઈને ગાળ દેવાનું કે કોઈની નિંદા કરવાનું જાપાની વિદ્યાર્થી જાણતો જ નથી. શાળાનું જીવન જ એવું હોય છે કે વિદ્યાર્થી અવસ્થામાંથી જ શિસ્તપાલનનો ગુણ જાપાનીના જીવનમાં ઓતપ્રોત થઈ જાય છે. એક જ પ્રકારનો પોશાક (યુનિફૉર્મ) પહેરીને દરેક વિદ્યાર્થી શાળામાં આવી શકે છે. દરેકને સ્વચ્છતાના નિયમો પાળવા પડે છે, દરેકને ફરજિયાત કસરત અને ડ્રિલ કરવી પડે છે.

જાપાનીઓને સહશિક્ષણમાં શ્રદ્ધા નથી. તેમાં તેઓ લાભને બદલે ગેરલાભ વધારે જુએ છે. ફક્ત ત્રણ ધોરણ સુધી છોકરાછોકરીઓ એક જ વર્ગમાં ને તે પણ જુદા બાંકડા ઉપર બેસી શીખે છે છે. પછીથી જુદા જુદા વર્ગો હોય છે. હાઈસ્કૂલો તો છોકરા છોકરીઓ માટે જુદી જ હોય છે. અહીંની માફક નકામા વિષયોનું ભારણ વિદ્યાર્થીઓ ઉપર કરવામાં આવતું નથી. ત્યાં શીખવાતા મુખ્ય વિષયો – સદાચાર, જાપાની ભાષા, ગણિત, જાપાનનો ઇતિહાસ, ભૂગોળવિજ્ઞાન, ચિત્રકળા, સંગીત, વ્યાયામ અને બાળાઓને વિશેષમાં ગૃહશાસ્ત્ર અને સીવણકામ હોય છે. આ બધાયમાં

ચારિત્રશિક્ષણ ઉપર તેઓ ખાસ ભાર મૂકવામાં આવે છે, કારણ દેશના ઘડતરમાં તેઓ બુદ્ધિવિકાસ કરતાં ચારિત્ર વિશેષ મહત્ત્વનું ગણાય છે.

જપાનમાં નિરક્ષરતાનું નામ નથી. કારણ કેળવાયલાનું પ્રમાણ ૯૯ા ટકા છે. કેળવણી પાછળ થતા ખર્ચના સન ૧૯૩૨ ના આંકડા તે સિદ્ધ કરે છે:

| | |
|---|---|
| રાજ્ય તરફથી | યેન ૧૬૮૨૮૭૦૦૦ |
| પરગણાં તરફથી | ૧૦૨૯૮૪૦૦૦ |
| શહેરો તરફથી | ૮૭૬૭૦૦૦૦ |
| કસ્બા અને ગામડાં તરફથી | ૧૯૯૩૪૬૦૦૦ |
| | કુલ યેન ૪૪૬૬૦૧૦૦૦ (યેન= આશરે તેર આના) |

જપાનમાં શાળાઓ તથા વિદ્યાર્થીઓની સંખ્યા તા. ૧ લી માર્ચ ૧૯૩૩ ના રોજ નીચે મુજબ હતી:

| | શાળાઓ | વિદ્યાર્થીઓ |
|---|---|---|
| પ્રાથમિક શાળાઓ | ૨૫,૫૯૭ | ૧,૦૭,૧૪,૧૯૬ |
| માધ્યમિક શાળાઓ | ૫૫૮ | ૩,૨૯,૪૫૬ |
| કન્યાઓની ઉચ્ચ શાળાઓ | ૯૩૩ | ૩,૬૧,૭૩૯ |
| હુન્નરશાળાઓ | ૮૨૨ | ૨,૬૦,૯૮૮ |
| વિસ્તૃત હુન્નરશાળાઓ | ૧૫,૦૯૧ | ૧૨,૭૦,૮૭૪ |
| ઉચ્ચતર શાળાઓ | ૩૨ | ૨૦,૫૮૯ |
| વિશ્વવિદ્યાલયો | ૪૭ | ૭૦,૧૬૨ |
| વિશિષ્ટ શાળાઓ | ૧૧૬ | ૬૭,૩૪૧ |
| વિશિષ્ટ હુન્નરશાળાઓ | ૫૪ | ૨૨,૫૪૬ |
| અધ્યાપન શાળાઓ | ૧૦૩ | ૩૬,૮૬૭ |
| ઉચ્ચ અધ્યાપન શાળાઓ | ૨ | ૧,૭૯૦ |
| સ્ત્રીઓની ઉચ્ચ અધ્યાપન શાળા | ૨ | ૮૩૯ |
| શિક્ષકો તૈયાર કરનારી ખાસ સંસ્થાઓ | ૪ | ૩૭૧ |
| હુન્નર શાળાના શિક્ષકો તૈયાર કરનારી સંસ્થાઓ | ૪ | ૩૭૬ |
| વિસ્તૃત હુન્નરશાળાના શિક્ષકો તૈયાર કરનારી સંસ્થાઓ | ૪૨ | ૧,૦૩૯ |
| અંધ શાળાઓ | ૭૮ | ૪,૬૧૩ |
| બહેરા મુંગાની શાળાઓ | ૫૯ | ૪,૩૭૬ |
| જેના અભ્યાસક્રમ માટે કાયદામાં સગવડ નથી એવી પરચુરણ શાળાઓ | ૧,૯૧૭ | ૨,૦૩,૧૨૩ |

દિવસે અન્ય કામોમાં રોકાયલાઓને શિક્ષણ આપવા માટે ત્યાં છોકરાઓ માટે ૧૫,૦૦૦ અને છોકરીઓ માટે ૧૩,૦૦૦ રાત્રિશાળાઓ ચાલે છે.

[ પૃ. ૧૪૭ પર ચાલુ ]

# જર્મનીમાં
# હિંદી ખેલાડીઓની ફતેહ

—શ્રી હરિસિંહ ઠાકોર

[ દુનિયાભરની રમતગમતોની હરિફાઈ જે દર ચાર વર્ષે યોજાય છે તે આ વેળા જર્મનીમાં ગોઠવવામાં આવી હતી. દેશ દેશના ખેલાડીઓ એમાં ભાગ લેવા ને પોતાના દેશનું નામ ઉજ્જ્વળ બનાવવા માટે તૈયારી કરીને હોંસભેર ભાગ લે છે. હૉકી ટૂર્નામેન્ટમાં ભાગ લેવા સિવાય હિંદ આ પ્રવૃત્તિથી અત્યારસુધી અલિપ્ત રહ્યું હતું. આ વર્ષે અમરાવતીના હનુમાન વ્યાયામ પ્રસારક મંડળે ચાલીસ ખેલાડીઓને બર્લિન મોકલી આપ્યા હતા. તેમાંના બે ભાઈઓ ગૂજરાતી હતા. આ હિંદી નવજુવાનોએ બર્લિનમાં શું કર્યું તેનું એ ટુકડીમાં જોડાએલા ભાઈ હરિસિંહ ઠાકોરે કરેલું વર્ણન આ માસિકમાં એ આશાથી છાપ્યું છે કે એ પરથી આપણો શિક્ષકસમાજ શારીરિક તાલીમની અગત્ય સમજીને સારા ય વિશ્વમાં હિન્દુસ્તાનનો ડંકો વગાડવામાં ફતેહમંદ નિવડે એવા સશક્ત ને પ્રભાવશાળી યુવકો પેદા કરવાનો સહૃદય પ્રયાસ કરે. ]

અત્યાર સુધી દુનિયાની ઑલિમ્પિક રમતોમાં ફક્ત રમતોની હરિફાઈઓ યોજવામાં આવતી હતી અને તેમાં ફક્ત રમતોની હરિફાઈ કરનારા ખેલાડીઓ જુદા જુદા દેશોમાંથી ભાગ લેવા જતા હતા. ૧૯૩૬ ના ઑગસ્ટ માસમાં થએલી ઑલિમ્પિક રમતો વખતે રમતોની હરિફાઈ ઉપરાંત એક વધારાની વસ્તુ ઉમેરવામાં આવી હતી. આનું માન જર્મનીને ઘટે છે. કારણકે આને માટે જર્મનીએ બધી જવાબદારી અને ખર્ચ પોતાને માથે ઉપાડયો હતો. જર્મનીને ઑલિમ્પિક રમતો ભરવાની સુંદર તક મળી હતી તેથી તેનો સદુપયોગ કરવાનો તેણે નિશ્ચય કર્યો. દુનિયાના જુદા જુદા દેશોમા વ્યાયામની જુદી જુદી પદ્ધતિઓ પ્રચલિત છે. જર્મનીએ વિચાર કર્યો કે આ જુદા જુદા દેશોને પોતપોતાના દેશની વ્યાયામપદ્ધતિઓ બતાવવાને બર્લિન બોલાવવામાં આવે તો દરેક દેશની વ્યાયામપદ્ધતિઓ જોવાની તક દરેક દેશને મળે અને એ રીતે દુનિયાની વ્યાયામપદ્ધતિઓ જોઈને દરેક દેશને સારામાં સારી પદ્ધતિ યોજવાનો લાભ મળે. આ હેતુથી જર્મનીએ પોતાની જોખમદારી પર દુનિયાના બધા દેશોને પોતાની પ્રચલિત વ્યાયામપદ્ધતિઓ બતાવવા બર્લિન આવવા ખાસ નિમંત્રણો મોકલ્યાં. આપણને પણ આપણી હિંદી કસરતો બતાવવા માટે બર્લિન આવવા નિમંત્રણ મળ્યું. હિંદ જેવા ગરીબ દેશને માટે મોટો ખર્ચ કરીને બર્લિન સુધી જવું અશક્ય હતુ. હિંદમાંથી પચીસ કસરતબાજોની ટુકડી બર્લિન મોકલવાની હતી. તેને માટે લગભગ ત્રીસેક હજાર રૂપિયાની જોગવાઈ કરવાની હતી. હિંદી જનતામાં હજુ શારીરિક કેળવણીની કિંમત જોઈએ તેટલી સમજાઈ નથી અને આટલો મોટો ખર્ચ કરીને ટુકડીને બર્લિન મોકલવાથી શો ફાયદો થવાનો છે એમ ઘણા ખરા માણસો કહેવા લાગ્યા. આપણને ક્યાં ખબર છે કે દુનિયાના બધા દેશો પોતાના દેશની કીર્તિને ખાતર લાખો રૂપિયા આવી બાબતો માટે ખર્ચે છે અને પોતાના દેશનું નામ દુનિયામાં અમર રાખે છે. આ બધી મુશ્કેલીઓ હોવાં છતાં અમરાવતીના હનુમાન વ્યાયામ પ્રસારક મંડળે હિંદમાંથી પચીસની એક ટુકડી હિંદી કસરતો બતાવવા બર્લિન મોકલી આપવા હામ બીડી. અમરાવતી મંડળ જોડે સંબંધ ધરાવતી જુદી જુદી સંસ્થાઓને આ ટુકડીમાં ખર્ચની જોગવાઈ કરીને એકએક બબ્બે ખેલાડીઓને બર્લિન જનારી ટુકડીમાં જોડવા માટે મંડળે નિમંત્રણ મોકલ્યાં. એ નિમંત્રણનો સ્વીકાર કરીને ગૂજરાત વ્યાયામ પ્રચારક મંડળે

ગૂજરાતમાંથી બે પ્રતિનિધિઓ મોકલવા નિર્ણય કર્યો અને એ રીતે નડિયાદના શ્રી. ચીનુભાઈ શાહ અને હું ટુકડીમાં જોડાયા. જે જે હિંદી કસરતો બર્લિનમાં બતાવવાની હતી, તેની રીતસર તાલીમ અમરાવતીમાં આખી ટુકડીને આપવામાં આવી. છેવટના દિવસો સુધી ઘણાનું આવવાનું અનિશ્ચિત હતું, કારણ કે અનેક જાતની મુશ્કેલીઓમાંથી દરેકને પસાર થવાનું હતું. ટુકડીના ઘણા ભાઈઓને પાસપોર્ટ મેળવતાં મુશ્કેલી પડી તો ઘણાને આર્થિક મુશ્કેલીઓ પડી. છેવટે બધી મુશ્કેલીઓ વટાવી ચોરીસ ભાઈઓ ટુકડીમાં જોડાઈ શકયા. અમરાવતી વ્યાયામ મંડળના પ્રાણરૂપ ગણાતા ડૉ. પટવર્ધનને સરકારે પાસપોર્ટ નહિ આપવાથી ટુકડી સાથે આવી શકયા ન હતા. તે જ પ્રમાણે જેમના ઉત્સાહ અને કાર્યદક્ષતાથી હિંદી ટુકડીને બર્લીન મોકલવાનું નક્કી થયું હતું તે ડૉ. કોકર્ડેકર, નાગપુર વિદ્યાપીઠના ફિઝિકલ ડાયરેકટર પણ યુનિવરસીટીએ રજા નહિ આપવાથી ટુકડી સાથે આવી શકયા ન હતા. અમારી ટુકડીને આ બે ભાઈઓની ભારે ખોટ હંમેશ સાલતી હતી. ટુકડી તા. ૯ મી જુલાઈએ ' કોન્ટેવર્ડે ' સ્ટીમરમાં બર્લિન જવા ઊપડી હતી. મુંબઈથી નીકળતી વખતે ટુકડીને સારું માન આપવામાં આવ્યું હતું. જુલાઈ માસમાં દરિયો ઘણો તોફાની હતો તેથી સ્ટીમર ઘણી હાલતી હતી. આની અસર ટુકડીના બે–ચાર સિવાય બધાંના પર થઈ હતી. સ્ટીમર ઉપરના બાર દિવસ દરમિયાન ઘણાંની તબિયત ખૂબ લથડી હતી. અમે તા. ૨૨ મી જુલાઈએ બર્લિન પહોંચી ગયા. બર્લિન સ્ટેશને અમને લેવાને સ્વયંસેવકો અને અમારી ટુકડી માટે જવાબદાર બનેલા જર્મન યુવક હાજર હતા. અમારે માટે મોટરો તૈયાર હતી. સ્ટેશન બહાર જર્મન લોકોનાં ટોળાં કુતૂહલથી નિહાળતાં અમને જોઈ રહ્યાં હતાં. મોટરમાં બેસાડીને અમને અમારે માટે ખાસ તૈયાર કરેલી તંબુઓની છાવણીમાં લઈ જવામાં આવ્યા. કેમ્પ આગળ મોટું ચોગાન આવેલું હતું. તે ચોગાનમાં અમને હારમાં ગોઠવાઈને થોભાવવામાં આવ્યા. શા માટે અમને મેદાનમાં થોભાવવામાં આવ્યા છે તે પ્રથમ તો અમે કળી શકયા નહિ. આખી છાવણીના ઉપરી ડૉ. ચૌક અમારી સામે આવીને ઊભા રહ્યા અને જર્મન ભાષામાં જુસ્સાપૂર્વક થોડીવાર ભાષણ કર્યું. જર્મન ભાષા અમે જાણતા નહિ હોવાથી અમે કંઈ સમજી શકતા નહોતા, પણ ભાષણ કરતી વખતે તેમનાં લાંબા ટૂંકા હાથ થતા અને તેમના ચહેરા ઉપર થતા ફેરફારો જોઈને અમે અનુમાન કર્યું કે તેઓ અમને ઑલિમ્પિક રમતોનો હેતુ સમજાવી રહ્યા છે. પાંચ મિનિટમાં તેમનું વકતવ્ય પૂરુ થયું. ત્યારપછી લશ્કરી બૅન્ડ વાગતું સંભળાયું. આ બૅન્ડ અમને આવકાર આપવા વાગી રહ્યું હતું. બૅન્ડ વખતે બધા શાન્તિથી એક ચિત્તે ઊભા રહ્યા હતા. ડૉ. ચૌક પણ જમણો હાથ સામો લંબાવી સ્થિર ઊભા રહ્યા હતા. જર્મનીની સલામીમાં જમણો હાથ સામો ઊંચો કરવાનો હોય છે. બૅન્ડ વાગી રહ્યા પછી ડૉ. ચૌકે અમારામાંના દરેક જણ સાથે હસ્તધૂનન કર્યું. આવો પ્રાવેશિક વિધિ પૂરો થયા પછી અમારા જર્મન નેતા મી. એબરહાર્ડ અમારે માટે ખાસ ઊભા કરેલા તંબુમાં અમને લઈ ગયા. તંબુમાં લગભગ ત્રીસ માણસો રહી શકે એવી વ્યવસ્થા હતી. દરેક માટે સુવાને એક ખાટલો, ઓઢવા માટે બે ગરમ બન્નુસ, બેસવા માટે એક સ્ટૂલ, લખવા માટે ટેબલો અને કપડાં અને વસ્તુઓ મૂકવા માટે સારી સગવડવાળાં કબાટો આપવામાં આવ્યાં હતાં. એક તંબુની અંદર દરેક જાતની સગવડવાળી વ્યવસ્થા જોઈને અમને ખૂબ આનંદ થયો અને જર્મન લોકોની બુદ્ધિચાતુર્યનાં અમે વખાણ કરવા લાગ્યા. તે જ પ્રમાણે જાજરુની તથા નહાવા–ધોવાની સગવડ એવી સરસ અને કરકસરથી કરેલી હતી કે કોઈ પણ જાતની ગંદકી થઈ શકે નહિ. ખરેખર તેમની છાવણીની વ્યવસ્થા અનુકરણ કરવા જેવી હતી.

લગભગ બત્રીસ પ્રજાઓ અમારી માફક પોતપોતાની કસરતો બતાવવા બર્લિન આવી હતી અને તે બધાંને અમારી જોડે અમારી માફક તંબુઓમાં ઉતારો આપ્યો હતો. અમારો કાર્યક્રમ

તા. ૨૪ મી જુલાઈથી શરૂ થઈ તા. ૩૧ મી જુલાઈ સુધી ચાલ્યો. દરરોજ સવારના સાડાઆઠથી જુદી જુદી પ્રજાઓને એક-એક કલાક સુધી પોતપોતાની કસરતો બતાવવાની હતી. લગભગ અગિયાર વાગે કસરતો બતાવવાનું કામ પૂરું થતું. ત્યારપછી બપોરના ત્રણથી લગભગ ૭ સુધી 'સ્પોર્ટ સ્ટુડન્ટ કૉંગ્રેસ' ભરાતી. તેની અંદર દુનિયાના વ્યાયામના કામમાં નિષ્ણાતોનાં જુદાં જુદા વિષયો ઉપર ભાષણો થતાં. આ પ્રમાણેનો કાર્યક્રમ તા. ૩૧ મી જુલાઈ સુધી ચાલ્યો. તે દિવસે અમારે અમારા કામનું પ્રત્યક્ષ દર્શન કરાવવાનું હતું. અમને સવારના સાડાનવથી સાડાદશ સુધીનો વખત આપવામાં આવ્યો હતો. પ્રથમ અમે સંઘમાં લેઝીમ, ભાલા, મગદળ અને આસન કરી બતાવ્યાં. આ ચારમાં જોનારાઓને લેઝીમ ઘણી પસંદ પડી હોય એમ લાગે છે કારણ કે જ્યારે એ કામ પૂરું થયું ત્યારે ઘણા ભાઈ-બેનો કુતૂહલથી લેઝીમો જોતાં, ખખડાવતાં અને અમને તે વિષે પ્રશ્નો પૂછતાં હતાં. અમે તેમને હલાવીને બતાવતા અને હાસ્ય કરતા. એ ચાર સંઘની કસરતો બતાવ્યા પછી આપણી દેશી રમતો હુતુતુ, ખો-ખો, આટાપાટા રમી બતાવ્યા હતા. આ રમતો પણ બધાને ખૂબ પસંદ પડી હતી; તેમાં ખાસ કરીને હુતુતુ રમત બધાંને વધારે ગમી હતી કારણ કે જોનારાઓ તરફથી આ રમત માટેના નિયમોની માગણી થઈ હતી. રમતો પૂરી થયા પછી આપણી વૈયક્તિક કસરતો મલખમ, લકડીપટા, નેતરનો મલખમ, ચીમનીનો મલખમ, ઝૂલતો મલખમ, વગેરે કસરતો કરી બતાવી હતી. મલખમ પાશ્ચાત્ય પ્રજાને પ્રથમ જ જોવાને મળ્યો. લાકડી ઉપર ગુલાંટો લઈ ચડવા ઊતરવાની કસરતો જોઈ બધાંને મલખમ માટે ખૂબ આકર્ષણ થયું હતું. જ્યારે મલખમ ચાલતો હતો ત્યારે બસો માણસો – યુવક યુવતીઓ – પોતાના કેમેરા સાથે મેદાન ઉપર દોડી આવ્યાં હતાં અને મલખમની કસરતોની ઘણી છબીઓ લીધી હતી. એટલે આપણી બધી કસરતોમાં મલખમ બધાંને ખૂબ ગમ્યો. આ પ્રમાણે એક કલાકમાં ઉપરનો કાર્યક્રમ સરસ રીતે બતાવ્યો. અમને ખબર ન્હોતી કે અમે કરી બતાવેલી હિંદી કસરતોએ બધા જોનારા ઉપર સારી અસર પાડી હશે. પણ જ્યારે ઑગસ્ટની ચોથી-પાંચમીએ વ્યાયામનિષ્ણાતોની સભામાં બત્રીસ પ્રજાઓની અંદર હિંદને બીજો નંબર મળ્યાની જાહેરાત થઈ ત્યારે અમને સમજાયું કે આપણી કસરતોની અસર ઘણી સારી થઈ છે અને એ રીતે હિંદી ખેલાડીઓએ દુનિયાની અંદર બીજો નંબર મેળવીને હિન્દની કીર્તિ દુનિયામાં ઉજ્જવલ કરી છે. બર્લિન જતી વખતે જે ભાઈઓ અમને કહેતા હતા કે બર્લિન જવાથી શો ફાયદો છે તેમને હવે સમજાશે કે હિંદી ખેલાડીઓએ દુનિયામાં હિન્દની કીર્તિ ઉજ્જવલ કરી છે અને એ રીતે ખરચેલા પૈસાનો સારામાં સારો ઉપયોગ થયો છે.

## — આવતા અંકમાં —



આ ઉપરાંત સમાયિકોમાંથી, પ્રશ્નોત્તર વિભાગ, ને સમાચારસંગ્રહના નિયમિત વિભાગો.

# પ્રશ્નોત્તરવિભાગ

એક ગૃહપતિ શિક્ષકભાઈ પોતાના પત્રમાં લખે છે કે બહારગામથી જે વિદ્યાર્થીઓ મોટા શહેરમાં ભણવા માટે આવે છે તે વિદ્યાર્થીઓનો સ્વતંત્રતાનો ખ્યાલ ઘણો વિચિત્ર હોય છે. એમને તો પોતાની સ્વતંત્રતા ઉપર કોઈ સહેજ પણ તરાપ મારે તો સહન કરવું નથી. સંસ્થાના સામાન્ય નિયમો પણ તેમને ડંખે છે. એમને પોતાની ઇચ્છામાં આવે તેવી રીતે જીવવું છે. આવી પરિસ્થિતિમાં શિક્ષણસંસ્થાના સંચાલકોએ તેમની સાથે કેવો વર્તાવ રાખવો ?

પ્રશ્ન પૂછનાર ભાઈના પ્રશ્ન પાછળ એમની સાચી મૂંઝવણુ રહેલી છે. આજનો સર્વસામાન્ય ઉકેલ તો વિદ્યાર્થીઓ ઉપર દમન કરવું અને દમનને વશ ન થાય તો દંડ કરવો એ છે. પૂછનાર શિક્ષકભાઈને એ રસ્તો માન્ય નથી.

જે છોકરાઓ શહેરોનાં છાત્રાલયોમાં વસવા આવે છે અને શહેરોની મોટી મોટી શિક્ષણ-સંસ્થાઓમાં ભણવા જાય છે તે છોકરાઓના આજના તેવા વર્તન માટે તેમની કૌટુમ્બિક સ્થિતિ ઘણે મોટે ભાગે જવાબદાર હોય છે. ગામડાંઓમાં રહેતા માબાપો પોતાના છોકરાઓ આગળ અભ્યાસ કરે એમ અવશ્ય ઇચ્છતા હોય છે. પોતે અશિક્ષિત અથવા ઓછા શિક્ષિત હોવાથી અને શહેરી સંસ્કૃતિથી દૂર પડેલા હોવાથી પોતાના છોકરાઓની રહેણીકરણી ચોક્કસ મર્યાદાઓમાં જ રહ્યા કરે તેમ ઇચ્છતા હોય છે. પોતાના છોકરાઓ એ રીતે જીવે તેની પ્રણાલિકા પણ તેમણે પરાણે ઊભી કરેલી હોય છે. આ સ્થિતિમાંથી છટકીને છોકરો જ્યારે શહેરની નિશાળ-દુનિયામાં પ્રવેશે છે ત્યારે તેના મનમાં અનેક ફેરફારો થાય છે. એ ફેરફારોને લીધે પોતાનો ભૂતકાળ એને હાસ્યાસ્પદ લાગે છે. એવા ભૂતકાળને જ વર્તમાન બનાવવામાં એ પોતાની નામોશી દેખે છે. જે રીતે એ જીવ્યો તેનાથી વિપરીત રીતે જ જીવતર માટે સાચી છે એ ભ્રામક ખ્યાલ એના મનમાં પેદા થાય છે. એ ખ્યાલને લીધે દરેક પ્રકારનાં બંધનોને એ તોડવા મથે છે. તોડવાની એની આ ક્રિયામાં જે કંઈ વચ્ચે આવે છે તેની એ લેશમાત્ર પણ પરવા કરતો નથી. સંસ્થાઓની નિયમાવલિઓ એને બંધનરૂપ દેખાય છે. એ કોઈ પણ પ્રકારના નિયમન વિના તદ્દન મુક્ત જીવન જીવવા ઝંખે છે.

ગૃહપતિ યા શિક્ષકનું પ્રથમ કર્તવ્ય વ્યક્તિવાર વિદ્યાર્થીનું આ પ્રકારનું માનસ પહેલેથી જ ઓળખી લેવાનું છે. એ ઓળખાણ થયા પછી વિદ્યાર્થી સાથે એના વ્યવહારમાં એને ચીડ નહિ ચડે કે કંટાળો નહિ આવે. વિદ્યાર્થી તરફ એ સાચી સહાનુભૂતિથી જોતાં શીખશે. સાચી ઓળખાણને લીધે વિદ્યાર્થી સાથે એનો પ્રેમસંબંધ બંધાશે. અને કેવળ પ્રેમના જ જોરે શિક્ષક ધારી દિશામાં વિદ્યાર્થીને દોરી શકશે.

વ્યક્તિગત આવા પ્રયાસોને ઓછો અવકાશ હોય તેવી શિક્ષણસંસ્થાઓ પણ એક જુદો માર્ગ ગ્રહણ કરી શકે છે. આ માર્ગ તે વિદ્યાર્થીઓના પોતાના મંડળોનો અને પોતાની પંચાયતોનો છે. સંસ્થામાં જવાબદાર વિદ્યાર્થીમંડળ ઊભું કરીને સંસ્થાનાં સંચાલન તેમ જ નિયમન માટે વિદ્યાર્થીઓને જ અલગ અલગ જવાબદારી સોંપી દેવી. એ તંત્ર ચલાવતી વખતે જ્યાં જ્યાં ક્ષતિઓ આવે અથવા તો વ્યક્તિગત વિદ્યાર્થીઓ અંતરાય નાખે ત્યાં ત્યાં તેનો નિકાલ વિદ્યાર્થીમંડળે નિયુક્ત કરેલી પંચાયતદ્વારા થાય. પ્રશ્ન પૂછનાર શિક્ષક ભાઈને વિનતિ છે કે આ માસિકના આગલા અંકોમાં ' શિક્ષકોને પત્રો ' નામના લેખો તે કૃપા કરીને જોઈ જાય.

ડૉલ્ટન યોજનામાં પ્રયોગમંદિરોમાં બેસનારા શિક્ષકો તે તે વિષયોના નિષ્ણાતો હોય છે. વિદ્યાર્થીઓની સાથે કામ કરવા માટે વિદ્યાર્થીઓનાં માનસનો પરિચય અત્યંત જરૂરનો છે એમ તમે કહો છો. આવા પરિચય માટે વિદ્યાર્થીના લાંબા કાળ સુધીના અભ્યાસની જરૂર રહે છે. એવો માનસપરિચય, વિષયોના પ્રયોગમંદિરોમાં સંપૂર્ણ રીતે મળવો શક્ય નથી. પ્રયોગમંદિરમાં તો ફાવે પડતો વખત જ વિદ્યાર્થી આપી શકે. આ મુશ્કેલીનો કોઈ નિકાલ સૂચવી શકશો?

ડૉલ્ટન યોજનામાં એક એવી પણ રીત મંજૂર રાખવામાં આવી છે જેમાં વિષયોના પ્રયોગ-મંદિરોને બદલે એક શિક્ષક ત્રણ ચાર વિષયોને એક જ પ્રયોગમંદિરમાં ગોઠવીને વિદ્યાર્થીઓના અભ્યાસનું કામ ચલાવી શકે છે. પ્રાથમિક શાળાના ઉપરના વર્ગોમાં ને માધ્યમિક શાળાના નીચેના વર્ગોમાં આ પદ્ધતિથી કામ કરી શકાય છે. કોઈ પણ એક ઓરડાને ચાર વિષયોનું પ્રયોગમંદિર બનાવીને જુદા જુદા ખુણાઓને તે તે વિષયના અભ્યાસ માટે નિયત કરી શકાય. વિદ્યાર્થી એક વિષયના ખૂણામાંથી બીજા વિષયના ખૂણામાં સહેલાઈથી જઈ શકે છે અને એક જ શિક્ષક તેના અભ્યાસને માનસશાસ્ત્રીય ધોરણે દોરી શકે છે. આપણી મિડલસ્કૂલોમાં આવી જાતના અખતરાઓ થવાની અત્યંત જરૂર છે. એક શિક્ષકને માથે એકથી વધારે વિષય ભણાવવાના હોય જ છે. આવી વર્ગશિક્ષણ પદ્ધતિમાં આ યોજનાને દાખલ કરીને વિદ્યાર્થીઓના અભ્યાસના કાર્યને સ્વતંત્રતા અને જવાબદારીપૂર્વક ચલાવવા દેવામાં આવે તો શિક્ષણના ક્ષેત્રમાં સહેલાઈથી વિચારવા જેવાં પરિણામો આપણે મેળવી શકીએ.

પરંતુ વિષયનિષ્ણાતને રોકીને વિષયોના અભ્યાસને આગળ ચલાવવા દેવાની યોજનાથી પણ માનસશાસ્ત્રીય પરિચયને પણ ધોખો પહોંચતો નથી. વિદ્યાર્થીનો સ્વભાવ હોય છે કે એક કામ પરથી બીજા કામ પર જવામાં પોતાના મનને તે તરફ વાળવા માટે થોડા ઘણા વખતની તે અપેક્ષા રાખે. આ વખત એક જ ઓરડામાં કામ કરનાર વિદ્યાર્થીને મળી શકતો નથી. ત્યાં તો એક વિષયથી થાકેલો કે કંટાળેલો વિદ્યાર્થી બીજા વિષય તરફ ઢળે છે ત્યારે એ કંટાળા કે થાકને પોતાના માનસમાં સાથે લઈ જાય છે. એક ઓરડામાંથી બીજા ઓરડામાં જતી વખતે જે ખુલ્લી હવા, સ્વતંત્ર હલનચલન અને અન્ય વિદ્યાર્થીમિત્રોનો મેળાપ તેના માનસને એક વિષયની પકડમાંથી છૂટો કરવાની તક આપે છે. તે તક એક જ ઓરડામાં એક ખૂણામાંથી બીજા ખૂણામાં ફરતા વિદ્યાર્થીઓને મળતી નથી.

વિદ્યાર્થીનું મન, પોતા ઉપરનો ભાર ઓછો કરવા માટે એક પ્રકારની બંધનમુક્તિ ઇચ્છતો હોય છે. એ મુક્તિ જ્યાં સુધી ઓરડામાંથી બહાર નીકળે નહિ અને બીજો વ્યવસાય પકડતાં પહેલાં અનુકૂળ વાતાવરણથી મનને મોકળું કરે નહિ ત્યાં સુધી પ્રાપ્ત કરી શકાય નહિ. વિષયોના પ્રયોગમંદિરમાં કામ કરતા શિક્ષકને વિદ્યાર્થીનાં માનસનો આવો મુક્ત પરિચય સાધવાની તક મળે છે. કોઈ નિયત કરેલાં ચોકઠાંમાં વિદ્યાર્થી ફરતો નથી. એનાં મનને પસંદગીનો મોટો અવકાશ રહે છે. એવી મુક્ત મને કરેલી પસંદગી વિદ્યાર્થીના મનને કોઈ પણ દબાણોમાંથી છૂટું રાખી શકે છે. પ્રયોગમંદિરનો વિષયનિષ્ણાત શિક્ષક એવા માનસનો પરિચય સાધીને એને વૈજ્ઞાનિક માર્ગે વાળવામાં વધારે સફળતા મેળવી શકે છે. વિદ્યાર્થીના મન પરથી થાક કે કંટાળો દૂર ન થયો હોય ત્યારે એ મન કેવી જાતની પ્રતિક્રિયાઓ કરે છે એ જાણવા માટે વિષયનાં મોટાં ટોળાંમાંથી થોડાક વિદ્યાર્થીઓ મળી પણ રહે છે. ઉપરાંત થાક અને કંટાળાવાળાં મન ઉપર જુદી જુદી ક્રિયાઓની કેવા કેવા પ્રકારની પ્રતિક્રિયાઓ

થાય છે તેના શાસ્ત્રીય પ્રયોગો કરીને પ્રમાણભૂત પરિણામો આપણી પાસે પુષ્કળ પ્રમાણમાં રજૂ કરવામાં આવ્યાં છે. આવા પ્રયોગોએ સર્વસામાન્ય નિયમો આપણને આપ્યા છે. આપણી શાળાઓમાં એ નિયમોનો અમલ કરીને આપણે ઘણુંઘણું કરી શકીએ તેમ છીએ. સમયપત્રકોની શાસ્ત્રીય ગોઠવણ, નવી નવી પદ્ધતિઓના અખતરા અને વર્ગના કામ ઉપરાંત ચાલતી શિક્ષણની ઇતર પ્રવૃત્તિઓ, એવા પ્રયોગોમાંથી જન્મ્યાં છે. આજે આપણને જરૂર છે એ તો વિદ્યાર્થીના મુક્ત માનસને અવલોકી, તેનાં શાસ્ત્રીય પરિણામો નોંધી કામ કરવાની નવી દિશા ઊભી કરવાની. આવા પ્રયોગ માટે ડોલ્ટન યોજનાથી કામ કરવા માટે વિષયનિષ્ણાતનાં પ્રયોગમંદિરો વધારે સારી અનુકૂળતાઓ આપી શકે છે.



## જપાનની કેળવણી

[ ૧૪૧ મા પાનાથી ચાલુ ]

શિક્ષણના પ્રચારનો ખ્યાલ એ ઉપરથી આવી જશે કે ત્યાં દર વર્ષે ૮૦૦૦ માસિક, વગેરે છાપાંઓ, ૧૦૦૦ દૈનિક, ૧૫૦૦ અઠવાડિક અને ૬૦૦૦૦ નવાં પુસ્તકો પ્રગટ થાય છે. એક વર્તમાનપત્રનો તો એટલો પ્રચાર છે કે તેની બાવીસ લાખ નકલો પ્રગટ થાય છે!

કળાકૌશલ્ય, હુન્નરઉદ્યોગ કે વિજ્ઞાનના ઉચ્ચ શિક્ષણ માટે પણ ત્યાં પૂરતું સાધન છે. જપાનીઓ પરદેશમાં પણ શિક્ષણ લેવા જાય છે. પરંતુ ત્યાં સાદું, સંયમી અને કરકસરવાળું જીવન ગાળી, બીજી આડીઅવળી વાતમાં ધ્યાન ન આપતાં પોતે જે કામ શીખવા ગયા હોય તેમાં જ રચ્યાપચ્યા રહે છે. અને કામ શીખી આવ્યા પછી પોતાના જ્ઞાનનો ઉપયોગ દેશના હિતમાં જ કરે છે. કસરત, કવાયત, મલ્લકુસ્તી, જ્યુડો, તીરંદાજી, ફેન્સીંગ, બેઝબોલ અને બીજી મર્દાનગીભરી રમતોનો શિક્ષણક્રમમાં જ સમાવેશ હોય છે. ક્રિકેટને ત્યાં સ્થાન જ નથી, કારણ એમાં બહુ વખત નકામો જાય છે એમ તેઓ માને છે.

'નવચેતન' - નવેમ્બર - ૧૯૩૬ માંથી ] — તારાચંદ અડાલજા

# સમાચારસંગ્રહ

[૧] અમદાવાદ રિફ્રેશર કોર્સ • ૧૯૩૬ — ગૂજરાત અને કાઠિયાવાડની માધ્યમિક શાળાના શિક્ષકો માટે ઉત્તર વિભાગના એડયુકેશનલ ઇન્સ્પેક્ટર રાવસાહેબ ભૂપતરાય શાસ્ત્રીની પ્રેરણાથી નવેમ્બર તા. ૨ જી થી ૭ મી સુધી "રિફ્રેશર કોર્સની" યોજના કરવામાં આવી હતી. એમાં ગૂજરાત કાઠિયાવાડના લગભગ ૯૦૦ ભાઈબહેનોએ ભાગ લીધો હતો. આચાર્યશ્રી આનંદશંકર ધ્રુવે માધ્યમિક શિક્ષણની તલસ્પર્શી મીમાંસા કરતું પ્રારંભિક પ્રવચન કર્યું હતું. સપ્તાહ દરમિયાન નૂતનશિક્ષણ પદ્ધતિને અનુલક્ષીને જુદા જુદા વિષયો પર વ્યાખ્યાનો, નમૂનાના પાઠો અને ચર્ચાની યોજના કરવામાં આવી હતી.

'અંગ્રેજી'ના વિષય પર ઉત્તર વિભાગ અને મુંબઈની કન્યાશાળાઓનાં ઇન્સ્પેક્ટ્રેસ મિસ રૂસ્તમજીએ પોતાની વિશિષ્ટ શૈલી અને રસમય વાણીમાં આપેલાં વ્યાખ્યાનો પુષ્કળ વિગતોથી ભરેલાં હતાં. એ વિષયનાં શિક્ષણમાં કઈ કઈ ત્રુટીઓ છે તે એમણે નિરીક્ષક તરીકેના પોતાના અનુભવ પરથી નિઃસંકોચ રીતે બતાવી હતી. મધ્ય વિભાગના એડયુકેશનલ ઇન્સ્પેક્ટર શ્રી. એસ. આર. દેસાઈએ 'ગણિત'ના વિષય પરના વ્યાખ્યાનોમાં પોતાની લાક્ષણિક ઢબે ભૂમિતિની પ્રાથમિક બાબતો જેવી કે બિંદુ, રેખા, કોણ, વગેરેની ગૂઢ શબ્દોથી ભરેલી વ્યાખ્યાઓની ગોખણપદ્ધતિની યાદ આપી એ જ બાબતો કેવી રસપ્રદ અને નૈસર્ગિક રીતે શીખવી શકાય છે તે બતાવી ભૂમિતિના શિક્ષણ પર નવો જ પ્રકાશ પાડયો હતો. ઘણાઓનું માનવું છે કે માધ્યમિક શાળામાં શીખવાતા વિષયો વ્યવહારમાં નિરુપયોગી છે. જો યોગ્ય રીતે શીખવાય તો ભૂમિતિના વિષય પરત્વે એ માન્યતા તદ્દન ખોટી છે એમ તેમણે સાબિત કર્યું હતું. એમનાં વ્યાખ્યાનો માહિતીથી ભરેલાં અને બોધક હતાં. 'ઇતિહાસ'ના શિક્ષણ પરનાં મુંબઈ વિભાગના એડયુકેશનલ ઇન્સ્પેક્ટર શ્રી. ઘાટેનાં વ્યાખ્યાનોએ એ વિષય પરત્વે નવો જ દૃષ્ટિકોણ રજૂ કર્યો હતો. વાઇસરોયની નામાવલિ મોઢે કરનાર વિદ્યાર્થીને હિંદી રાષ્ટ્રીય મહાસભા ક્યારે શરૂ થઈ? ઈશ્વરચંદ્ર વિદ્યાસાગર ને રાનડે જેવાઓએ હિંદના સામાજિક જીવનમાં શો ફાળો આપ્યો છે? એમ પૂછો તો તે વિદ્યાર્થી મૂંગો ઊભો રહેશે. આવું આપણું ઇતિહાસનું શિક્ષણ! સમયાનુક્રમને બદલે વિષયાનુક્રમે જો ઇતિહાસ શિખવવામાં આવે તો આ પરિસ્થિતિ ટાળી શકાય એમ તેમણે સૂચવ્યું હતું. સ્વતંત્ર મન્તવ્યોથી ભરેલાં શ્રી. ઘાટેનાં વ્યાખ્યાનો એમનાં એ વિષયનાં સચોટ જ્ઞાનની પ્રતીતિ કરાવતાં હતાં. આ ઉપરાંત ભૂગોળ, સંસ્કૃત અને ગૂજરાતી, સ્વરશાસ્ત્ર, વિજ્ઞાન, બુદ્ધિમાપન તથા બાલમાનસશાસ્ત્ર ઉપર અનુક્રમે મિસ પોલ, ડૉ. દવે, શ્રી. દલાલ, રાવસાહેબ શાસ્ત્રી, શ્રી. હરભાઈ તથા રેવ. મેકગ્રેગર જેવા નિષ્ણાતોનાં વ્યાખ્યાનો થયાં હતાં.

બપોર પછીના સમયમાં મિસ રૂસ્તમજી, મિસ પોલ, મિસ વીરજી, શ્રી. ચન્દ્રવદન શાહ, શ્રી. દેરાસરી, ડૉ. દવે અને શ્રી. પરવા જેવા અનુભવી શિક્ષકોના નમૂનાના પાઠો રાખવામાં આવ્યા હતા. સવારે શિક્ષણના જે નવીન સિદ્ધાંતો વિષે વ્યાખ્યાનો સાંભળવામાં આવતાં તે સિદ્ધાંતો યથાશક્તિ અમલમાં મુકાયલા જોવાની આથી સુંદર તક મળી હતી. યોગ્ય તૈયારી તથા મિસ રૂસ્તમજી જેને શિક્ષકનો પ્રથમ ગુણ ગણાવે છે તે — હિંમત અને આત્મવિશ્વાસપૂર્વક રજૂ કરવામાં આવેલા આ પાઠો ફતેહમંદ નીવડયા હતા.

રાવસાહેબ શાસ્ત્રી, શ્રી. વી. એસ. ત્રિવેદી, શ્રી. અફ્રૂ, શ્રી. ઠાકોર અને શ્રી. હરભાઈએ અનુક્રમે 'પ્લાનિંગ એન્ડ ઓર્ગેનાઇઝેશન,' 'હોમવર્ક', 'એકઝમિનેશન્સ એન્ડ પ્રમોશન્સ,'

'એક્સ્ટ્રા-મુરલ-ઍક્ટિવિટિઝ' અને 'સુપરવિઝન ઍન્ડ ડિસિપ્લિન' ઉપર ચર્ચા ચલાવી હતી. શિક્ષણ સંબંધે શિક્ષકો વિચાર કરતા થાય એટલું જ નહિ પણ પરસ્પર વિચારોની આપ-લે કરે એ હેતુ આ ચર્ચાઓ દરમિયાન પાર પડેલો જણાતો હતો. શ્રી. અક્કડે હાલની પરીક્ષાઓનાં અસંગત અને બેહૂદાં પરિણામો વિષે પ્રમાણભૂત અને નક્કર માહિતી રજૂ કરી હતી, કે જે સામાન્ય શિક્ષક ભાગ્યે જ જાણી શકે છે. માધ્યમિક શાળાની હાલની પરીક્ષાપદ્ધતિની સુધારણા માટે તેમણે વર્ષમાં બેવાર અને દરેક વિદ્યાર્થીની બે જુદા જુદા પરીક્ષકોએ પરીક્ષા લેવી એમ સૂચવ્યું હતું. શ્રી. ઠાકોરે અભ્યાસક્રમેતર પ્રવૃત્તિઓની હિમાયત કરી હતી. વધુમતી એવી પ્રવૃત્તિઓની તરફેણમાં જણાતી હતી એ અવશ્ય એક શુભ ચિહ્ન હતું. પણ શાળાની મુલાકાતે આવનારને દશપંદર બાહ્યપ્રવૃત્તિઓ ચાલે એમ ગણાવી શકાય એટલા માટે નહિ, પરન્તુ એ પ્રવૃત્તિઓમાંથી વિદ્યાર્થી સંગીન લાભ ઉઠાવી શકે એ શુભ હેતુથી તે ચલાવવામાં આવશે એટલી ચેતવણી અસ્થાને નહિ ગણાય. શ્રી. હરભાઈ પોતે સ્વયં-શિક્ષણના હિમાયતી હોઈ, વ્યવસ્થા તો અંતરમાંથી ઊગી નીકળવી જોઈએ અને નહિ કે સજાના ભયથી ઉત્પન્ન થયેલી સ્મશાનશાંતિને વ્યવસ્થા ગણવી જોઈએ, અને એ સંજોગોમાં સુપરવિઝનની બહુ ઓછી જરૂર પડે એ વાત એમણે પોતાના વ્યાખ્યાનમાં જણાવી હતી. શ્રી. હરભાઈએ પોતાનું કથન ગૂજરાતીમાં રજૂ કર્યું હતું એ વિશેષતાની નોંધ લેવી ઘટે છે.

શ્રી. રાયચુરા અને શ્રી ગઢવીના દૂહા અને વાર્તા, કૅમ્પફાયર અને ફિલ્મ-શો, બાળાઓના મનરંજક પ્રયોગો, વિદ્યાર્થીઓનો નાટ્ય-પ્રયોગ, સહભોજન અને રાવસાહેબ શાસ્ત્રી તરફથી અપાએલો ઍટ-હોમનો મેળાવડો, વગેરેનો મનરંજક કાર્યક્રમમાં સમાવેશ થતો હતો. એ આખો કાર્યક્રમ ખૂબ આનંદદાયક હતો. પરંતુ નાટક તેમ જ સંવાદોના વસ્તુની પસંદગી શિક્ષકોના શિષ્ટ સમુદાયની અભિરૂચિને સંતોષે એવી થઈ હોત તો વધુ સારું એમ સખેદ કહેવું પડે છે.

મુંબઈ ઇલાકાના કેળવણી ખાતાના ડિરેક્ટર મિ. ગ્રીવની ગેરહાજરીમાં હંગામી ડિરેક્ટર મિ. મુસને હાથે સપ્તાહની પૂર્ણાહુતિ થઈ હતી. વ્યાખ્યાનો, નમૂનાના પાઠો, તથા ચર્ચા અને તેને માટે પ્રતિષ્ઠિત કેળવણીકારો, અનુભવી શિક્ષકો, અને વિદ્વાન ચર્ચા-પ્રમુખોની સુયોગ્ય વરણી, તથા મનરંજક કાર્યક્રમ, શિક્ષણસાહિત્યના બુક-સ્ટૉલો, પ્રદર્શન અને લગભગ નવસો શિક્ષકોની હાજરી—એ બધું જોતાં આખો કાર્યક્રમ ઘણો જ સફળ નીવડયો હતો એમ કહેતાં આનંદ થાય છે, અને એ સફળતા માટે વ્યવસ્થાપકોને અભિનંદન ઘટે છે. કાર્યક્રમને સફળ બનાવવા માટે આર. સી. હાઇસ્કૂલના આચાર્ય શ્રી. દલાલે લીધેલા પરિશ્રમની ખાસ નોંધ લેવી ઘટે છે. આવા સમારંભો દર વર્ષે જુદા જુદા જિલ્લાઓમાં યોજવામાં આવે તો જરૂર વધુ શિક્ષકોને લાભ થાય.

o

[૨] રાષ્ટ્રીય શિક્ષણસંમેલન, કરાડી—કરાડીના ભારત વિદ્યાલયના ચોગાનમાં તા. ૨૯ મી ઓક્ટોબર ૧૯૩૯ ને દિને 'એક જ દે ચિનગારી' ના મધુર ને ભાવવાહી ગીતથી ઉપર્યુક્ત સંમેલનની શરૂઆત થઈ હતી. ત્યારબાદ શ્રી. ગોકુળભાઈ ભટ્ટે પ્રમુખપદ માટે નિયુક્ત થએલા શ્રી. હરભાઈ ત્રિવેદીનો પરિચય કરાવ્યો હતો. પછી સંમેલનના ઉત્સાહી મંત્રી શ્રી. મણિભાઈ પટેલે પોતાનું નિવેદન [જે આવતા અંકમાં છપાશે] રજૂ કર્યું હતું. પછી શ્રી. હરભાઈ ત્રિવેદીએ પોતાનું વ્યાખ્યાન [જે આ અંકમાં અન્યત્ર છાપ્યું છે] વાંચ્યું હતું. સંમેલનમાં હાજર ન રહી શકેલા ભાઈઓના સંદેશા વંચાયા બાદ વિવિધ વિષયો પર ચર્ચા થઈ હતી. તેમાં શ્રી. ગોકુળભાઈ ભટ્ટ, શ્રી. દિલખુશ દીવાનજી, શ્રી. મયાશંકર, શ્રી. ચંદ્રભાઈ ભટ્ટ, શ્રી. છગનભાઈ, શ્રી. પટવર્ધન, વગેરે ભાઈઓએ ભાગ લીધો

હતો. રાષ્ટ્રીય શિક્ષણ કોને કહેવું, ગૂજરાત વિદ્યાપીઠે રાષ્ટ્રીય શિક્ષણના ઇતિહાસમાં આપેલો ફાળો, ઔદ્યોગિક કેળવણી, ગ્રામસેવકની કેળવણી, ગુરુકુળ પદ્ધતિ, વગેરે વિષયો પર ચર્ચા થઈ હતી. સંમેલને રાષ્ટ્રીય શિક્ષણની વ્યાખ્યા નક્કી કરી છે, ને કેટલાક ઠરાવો કર્યા છે, તે નીચે આપ્યા છે.

[૧] જીવનર ઘડનારા તત્ત્વોને શાસ્ત્રીય અવકાશ આપીને દરેક પ્રકારના મતાગ્રહોથી પર, રાષ્ટ્રને જરૂરી તથા ચિરંજીવ અને સંજોગવર્તી વિષયોનો અભ્યાસક્રમમાં સમાવેશ કરનાર, રાષ્ટ્રની કંગાલિયત અને બેકારીને લાવનાર શોષક તત્ત્વોને દૂર કરવા મથનાર, રાષ્ટ્રની ખાસિયતોને હમેશા નજર આગળ રાખનાર અને માનવમાત્રને સમાનતાના ધોરણ ઉપર લાવી મૂકી, શાંતિ, અહિંસા સંપ, સહકાર, અને સંતોષને પોષનાર તથા આજની સરકારી શિક્ષણપ્રથાથી તદ્દન સ્વતંત્ર એ રાષ્ટ્રીય શિક્ષણ. —પ્રમુખસ્થાનેથી

[૨] આ સંમેલન રાષ્ટ્રીય શિક્ષણસંઘની સ્થાપના કરે છે, અને રાષ્ટ્રીય શિક્ષણની વ્યાખ્યાને માન આપી વાર્ષિક લવાજમ ચાર આના આપનાર હરકોઈ વ્યક્તિ કે સંસ્થા સંઘના સભ્ય થઈ શકશે. —પ્રમુખસ્થાનેથી

[૩] સંઘના અને રાષ્ટ્રીય શિક્ષણના પ્રચારકાર્ય અર્થે મુંબઈના દૈનિકો પૈકી કોઈ અંકમાં જગા મેળવવા પત્રના વ્યવસ્થાપકો સાથે પત્રવ્યવહાર કરી નક્કી કરી લેવું, અને તે કાર્ય મંત્રીએ કરવું. —પ્રમુખસ્થાનેથી

[૪] પ્રાથમિક તથા માધ્યમિક શિક્ષણને માટે અભ્યાસક્રમો ઘડવા અને પાઠ્યપુસ્તકો સૂચવવા નીચેના સભ્યોની, સભ્યો વધારવાની સત્તા સાથે, સમિતિ નીમવામાં આવે છેઃ ૧ હરભાઈ, ૨ જુગતરામ દવે, ૩ શંકરદેવ વિદ્યાલંકાર, ૪ દેશાઈભાઈ પટેલ, ૫ ગોકુળભાઈ ભટ્ટ, ૬ જેઠાલાલ ગાંધી, ૭ મણિભાઈ પટેલ, મંત્રી. —પ્રમુખસ્થાનેથી

[૫] ત્યારબાદ નીચેનો લાંબો ઠરાવ ગોકુળભાઈ ભટ્ટ તરફથી રજૂ થયો હતોઃ

નીચેનાં ધોરણોને સમગ્રપણે સ્વીકારનારી કેળવણીની સંસ્થાઓ રાષ્ટ્રીય શિક્ષણસંસ્થાઓ ગણાશે.

(૧) સંપૂર્ણ સ્વરાજ્ય પ્રાપ્તિને સારુ ચાલતી પ્રવૃત્તિઓને અર્થે ચારિત્ર્યવાન, શક્તિસંપન્ન, સત્યાગ્રહી, અને કર્તવ્યનિષ્ઠ કાર્યકર્તાઓ તૈયાર કરશે.

(૨) સર્વ ધર્મો પ્રત્યે સમભાવ કેળવશે, ઊંચનીચના ભેદો ન રાખશે, સંપ્રદાયો અને મતાગ્રહોથી પર રહેશે તથા સર્વના ઉત્કર્ષની ભાવના પ્રસરાવશે.

(૩) રાજસત્તા સાથે કોઈ પણ પ્રકારનો સંબંધ નહિ રાખે તથા સ્વાતંત્ર્યપ્રાપ્તિ પછી પણ રાજસત્તાના દબાણ હેઠળ શિક્ષણક્રમ નહિ રહે; શિક્ષણક્રમમાં સ્વભાષાને પ્રધાનપદ અપાશે. રાષ્ટ્રભાષા હિંદુસ્તાનીને શિક્ષણક્રમમાં સ્થાન આપશે તથા વિદ્યાર્થીનાં શરીર તથા મનના વિકાસની દૃષ્ટિએ રાષ્ટ્રપોષક ઉદ્યોગોને, વ્યાયામ અને અંગમહેનતની તાલીમને આવશ્યક અંગ લેખશે.

(૪) ભારતવર્ષનો ઉત્કર્ષ શહેરો પર નહિ, પણ ગામડાં ઉપર અવલંબે છે તેથી કેળવણીનો ક્રમ ઘડવામાં ગ્રામવાસી જનતાની હાજતોને પ્રધાનપદ આપવામાં આવશે.

(૫) સહશિક્ષણમાં માનશે. પરીક્ષા, હરીફાઈ, જેવી વિકાસઘાતક નીતિમાં ન માને, તથા વિદ્યાર્થીના વ્યક્તિગત વિકાસની કાળજી રાખશે.

[ આ કલમ બે વિરોધ મતે પસાર થઈ હતી ]

(૬) અન્યાય, અસત્ય, તથા અત્યાચારને તાબે ન થનાર પ્રાણવાન, તેજસ્વી, ને આત્મવિશ્વાસી વિદ્યાર્થી તૈયાર કરશે.

ઉપરનો ઠરાવ ભલામણરૂપે સર્વ સંસ્થાઓને મોકલવો અને તેમનો અભિપ્રાય આવ્યા પછી નીચેની સમિતિએ પોતાની ભલામણ સાથે સંમેલનની બીજી બેઠકમાં રજૂ કરવો.

૧ શ્રી. ગોકુળભાઈ ભટ્ટ, મુંબઈ
૨ શ્રી. હરભાઈ ત્રિવેદી, ભાવનગર
૩ શ્રી. જુગતરામ દવે, બારડોલી
૪ શ્રી. નરહરિભાઈ પરીખ, અમદાવાદ
૫ શ્રી. શ્રીકાંત દાહોદ
૬ શ્રી. મણિભાઈ પટેલ, કરાડી
૭ શ્રી. દેસાઈભાઈ પટેલ, નડિયાદ
૮ શ્રી. ચંદ્રભાઈ કા. ભટ્ટ, અમદાવાદ
૯ શ્રી. પ્રભુલાલ ધોળકીયા, કચ્છ–મંજલ
૧૦ શ્રી. કેશુભાઈ દેશી, કરાંચી
૧૧ શ્રી. છગનભાઈ પટેલ, ગંભીરા
૧૨ શ્રી. આચાર્ય ચન્દ્રકાન્ત, સોનગઢ
૧૩ શ્રી. શંકરદેવ વિદ્યાલંકાર, સૂપા

## [૩] મુંબઈ ઈલાકાના માધ્યમિક શિક્ષકોની પરિષદ:

મુંબઈ ઈલાકાના માધ્યમિક શિક્ષક સંઘના આશ્રય હેઠળ ઉપર્યુક્ત પરિષદનું અગિયારમું અધિવેશન ડિસેમ્બરની તા. ૨૮ થી ૩૦ સુધી મુંબઈમાં યુનિવર્સિટી કૉન્વોકેશન હૉલમાં મળશે.

**અધિકારીઓ**

| | |
|---|---|
| પરિષદના પ્રમુખ: | શ્રી. વી. એન ચંદાવરકર, બી. એ., બાર–એટ–લૉ; મુંબઈ વિદ્યાપીઠના વાઇસ ચાન્સેલર |
| માધ્યમિક શિક્ષકસંઘના પ્રમુખ: | રેવરન્ડ ડૉ. જે. મેકેન્ઝી, એમ. એ., ડી. ડી. પ્રિન્સિપલ, વિલ્સન કોલેજ, મુંબઈ |
| સ્વાગતાધ્યક્ષ: | મિ. આર. કે. મર્ઝબાન, બી. એ. પ્રિન્સિપલ, ભરડા ન્યૂ હાઇસ્કૂલ, મુંબઈ |
| સામાન્ય મંત્રી: | મિ. સી. એ. ક્રીસ્ટી, બી. એ., બી. ટી. રૉબર્ટ મની હાઇસ્કૂલ, મુંબઈ |
| વધારાના મંત્રી [ સ્વાગત સમિતિએ પરિષદ માટે નિમેલા ] | શ્રી. બી. એન વૈદ, બી. એ., બી. ટી. પ્રિન્સિપલ, કિંગ જ્યૉર્જ ઇંગ્લીશ સ્કૂલ, દાદર |

**કાર્યક્રમ**

**સોમવાર, તા. ૨૮–૧૨–૩૧**

સવારે

૮–૪૫ મુંબઈ ઇલાકાના માધ્યમિક શિક્ષકસંઘની કાઉન્સીલની બેઠક (કાઉન્સીલના સભ્યો માટે જ)—પ્રમુખ, ડૉ. મેકેન્ઝી

૯–૪૫ પરિષદની બેઠકની શરૂઆત:
(૧) શિક્ષકસંઘના પ્રમુખનું પ્રારંભિક વ્યાખ્યાન
(૨) પરિષદના પ્રમુખની ચૂંટણી
(૩) સ્વાગતાધ્યક્ષનું ભાષણ
(૪) પરિષદના પ્રમુખનું વ્યાખ્યાન
(૫) પ્રદર્શનની ઉદ્‌ઘાટન ક્રિયા

બપોરે
૩–૧૫ મુંબઈની ટ્રેઈનીંગ કોલેજના પ્રોફેસર મિસ. એસ. પનાન્દીકર, એમ. એ., એમ. લિટ્ (કેન્ટબ) 'Attainment Standards in Language and Number' ના વિષય પરનું નિબંધવાચન
૪–૧૫ વિરામ
૪–૪૫ મુંબઈની ફેલોશીપ સ્કૂલના પ્રિન્સિપલ શ્રી શંકરપ્રસાદ શુકલ, એમ. એ., ટી. ડી., બાર–એટ–લૉ, નું 'The Functions of High School Education with reference to the University and with reference to Life' ના વિષય પરનું નિબંધવાચન

મંગળવાર, તા. ૨૯–૧૨–૩૧

સવારે
૮–૩૦ કાઉન્સીલની બેઠક (આવશ્યક હોય તો)
૯–૧૫ રીગલ થિયેટરમાં મુંબઈની સેકન્ડરી ટ્રેઈનીંગ કૉલેજના પ્રિન્સિપલ મિ. એસ. એસ. કેમેરોન, એમ. એ., નું 'Specialist Teachers' ના વિષય પરનું નિબંધવાચન
૧૦–૧૫ એજ સ્થળે શ્રી. કે. બી. દીક્ષિતનું 'Cinema in Education' ના વિષય પર નિબંધ વાચન (ત્યારબાદ કેળવણીવિષયક ફિલ્મો બતાવવામાં આવશે.)

બપોરે
૩–૩૦ મુંબઈ અને ઉત્તરવિભાગની કન્યાશાળાના ઇન્સ્પેક્ટ્રેસ મિસ રૂસ્તમજી એમ. એ. (કેન્ટબ) નું 'Radio and Gramophone as Educational Equipments' ના વિષય પર નિબંધવાચન
૪– ૦ વિરામ
૪–૩૦ પરિષદની ખુલ્લી બેઠક — ઠરાવો
૭– ૦ મનોરંજક કાર્યક્રમ

બુધવાર, તા. ૩૦–૧૨–૧૯૩૧

સવારે
૯–૧૫ મિસ એમ. કે. ડેવીસનું 'The Need for a Special School for the mentally defective children in the Bombay Presidency' ના વિષય પર નિબંધવાચન
૧૦–૧૫ મુંબઈના રોયલ ઇન્સ્ટીટ્યૂટ ઑફ સાયન્સના પ્રિન્સિપલ ડૉ. ટી. એસ. વ્હીલર, પીએચ. ડી. નું 'General knowledge in Education' ના વિષય પર નિબંધવાચન.

બપોરે
૧ થી ૨–૩૦ તારદેવના 'ફિલ્મ સીટી' ની મુલાકાત
૩–૦ સોલાપૂરની હાઈસ્કૂલના પ્રિન્સિપલ મિ. એન. એસ. ગોડબોલે, એમ. એ., બી. ટી. નું 'Problems of Children of Different Mental Calibres in one Standard' ના વિષય પર નિબંધવાચન.
૪–૦ વિરામ
૪–૩૦ પરિષદની ખુલ્લી બેઠક – પ્રમુખનો ઉપસંહાર

# પ્રાસંગિક નોંધ

## શિક્ષણ સપ્તાહની અગત્ય

શિક્ષકોની પરિષદો ઉપરાંત હાલ થોડા વખતથી આ ઇલાકામાં શિક્ષણસપ્તાહો યોજવાની સ્તુત્ય પ્રવૃત્તિ જોશભેર ઉપાડી લેવામાં આવી છે. પરિષદ અને શિક્ષણસપ્તાહનો ઉદ્દેશ તદ્દન જુદો છે. શિક્ષકનો મોભ્ભો, સમાજમાં તેનું સ્થાન, શાળાના માલિકો ને સંચાલકો તથા કેળવણી ખાતા સાથે તેનો સંબંધ, માધ્યમિક કેળવણીના અભ્યાસક્રમો, પરીક્ષા ને નીતિ મુકરર કરતી કેળવણી ખાતા કે વિદ્યાપીઠ જેવી સંસ્થાઓમાં તેમનું સ્થાન, તેમનો પગાર, પ્રોવિડન્ટ ફંડ, પેન્શન, હકની રજાઓ, કામનું ધોરણ, તેમની વિવિધ ફરિયાદો ને તે દૂર કરવાના ઉપાયો—આવા વિષયોની મોટે ભાગે પરિષદમાં છણાવટ થાય છે. એક ધંધાદારી વર્ગ તરીકેની શિક્ષકોની એકતા જળવાઈ રહે એ માટે આ ચર્ચા અનિવાર્ય છે અને શિક્ષણના કાર્યમાં રોકાએલા ભાઈબેનોનું સમૂહગત હિત રક્ષવા તેમ જ આગળ ધપાવવામાં આવી પરિષદો મોટો ફાળો આપે છે. આ પરિષદોમાં જો શિક્ષકસમુદાયનો સમગ્ર અવાજ ચોક્કસપણે રજૂ થતો હોય, અને આ પરિષદોના નિર્ણયોને માન આપવાની આપણા શિક્ષકસમાજમાં તમન્ના હોય તો અત્યારે શિક્ષકોની સમાજમાં, સરકારમાં, શાળાના તંત્રમાં, વિદ્યાપીઠમાં જે અવગણના થાય છે, તેમના અનુભવસિદ્ધ વિચારોને શિક્ષણની નીતિના ઘડતરમાં જે સ્થાન મળવું જોઈએ તે મળતું નથી, ને તેમની માગણીઓ પાછી ઠેલાય છે, તે વિષદ પરિસ્થિતિ થોડા સમયમાં બદલી શકાય.

આમ જ્યારે પરિષદનો હેતુ સંઘબળ ખીલવીને સમાજમાં ને કેળવણીની સંસ્થાઓમાં શિક્ષકો માટે તેમનું યોગ્ય સ્થાન પ્રાપ્ત કરવાનો છે ત્યારે શિક્ષણસપ્તાહનો હેતુ તેમના રોજના કાર્ય માટે ચોક્કસ દિશાસૂચન કરવાનો છે. આપણે ત્યાં ઘણા શિક્ષકોએ તો પોતાના કાર્ય માટે પોતે મેળવેલી કેળવણી સિવાય બીજી કશી તાલીમ લીધી હોતી નથી. બાકી રહેલામાંના ઘણા મોટા ભાગે કેળવણીખાતા તરફથી લેવાતી પરીક્ષા પસાર કરીને કેળવાએલા શિક્ષક હોવાનો સંતોષ માન્યો હોય છે. જે અત્યંત નાનો શિક્ષકવર્ગ મુંબઈ કે કોલ્હાપૂરની ટ્રેઇનીંગ કૉલેજોમાં એક વર્ષ ગાળીને તાલીમ મેળવે છે તેને પણ ઘણું શીખવાનું–જાણવાનું બાકી રહે છે. આપણા ઇલાકાના એક નિરીક્ષકભાઈએ એક વેળા કહ્યું હતું તેમ બી. ટી. ની ડીગ્રી મેળવનાર શિક્ષકોએ પરીક્ષામાં ૪૦, ૫૦ કે ૬૦ ટકા માર્કસ મેળવીને એટલે દરજ્જે પોતાના ધંધા માટે લાયકાત મેળવી હોય છે; પરંતુ પૂરેપૂરી લાયકાત મેળવવામાં જે ઊણપ હોય છે તે તેમણે ટ્રેઇનીંગ કૉલેજોમાંથી પાછા ફર્યા બાદ પૂરી કરવાની છે. અત્યારે તો ઘણી વાર એવું બને છે કે અસંગત વાતાવરણને લીધે, પોતાનાં આળસ કે બેદરકારીને લીધે કે પ્રગતિમાન રહેવાની ધગશના અભાવને લઈને તાલીમ પામેલા શિક્ષકોમાંનો મોટો ભાગ ટ્રેઇનીંગ કૉલેજોમાં જે મેળવ્યું હોય તે ધીમે ધીમે વીસરતો જાય છે. જો તાલીમ પામેલા શિક્ષકો માટે આ સાચું હોય તો અધકચરી તાલીમનું પ્રમાણપત્ર પામેલા શિક્ષકો માટે એ વધારે પ્રમાણમાં સાચું છે. આવા શિક્ષકો અને તદ્દન બિનકેળવાએલા શિક્ષકો નૂતન શિક્ષણપ્રવાહોથી માહિતગાર રહે, દેશપરદેશમાં યોજાતી વિવિધ શિક્ષણપદ્ધતિઓ ને કેળવણીવિષયક અખતરાઓનો તેમને સતત પરિચય રહે, જુદા જુદા વિષયો શીખવવાની કળાને સુસાધ્ય બનાવવા માટે સફળ મનાએલી યુક્તિઓનો ઉપયોગ

કેમ કરવો તેનું પ્રત્યક્ષ દર્શન તેઓ કરે તો એક નદીની જેમ તેમની શિક્ષણપ્રવૃત્તિમાં નવીન વિચારો, રૂપી નિર્મળ જળ નિરંતર વહ્યા કરે ને તેઓ પ્રગતિમાન રહી શકે.

આ હેતુ પર પાઠવાનો શિક્ષણસપ્તાહોનો ઉદ્દેશ હોવો જોઈએ. નવેમ્બર માસની શરૂઆતમાં બૃહદ્ ગૂજરાતના શિક્ષકો માટે અમદાવાદમાં યોજાએલા શિક્ષકસપ્તાહના સંચાલકોએ પોતાનો કાર્યક્રમ ગોઠવતી વેળાએ આ હેતુ તરફ દુર્લક્ષ નહોતું દાખવ્યું તે માટે તેમને અભિનંદન ઘટે છે. લગભગ નવસો શિક્ષકોએ આ સપ્તાહમાં ભાગ લીધો તે સ્વયંપ્રેરિત ઉત્સાહને આભારી હોય તો આપણા ઉજ્જ્વલ ભાવિનું એ અવશ્ય એક શુભ ચિહ્ન જ ગણાય. આવી મોટી સંખ્યાને આપણા ઉત્સાહનું પ્રતીક ગણીને આપણે ગર્વ લઈએ તો પણ અમારે એટલું તો કહેવું જોઈએ કે આવડા મોટા સમુદાયને આ સપ્તાહના કાર્યક્રમનો સર્વાંશે જે લાભ મળવો જોઈએ તે સ્વાભાવિક રીતે જ મળી શક્યો નથી. સંચાલકોએ આવા મોટા શિક્ષકસમૂહની જરૂરિયાતોને પહોંચી વળવા માટે પ્રશંસનીય વ્યવસ્થા રાખી હતી; છતાં નમૂનાના પાઠો—જે આવા સપ્તાહનું મુખ્ય અંગ છે—માં શું થયું તે ઘણો મોટો ભાગ જોઈસાંભળી શક્યો ન હતો.

આ ક્ષતિનો ઉલ્લેખ કરીને અમે આ ઇષ્ટ પ્રવૃત્તિને ઉતારી પાડવા માગતા નથી. આખા બૃહદ્ ગૂજરાત માટે આવું સપ્તાહ યોજવાની હામ ભીડવા બદલ ઉત્તર વિભાગના નિરીક્ષક રાવસાહેબ ભૂપતરાય શાસ્ત્રીને તેમ જ સપ્તાહના સહમંત્રી શ્રી. બાપાલાલ દલાલને ધન્યવાદ ઘટે છે. આ સપ્તાહમાં ભાગ લેનાર દરેક વ્યક્તિને તેની ઉપયોગિતાનો પ્રત્યક્ષ ખ્યાલ આવ્યો હવે એમ અમે માનીએ છીએ. જો તેમ થયું હોય તો ઉપર જે મુશ્કેલી વર્ણવી છે તેનો ઉકેલ બહુ સહેલો છે. બૃહદ્ ગૂજરાતનો વિસ્તાર એટલો વિશાળ છે, તેમાં કામ કરતા શિક્ષકો—ખાસ કરીને બિન કેળવાએલા શિક્ષકો—ની સંખ્યા એટલી મોટી છે, કે તેને માટે એક સ્થળે યોજાએલું એક સપ્તાહ બસ નથી. નાના પાયા પર આવાં સપ્તાહો દરેક જિલ્લામાં, દરેક મોટા શહેરમાં, અવારનવાર યોજાવાં જોઈએ એમ અમે માનીએ છીએ. એમાં હાજર રહેનાર શિક્ષકોની સંખ્યા જો ૧૫૦ કે ૨૦૦ સુધીની રાખવામાં આવે તો તેમને એનો પૂરેપૂરો લાભ મળે. અમને ઉમેદ છે કે દરેક જિલ્લાના ઉત્સાહી શિક્ષકો આવાં સપ્તાહો યોજવા માટે ભેગા મળી વ્યવહારુ યોજના ઘડી કાઢશે, ને તેને અમલમાં મૂકશે.

## — વાચકોને —

▲ 'નૂતન શિક્ષણ'ના બીજા વર્ષના પહેલા અંકની બધી નકલો ખલાસ થઈ ગઈ છે, એટલે અમે કેટલાક નવા ગ્રાહકબંધુઓને તે મોકલી શકતા નથી. આ માટે તેઓ અમને દરગુજર કરશે એવી આશા છે.

▲ નવેમ્બર–ડિસેમ્બરના આ સંયુક્ત અંકમાં કેટલાક અનિવાર્ય સંયોગોને લીધે અમે ૬૪ ને બદલે ૫૬ પાના જ આપી શકયા છીએ. બાકીના આઠ પાના જાન્યુઆરીના અંકમાં વધારે આપવામાં આવશે. સ્થળસંકોચને લીધે 'પુસ્તક પરિચય' નો વિભાગ પણ મુલતવી રાખવો પડ્યો છે.

—વ્યવસ્થાપક